# નર્મ કવિતા.

(કવિ નર્મદાશંકર લાલશંકરની સંપૂર્ણ કવિતાનો સંગ્રહ.)

બે ગ્રંથમાં—ગ્રંથ ૧ લો.



જયશંકર નર્મદાશંકર લાલશંકરે

છપાવી પ્રસિદ્ધ કીધી.

આવૃત્તિ ત્રીજી.

મુંબઈ

"ગુજરાતી" પ્રેસ સીરીઝ.

૧૮૮૮

બંને ભાગની કિમ્મત રૂ [illegible]

૨૪૫

કવિતાનાં ભણવાંથકી, મનરંજન થઈજાય;
નીતિવાત મનમાં ઠસે, અચ્યુતઓળખ થાય.—

ધર્મનીતિના જ્ઞાનથી, અહિં ને તહિં સુખ થાય;
સર્વ વિઘ્ન આઘાં ખસે, મનમળ નિકળીજાય.—૨.

વિદ્યા ઘરસુધરાઇ ને, સ્વદેશનૂં અભિમાન
આણે સુખસંપત બહૂ, ઝટ દેશમાં જાણ.—

પ્રીતીથી કુમળૂં બને, હેડૂં ટેક અણાય;
વિવિધ વિષય અનુભવ વધે, સારાસાર જણાય.—

---

રચના રૂડી છંદમાં, તે કવિતા નવ હોય;
અર્થચમત્કૃતિચિત્ર તે, કવિતા;—રસથી સ્હોય.

# પ્રસ્તાવના.



નર્મકવિતાને પ્રસ્તાવનાની જરૂર શી? પ્રસ્તાવના, એટલે ગુણપરિશ્રમાદિક સંબંધી જે પૂર્વકથની, તે તો નવાયા પુસ્તકને માટે હોય. પ્રસિધ્ધ પુસ્તકોનું નામ એજ તેની પ્રસ્તાવના છે. સોનાને રસવું શું, અને સૂર્યને ઓળખાવવો શો? એ તો ક્યારનું સર્વાનુમતે સિધ્ધ થઈ ચૂક્યું છે કે આ ાનાં કવિ તે એજઃ—નર્મદાશંકર અને દલપતરામ. આ સંસે કરનારા તો જોઇએ તેટલા છે, અને તેમાં થોડાક સારા ણ છે, પરંતુ જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ સર્વે ગુજરાતીના મનમાં આ બેમાંનાજ કોઇએકની થાય છે. તના આ છેડાથી પેલા છેડા સુધી અને બાળ કે યુવાથી ર્યંત સર્વેને જાણીતા એવા તો આ જમાનાના કવિ એજ બે બંનેની પ્રસિદ્ધિમાં ફેર હશે, બંનેની પરસ્પર ગણનામાં દ છે, અને વખતે એકથી મોહિત જનો બીજાને દોષ- ઠેરવવા મથતા હશે, તોપણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને તો ને આ જમાનાની કાવ્ય મૂર્ત્તિના પ્રતિબિંબ રૂપે સમાનજ માલમ પડે છે. દેશ કાળથી પર એવી જે સામાન્ય કવિ ગુના તે તો એ બંનેની હવે પછીના જમાનામાં યથાર્થપણે રંતુ જો એ બંનેની શૈલીનું કાંઈ પ્રથક્પણે સ્વરૂપ જા દ નો મિથ્યા ખેંચાખેંચ કોઇને રહે નહિ.

પહેલ — આ જીવનનીરૂપણ ગ્રંથકાર તરીકેનુંજ અને તે પણ લખાણમાં આવેલી હકીકતોનો લગભગ બધો આધાર ૧૮૬૬ "માં મારી હકીકત" એ નામે સ્વજીવન

રતખંડમાં સર્વ ઠેકાણે જમાનાની ઝોક ધર્મ સંરક્ષણ તરફ દેખાયં
`તેની અસર પણ ગુજરાત ખાતે પેહેલ વેહેલી નાજુક પારદ-
ંત્રની (BAROMETER) પેઠે નર્મદાશંકરનાજ અંતઃકરણ ઉપર થઇ;
મને તે થઇ એટલે એણે પોતાનું મતાંતર જાહેર કરવામાં કાંઇપણ
મોટી લજ્જા ન રાખતાં, તે દૃષ્ટિએજ દેશહિતના વિચાર પ્રબોધ-
ારામાં અગ્રણી પદ ધારણ કર્યું. ટુંકામાં આ જમાનાની, એટલે
ાછલા ત્રીશ પાંત્રીશ વર્ષમાં ગુર્જર મંડળના ચિન્મય આકાશમાં
જે લીલાઓ થઇ છે તેની ખરેખરી મૂર્ત્તિ નર્મદાશંકર છે.
ાર્મદાશંકરનેજ આ કાળની સમયમૂર્ત્તિ અમે ગણીએ છિયે.

આવો સમયમૂર્ત્તિ પુરૂષ જો કવિ હોય છે, તો તેનાં કાવ્યમાં સમયનું સર્વાંગ ચિત્ર તેના વિવિધ રંગ, પ્રકાશ ને છાયા સહિત ાવી જાય છે. નર્મકવિતા આવી જાતનું પુસ્તક છે, અને તેથી તે ટલું મસ્ત શ્રૃંગારના ભોગીને તેટલુંજ ઉછળતા સુધારકને, અને ેટલું ઉછળતા સુધારકને તેટલુંજ વિચારતવંત દેશ હિતૈષીને પ્રિય . સ્વાતંત્ર્ય તથા દેશભક્તિનું મસ્તપાન કરવાનું તો આખા ર્જર કાવ્ય પ્રદેશમાં આજ વિરલું સ્થળ છે.

આવી અનેક રસમય, અનેક ગુણમય, ને આ જમાનાના ંતરાત્માની પ્રત્યક્ષજ આરસી તેનો તે પ્રસ્તાવ અમે શું કરીએ? ંચો, એનો રસ ચાખો, ઉચ્ચ વૃત્તિએ ખીલવો, ને નર્મદ કવિની શાભિમાન રૂપી અમૂલ્ય પ્રસાદી પામી "ભવ રણમાં પ્રેમ શૌર્યથી મો!" તથાસ્તુ!

# કવિજીવન.*

## (લખનાર નવલરામ લક્ષ્મીરામ.)

### દુહા.

હે! નર્મદ! મમ મિત્ર! તુજ કરૂં શ્રાદ્ધ હું આજ!
લે! અર્પું યશ અંજલી—પિતૃ લોક પ્રિય ખાજ.

શ્રદ્ધાથી સંભારવા, ગંભિર થઇ ગત જંન,
તેનું નામજ શ્રાદ્ધ છે, બુદ્ધિ શુદ્ધિ સાધંન.

શ્રાદ્ધ મિત્રનું શાસ્ત્રમાં, લખી ગયા રસ જાણ,
સહજ સ્વભાવે આજ હું કરૂં છું તે નિર્વાણ.

પિંડદાન, જલદાન, એ આદિક વિધિ વિવિધ;
તથાપિ પંડિત શ્રાદ્ધમાં યશાંજલી જ ઉચિત.

કવિ નર્મદાશંકરનો જન્મ સુરત શહેરમાં સંવત ૧૮૮૯ ના ભાદરવા શુદ દશમને શનિવારે, એટલે, ઇસવીસન ૧૮૩૩ ના ૨ મહીનાની ૨૪ મી તારીખે વાહાણાના પહોરમાં સૂરજ ઉગતાં થયે એમના બાપનું નામ લાલશંકર પુરૂષોત્તમ દવે હતું, અને તે જ્ઞાતે વાસી વડનગરા નાગર બ્રાહ્મણ હતા.

દવે લાલશંકરની સંસારીસ્થિતિ મધ્યમપણે સારી હતી, તેઓ ખાતાપીતા અને નાતજાતમાં સારા કહેવાતા હતા. તેમને વેદાભ્યાસ તથા સંસ્કૃત ભાષાનું પણ સાધારણ જ્ઞાન હતું, પરંતુ યકવૃત્તિ ન કરતાં પોતાનો નિર્વાહ પોતાના બાપનું લહીઆતુંજ કા ને ચલાવતા. કર્નલ જર્વિસના ઉપરીપણા હેઠે નિશાળોને વાસ્તે

---

*આ જીવનનિરૂપણ ગ્રંથકાર તરીકેનુંજ અને તે પણ સંક્ષેપમાં લખાણમાં આવેલી હકીકતોનો લગભગ બધો આધાર કવિએ પોતાના ૧૮૬૬ "માં મારી હકીકત" એ નામે સ્વજીવન [illegible] કરે છે. દેશી માસ્તરોમાં

ગ્રંથો શીલા છાપથી મુંબઇમાં છપાતા હતા તેમાં એ ૩૦ રૂપિયાને લખવા ઉપર કેટલાંક વર્ષ સુધી હતા, અને પછીથી મુંબાઇની સદર નમાં ૧૫ થી ૩૦ સુધીની કારકુની ઉપર પોતાનો જન્મારો પૂરો હવે લાલશંકરની રીતભાત પ્રતિષ્ઠિત, પ્રેમી ને શાણી હતી. એ માં કુશળ, અને સ્વભાવે ઉદ્યોગી તથા સંતોષી હતા. સદર અદા-હતા ત્યારે આડે રસ્તે પાઇ પણ મેળવવાની કાંઇ દાનત ન રાખતાં રીતે પોતાનું જે પુસ્તકો લખવાનું મૂળ કામ તેજ કરીને પોતાની માઇમાં વધારો કરતા. એ ગાઈ જાણતા, અને શામળભટની ા પહેલ વહેલી બાપુ હરશેઠે બહાર પાડી તેને તે કામની પ્રેરણા તથા પુસ્તકો આણી આપનાર આ નર્મદ કવિના પિતાજ હતા. કવિની માનું જન્માક્ષર નામ નવદુર્ગા, પણ તેને સૌ નાની તથા રૂકમણીવહુ કહેતા. એને લખતાં વાંચતાં, ભરતાં શીવતાં, ને ાતાં સારૂં આવડતું, અને તે ઘર કામમાં કુશળ, સુઘડ, ઉદ્યોગી, સમજનારી, તથા સંતોષી હતી. એનો સ્વભાવ ગરીબ, મળતા-ા દયાળુ હતો. કવિ લખે છે કે "એને પોતાનાં ગરીબ સગાંની ાઝ હતી, ને વેળાએ વેળાએ તેઓને લૂગડાં વિગેરે આપી મદદ એ એકલી પડતી ત્યારે પોતાનાં મરી ગએલાં વાહલાંને સંભારી એને પૂજા પાઠનું બહુ ગમતું હતું—કોઇ માગનારને ભીખ આપ્યા ાછું કાઢતી નહિ." આવી કોમળ પ્રકૃતિ છતાં એ પોતાના છોકરાને રાખવા ઘણી ખંતી હતી, કેમકે બાપનો તો છેવટની ધી પોતાના પુત્રની ઉપર એટલો બધો પ્યાર હતો કે તેને કદી ગુ કહેતા નહિ.

ાકમાં રાખવાની જરૂર પડે એવી આ કવિની બાળપણમાં તો પ્ર-નહોતી. પોતે લખે છે કે "નાનપણમાં મારી તબિયેત ધિકા મસ્તી ાકાની નહીં, પણ ઠાવકી; તોપણ મરજી સુજબ ન થયેથી મીંઢો ણામાં ભરાઇ ધીમે ધીમે રડયા કરૂં તેવી ખરી—ચ્હીડીને હાથ પગ તેવી નહી. હું માબાપ સિવાય બીજા કોઇને દેખું કે શરમાઇ અથવા માની સ્હોડમાં ભરાઈ જતો; બ્હીકણ પણ હતો."

એટલે તે ખરૂં, પણ બાકી નર્મદાશંકરનેતે

કારણ મુંબાઇમાં બાળકો ભેળાં મેદાનમાં રમવાનું થોડુંજ, એ હશે એમ અમને લાગે છે. કવિ લખે છે કે "નાહનપણમાં છોકરાઓમાં હું ઘણું રમ્યો નથી. સુરતમાં વેળાએ હું છોકરાઓના ટોળામાં જતો ખરો, પણ રમતમાં સામેલ ન થતાં આઘો રહી જોયાં કરતો." મુંબઇમાં ઉછરેલા છોકરા સુરત આવે છે, ત્યારે આવોજ દેખાવ બહુધા આપે છે. વળી લખે છે કે "મને જન્મથી રમવા ઉપર ઘણો શોખજ નહિ–" એ અમને આબેહુબ ખરૂં લાગે છે, કેમકે આતો અમારા અનુભવની વાત છે કે કવિ મોટપણે જે વેળા લાલાઇને માટે લોકની બત્રીશીએ બહુજ ચડ્યા હતા તે વેળાએ પણ એની વૃત્તિ મિત્ર મંડળમાંએ રમતીઆળ નહિ, પણ ગંભીર, આતુરતાભરેલી, અને વિચારવંતજ દેખાતી. તે છતાં જો તે વેળા નિશાળોમાં "ક્રિકેટ" ને "ફૂટ બૉલ" જેવી ઉત્સાહી તથા સ્પર્ધાની રમતો હોત તો આ બાળ કવિ તેમાં ઘૂમ્યા વિના રહેત નહિ એમ અમને લાગે છે. રમતો, જે શરીર કેળવણીનું મોટું સાધન છે, તે આ કારણોથી નર્મદાશંકરને બાળપણમાં મળી શકી નહિં, પણ એણે સમજીને કિશોરાવસ્થામાં ડંડ મુગદળનો કાંઇક અભ્યાસ કર્યો હોય એમ એના બાંધા ઉપરથી તો જણાતું હતું. કવિનું કાઠું મધ્યમ પણ ભરેલું અને કસાએલું હતું, અને એનું ઉછળતું લોહી એજ ઘણા એના ચાંચલ્યનું કારણ અમે સમજીયે છિયે. કવિનું શરીર બાળપણથી નિરોગી હતું–માત્ર સાતમે વર્ષે છએક મહીનાનો મોટો પંછાડો ખાધો હતો.

પાંચ વર્ષની ઉમર થઇ કે આ બાળકવિને ગામઠી નિશાળે બેસાડયો. ત્યાં આંક વિગેરે ભણી રહ્યો, કે સરકારી નિશાળે મૂકયો. અહિંયાં સાડાત્રણ વર્ષે ગુજરાતી અભ્યાસ બધો પૂરો કરી બાર વર્ષની ઉમરે પ્રોફેસર હાર્કનેસના મોંઢાગળ પરીક્ષા આપી એલ્ફિન્સ્ટન સ્કૂલમાં એ દાખલ થયો. જાણવું જોઈએ કે નર્મદાશંકરનો જન્મ સુરતમાં થયલો, પણ મુંબાઇ નોકરી હોવાથી એ ત્યાંજ ઉછર્યા તથા કેળવાયા હતા. વાથી પ્રસંગોપાત્ સુરત પણ બે માસ આવવું જવું થતું, પર: નિવાસ મુંબઇમાંજ.

કવિ નોંધે છે કે "સને ૧૮૪૫ ની ૬ઠી જાનેવારીએ હું મારી વરસને ૪ મહિનાની ઉમરે ઇંગ્રેજી સ્કૂલમાં દાખલ થયો." પોતાના બધ માસ્તરોનું વર્ણન કવિ સ્નેહભાવથી કરે છે. દેશી માસ્તરોમાં કોઇ

મનજી પેસ્તનજી માસ્તર જે હાલ વિલાયતમાં વેપારી ખાતામાં છે," શિક્ષણકળા અને સારા સ્વભાવનાં ખાસ વખાણ કર્યાં છે. એ વેળા ...સ્ટન સ્કૂલના ઉમેદવાર વર્ગમાં ચાર પાંચ ઈંગ્રેજી માસ્તરો જુદા વિષયો શીખવતા, અને તે બધા નર્મદાશંકરના અભ્યાસથી રાજી મિ૦ ગ્રેહામ જે સુરત સ્કૂલના હેડમાસ્તરની જગોએ પછીથી આવી વિદ્યા ને બુધ્ધિ તેમજ મિજાજને માટે આખા ગુજરાતમાં હજી ર છે, તેનો પણ નર્મદાશંકરને કોઇ દહાડો માર ખાવો પડયો નહોતો. કારણ એકે અક્ષરગણિત ને ભૂમિતિ જે મિ૦ ગ્રેહમના વિષય હતા, નર્મદાશંકરની બુધ્ધિ સારી ચાલતી. સાક્ષરત્વના શોખવાળા ઘણી વખત ત શાસ્ત્રોનો અનાદર બતાવી પોતાની મેળે મિથ્યા માન માની લેછે, કવિ નર્મદાશંકર તો લખે છે કે, "અંગ્રેજી ભાષાની ચોપડીઓ વાંમને જે હોંશ ને આનંદ થતાં તે, મને બીજગણિતનાં સમીકરણો તાં ને ભૂમિતિના સિદ્ધાંતો કરતાં પણ થતાં—રે વધારે—હું નવાં નવાં કરણો છોડવતો ને નવા નવા સિદ્ધાંતો (EXERCISES) કરી બતાવતો" ર પાછળથી નર્મદાશંકરનું સુરત સ્કૂલમાં આવવું થયું, ત્યારે ગ્રેહામ સાહેબ (GEOMETRICIAN) ભૂમિતિવેત્તા કહેતા અને એ કારણની પ્રીતિથી ા ગેરહાજરી વિગેરે દોષો ઉપર દુર્લક્ષ કરતા એમ અમારા સાંભળવામાં છે. ાતિથી તોલન શક્તિ કેળવાય છે તેનો એ પ્રત્યક્ષ દાખલો છે. કવિ રસ ગ પોતાના કવનમાં ગમે એટલા ચડે છે, તોપણ તેની વાણી હમેશાં રણ, સયુક્તિક, અને યથાર્થતાથીજ ગોઠવાએલી માલમ પડે છે તે આ ન શક્તિને પ્રતાપે. ખંડનમંડનના વાદમાં નર્મદાશંકરની કલમ તલવામાફક કાપતી ચાલી જાય છે તેનું પણ કારણ એજ. કોશાદિક ગંભીર ાતી રચનામાં તો આ શક્તિ ખાસ જરૂરની હતી, અને તે હોવાથીજ ગ્રંથો સારા બન્યા છે.

આ ઈંગ્રેજી સ્કૂલનો અભ્યાસ નર્મદાશંકરે પાંચ વર્ષમાં પૂરો કર્યો, ને સને ૧૮૫૦ના એપ્રિલમાં કૉલેજમાં દાખલ થવાની પરીક્ષા થઇ તેમાં ત થઇ રૂ૧૦)ની સ્કાલરશિપ મેળવી. જ્યુનમાં રજા ખૂલતાં નર્મદાશંકરે પણા દેશના મહાવિદ્યાલયમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કર્યો, પણ આઠ મહી-

* હમણા મુંબઈની કારપોરેશનના મેંબર છે તેઓ.

નામાંજ કૉલેજ છોડી સુરત જઇ વસવું પડયું. કેમકે, મૂળતો એ
કે આપણી બાળલગ્નની વિઘા વિરોધક રૂઢિ. કવિનાં લગ્ન સને ૧૮૪૪માં સૂ
જરામ શાસ્ત્રી, જે સદર અદાલતમાં તે સમે હતા, તેમની દીકરી સાથે કયારનં
એ થઇ ચૂક્યાં હતાં, અને હાલ તે વેશમાં આવી જવાથી સસરા તરફથ
તાકીદ થઇ કે હવે નર્મદાશંકરે સુરત આવીને ઘર માંડવું જોઇએ. કવિ
બાપને તો એમ થયું ખરૂં, કે વહુને મુંબઇ તેડાવીએ તો છોકરાનો અ
ભ્યાસ કાયમ રહે, અને બાપ દિકરાને વખૂટા પડવું ન પડે. કવિનાં
આજં વર્ષના નવેંબર માસમાં ગૂજરી ગયાં હતાં તેથી દીકરાને એકલે
સુરતમાં રાખવો એ સુજ્ઞ ને પ્રેમી લાલશંકરને વશમુંજ લાગ્યું હશે, પ
કેટલાંક કારણોને લીધે તેમજ કરવું પડયું. કવિએ સુરત ગયા પછી પાછ
ત્રણેક વર્ષે આવીને કાલેજમાં બેએક વર્ષ કાઢયાં અને કુલ કૉલેજનો
ભ્યાસ કવિનો ત્રણેક વર્ષનો થવા જાય છે, તોપણ એ એવો ખંડિત
અસ્વસ્થ ચિત્તનો હતો કે આ પ્રસંગેજ કવિની કેળવણીનું પ્રકરણ પુરૂં કરં
તેનો એમણે કેટલો ભંડોળ એકઠો કર્યો હતો, તે સમગ્રપણે જોઇએ.

ગૂજરાતી કેળવણી તે વેળા મળી શકે તેટલી બધીજ કવિએ પ્રાપ્ત કરી
હતી, અને આ યાદ રાખવું જરૂરનું છે કે તે વેળાની કેળવણીમાં હાલ મળે છે
તે કરતાં ગુજરાતી ભાષાનું જ્ઞાન ઘણુંજ વધારે મળતું. ગૂજરાતી કવિતા તો
વેળા નિશાળોમાં નહોતી અને ખાનગી રીતે નર્મદાશંકરે કાંઇ પણ વાંચ્યું
જણાતું નથી—અલબત્ત ગીત ભજનો વિગેરે થોડુંક કાંઇ સાંભળ્યું હશેજ,
પણ તે વિદ્યાર્થીના ભાવથી નહિ. સુરતમાં આવ્યા પછી એ કહે છે કે
મેં શામળભટની વાર્તાઓ વાંચી અને પ્રેમાનંદનું ઓખાહરણ વાંચ્યું કે
સાંભળ્યું તો હશેજ. પણ બસ, ગુજરાતી કાવ્યનો અભ્યાસ આ સમે
એટલોજ. કવિપણું કરવા ધાર્યું તે વખત પછી નર્મદાશંકરે અલબત્ત ગુ-
જરાતી કવિતા ઘણી વાંચેલી પણ બાળ કેળવણીની આ ખામીને લીધેજ
અમે ધારીએ છિયે કે એનો પદ્યબંધ જોઇએ તેવી સરળતાને ઘણા વખત
સુધી પામી શકયો નહિ. તે છતાં આ તો ખરૂં છે કે જ્યારે ગુજરાતી
શિષ્ટ કાવ્યો વાંચવા માંડેલાં, ત્યારે તે હાલના નિશાળીઆઓને જેમ
કવિતા ભણ્યા છતાં પણ દુર્ગમ્ય લાગે છે તેમ નર્મદાશંકરને લાગ્યું નહિ
હોય, કેમકે બોર્ડના વખતની વાંચનમાળાથી શબ્દજ્ઞાન તો બહુજ મળતું.

ઇંગ્રેજી સ્કૂલોનું આથી કાંઈ તે વેળા જૂદુંજ સ્વરૂપ હતું. એ સ્કૂ-

ાંચ વર્ષ ભણ્યા પછી જે જ્ઞાન મળતું તે હાલના માટ્રિક્યુલેટેડના
કુલ સર્વાળે ગણાય, પણ એ બે જ્ઞાનની જાતિમાં બહુ ફેર છે. હાલ
જ્ઞાન અને વ્યવહારોપયોગી કેળવણી વધારે મળે છે. તે વેળા
ાલ અક્ષર, ઉચ્ચાર, અને અનુલેખન (Dictation) ઉપર
વધારે ધ્યાન અપાય છે. હાલ ચોથા ધોરણવાળા અક્ષર લખે છે
ા વેળા કાલેજમાં જનારા પણ ભાગ્યેજ લખતા, અને વખતે તે
ની પણ મોટી ભૂલો કરતા. એના બદલામાં ગણિતજ્ઞાન તે વેળાનું
હતું. વર્ગ સમીકરણ અને ભૂમિતિના છ સ્કંધ મનોયત્ન સહ તો
સ્કૂલોમાં શીખવતા, અને સુરત જેવીમાંતો ગણિત શૂન્યલબ્ધિ
ચાલતું, જે હાલ એમ. એ.નાજ અભ્યાસમાં છે. ઇતિહાસ હિંદુ-
અને ઈંગ્લાંડનો લગભગ હાલના જેટલો શીખવાતો, પણ જગત્‌ના
અને અર્વાચીન ઈતિહાસનાં ટેલરકૃત બે મોટાં પૂસ્તકો વધારામાં.
ાદિક વિદ્યાઓ હાલના કરતાં વિગત ભાગે થોડી અને સિદ્ધાંત
વધારે શીખવાતી. કોઇ કોઇ ઠેકાણે અર્થ વિદ્યા પણ ચાલતી.
આટલું બધું જ્ઞાન તે વેળા બધાજ છોકરા મેળવતા એમ સમજવું
ગણિત અને વાંચનના તો તે વેળા વર્ગજ જૂદા હતા, અને જેની
બુધ્ધિ ચાલે તેમાં તે આગળ વધતા. વળી વર્ગના તમામ છોકરાને
ન કેળવણી આપવા ઉપર તે વેળા કાંઇ વિશેષ આગ્રહ નહોતો,
વાર્ષિક પરીક્ષામાં છોકરાવાર કોઈ અભ્યાસ જોતું નહિ, પણ
સામાન્ય દેખાવ કેવો દીધો તે ઉપરજ શિક્ષક સારો નઠારો કહેવાતો—
રજો તે વેળાના શિક્ષકો સુધાભાવથી પોતાના કામમાં ઉત્સાહીજ
. વળી, તે વેળાનો અભ્યાસ ક્રમમાં ઇંગ્રેજી વાંચનની ચોપડીઓ હાલ
ાં થોડી આવતી. ઇંગ્રેજી ગદ્ય કે પદ્યના શિષ્ટ ગ્રંથો તે વેળા સ્કૂલમાં
તા નહિ, અગરજો તે હાલ ફાયદેજ કરે છે કે કેમ એ શક પડતું
કારણ કે બહુધા તે છોકરાના જ્ઞાનશક્તિની ઉપરાંતનાજ હોય છે,
ા સાક્ષરત્વની કેળવણીમાં એ અવશ્યનું છે કે જે પુસ્તકો વાંચવાં તે
દાખલ તૈયાર કરવામાં નહિ, પણ સરળતાથી સમજાઇ જઇ રસ ઉપ-
ે એવાં જોઇએ. બીજું, તે વેળા ઉપલા વર્ગ સિવાય ગુજરાતીનો
ીમાં તર્જુમો કરાવતા નહિ, પણ ઇંગ્રેજીનું ગુજરાતીમાં શબ્દશઃ ભા-
ાર કરાવવા ઉપરજ મુખ્ય લક્ષ રહેતું. આ કારણથી અંગ્રેજી ભાષા

**સમજવાની** શક્તિ સારી આવતી–બલ્કે હાલ કરતાં કાંઇક વધારે–,પણ તે **બોલવા લખવાનું** સામર્થ્ય હાલ કરતાં થોડું.

ઇંગ્રેજી કે ગુજરાતી તે સમયની કેળવણી વિષે આ વાત પણ નોંધવ જોગ છે. એ બંને વાંચનમાળાઓ સામાન્ય કે વ્યવહારી જ્ઞાનથી ર પણ ધર્મનીતિ બોધક વાર્ત્તા કે વિવેચનોથીજ ભરપૂર હોવાને લીધે બાળકોની ઉચ્ચ લાગણીઓ બહુ કેળવાતી, અને તે ધર્મ, નીતિ, તથ દેશ સુધારાના ઉત્સાહી થઇ નીકળતા.

આતો સામાન્ય પક્ષે બોલાયું, અને તેનું ગમે તેમ હો, પણ નર્મદાશંકરની બાબતમાં તો એ બરાબર લાગુ પડે છે, કેમકે તે સમયની શિક્ષણ પદ્ધતિથી જે થોડા પણ ખરા સુશિક્ષિત છોકરાઓ તૈયાર થ તેનો એ એક સારો નમુનો હતો. ગુજરાતી અને અંગ્રેજી બંને નિશાળોમાં એનો ઘણું કરીને પહેલો, બીજો, કે પાંચની અંદરતો નિશ્ચયજ નંબર દરેક વર્ગમાં રહેતો. એણે બંને નિશાળમાં કેટલાંક ઇનામો મેળવ્યાં હતાં, અને એવા એક ટાંકણે કોઇ ગવર્નર સાહેબ પધારેલા તેમણે આ બાળકવિની અંગ્રેજી કવિતા વાંચવાની (તે વેળા ગોખણનો ધારો નહોતો) ધાટીનાં ખાસ વખાણ કર્યાં હતાં. તા૦ ૮મી ફેબ્રુવારી સને ૧૮૫૧ ને રોજ એણે કૉલેજ છોડી ત્યારે પ્રોફેસરોએ એના જવા માટે દિલગીરી બતાવતાં સારાં સર્ટિફિકેટો આપ્યાં. પ્રિન્સિપાલ ગ્રીન (ગૂજરાતના નામીચા ગ્રીન સાહેબ) લખે છે કે 'ગઇ કલેર સ્કાલરશિપની પરીક્ષામાં ઘણા ઉમેદવારો હતા, પણ તેમાંથી ૧૧ પાસ થયા અને તેમાં નર્મદાશંકરનો ત્રીજો નંબર આવ્યો હતો.' પ્રોફેસર રીડ એની બુદ્ધિની પ્રશંસા કરી કહે છે કે 'એનું ઇંગ્રેજી જ્ઞાન વખતના પ્રમાણમાં અસાધારણ સારૂં છે.' કેટલાક વર્ષ પછી જ્યારે આ લખનારને કવિ સાથે ગાઢો ને લાંબો પરિચય થયો, તે વેળા પણ ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન કવિમાં બહુ સારૂં જણાતું હતું. બાઇરન શેકસપિયર વિગેરે કવિઓ, અને બેકન લૉક વિગેરે ફિલસુફીના ગ્રંથો પણ તેની ખૂબીની સાથે સમજી શકતા. કા વિવેચન તથા કવિ ચરિત્રોનાં પુસ્તકો બહુ વાંચેલાં હતાં, અને " બરો રીવ્યુ" નાતો ૩૦–૪૦ વાલ્યુમો ખરીદજ કરી રાખેલા હતા. ગ્રંથો (ઇંગ્રેજી, સંસ્કૃત, મરાઠી, હિંદી, ગૂજરાતી) પણ કવિની ખાન પુસ્તકશાળામાં બહુ હતા–ભાગ્યેજ એટલા બીજા કોઇપણ દેશી ગૃહસ્થના

શે. કવિ પોતાનો બધો વખત વિદ્યાનંદમાં અને સ્વદેશહિતની
ર કાઢતા. એની પાસે જે આવે તેની સાથે એજ વાત. ગ્રામ્ય
લકુલ પસંદ નહોતી, અને વિદ્વાન મિત્રોનું મંડળ હોય તો તેમાં
કલાક સુધી પણ એવી ઉંચીજ વાતચિતમાં નિમગ્ન રહેતા. એવી
માં ડોળ, ડમાક, કે પોતેજ બહુ બોલવું એવો સ્વભાવ જરાપણ
હ. તેમજ દુરાગ્રહથી પોતાનો વાદ પકડી રહેવો એમ પણ નહિ.
પક્ષ સકારણ દેખે તો તે સ્વીકારવો, અને નહિ તો તેના રદીયા
કવળ સત્યનોજ નિર્ણય કરવા તર્ફ એમનું વળણ રહેતું. વિદ્યાવૃધ્ધિ
ાન્નતિના વિષયજ સર્વાંગે આવા વખતપર ચર્ચાતા. આવી
કવિ એવો તો કાંઇ અજબ ઉત્સાહ નાંખતા કે તે વિષયમાં
નહિ સમજી શકે એવા સાંભળનારને પણ એનો રંગ લાગતો.
શોખ, દેશની દાઝ, અને સ્વતંત્રતાની બુધ્ધિ એ ગુણોનો કેટલોક
કોઇ કવિના સહવાસમાં આવતા તેને લાગ્યાવિના રહેતો નહિ.
કવિમાં સ્વાભાવિક લોહચુંબકત્વજ (Magnetism) હતું, જે વડે
મન હરતા અને પોતાનો અંશ-કોઇ બીજામાં તેની પાત્રતા
પ્રેરતા.

વિદ્યાનો આટલો પરિપાક આ વખતે એટલે ૧૮૫૧માં નર્મદાશંકરને
ા નહોતોજ. આ વખતે તો એની ઉમર હજી ૧૭ વર્ષનીજ હતી
એનું મન પેહેલ વેહેલુંજ જુવાનીને ચગડોળે ચડયું હતું. બધાં
ની જિંદગીમાં આ સમય કાંઇ કારમોજ કહેવાય છે. એ સમે
ા નહિ અનુભવેલી એવી અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે, આત્મા
ળે ચડે છે, અને છેવટ જે સ્થાયી વળણ તે લે છે તેની ઉપરજ
રો આખા ભવના અને પરલોકના પણ સુખ દુઃખનો આધાર રહે
મા આત્મમંથનમાંથી વિવિધ રત્નો પણ નીકળે અને ઝેર પણ
. કવિની જિંદગીમાં ૧૭થી ૨૨ વર્ષની ઉમ્મર સુધીના સમયને
એનો આત્મ મંથન કાળ કહીએ છિયે. આપણામાં ૧૬થી ૨૫
સુધીનો વખત સાધારણ રીતે ગદ્ધાપચ્ચીસી કહેવાય છે, અને જોતે
ાસને વિષયની ગદ્ધાઈમાંજ ડુબાવી મારે તો તે નામ ખરૂં છે. પણ
સમે સ્ત્રી વાસનાનોજ ઉદય થાય છે એમ નથી. આ સમે આત્માની
ામ મહેચ્છાઓ વ્યક્ત થઇ પ્રવૃત્તિ શોધે છે. આ સમે જેટલો સ્ત્રી

વાસનાનો તેટલોજ પરાક્રમ કરવાનો કે નામાંકિત થવાનો જુસ્સો પણ આત્માને ડોહોળી નાંખે છે. કવિની શબ્દ વર્ગણીમાં બોલીએ, તો પ્રેમ અને શૌર્ય એ બંનેનો ઉદય આ સમે વાંસના ઉગવાની પેઠે મોટા ઉછાળાની સાથે થાય છે, અને એ ઉછાળાથીજ આખો આત્મા ડોહોવાઇ જાય છે. પછી જેનો જેવો સંસ્કાર તે પ્રમાણે તેનું રૂપ ઘડાય છે. સ્ત્રીવાસના સારા સંસ્કારે પ્રફુલ્લિત થઈ કોઇનામાં પૂર્ણ પ્રેમ એટલે શુદ્ધ નિઃસ્વાર્થી સ્વાર્પણનું દિવ્યરૂપ ધારણ કરે છે, કેટલાકમાં વિલાસીપણેજ અટકે છે, કેટલાકમાં વ્યવહાર મર્યાદિત થઇ જાય છે, અને કેટલાકમાં પશુવત્ શઠતામાંજ ઉતરી પડે છે. તેમજ પ્રસિદ્ધિની ઇચ્છાએ કોઇને ઘેલાઇ ને પતરાજી કરવા, કોઇને ધન પ્રાપ્તિ કરવા, કોઇને માન મર્તબો મેળવવા, અને કોઇને વિદ્યા, ધર્મ, કે યુદ્ધનાં પરાક્રમો કરવા પ્રેરે છે. છેલ્લા વર્ગના પુરૂષોમાં આ લાગણી પર્યંતે નિર્મળ વિદ્યાભક્તિ, ધર્મભક્તિ, કે દેશભક્તિમાં કૈવલ્યને પામે છે. ઘણામાં તો પ્રેમ ને શૌર્ય એ બંને વૃત્તિઓ પચીશ વર્ષની ઉમ્મર સુધીમાં શિથિળ થઈ જઇ તેમને માત્ર દુનિયાદારીનાં માણસ બનાવે છે. કમાવું, કુટુંબને પોષવું, અને બે પૈસા મળે તો ખરચી નાત જાતમાં સારા કહેવડાવવું, એજ આ કાળમાં સાધારણ હિંદુઓ પોતાનું કર્ત્તવ્ય સમજે છે. એથી ઉચ્ચ લાગણીઓ આ કે પરલોકની કવચિતજ જોવામાં આવે છે, અગરજો સ્વધર્મ શ્રદ્ધા મોઢે તો અપ્રવૃત્તિ કાળે બહુ બોલાય છે.

આ કારમા ચગડોળે નર્મદાશંકરનું ચિત્ત ચડયું હતું એજ એને આ વેળા કૉલેજ છોડવનારૂં ખરૂં કારણ હતું. એના બાપે આ જોઇનેજ એમ વિચારેલું, કે સુરતમાં જઇ ઘર માંડી સસરાની શિફારસથી સારી નોકરીએ લાગી જાય, તો છોકરો ઠેકાણે પડે. સસરાએ જગન્નનાથ શંકર શેઠના વિનાયકરાવ પાસે સુરત હાઇસ્કૂલના હેડમાસ્તર મિ૦ ગ્રેહામ ઉપર ભલામણનો કાગળ લખાવ્યો હતો, પણ નર્મદાશંકરે ૧૯ મી ફેબ્રુઆરી સને ૧૮૫૧ માં સુરત જઇ બે ચાર દહાડે નોકરીને માટે તે સાહેબને અર્જ કરી, ત્યારે તેણે તો કહ્યું કે બોર્ડનો હુકમ અહિંયાના છોકરાનેજ આસિસ્ટંટે રાખવાનો છે, અને તેથી તું સ્કૂલમાં આવતો રહેશ, તો હું પ્રસંગ આવે જોઈશ. નર્મદાશંકરને ઘણી નાઉમેદી થઇ, પણ "નોકરીની લાલચે મેં એક બે મહિના હાઇસ્કૂલમાં ફર્સ્ટ કલાસમાં નામ

લ કરાવી રાખ્યું હતું, પણ હું કાંઈ બરોબર જતો નહિ, ને મેં જવું મૂકી દીધું હતું," એમ કવિ પોતાની હકીકતમાં તે છતાં ગ્રેહામને મુંબાઇથી નર્મદાશંકરના ગણિતજ્ઞાનને માટે ભપ્રાય હોવાને લીધે રાંદેરના મેહતાજીની જગા ખાલી પડી ત્યારે ાલાવી ૧૮૫૨ ની ૧ લી મેએ આપી, અને પછીથી એની માટે સુરત શેહેરમાંજ નાનપરાની નિશાળ ઉપર ૧૮૫૩ ના બદલી કરી. પગાર રૂ ૧૫) નોજ અને લોકમાં મહેતાજીની આબરૂ થી નર્મદાશંકરે આ નોકરી "બેઠાથી બેગાર ભલો" એમ જાણી લીધી હતી.

વિએ ઘર સંસાર માંડયો હતો તે ૧૮૫૩ ની ૪ થી અકટોબરે યા. એની આ પહેલીવારની સ્ત્રીનું નામ પિહેરથી નાનીગૌરી ાસરેથી ગુલાબવહુ હતું. કવિનો એની ઉપર ઝાઝો પ્રેમ નહોતો, પણ કવિને બહાર રખડવાની આ વખતે ટેવ બહુ હોવાથી મ- ાંઈક નારાજ રહેતી. આ સ્ત્રીને અધરણીની છોકરી આવી તે ૧૫ ી થઇને મરી ગઈ, અને સંવત ૧૯૦૯ માં ફરી દહાડા રહ્યા ાઠ મહિનાનું મૂએલું છોકરું અવતર્યાથી તે મૃત્યુ પામી.

હવે નર્મદાશંકરને સુરતમાં રહેવાનું કાંઇ પ્રયોજન રહ્યું નહિ, અને ન પણ હાલ મુંબાઇ જવાને તત્પર થંઈ રહ્યું હતું. લખે "વિદ્વાન દાખલ કોઇ રીતની પ્રસિદ્ધિ મેળવું એવો જે ઇંગ્રેજી શીખતો ત્યારનો જોસ્સો, તે પાછો તાજો ઉઠીને ાલ મુંબાઇ એમ ઉસ્કેર્યાં કરતો હતો," અને એ વાત ખરી છે. ભવિષ્યનો કવિ અને ઉંચો દેશભક્ત આ સમે બે ત્રણ વર્ષ મોજ માંજ ડુબેલો દેખાતો હતો, તોપણ એનો આત્મા એને અંદરથી ા મારી નિરંતર પ્રબોધતો હતો કે 'અલ્યા તું ઉઠ, અને મોટાં કામ નર્મદાશંકરે મહાવિદ્યાલયમાં પ્રવેશ કર્યો તે વેળાથીજ પ્રસિદ્ધિ પામ- ા પ્રયત્નો કરવા માંડયા હતા. ત્યાં આઠ મહિના જે કાઢયા તે દરમ્યાન પણ .મિત વિદ્યાભ્યાસ ઉપર મુખ્ય લક્ષ ન રાખતાં "જુવાન પુરૂષોની યોઅન્ય બુદ્ધિવર્ધક" એ નામની સભા ઉભી કીધી હતી, અને ાં પોતે પ્રમુખ અને મયારામ શંભુનાથ સેક્રેટરી થઇ એવો ઠરાવ કર્યો ા કે મહિનામાં ચારવાર મળવું, તેમાં બેવાર સભાસદોએ નિબંધો લખી

માંહોમાંહેજ વાંચવા, અને બે વાર જાહેર સભા ભરી લોકોનો સુધારો કરવા 'મંડળી મળવાથી થતા લાભ' વિષે એણે તેમાં મોઢેથી પેહેલુંજ ભાષણ આપ્યું હતું. પણ એ સભા રસ્તે પડવા આવી એટલામાં આપણે ઉપર કહ્યું તે પ્રમાણે એને સુરત જઈ વસવું પડયું. આ સભાએજ આ વર્ષ પછી દશ પંદર દહાડે પ્રાણલાલ મથુરાદાસ, મોહનલાલ રણછોડદાસ વિગેરે કૉલેજના વિદ્યાર્થીઓ આવી મળવાથી "બુદ્ધિવર્ધક હિંદુ સભા' એવું નામ ધારણ કર્યું, અને જે નામે ગુજરાતના સુધારા ઉપર તેણે પછીથી મોટી અસર કરી, અને જેના ચોપાનીયામાંજ નર્મદાશંકરની કલમે પહેલવહેલો પોતાનો પ્રકાશ કર્યો.

સુરતમાં આવ્યા પછી પણ થોડા વખતમાં "મેં મારી ગમતને સારૂ એક મંડળી ઉભી કરવા ધારી, ને પછી તે વાત મેં મારા સગા દોલતરામને કહી. એણે મંડળીની સાથે એક છાપખાનું કહાડવાનું કહ્યું અને પછી હમે ભાગીદારો કરી 'સ્વદેશ હિતેચ્છુ' એ નામની મંડળી ઉભી કરી. એક પાસથી છાપખાનામાં 'જ્ઞાનસાગર' નામનું ન્યુસપેપર અઠવાડિયે એકવાર નિકળવા માંડયું, ને બીજી પાસથી ભાપણો થવા માંડયાં. પહેલું ભાપણ મેં 'મંડળી મળવાથી થતા લાભ' વિષે લખીને તા૦ ૪થી જુલાઈએ કર્યું હતું. એ 'જ્ઞાનસાગર' આસરે ૧ વરસ ચાલ્યું. પછી તે મંડળી ભાગી ગઇ ને અસ્તવ્યસ્ત થઇ ગઇ." આ પ્રસંગે 'જ્ઞાનસાગર'ના છાપનાર જદુરામ (જે હિંદુસ્તાની કવિતા અને કાંઇક પિંગળ જાણે છે)તેની સાથે નર્મદાશંકરને દોસ્તી બંધાઇ. કવિ લખેછે કે "એ કોઇ કોઇ દહાડો વાતમાં દોહરા ચોપાઇની માત્રા સંબંધી બોલતો, તે હું બેદરકારીથી સાંભળતો."

આજ અરસાપર કવિ દલપતરામ સુરતમાં ફાર્બસ સાહેબની પાસે હતા, અને તે પોતાની ઉગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પહેલ વહેલોજ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા. આ સંબંધમાં નર્મદાશંકર લખે છે કે "આગેથી હું એને ઓળખતો કે આ દલપતરામ કવિ છે-નહિ જેવા કોઇ આશ્ચર્યથી હું તેની તરફ જોતો ખરો પણ કોઈ દહાડો તેની પાસે ગયો નથી. * * * તેઓ કિલ્લા આગળ પરહેજગાર મંડળીમાં કેફ ન કરવા સંબંધી ગરબી, લાવણીઓ વાંચતા, પણ હું કોઈ દહાડો સાંભળવા ગયો નથી. એણે જ્યારે ૧૯૦૭ માં લાઇબ્રેરીમાં હુન્નર

ાષણ આપ્યું ત્યારે હું ત્યાં ગયો હતો. * * * એજ વરસ
દાસ રણછોડદાસે પણ કવિતામાં એક ભાષણ કર્યું હતું ત્યાં વ
ફ્રરતો જઇ ચ્હડયો હતો.”

. બધા પ્રસંગોથી આપણા આ ભવિષ્યના કવિ ઉપર શી અસર
હેવું મુશ્કેલ છે. પોતે તો “હું મારી જુવાનીની–લહેરમાંજ મસ્ત
મ કહી તે બાબત બેદરકારીજ બતાવે છે, અને એ પણ ખરૂં
ને ૧૮૫૫ સુધી એણે કવિતા તર્ફ કાંઇ પણ વૃત્તિ દેખાડી નથી,
ધારીએ છિયે કે અવ્યક્ત રૂપે પણ આ પ્રસંગોની કાંઇ તો
એલીજ, પણ તે એને મોહ નિદ્રામાંથી જાગ્યા પહેલાં માલમ
હિ.

ગા મોહનિદ્રા તે મોહનિદ્રાજ હતી. આ ત્રણ વર્ષમાં એ કહે છે કે
ઇ અંગ્રેજી કે ગૂજરાતી ચોપડી વાંચી ન હોતી, ને એક હાર્કનેસને
લખ્યો હતો તે સિવાય બીજું કંઇ ઈંગ્રેજીમાં લખ્યું પણ નહોતું.
તીમાં પણ ત્રણેક ભાષણ લખેલાં બીજું કાંઈ નહિં. ‘જ્ઞાનસાગર’માં
ઇજ લખ્યું નથી; તે દોલતરામ લખતા. હું ભાંગ પીતો, પાક ખાતો
જાતની કોઇ પણ કેફ કરતો નહિ.) * * * એકાંતમાં હું નામ
વાના (પૈસો મેળવવાના નહિ) અને પ્રેમ સંબંધી વિચારો કરતો.
ાના અને તેને પછી અમલમાં આણવાના વિચાર, પછી ખાનગી કે
ર તે વખત બીલકુલ ન હોતા. જાતિભેદ, પુનર્વિવાહ, મૂર્ત્તિ પૂજા,
ક્ષ્યા ભક્ષ્ય, વગેરેના સુધારા સંબંધી વિચારોનું મને સપનું પણ નહિ
. ઉદ્યોગ કરવો, સંપ રાખવો, ભાષણ કરવાં, નિબંધો વાંચવા, ગ્રંથો
વા અને દેશનું ભલું કરવું એટલુંજ હું સુધારા સંબંધી જાણતો.”

આ મોહ નિદ્રામાંથી જગાડનાર એની સ્ત્રીનું મરણ હતું. એ મરણ
ી ત્રણ મહીનામાંજ એટલે ૧૮૫૪ના જાનેવારી માસમાં નર્મદાશંકર
છા પોતાના બાપની પાસે મુંબઇમાં જઇ વસ્યા. ત્યાં જઇને જીવરાજ
લુવાળાને ત્યાં ખાનગી શિક્ષક દાખલ રૂ ૨૫)ને પગારે ૧૧ થી તે
ાગ્યા સુધીની નોકરી લીધી. પાછા કૉલેજમાં દાખલ થવાની સુમ
ઝાડવાનું માન આપણા પ્રસિદ્ધ નર ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિ
. બાપે પણ એજ સંલાહ આપી, અને પછી તા૦ ૧૩મી જ્યુને પો
ુડંટ દાખલ નર્મદાશંકરે મહાવિદ્યાલયમાં પુનઃ પ્રવેશ કર્યો. બી

કાલેજમાં ફરીથી દાખલ થવા પછી છ મહીને ડીસેંબરમાં પરીક્ષા થઇ તેમાં નર્મદાશંકરે સેંકડે સાઠ દોકડા મેળવ્યા, અને રૂ ૧૫)ની વેસ્ટ સ્કાલરશિપ મળી, અગરજો એ છ મહિનામાં વહુનું વરસી વાળવા સુરત જવું પડયું, અને તે વખતપર કાકાનું મૃત્યુ થવાથી ત્યાં કુલ બે મહીના ભાગવા પડયા હતા. તોપણ વિદ્યાર્થી અવસ્થાને યોગ્યની જે નિર્મળ મનની સ્થિરતા તે નર્મદાશંકરને પુનઃ પ્રાપ્ત થઇ નહિજ. હાલ ઇસ્કીપણું નરમ પડયું હતું, પણ પ્રસિદ્ધિ પામવાના જે કોડ તે એના મનમાં તોફાની દરીઆની પેઠે ઘૂઘવી રહ્યા હતા. ભભકાદાર હોદ્દો મેળવી, કે મહાવિદ્યા ભણી, કે મોટા સુધારાનાં કામ કરી, કે કોઇપણ પ્રકારે હું દુનિયામાં નામાંકિત શી રીતે થાઊં તેનીજ લલુતા અને ખુદ્દાઓ એના મનમાં રાત દિવસ ઉઠયા કરતા હતા. "येनकेनप्रकारेणपुरुषः प्रसिद्धोभवेत्." એ વાકયમાં વર્ણવેલી વૃત્તિજ એના અંતરાત્મામાં વ્યાપી રહી હતી. આવી અવસ્થામાં તે સ્થિર અભ્યાસ શી રીતે થાય? આ પહેલાં છ માસનું પરિણામ આવું સારૂં આવ્યું હતું, તોપણ એ વખતે પ્રોફેસરો (દાદાભાઇ નવરોજજી સિવાય) કોણ હતા અને શો અભ્યાસ ચાલતો તે "મને સાંભરતું નથી." એમ એને પોતાની હકીકતમાં લખવું પડયું છે. સને ૧૮૫૫ને માટે તો [illegible]ે છે કે "ધુંધવાતો ને ધુંધવાનો રહેતો. હું ગપ્પાં માર્યા કરતો, વિલાત [illegible]વાના તડાકા મારતો, બીજા લેસન કરતા ત્યારે હું મારા પોતાનાજ વિચાર કર્યા કરતો, પ્રોફેસરનાં લેકચર પણ મન દઇ સાંભળતો નહિ. * * * હું લેસન બેસન કાંઈ કરતો નહિ, પણ જ્યારે હાર્કનેસના ક્લાસમાં ફાલ્કનરના શિપરેકની કવિતા અને વર્ડઝવર્થની કવિતા ચાલતી ત્યારે હું એક ચિત્તે સાંભળતો ખરો * * * વળી, મને સાંભરે છે કે મેં આગસ્ટમાં સો એક લાઈન અંગ્રેજીમાં પરચુરણ પરચુરણ બાબતની જોડીને મિ. રીડને બતાવી હતી પણ એણે તે જોઇને મને હસી કાઢયો હતો."

પર્યંતે સને ૧૮૫૫ના સપટેંબરમાં ગુજરાતી કવિતા કરવા તર્ફ લાગ્યું. એ મહાપ્રસંગના સંબંધમાં કવિ લખે છે કે "સપટેંબરની તમાં ધીરા ભગતનાં બે ત્રણ પદ મારા વાંચવામાં આવ્યાં તે ઉ હું દહાડોરાત તેનીજ લવારી કરતો. એ પદોના વિચાર મારી વૈ વૃત્તિને મળતા હતા. ચોથે કે પાંચમે દહાડે મારા મનમાં સહજવૃત્ત તે હું પણ એ ઢાળનું કંઇ બનાવું. પછી મેં 'પરબ્રહ્મ જગકર્ત્તા અને

રઘડી' એ પદ બનાવ્યું ને બીજે દહાડે 'જીવ તૂં મૂરખ સમજરે, ઘેલા ફરીફરી ' એ બનાવ્યું. પછી વિચાર કર્યો કે આવી રીતે બનાવવાની-ટેવ રાખું તો મારી વૃત્તિ ઠરીઠામ થાય ખરી. વળી વિચાર્યું કે ભણવું, કમાવવું, બૈરી કરવી એ સહુ આનંદ: છે ને મને જારે પદો બનાવવાથી આનંદ થાય છે તારે હું તો ામ કરીશ. ને શેર જુવારતો મળી રહેશે." આ વખતે કવિની ઉમર લગભગ પૂરી થઇ હતી, અને પોતાની જન્મગાંઠ જે સને ા સપટેંબરની ૨૧મીએ આવી હતી તે દિવસથીજ કવિ પોતાની ા પ્રારંભ ગણતા.

કાલેજની પરીક્ષા ડીસંબરમાં થઇ તે વેળા, ઉપલી વૃત્તિને લીધે શેપ ન મળી, એ સ્વાભાવિકજ છે. સેંકડે પચાસ દોકડા આવી. 'ડ નાર્મલ સ્કાલર દાખલ રહેવાયું એજ ભાગ્ય સમજવું, કેમકે કરવા માંડવાની સાથે તે જાહેરમાં વાંચી પ્રસિદ્ધ કરવાનો ઉદ્યોગ ની સાથે મહા હોંશથી આરંભ્યો હતો. સને ૧૮૫૫માં બુદ્ધિ- ભામાં "મંડળી મળવાથી થતા લાભ વિષે ભાષણ કર્યું હતું, ને ાર તથા રંડીબાજી નકરવા વિષે નિબંધ વાંચ્યો હતો; તેમ સ વાંચવાના ફાયદા અને કેફ કરવાના ગેરફાયદા વિષે કવિતા વાંચી એ એ કવિતામાંની પહેલી ખોવાઇ ગઇ છે."

આ પ્રમાણે નર્મદાશંકરે કવિપણું સ્વીકાર્યું. એ કામને માટે બુદ્ધિ, ઉમ્મર, ને સમયાનુસાર કેળવણી એમનામાં જોઇએ હતી. સંસ્કૃત ભાષાનું કેટલુંક જ્ઞાન તો ગુજરાતી કવિને અવ- છે, અને તે નર્મદાશંકરે મેળવેલું હતું, અગરજો અમે તેની ત્યાર સુધી પ્રસંગ ન આવ્યાથી લઈ શકયા નથી. જનોઈ દીધું ાથેજ એના બાપે એક તર્ફથી એને સરકારી નિશાળે મુકી બીજી દક્ષિણી બ્રાહ્મણ પાસે સંધ્યા, રૂદ્રી, અને વેદ ભણાવવા માંડયો અને ત્યાં એણે વેદનો એક આઠો પૂરો કર્યો. પછી ઇંગ્રેજી અભ્યા- વેળાએ દરરોજ સવારમાં બે કલાક કોઈ શાસ્ત્રીની પાસે સાર- ' અભ્યાસ ચાલતો, અને તે દોઢ વૃત્તિ સુધી થયો હતો. મોહ કાળમાં ઝાડ ન એ પણ બીજા અભ્યાસની પેઠે બંધ રહ્યો, પરંતુ મુંબાઇ . બાપે ર્મદાશંકરે જે પાંચ છ મહીના કૉલેજમાં ન જતાં ખુદાઓમાં ટુડંટ દાખલ

કાઢ્યા, તે સમે પણ સંસ્કૃત અભ્યાસતો તુર્તજ જારી કર્યો હતો, અને તે દરરોજ સવારથી ૯ વાગ્યા સુધી ચાલતો. આ પ્રસંગે સિધ્ધાંત કૌમુદિ લીધી હતી, અને તે 'અપત્યાધિકાર' સુધી ચાલી. આ ઉપરથી જણાય છે કે આ સમે નર્મદાશંકરનો કવિ નહિ, તો ગુજરાતી ગ્રંથકાર થવાનો તો વિચાર ખરોજ; અને આ બધી તેની તૈયારીઓ હતી, કેમકે બુદ્ધિમાન માણસ પોતે સારો વિદ્વાન થયાવિના તે વર્ગમાં પેસવાનો પ્રયત્નજ કરતો નથી. ખરે, નર્મદાશંકરે પોતાના કામને લાયકની યોગ્યતા મેળવવા જે વિદ્યુત્ વેગી ભગીરથ પ્રયત્નો કર્યાછે તે હાલના દરેક ઉત્કંઠિત લેખકને બોધ લેવા જોગ છે. અમે હજી પણ સને ૧૮૫૫ થી ૧૮૫૮ સુધીના વખતને કવિના જીવનમાં પ્રયત્ન કાળ ગણીએ છિયે, અગરજો આ અરસામાં કવિએ ઘણીક કવિતા બનાવી, અને પોતે કવિ ઉપનામથી ઓળખાતા પણ થયા. પરંતુ હવે આ પ્રયત્નોનું વર્ણન કરવા પહેલાં કૉલેજ સાથના એના સંબંધની જુજ હકીકત પતાવી દેવી જોઇએ. આવી રીતે કવિતામાં તલ્લિન થયાથી વર્ષ આખરની પરીક્ષામાં પાસજ થવાનો સંભવ નહિ, તો સ્કાલરશિપ મળવાની તો શી આશા? સ્કાલરશિપ વિના કૉલેજમાં ભણવું મુશ્કેલ; બાપનો કાંઇ ધંધો કરવાનો આગ્રહ; અને પોતાની કાવ્ય શાસ્ત્રોનોજ અભ્યાસ વધારવાની અભિવાંચ્છના; એ બધાં કારણોથી નર્મદાશંકરે ૧૮૫૬ની ૨૮મી જ્યુને રાજીનામું આપી એ વિદ્યામંદિરને છેલ્લા નમસ્કાર કર્યા. એ સાક્ષરી માતાના ચરણાંબુજ સ્તવી ઘણા સુપુત્રો વિદાય થયા છે, પણ હજી તેમાંથી કોઇએ પણ તેના નામને પોતાના ગુર્જર સાક્ષરત્વથી નર્મદાશંકરના જેટલું યશસ્વી કર્યું નથી.

હાલ કવિ થવાને નર્મદાશંકરમાં બધી યોગ્યતા, પણ પિંગળ જ્ઞાનની મોટી ખામી હતી. હાલના જમાનાને આ આશ્ચર્ય જેવું લાગશે, પણ યાદ કરવું કે તે વેળા ગુજરાતી ભાષામાં તો એકે પિંગળ લખાએલુંજ નહોતું, અને વ્રજ ભાષાનાં પણ આખા દેશમાં ખોળી વળે, તો ખૂણે ખોચરેથી થોડાંજ મળે. પિંગળ મળ્યું, તો તે શીખવનાર મળવો એ પણ મુશ્કેલ. કવિ દલપતરામે ૧૮૫૫ના અકટોબરથી ૧૮૫૬ના અકટો સુધીના બુદ્ધિ પ્રકાશના કેટલાક અંકોમાં પિંગળ કાંઈક આપવા માંડયુ હતું, પણ તેમાં માત્ર ૧૬ માત્રાના વૃત્ત લગીતુંજ હતું—અક્ષર વૃત્ત તો મૂળગાંજ નહોતાં ને દોહરાની રીત પણ આવી નહોતી; અને વળી

બાણુ એવા ધીમા વેગથી ચાલતું હતું કે તે દશ વર્ષે પણ પૂરૂં એવાં ચિન્હ જણાતાં નહોતાં. આવી સ્થિતિમાં નર્મદાશંકરને ક મુઝવણી પડી હશે તે કહેવા કરતાં કલ્પનાથીજ વધારે સમજાશે. ।માં તપાસ કરતાં સંસ્કૃત પિંગળનો કાળીદાસકૃત શ્રુતબોધ ગ્રંથ , અને શીખવનાર પણ કોઇ શાસ્ત્રી ખૂણામાંથી મળી આવ્યો. ‘માંથી વખત કાઢી એને ત્યાં શીખવા જવું પડતું, અને એ શીખી ત્યારે માલમ પડયું કે આ ભણવાથી કેટલાંક અક્ષરવૃત્તોની કુંચી પણ દોહરા ચોપાઇ સરખા હલકા છંદોની પણ બનાવટ તો ।ના જેટલીજ અગમ્ય રહી, કેમકે એવા માત્રિક છંદ સંસ્કૃત નહિં ભાષાનાજ પિંગળમાં હોય છે. આ પ્રસંગે દલપતરામને પૂછતાં ।શંકરને આચકો પડયો, પણ ભરૂચના કવિ મનમોહનદાસ ઉપર એક ၊ આર્જવપૂર્વક વિનંતિ કરી લખ્યું કે તમારી પાસે ભાષાનું કોઇ ।ળ હશેજ અને કહો તો હું તમારી પાસે તે શીખવા આવું. પણ પત્રનો જવાબજ મળ્યો નહિં. છેવટે જાતે પિંગળની શોધ કરવા ‘રાતમાં જવાનું ઠેરવ્યું, પણ એ દરમ્યાન વૃત્તરત્નાકર અને રઘુ- ।નો અભ્યાસ એક શાસ્ત્રી પાસે કરવા માંડયો. વૃત્તરત્નાકર તો પૂરો , અને રઘુવંશનો બીજો તથા ત્રીજો સર્ગ ચાલ્યો.

સને ૧૮૫૬ના નવેંબરમાં સુરત આવી પિંગળની ખોળમાં ફરવા ડયું. સારા ભાગ્યે ‘જ્ઞાન સાગર’ના પેલા છાપનાર જદુરામ સાથે ..ી થઇ હતી તે આવા ઠેકાણાનો ખરો ભોમિયો હતો. તેથી તેની .હે એક કડીઓ હાથ લાગ્યો તેના ઘરમાં. દાદુપંથી સાધુ કવિ લદાસ જે સુરતમાંજ થોડા વર્ષ ઉપર થઇ ગયા હતા, તેના બનાવેલા બ્યોનો તમામ સંગ્રહ હતો. તેણે કહ્યું કે “કાલે આવજો, માં કોઇ પિંગળ છે કે નહિ તે જોઇશું. પછી બીજે દહાડે તેની ।સે ગયો ને ત્યાં પેટારો ઉઘાડયો તેમાંથી છંદરત્નાવળી નામનું પુસ્તક ।કળ્યું. તેણે મને કહ્યું કે હું ઘેરતો નહીં આપું, પણ અહીં આવી લખી પછી હું રોજ સવારે કલમ ખડિયો કાગળ લઇને તેને ઘેર જતો ને પિંગળ લખતો. તે કડિયા પાસે લાલદાસનાં કરેલાં ચાળીસેક રંગેલાં ને ।રા અક્ષરથી લખેલાં ચિત્ર કાવ્ય હતાં તે મને તેણે દેખાડયાં ને વાંચી તાવ્યાં—મારૂં મન તે ઉતારી લેવાનું થયું.” આ કડિયાના ઘરમાં દાદુપંથી

વેદાંતની ચર્ચા હમેશા ચાલતી તેથી નર્મદાશંકરથી નિરાંતે લખી શકાતું નહિ. થોડા દહાડા પછી તે ભગત કડીયાએ દરરોજ થોડાંક પાનાં ને ચિત્ર કાવ્ય ઘેર ઉતારવા આપવાનું કબુલ કર્યું. "પછી હું રોજ ચાર પાંચ ચિત્ર કાવ્ય લઊં ને રસ્તામાં ચિતારાની દુકાને નકલ ચિતરવાને આપું–ઘેર જઇ જમું ને પાછલે પહોરે પાછો ચિતારા પાસથી લઈ આવું–રાતે તેમાં અક્ષર લખું ને વળી રત્નાવળી લખું. એ રીતે મેં સઘળાં ચિત્ર કાવ્ય ચિતરાવી લખી રાખ્યાં ને રત્નાવળી પણ લખી લીધી. એ પિંગળનાં પુસ્તકની મતલબ મેં મારી મેળે સંસ્કૃતને જોરે સમજી લીધી. એ પુસ્તકથી મને દોહરા ચોપાઇ વિગેરે માત્રા વૃત્તોના નિયમ જણાયા" આવી મુશીબતો હાલ પણ પડતી હોત, તો વારૂ કેટલા છોકરાઓ કવિ કહેવડાવવાને તૈયાર થાત? અરે તેઓ તો હાલ પિંગળ જ્ઞાનનો આટલો પ્રસાર છતાં પણ કયે દહાડે એક પણ છંદ સશુદ્ધ બનાવવાની પરવાહ રાખે છે? તેઓ તો જાણે છે કે નામની જોડે ક ને **વિ** લખતાં આવડયું એટલે કવિ થઇ ચૂક અને વખતે **વિ** દીર્ઘ થઇ જાય તો પણ શું? બહુ સારૂં, આપણું પણું દીર્ઘતાને પામ્યું:–કાંઈ લઘુતા તો એથી આવી નથી? માં

આ કામમાં કવિને દોઢેક મહિનો ભાગ્યો. એ કામ થયાથી હ:ના મુંબાઇ આવી એકાદ કાવ્ય બનાવવા માંડે છે એવામાં એના બાપે કહ્યુ કે તું ગુજરાતીમાં પિંગળ લખે ત્યારે ખરો. એ ઉપરથી નર્મદાશંકરે પિંગળ પ્રવેશનો આરંભ કર્યો, અને તે બનાવી છપાવી એ ગુણી પિતાને જ અર્પણ કરી ૧૮૫૭ની ૬ ઠી અપ્રેલે લોકમાં પ્રગટ કર્યો. એ પહેલી આવૃત્તિ શીલા છાપની છે, અને તેના હસ્તાક્ષર કવિના બાપના પોતાનાજ છે.

પિંગળનું થયું, પણ અલંકાર ને રસ જાણવાના રહ્યા. તે માટે પિંગળ પ્રવેશ કાઢ્યા પછી તુર્તજ ચંદ્રાલોક* તથા તેની સાથે નૃસિંહ ચંપુનો અભ્યાસ કરવા માંડયો, અને તે ભણી રહી ૧૮૫૮ના જાનેવારીમાં એક તર્ફથી અલંકાર પ્રવેશ લખવા માંડયો, અને બીજી તર્ફથી પ્રતાપરૂદ્રમાંથી રસ પ્રકરણ શીખવા માંડયું. રસનું જ્ઞાન થતાંજ રસ પ્રવેશ

---

* એ જયદેવકૃત અલંકારનો ગ્રંથ છે, અને એ ઉપરથીજ જયસિંહ મહારાજે વ્રજમાં ભાષાભૂષણ રચ્યુંછે. ચંદ્રાલોક પ્રાચીન (મમ્મટના વખત પછી રદ ગણાએલા) કાવ્યશાસ્ત્રનો ગ્રંથ છે. હાલ અલંકારનો સર્વમાન્ય ગ્રંથ તો કુવલયાનંદ અને કાવ્યશાસ્ત્રનો કાવ્યપ્રકાશ છે.

ઢયો, અને એ બંને પ્રવેશો જુલાઇ સુધીમાં બે અઢી મહીને
ંધ પ્રગટ કરી દીધા. નર્મદાશંકરની રીત એવી હતી કે કોઈ
ખવો કે તુર્તજ તે બાબત કાંઇ બનાવવું.

ાટલા અભ્યાસથી નધરાતાં એજ વર્ષના ડીસંબરમાં પૂને જઈ
ઠ શાસ્ત્રી પાસે લઘુ કૌમુદી અને વિષ્ણુ શાસ્ત્રી પાસે વિક્રમો-
ાટક શીખવા માંડયા. લઘુ કૌમુદિની બિજી વૃત્તિ અને નાટક પૂરાં
બાળ શાસ્ત્રી દેવ જે વ્યાકરણ ને કાવ્ય શાસ્ત્રમાં નિપુણ છે અને
ઘેર પંદરેક વિદ્યાર્થિયોને ભણાવે છે તેની પાસે હું કાવ્યચંપુ
ંના પ્રસ્તાવિક શ્લોકો (સાહિત્ય) લખી લેતો ને કાવ્ય શાસ્ત્રના રંગો
કવિતા તે શું? ઉત્તમ કવિતા તે શું? અલંકાર ને રસમાં અંતર
ાાદિલઇ પ્રશ્નો હું તેને કરતો, તેના ઉત્તરમાં તે ગ્રંથોના પ્રમાણ
મારી પતીજ કરતા. એની પાસે મેં મારાં પિંગળ, અલંકાર, ને
શુદ્ધ કરાવ્યાં; તેમ વૃત્તરત્નાકર ઉપર એક જૈને મોટી ટીકા કરી
ગ્રંથ હું તેની પાસે શીખ્યો—એમાં આર્યા ગીતિનો પ્રસ્તારાદિક
ા સવિસ્તર છે તેપણ જોઇ લીધો. રાતે હું લિંગપુરાણ ને અધ્યાત્મ
ણ વાંચતો." પુનેથી ૧૮૫૯ના માર્ચની ૨૦ મીએ પાછું મુંબાઈ
વવું થયું. એજ વરસમાં "મેં ચિંતામણિપિંગળ, સુંદરશ્રૃંગાર,
ાભૂષણ, રસિકપ્રિયા એ હિંદુસ્તાની ગ્રંથોની મતલબ ઉપર ઉપરથી
ભાષા જાણનારા કચ્છ તરફના મારા મિત્રો પાસેથી જાણી લીધી"
મ નર્મદાશંકર નોંધે છે.

આ પ્રમાણે કવિપણાને યથાસ્થિત યોગ્ય થવાનો મહા પ્રયત્ન
ર્મદાશંકરનો છેક સને ૧૮૫૯ની આખર સુધી ચાલ્યો, અને હવે પછી
ણ પ્રસંગ આવે કાવ્યશાસ્ત્રનું જ્ઞાન વધારવાને ચૂકતા નહોતા, તો
ણ આ પ્રયત્ન કાળનો આપણે અંત ૨૩મી નવેંબર સને
૧૮૫૮થીજ ગણીશું તો સુગમ પડશે, કેમકે આ દિવસે નર્મદાશંકરે
પોતાની આખી જિંદગીનો જેપર આધાર એવું એક પગલું ભર્યું.
આ દિવસે* નોકરીનું રાજીનામું આપ્યું (અત્યાર સુધી કાંઇ કાંઇ નોકરી

* નોકરી છોડયા પછી ઉદર નિર્વાહને અર્થે ચાર પાંચેક વર્ષ સાહેબ લોકને ગુજરાતી ભણાવવાનું કામ નર્મદાશંકરે કર્યું હતું ખરૂં, અને એ દરમ્યાન હરદાસ થવાનો, કાઠીયાવાડના નવા સ્વામીનારાયણ સાથે મળી જવાનો, તથા

કર્યો કરતા હતા), અને વળી મનથી નિશ્ચય કર્યો કે હવે પછી નોકરી ન કરતાં બધું જીવન શારદા સેવનનેજ અર્પણ કરવું. કવિ લખે છે કે, "મેં ઘેર આવી કલમના સામું જોઇ આંખમાં ઝળઝળીયાં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઊં." ઉભરાઇ જતા હૈયાના આ બોલ વાંચી કયા વાંચનારની આંખ પણ સાનંદાશ્ચર્યની સાથે સજળ થયા વિના રહેશે? અને જ્યારે વિચાર કરીએ છિયે કે આ પ્રતિજ્ઞાથીજ પૈસા ટકા સંબંધી તો કવિને પોતાની લગભગ અર્ધી જિંદગી બહુ દુઃખમાં કાઢવી પડી, ત્યારે એ સાનંદાશ્ચર્યમાં વધારે ગરકાવ થઇ આપણાથી એમ બોલાઈ ગયા વિના રહેવાતું નથી કે "ધન્ય છે, કવિ, તારી આ ઊંચી મનોવૃત્તિને!" નર્મદાશંકરની આ નિસ્પૃહી ઉચ્ચ મનોવૃત્તિએ દેશને તો બેહદ લાભ કીધોજ છે, અને એના પણ આત્માની ઉત્તરોત્તર વૃદ્ધિમાં એજ મહા સાધનભૂત થઇ હતી.

આજ વરસમાં (સને ૧૮૫૮ ના એપ્રિલમાં) ઉપર મુજબ કાવ્ય શાસ્ત્રોનું સારૂં જ્ઞાન મેળવ્યા પછીજ—નર્મદાશંકરે અત્યાર સુધીમાં જે કવિતાઓ બનાવી હતી તેને 'નર્મ કવિતા' એ નામથી પહેલ વહેલી અંકોમાં પ્રગટ કરવા માંડી. આ વખત બે અંક બહાર પડયા, અને એજ વરસના પાછલા ભાગમાં ત્રીજો પણ છપાયો. નર્મકવિતા અંક રૂપે હમણાંજ બહાર પડી, પણ ખાનગી કે જાહેરમાં કવિ મુખે વંચાયાથી, એના ગદ્ય નિબંધ બે ચાર છપાયા હતા તેમાં કેટલીક આવી જવાથી તથા બુદ્ધિવર્ધકમાં કેટલીક છપાયાથી, નર્મદાશંકરનું કવિરૂપે દર્શન તો કયારનું ગૂજરાતમાં બધે થઇ ચૂકયુંજ હતું. પિંગળ પ્રવેશથી એ કીર્ત્તિમાં ઘણો વધારો થયો હતો, અને અલંકાર તથા રસ પ્રવેશો પ્રગટ થતાંજ બધાને એમ ભાસ્યું કે કવિતાના પ્રદેશમાં આ કોઇ નવો સૂર્ય ઉગે છે. મુંબાઈમાં તો

---

છેવટ સુધારાવાળા પાસે 'મિશન' કઢાવી તેના એક પ્રચારક થવાનો, વિગેરે ઘણાક મનસુબા તથા કાંઈ કાંઈ પ્રયત્નો કર્યા હતા કે તેથી બહોળી જીવાઈ મળે અને બધો કાળ વિદ્યાને લગતા કામોમાંજ જાય. આ હેતુ તો હાલ આપણા દેશમાં કેળવણીખાતાની નોકરીથીજ ઘણે દરજ્જે પૂરો પડી શકે છે, પણ તે તો કવિને પસંદ ન પડવાથી આવા બુટ્ટા ઉઠાવ્યા અને તે કાળ વિરૂદ્ધ હોવાથી નિષ્ફળ ગયા. એકવાર મુંબઈમાં હરદાસની કથા કરી પણ હતી, ને ૧૦ રૂપિયા મળ્યા હતા.

.ને બધાજ નર્મદાશંકરની રસમસ્ત શૈલી ઉપર મોહિત થઇ ગયા.
. ગુજરાતી પંડિત દાખલ એની ખ્યાતિ સરકાર સુધી પહોંચી
ગુજરાતી જોડણી છેવટની મુકરર કરવા જે કમિટી નીમાઇ
.વે નર્મદાશંકરને તે વેળાના ડિરેક્ટર આવ પબ્લિક ઇંન્સ્ટ્રકશન
.વર્ડની તર્ફથી માનપૂર્વક આમંત્રણ થયું, અને તે એણે કબુલ

ને ૧૮૫૯ ના મે માસમાં આંખનું ઓસડ કરાવવા સારૂ કવિ
રામનું મુંબાઇમાં આવવું થયું. આથી મુંબાઇમાં એ બંને કવિનો
વિકપણેજ લોકો મુકાબલો કરવા લાગ્યા. કેટલાકની ઇચ્છા બંનેને
કરી તે દરેકની કેવી કવિતા છે તે જોવાની થઇ, અને એવો એક
.લો વાલકેશ્વરમાં ભગવાનદાસને બંગલે વિનાયકરાવ (તે વેળાના
:એન્ટ ટ્રાન્સલેટર) ના આગૃહથી થઈ પણ ગયો. દલપતરામે હોપ
બને દોલતરાય એ બે નામની બાહ્યાંતરલાપિકાનું ચાતુર્ય દેખાડયા
। જાદવાસ્થલી મોટેથી પોતાના ભાણેજની મદદથી ગાઇ સંભળાવી.
.દાશંકરે હાલજ રસપ્રવેશ બનાવ્યો હતો તેના છંદ મોઢેથી ગાઇ બ-
.ા. વર્ત્તમાનપત્રોમાં ચર્ચા ઉઠી કે એ બેમાં શ્રેષ્ઠ કવિ કોણ, અને
'લાક નર્મદાશંકરની કવિતાને વધારે વિદ્વત્તા ભરેલી છે એમ કહી
પતરામને વખોડવા લાગ્યા. બંને કવિ જાતે પણ સરસાસરસીપર
.વેલા ખરાજ, પણ તે દરેકનો આ અનિષ્ટ ઝગડામાં કેટલો ભાગ હતો
નિર્ણય કરવાનું આ સ્થળ નથી. 'પારસી પંચે' તો એક રમુજી ચિત્રમાં
'નેને એક બીજાની ચોટલી પકડાવી ખૂબ લડાવ્યા છે! આ ઝગડાનું
ફળ એ થયું કે એ બંનેનાં મન એક બીજાથી ઊંચાં થયાં, અને તે
થયાં તે થયાંજ–હવેથી તેઓ એક બીજાપર પોત પોતાની રીતે કટાક્ષજ
ફેંકતા રહ્યા.

આજ વરસમાં આટલી બહારની ઉપાધિ છતાં નર્મ કવિતાના અંક
૪-૫-૬-૭-૮ બહાર પડયા. ૫ મો તથા ૬ ઠો અંક એ વૈધવ્ય ચિત્રથીજ
ભરેલા છે. આ વૈધવ્ય ચિત્રે દેશમાં હો હા કરી મૂકી, સુધારા પક્ષ બહુ
જોર પર આવ્યો, અને જૂના પક્ષને લાગ્યું કે આ કોઈ સમર્થ પુરૂષ
સામો આવ્યો છે. આ વખતથી કવિની કીર્ત્તિ ઇંગ્રેજી ભણેલા ને સુધારા-
વાળાની હદમાંથી બહાર નીકળી સામાન્ય લોકમાં પ્રસરી.

આ જે કીર્ત્તિ જામી તેમાં નર્મદાશંકરે વર્ષોવર્ષ નવી નવી તરેહની કવિતાઓ પ્રગટ કરી સને ૧૮૬૬ સુધી ઉત્તરોત્તર વધારોજ કર્યા કર્યો. નર્મદાશંકરને લોક પાસે નાણાં કઢાવવાની યુક્તિ નહોતી આવડતી અગર તેમાં જે ખટપટ ને ખુશામત કેટલેક દરજ્જે કોઈ વેળા જોઈએ તે કરવા ઉપર એનું મન નહોતું, પણ લોકમાં પોતાની કીર્ત્તિ તાજી ને તાજીજ રાખવાની એને ઘણીજ ચીવટ તથા આવડત હતી. તેમનાં ગીતોનો શોખ લોકોમાં ઓછો થવા નહોતો આવ્યો એટલામાં ૧૮૬૦માં નર્મકવિતાના ૯ ને ૧૦ મો અંક છપાવ્યા તેમાં રૂક્મિણી હરણ વગેરે [illegible] બાનીની કવિતા લોકની આગળ રજુ કરી. કવિએ કવિતા વિષે વિવેચન શૈલીનાં રસિક ભાષણો આપ્યાં તથા છપાવ્યાં, અને સને ૧૮૬૧ માં ઋતુવર્ણન નામે નાનું પણ પંડિત શૈલીનું મહા રસિક કાવ્ય પ્રગટ કરી વિદ્વાન વાચકોને એકદમ છક કરી નાંખ્યા. સને ૧૮૬૨માં સાત વર્ષની કવિતાનું એક પુસ્તક કાઢ્યું, અને તેમાં વન વર્ણનથી ગુજરાતી પ્રજાને માટે એક નવોજ કાવ્યપ્રદેશ ઉઘાડ્યો. પ્રવાસ વર્ણન પણ એવીજ નવી શૈલીની કવિતા છે. ૧૮૬૩માં નર્મકવિતા પુસ્તક બીજાના અંક પ્રથમ એકઠા આઠ સાથે સામટા છપાવ્યા, તેમાં વનેસંગ ને ચાંદબાની વાર્તા લખી શામળભટની શૈલીનો રસ દેખાડ્યો. ૧૮૬૪માં "હિંદુઓની પડતી"ના કાવ્યના લાંબા છંદોથી વ્હેમોનું જડ મૂળમાંથી ખંડન કરી નાંખ્યું, અને પોતે આ વખત અભિમાનમાં કહેતા તેમ નર્મકવિતાના પુસ્તકને "ગુજરાતના મહાભારત"નું રૂપ આપી દીધું. સને ૧૮૬૬માં "નાયિકા વિષય પ્રવેશ" પ્રગટ કરી કાવ્ય શાસ્ત્રોના ગ્રંથોની પરિસીમા કીધી. સને ૧૮૫૮-૫૯થી તે ૧૮૬૫-૬૬ સુધીનો કાળ કવિની જિંદગીમાં પૂર્ણ ભરતીનો હતો, અને આ સમે જેવી એની કીર્ત્તિ પ્રકાશતી હતી તેવી [illegible] આટલા થોડા વખતમાં પ્રકાશી હશે. આ વખત પછી નર્મદાશંકરે કવિતા તો કેટલીક કરી, અને કવિ રીતે ગણના એમના [illegible] થતી, પણ આ વખતનો કીર્ત્તિરંગ ન્યારોજ હતો.

નર્મદાશંકરનો કવિ રૂપે ઉદય વર્ણવ્યો, [illegible] એથી પણ વધારે કીર્ત્તિ આ [illegible] બોલવાનુંજ રહ્યું છે. ગુજરાતી ગદ્ય [illegible] ૧૮૫૦ [illegible] લખવા માંડ્યું હતું. ત્યાર સુધી [illegible]

કાઢી નાંખી રૂઢ, રમતી, મર્માળી વાણી ગુજરાતી ગદ્યમાં દાખલ મહાભાન નર્મદાશંકરનેજ છે. હોપ સાહેબે ગુજરાતી નિશાળોને વાંચનમાળા રચાવી તેમાં કેવળ સરળતા ઉપરજ લક્ષ રાખતાં મરોડ પણ નીકળી ગયો હતો. નર્મદાશંકરનું ગદ્ય જેવું સરળ રૂઢ, અને જેવું રૂઢ તેવુંજ પ્રસંગસર પ્રૌઢ પણ હતું. આ કારણથી ઘ જેના વાંચવામાં આવતું તે મોહ પામતા. ભણેલા ને ન ભણેલા ને એ વાહાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સંસ્કૃત વિદ્વાન એ તે સમાનજ પ્રીતિકર હતું. આ નવી શૈલીનું લખાણ બુદ્ધિવર્દ્ધક ીયામાં આ સમે ઘણું આવતું અને તે ખાતર તેના નવા અંકને વાંચનાર તલ્પી રહેતા હતા. કવિએ કેટલાક માસ ૧૮૫૮ માં બુદ્ધિ-નું અધિપતિપણું પણ ચલાવ્યું હતું.

આ બધા લખાણના સામટા સંગ્રહનું મોટું પુસ્તક "નર્મગદ્ય" એ નામે ને ૧૮૬૫માં બહાર પડયું. ૧૮૬૪ના પાછલા ભાગમાં કવિએ "ડાંડિયો" નું એક પખવાડીયાનું નાનું સરખું પત્ર (કે ચોપાનીઉં જે કહો તે) નું હતું. તેણે તો તેના હસામણા પણ વજ્રપાત જેવા લખાણથી મી ગુજરાતને ઉથલપાથલ કરી નાંખી. એમાં કવિએ પંડતો કોઇની ા ઉપર હુમલો ક્વચિતજ કર્યો છે, પણ જેની ઉપર આ વજ્રપાત ા તે બધાની સાથ વેરતો અલબત્ત નર્મદાશંકરનેજ બંધાયું, કેમકે ડીટર પોતે. એ અદાવત પાછળથી એને કેટલેક દરજ્જે નડી પણ ખરી, તુ આ વેળા તો કવિની કલમ વખણાઇ, અને ડંકો થઇ રહ્યો—મોટા ટા પણ ડરવા લાગ્યા.

નર્મદાશંકરે આજ અરસામાં ગુજરાતી વ્યાકરણ લખવા માંડયું નું, પણ તેના બેજ ભાગ લખી બંધ રાખ્યું. એ બંને અને ૧લો તો ીંગ કરીને સારોજ છે.

મારહેસર કરામજી મુસવાળી શાળોપયોગી ઇંગ્રેજી-ગુજરાતી ડિક્શનેરી, ે પાછળથી જહાંગીરશાહકૃત એનડીજ ડિક્શનેરીમાં ભળી ગઇ છે, તેના ણ લખનારમાં એક નર્મદાશંકર પણ હતા. એ લખે છે કે "એ પુસ્તકના રચાણથી મને બીજે દિશે પણ સારી પેઠે નફો થયો." મતલબ કે ર્વિન. નર્મદના બીજા પુસ્તકોથી કહના પ્રમાણમાં આટલો નફો થયો નથી. ઉભરતા છે. ગ્રંથકારના ધંધાની આ એક સામાન્ય નીશા છે.

નર્મકોશ એ નર્મદાશંકરના લાંબા ધીર ઉદ્યોગ, ભાષાજ્ઞાન, અને શાંત-સૂક્ષ્મબુદ્ધિનો મોટો કીર્ત્તિસ્તંભ છે. ગુજરાતી ભાષામાં મૂળ કોશ નહિ, ત્યાં આવડો મોટો અને આવો સારો, એકજ માણસના ઉદ્યોગથી, અને તે પણ બીજાં સાક્ષર કામો અને સંસારી અને ઉપાધિની વચમાં બનવો એ ગુર્જર ભાષાને ખરેખરી અભિવંદના આપવા યોગ્ય વાર્ત્તા છે. હિંદુસ્તાની મરાઠીમાં અગ્રેંજી સમજુતીવાળા કોશ આથી પણ સારા છે ખરા, પણ સ્વભાષાજ જાણનારને ઉપયોગી પડે એવો મોટો એકે નથી. આ મહા કોશનો પ્રથમ મનસુબો નર્મકવિતામાં આવેલા તમામ કઠણ શબ્દોની ટીપ તૈયાર કરતાં ઉઠયો, અને તે આગળથી ઘરાકો મેળવી ભાગોમાં કાઢવાનું ઠર્યું. એનો પહેલો ભાગ ૧૮૬૧માં, બીજો ૬૨માં, અને ત્રીજો ૬૪માં બહાર પડયો. ચોથો ૬૬માં છપાઈને તૈયાર થયો તે બહાર ન કાઢયો, કેમકે મૂળ ઘરાકોમાંના ઘણા ખરા તે વેળા તુટી ગયા હતા. આ વખતે "તગારૂં" શબ્દ સુધી કોશ આવી પહોંચ્યો હતો અને કામ હજી અર્ધો અર્ધ બાકી હતું. આ જોઇ, કાંઇ પણ આશ્રય નહિ, અને આ વેળા સંસારની પણ ચિંતાઓ ઘણી, તેથી નર્મદાશંકરનું મન ભાગી ગયું; અને બે એક વર્ષ કોશને પડતો મૂકયો. પણ ધીરવીર નર્મદ આરંભેલું કામ અધૂરૂં મૂકે એવો નહોતો. જાણે એકદમ ચમકી ઉઠયો હોય તેમ તેણે ૧૮૬૮માં કોશનું કામ પાછું હાથમાં લીધું, અને રાતને દહાડો તેનીજ પછાડી મંડી એ વર્ષ પૂરૂં થતાં પહેલાં ગ્રંથની સમાપ્તિ કરી નાંખી. હવે એમ વિચાર થયો કે આટલો ભાગ છૂટો છપાવવા કરતાં પાછલા ભાગો પણ સુધારા વધારા સાથે ફરી છપાવી એક સામટો મોટો ગ્રંથજ બહાર પાડવો. ગ્રંથ મોટો લખવા કરતાં પણ તે છપાવવો એ ગરીબ ગ્રંથકારને મહા મહા મુસ્કેલી અને દુઃખનું મૂળ છે, તે બિચારા નર્મદાશંકરે પૂરેપૂરૂં આ વેળા અનુભવ્યું. આશ્રય સારૂ એણે જે આ પ્રસંગે તર્ફડીયાં માર્યાં, અને ચોતર્ફથી એને જે અન્યાય કે બે કદરપણું મળ્યું તે ત્રાસ ઉપજાવે એવું છે, પણ તે વર્ણવાનો અત્રે અવકાશ નથી. ધન્ય છે નર્મદાશંકરની સબુરીને કે આવા મોટા ગ્રંથની પ્રસ્તાવનામાં કે પોતાના બીજા પરિશ્રમ વિષે કાંઈ પણ ન બોલતાં આટલુંજ ૯ છે "પ્રવૃત્તિવાળી સ્થિતિમાં તથા આશ્રય વિનાની સ્થિતિમાં પણ ઉ વાળા ઉદ્યુક્તપણાવડે આ કોશ રચાયો છે ને છપાયો છે." આ કેવા

મનનો સ્વાભિમાની આત્મસંતોષ! મહારાજોની ધૂળ ઝાડકી નાંખ-
અને ડાંડીયામાં ભલ ભલાને ધ્રુજાવનારી કલમમાં તે આ શી પ્રૌઢ
! પણ ખરી વાત એ હતી કે કવિએ નાના પ્રકારના કોડમાં રમીં,
ાને દોરંગી દેખી, ઉચ્છેદક સુધારાવાળાનું મિથ્યાત્વ સમજી, તેમનાથી
તતા પામી, પોતાના આત્માને નિવૃત્તિ માર્ગ તરફ વાળવા માંડયો
અને આ વેળા તે નિવૃત્તિ તો હજી સાધ્ય થઇ નહોતી, પણ અણ-
ુને ઠોક મારવા પણ વૃથા છે એમ જાણી નર્મદાશંકરે તે સમયની
ૃી અને પોતાની ઉચ્ચવૃત્તિ એ મહાગ્રંથ ગુજરાત દેશનેજ અર્પણ
વ્યંગ્યમાં દર્શાવી, કે હાલના એકદર બડેખાંઓમાંથી કોઇ પણ આ
ર્પણને પાત્ર નથી. સમસ્ત દેશને આ ગ્રંથ અર્પણ થયો એજ સારૂં
છે. આવી મહેનતે અને આવા જોખમે આવો મોટો ગ્રંથ પ્રગટ
ાની હિંમત જે દેશના સુપુત્રે કરી તે દેશને તો અભિનંદનજ ઘટેછે કે

"જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુમ્બી, પ્રેમ શૌર્ય અંકીત
તું ભણવ ભણવ નિજસંતતિ સઊને પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુંદર જાત
જય જય ગરવી ગુજરાત."

આથી પણ વધારે ઉચ્ચવૃત્તિ નર્મ કવિતાના મોટા પુસ્તકના ગ્રંથા-
ુ પ્રસંગે અમારા ખુદ જોવામાં આવી હતી. બધો ચોપડો છપાઈ
ો છેલ્લાં પ્રુફ આવ્યાં હતાં. તે દિવસે રવિવાર કે શનિવાર હોવાથી
મારા હમેશના રિવાજ પ્રમાણે સાંજના ચાર વાગે કવિને મળવા જાઉં
, તો તેમને બારીએ મારી રાહ જોઇનેજ ઉભેલા દીઠા. ઉપર જઇને જોતાં
ઈ દિવસ પણ નહિ દીઠેલી એવી ઉદાસીમાં તેમને દીઠા. જાણવું જોઇએ કે
ારી સાથે સાત આઠ વર્ષનો ગાઢો પરિચય હતો, તોપણ પોતાની ખાનગી
ઝવણો (દ્રવ્ય સંબંધી કે બીજી) કદીપણ ઉચારતા નહિ, અને કોઇની
ાગળ પણ તે પ્રદર્શિત કરવાનો સ્વભાવજ નહોતો. આવું એનું ધૈર્ય
ેઇ બધાને આશ્ચર્ય થતું. આજે તો મને જતાં વારજ બહુ ખિન્ન અવાજથી
હ્યું કે "તમે કાંઇ જાણોછો? કરસનદાસ ભાગ્યા!" શેઠ કરસનદાસ

માધવદાસ કવિના મોટા મિત્ર અને ગુણગ્રાહક હતા. નર્મદા કવિને મોજ તે એજ. નર્મદાશંકરને કોઇની તરફથી પણ સારો આશ્રય મળ્યો એમ કહેવાય, તો એની આખી જિંદગીમાં આ કરસનદાસ તર્ફથીજ. અત્યાર સુધીમાં એની તર્ફથી નર્મદાશંકરને ૧૦-૧૨ હજાર રૂપિયા મળ્યા હશે-બીજાઓ તર્ફથી કવચિત મળેલા તે સો બસેજ અને તે બધાનો કુલ સર્વાળો ભાગ્યે એક હજાર થાય. આ ઉપકાર બદલ નર્મદાશંકરનો વિચાર આ મોટો ચોપડો કરસનદાસનેજ અર્પણ કરવાનો હતો, અને છપાઇ ખર્ચ જેટલું તો મળશેજ એમ ખાત્રી હતી. પણ નર્મદની સઘળી આશાનો આ સ્તંભ તો શેરસટ્ટાના ઝપાટામાં એકાએક આ રીતે ભાગી પડયો. તેની ખબર એજ દહાડે સુરતમાં આવી હતી. કવિએ મને શોકનિમગ્ન હૃદયના ફીકા હાસ્યથી કહ્યું કે "જોયું, યોગનું મહાત્મ? પુરૂષ પ્રયત્ન શું ચાલે!!" પછીથી કરવું શું તેની મસલત ચાલી. કોઇ વ્યવહાર બુદ્ધિના મિત્રે સલાહ આપી હતી કે કરસનદાસને મૂકી હવે ગ્રંથાર્પણ કોઇ બીજાને કરવું અને તેની પાસે છપાઇ ખરચ મેળવવો. આ વાત કવિને ગળે ઉતરી નહોતી, અને એનો ટેકી આત્મા બહુ ગભરાતો હતો. એના મનમાં મૈત્રી ધર્મમાં ચૂકવું નહિ એવો તો દૃઢ નિશ્ચય અને તેની સાથે વ્યવહાર નીતિમાં ભૂલ્યો એમ પણ કહેવાય નહિ તેની મોટી લોલુપતા. જ્યાં એ બેનો વિરોધજ આવી પડેલો, ત્યાં તે બંનેનું સમાધાન શી રીતે થઇ શકે? મેં કવિને પૂછ્યું કે તમે કરસનદાસ સાથે 'અર્પણ કરવાને બંધાઇ ચૂકયા છો? એણે કહ્યું કે "બંધાઇ ચૂકયા જેટલે દરજ્જે તો વાત થઈ નથી; અને તેમ એણે પણ હું છપાઇ ખરચ આપીશ એમ કાંઇ સ્પષ્ટ કહ્યું નથી; પણ હું ગ્રંથ અર્પણ કરીશ અને એ મને ખરચ કરતાં પણ વધારે આપશે એમ અમારા એકેકના મનમાં તે સમયની વાતચિત ઉપરથી લાગેલું ખરૂંજ." હું જાણતો હતો કે કવિને માથે આ વખતે ભારે કરજ હતું (કવિએ તો હજી સ્પષ્ટ ન કહેલું તોપણ) અને હાલ આ મોટા ગ્રંથની છપાઇનો ખરચ એનાથી કદી પણ આપી શકાવાનો નથી. તેથી મેં કહ્યું કે કરસનદાસ સમજુ માણસ છે, અને તેથી તમે જો વખતને માન આપશો તો હું નથી ધારતો કે તેને ખોટું લાગે. સાચો સ્નેહ હોય તો તેજ આ વખતે તમને એમ કરવાની સલાહ આપે. કવિ કહ્યું કે એતો ખરૂં, પણ સવાલ એ છે કે 'એ બિચારો હાલ પૈસા

સ્થિતિમાં ન રહ્યો, માટે મારે શું જે પ્રેમવૃત્તિ દેખાડેલી તે-
ાછા હઠવું જોઇએ?' આનો જવાબ શો દેવાય? ચર્ચાતો ગંભીર રસ
ાકેક ચાલી, પણ એનું પરિણામ એજ થયું કે એ પ્રશ્નની સાથે
ત્રિકા કરસનદાસના નામનીજ કવિએ બીજે દહાડે લખી મોકલી.
નર ધીર ધર"નું પદ છે તે કવિએ આ પ્રસંગ ઉપરજ બનાવીને
હતું, અને તે લખવાનો ઉદ્દેશ કરસનદાસ કરતાં પણ પોતાના
ધીરજ આપવાનો વધારે હતો. આ સમેનો કવિના મનનો દ્રવ્ય
ા ગભરાટ આ મોટા પુસ્તકને અંતે "દુઃખ છે દુઃખ સંસારમાં"
કાંઇક માલમ પડી આવશે.

આ રીતે કવિનાં બધાંજ ગ્રંથાર્પણ જોશો તો તે અર્થ બુદ્ધિથી
પણ રસવૃત્તિએજ થએલાં માલમ પડશે. પિંગળ પ્રવેશ પોતાના
, અલંકાર પ્રવેશ ને નર્મગદ્ય દાકતર ભાઉ દાજીને, ઋતુવર્ણન તો
રસિક નરનારિઓ'નેજ, રસપ્રવેશ નભુલાલ કવિને, નાયકા વિષય
કાંઈક શ્લેષ ભાવે પોતાની સ્ત્રી ડાહીગૌરીને, અને નર્મકોશ સમગ્ર
જનનીનેજ અર્પણ કર્યો છે.

આ જોતાં ગ્રંથાર્પણથી તો દ્રવ્ય પ્રાપ્તિ કવિએ ઇચ્છેલીજ નહિ-
પોશિંદો ખુશીથી આપે તો તે અને પુસ્તકોના વેચાણ ઉપરજ
વાર રાખેલો. કરસનદાસ સિવાય બીજા તો કેટલા પોશિંદા નીકળ્યા
આપણે ઉપર સૂચવી ગયા છિયે. પુસ્તકોના વેચાણથી શરૂઆતમાં
કંઇક ઠીક કમાઇ થયેલી ખરી, તોપણ પૂરૂં થાય એટલી નહિ. બહાલી
કરી છોડી દીધા પછી ઈંગ્રેજોને ગુજરાતી ભણાવી તથા કન્યાશાળામાં કે
ાનગી ગૃહસ્થોને ઘેર કવિતા શીખવી નર્મદાશંકર મુંબાઇમાં હતા ત્યાં
વી પોતાનું પૂરૂં કરતા. એની "હકીકત"માં નાણાંની તાણનો પોકાર
ને કરજના ભણકારા તો મૂળથીજ છે, પણ સને ૧૮૬૪થી તે બહુજ
ધવા માંડે છે–આ વખતે ચોપડીઓનું વેચાણ તો લગભગ બંધજ થઇ
યું હતું, અને એનું કારણ એમ લાગે છે કે અત્યાર સુધી એમનાં
સ્તકો પારસીઓમાં બહુ ખપતાં, તેમણે બે એક વર્ષથી કવિની કાંઇક
ત્તણુકથી ગુસ્સે થઇ તે વાંચવાંજ બંધ પાડયાં હતાં. કવિનું મન પણ
પ્રસંગ પછી મુંબાઇ છોડી પ્રવાસે રખડવા તર્ફ લાગ્યું હતું, અને
વટ સને ૧૮૬૫ના જુલાઇમાં સુરત આવીનેજ નિવાસ કર્યો ત્યારેજ

એના મનની વ્યગ્રતા સમી. સુરતમાં વસવાનાં કારણો કવિ સંક્ષેપમાં આ પ્રમાણે દેખાડે છેઃ "શેર બજારની પડતી આવેથી ચોપડીઓનું વેચાણ બંધ પડેથી, લોકને શીખવવા જવાનું તો બે વરસ થયા બંધ રાખેલું તેથી કમ ખરચ રાખવાના હેતુથી, મિત્રોની ઘણી આવજાવથી મારા લખવાના કામમાં ઘણી ખલેલ પહોંચવા લાગી તેથી અને મુસાફરી કરવાને જીવ વલખાં મારે છે માટે આગળથી સ્ત્રીને સુરતમાં ઘર માંડી આપું કે નિરાંત થાય એ મતલબથી, મેં મારો ઉચાળો મુંબાઇમાંથી ઉઠાવી સુરતમાં નાંખ્યો." આ લખનારને ગાઢો પરિચય આ વખતથી થયો, અગરજો એ પહેલાં પાંચ ૭ વરસથી સારો સ્નેહભાવ બંધાએલો હતો.

નર્મદાશંકરના સાક્ષર પરિશ્રમો વર્ણવતાં આપણે બે માલમ રીતે એના સ્વભાવ તથા સંસાર સ્થિતિ ઉપર ઉતરી પડયા, અને ખરેખરો હવે તે વર્ણનનોજ સમય આવ્યો છે, પણ તેમ કરવા પહેલાં આ ઠેકાણે આપણે નર્મદાશંકરના સાક્ષર ઉદ્યોગનો હુંડો જોઇ લઈએ તો ઠીક. કવિતા રૂપ એનું તમામ લખાણ તો જે ગ્રંથના સંબંધમાં આ કવિજીવન લખીએ છિયે તેની અનુક્રમણિકા ઉપરથી યથાસ્થિત માલમ પડશે. મુખ્ય મુખ્ય ગદ્ય ગ્રંથો વિષે અમે અત્રે કાંઇ બોલી ગયા છિયે, અને હવે પછી લખાનાર મુખ્ય ગ્રંથ "ધર્મ વિચાર", જેમાં કવિના સુધારાના વિચારોએ ઉચ્છેદકપણું છોડી સંરક્ષણપણું સ્વીકાર્યું છે તે બાબત અન્ય સંબંધે કાંઇક બોલાશે. માટે અહિંયા નર્મદાશંકરના કરેલા તમામ ગદ્ય ગ્રંથોના નામની યાદી આપીએ છિયે. એમાંના ઘણાકનો "નર્મગદ્ય" એ નામના જાણીતા પુસ્તકોમાં સંગ્રહ થએલો છે, પણ તે કયા કયા અને કેવા વિષયો ઉપર છે તે જાણવા માટે અમે તેની વિષયવાર ગોઠવણી કરી છે, અને તેની સામા તે *કયા નર્મગદ્યમાંથી વાંચનારને મળશે તે પણ દર્શાવ્યું છે.

---

* નર્મ ગદ્ય એ નામનાં હાલ ગુજરાતીમાં બે પુસ્તક છેઃ—નર્મદાશંકરે પોતે છપાવેલું તે અને બીજું સરકાર તરફથી છપાએલું નિશાળોમાં ચાલે છે તે. સરકારે છપાવેલામાં કેટલાક ગ્રંથો નવાજ અને કેટલા જુનામાંના છે. જે જુનામાંના છે તે જુનામાંજ અમે ગણાવ્યા છે કેમકે તેમાંથી નર્મદાશંકરનું મૂળ લખાણ (રા. સા. મહીપતરામે ફેરફાર કર્યા વિનાનું) માલમ પડશે. એ ફેરફાર નિશાળોના સંબંધમાં યોગ્યાયોગ્યતાને વિચારે કરેલો છે, પણ સાક્ષર વાંચકને તો મૂળ લખાણનીજ અપેક્ષા રહે.

# ાશંકર કૃત ગદ્યુ ગ્રંથોની યાદી-બનાવ્યાના વર્ષ સાથે.

---

## સંસાર સુધારા સંબંધી.

(નર્મદાશંકરે છપાવેલા નર્મ ગદ્યમાં છે.)

૧ મંડળી મળવાથી થતા લાભ. (૧૮૫૦-૫૧)
૨ મુઆં પછવાડે રોવા કુટવાની ઘેલાઈ. (૧૮૫૬)
૩ સ્વદેશાભિમાન. (૧૮૫૬)
૪ પુનર્વિવાહ. (૧૮૬૦)
૫ રણમાં પાછાં પગલાં ન કરવાં. (૧૮૬૪)
૬ તુલજી-વૈધવ્ય ચિત્ર સંવાદ રૂપે. (૧૮૫૯-૬૩)

(સરકારે છપાવેલા નર્મગદ્યમાંજ છે.)

૭ કેળવણી વિષે. (૧૮૬૯)
૮ કુળ મોટપ (૧૮૬૯)
૯ *ગુજરાતીઓની સ્થિતિ. (૧૮૬૮-૬૯)
૧૦ લગ્ન તથા પુનર્લગ્ન. (૧૮૬૦)
૧૧ †સ્ફુટ વિષયો.

## નીતિ સંબંધી.

(નર્મદાશંકરે છપાવેલા નર્મગદ્યમાં છે.)

૧૨ વ્યભિચાર નિષેધક. (૧૮૫૫)
૧૩ નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતના ધર્મ. (૧૮૫૬)
૧૪ સંપ. (૧૮૫૭)
૧૫ ગરીબાઇ વિષે ભિખારીદાસનો સંવાદ (૧૮૫૮)

(સરકારે છપાવેલા નર્મગદ્યમાંજ છે.)

૧૬ ઉદ્યોગ તથા વૃદ્ધિ. (૧૮૬૭)

---

* આ નર્મદાશંકરે છૂટો પણ છપાવેલો છે.

† આ સ્ફુટ વિષયોને ગોઠવણ ખાતર સંસાર સુધારાના પેટામાંજ અમે લખ્યા છે, પણ તેના વિષય વિવિધ વર્ગના છે. તેમાં સાક્ષરત્વના ચૂટકા, અને ડાંડીયાને સંબંધે વર્તમાન ચર્ચા પણ છે.

૧૭ સુખ. (૧૮૬૯)
૧૮ સ્ત્રીના ધર્મ. (૧૮૫૭)
૧૯ સ્ત્રી કેળવણી. (૧૮૬૮)

### ધર્મ સંબંધી.

(નર્મદાશંકરે છપાવેલા નર્મ ગદ્યમાં છે.)

૨૦ ગુરૂ અને સ્ત્રી (૧૮૫૭)
૨૧ વિષયી ગુરૂ (૧૮૫૯)
૨૨ ગુરૂની સત્તા (૧૮૫૯)
૨૩ ભક્તિ (૧૮૬૦)
૨૪ સાકાર.(૧૮૬૦)
૨૫ *ધર્મ વિચાર (૧૮૮૫)

### સાક્ષરત્વ સંબંધી.

(નર્મદાશંકરે છપાવેલા નર્મગદ્યમાં છે.)

૨૬ કવિ અને કવિતા (૧૮૫૮)
૨૭ કવિચરિત્ર (ગુજરાતી કવિઓનાં ચરિત્ર-૧૮૬૫)
૨૮ સજીવારોપણ (૧૮૬૮)

### ઇતિહાસ સંબંધી.

(સરકારે છપાવેલા નર્મ ગદ્યમાંજ છે.)

૨૯ રામાયણનો સાર (૧૮૭૦)
૩૦ મહાભારતનો સાર (૧૮૭૦)
૩૧ ઇલિયડનો સાર (૧૮૭૦)
૩૨ મહા પુરૂષોનાં ચરિત્ર (૧૮૭૦)
૩૩ મેવાડની હકીકત (૧૮૬૭)
૩૪ †સુરતની સુખતેસર હકીકત (૧૮૬૬)
૩૫ મહાદર્શન ૧ લું (એટલે જગતના પ્રાચીન ઇતિહાસનું સમગ્રદર્શન-૧૮૭૪)

---

* જે પુસ્તકની સામા કાંઈ લખ્યું નથી તે નર્મદાશંકરે છૂટાં છપાવેલાં છે અથવા બીજાનાં છપાવેલાં છે એમ સમજવું. ધર્મ વિચાર "ગુજરાતી" છાપખાનાના માલિકે છપાવ્યો હતો. †આ નર્મદાશંકરે છુટી પણ છપાવેલી છે.

## ભાષાસંબંધી.



## નાટકો.



## બીજા કવિના સંશોધી છપાવેલા ગ્રંથો.



## ભાષાંતર.



---

* છૂટું છપાયું નથી, પણ સ્વદેશવત્સળ માસીકમાં છપાયું છે. †"ગુજરાતી" ગપખાનાના માલિકે છપાવ્યો છે. ‡ આ "સોદાગરપ્રેસ"ના માલિકે છપાવ્યો તો. § કાઠિયાવાડના રાજાઓના આશ્રયથી ને મી૦ કેમ્બેલ સી. આઇ. ઈ.ની લામણ ઉપરથી. ‖ "ગુજરાત સર્વ સંગ્રહ" મુંબઇ સરકાર તરફથી છપાવવા ાં આવે છે.

હવે કવિની સંસાર સ્થિતિ ઉપર આવીએ. પ્રથમતો લાલશંકર કાકાને વદાય કરી દઇએ. એમણે હવે છોકરાનું બહુ સુખ જોયું. "છોકરો ઠેકાણે પડે, છોકરો ઠેકાણે પડે" એવી જે પહેલાં ચિંતા રહેતી તે બદલ આ ભલા ડોસાએ જોયું કે મારો નર્મદાશંકર સુંબઇમાં એક મોટો ગણનીય પુરૂષ થઇ પડયો છે. પોતાને ઘેર મોટા માણસોને દરરોજ આવતા જોયા અને છોકરા સાથે સભામાં જઇ પોતે સન્માન પામી એની કીર્ત્તિ પ્રત્યક્ષ જોવાનો એણે વિરલો આનંદ અનુભવ્યો. દ્રવ્યની પણ (તેમની ગુંજાસ પ્રમાણે તો) તેમણે રેલછેલજ આ સમે જોઇ. હવે પછી જે નાણાંની દારૂણ ભીડ તથા નાત જાતના રોળા ઉઠવાના હતા તે જોવા આ ભાગ્યશાળી ડોસા રહ્યા નહિ એ પણ એક મોટી સંતોષકારક વાત છે, અગર જો તે જીવતા હોત તો તેની મર્યાદાથી આ બાબતોએ કેવું સ્વરૂપ પકડયું હોત તે આપણાથી નિશ્ચય પૂર્વક કહી શકાતું નથી. દવે લાલશંકરે પોતાના શરીરની નબળાઇ વધતી જોઇ ૧૮૬૩માં પેન્શન લીધું, અને આર્યોની એક* બળવત્તર લાગણીથી જન્મભૂમિમાં મરવાને સારૂ આવી વસ્યા. ત્યાં કેટલોક મંદવાડ ભોગવી ૬૪ના જાનેવારીમાં પોતાની† ૫૬ વર્ષની ઉમરે એ સંતોષથી દેવશરણ થયા. પોતાના દીકરાને કુળદીપકજ નહિ, પણ દેશદીપક જેવો પૂર્ણ તેજમાં મૂકી મરવું એ સમાન આવા પુત્ર વાત્સલ્યલીન લાલશંકરને મરણ સમે બીજું સુખ શું હોઈ શકે? એ વેળા નર્મદાશંકરની સાક્ષર કીર્ત્તિ તેના શિરોબિંદુએ પહોંચી હતી.

કવિનું રાંડયા પછી ફરીથી લગ્ન સને ૧૮૫૬ના અપ્રેલમાં પંડયાજી નામથી આખા સુરતમાં પંકાતા કુળના શાસ્ત્રી ત્રિપુરાનંદની દીકરી ડાહીગૌરી સાથે થયું હતું, પણ તે સાસરેઆવવા જોગ ૧૮૬૦માં થઇ; તેથી ૧૮૫૩થી તે ૧૮૬૦ સુધી અથવા ૨૦થી ૨૭ વર્ષની ઉમર સુધી નર્મદાશંકરનો ઘરસંસાર ફરીથી મંડાયો નહોતો, અને એ વાત એને લાગેલા લોકાપવાદનો વિચાર કરતાં કાંઇક લક્ષમાં રાખવા જોગ છે. આ ડાહી ગૌરી નામ પ્રમાણેજ ડાહી ને

---

* નર્મદાશંકરે પણ છેલ્લા મંદવાડમાં "અશ્વિનિકુમારનો કાંઠો"જ સંભાર્યા કર્યો હતો અને જે દિવસે તેમનો દેહ પડયો તે દિવસેજ એમને સુરત આણવાનો આગલી રાતે નિશ્ચય થયો હતો.

† લાલશંકરના બાપ ૬૨ ને એક ભાઇ ૫૪ વર્ષે મૂઆ હતા, અને કવિ પણ "વન"માંજ ગયા.

સુશીલ છે, અને તે હાલ બિચારી વૈધવ્ય ભોગવવા હયાત છે. એને કાંઇ સંતતિ થઇ નથી.

એ લોકાપવાદ સંબંધી આ ટુંકા ચરિત્રમાં બેજ બોલ બસ છે. મુંબાઇ સંબંધીના છે તે છેકજ ખોટા હોય એમ દેખાતું નથી, પણ તેમાં અતિશયોક્તિ ઘણી છે. સુરત આવ્યા પછી તો અમે જાણીએ છિયે કે કોઈની પણ પત્નિ તરફ એણે કનજર કરેલી કોઇના પણ સાંભળવામાં નથી. સુરત ખાતે લોકપ્રકોપ ઉઠવાનું કારણ તો એ હતું, કે નર્મદાશંકરે સને ૧૮૬૫-૬૬માં એક વિધવાને પોતાના પણ જોડના ઘરમાં આશ્રય આપ્યો હતો. તે સ્વજ્ઞાતિનીજ હોવાથી નાતીલાઓ રીસે ભરાયા, અને નર્મદાશંકરને સહકુટુંબ વ્યવહાર બહાર કર્યા. આ સઘળાનું નાતે સમાધાન કરી નાંખ્યા પછી થોડા વખતમાં નર્મદાશંકરે પાછો બીજી પણ સ્વજ્ઞાતિની સ્ત્રીનેજ આશ્રય આપ્યો. આથી જે લોકપ્રકોપ ઉઠયો તે કદી પણ પૂરેપૂરો સમ્યો નહિ. એમ કહેવાય છે કે આ સ્ત્રી સાથે કવિએ ૧૮૬૯-૭૦માં ખાનગી રીતે પણ યથાવિધિ પુનર્લગ્ન કર્યું. આ લગ્ન જાહેર રીતે થયું હોત, તો બેશક બહુજ સારૂં હતું, પણ નાગરી નાતમાં છતી બાઇડીએ બીજી કરવાની બંધી હોવાથી એમ કરવું એ કાયદેસર ગણાય કે નહિ એ બાબત નર્મદાશંકરના મનમાં બહુ વસવસો રહેતો. મારે વિચાર તો મૂળથીજ એ હતો કે અમુક જ્ઞાતિના બંધથી કાંઇ હિંદુપણાના સામાન્ય હક રદ થઇ શકતા નથી. તે છતાં એ ખરૂં છે કે જાહેરમાં કવિએ લગ્ન કર્યું હોત, તો લોકો તો એથી પણ સોગણા વધારે ગુસ્સે થાત. તેમને તો કવિએ આ વિધવાનો છોકરો જીવાડયો અને પાળ્યો એજ ખરેખરૂં જોઇએ તો પરવડતું નહોતું. ઘણાએ પોતાની કે પરજ્ઞાતિની રાંડીરાંડો સાથે ખુલ્લો આડકતરો સંબંધ રાખે છે, પણ તેનું કોઇએ નામ લેતું નથી—કેમકે તે શઠ પુરૂષો કાંઇ પુનર્લગ્ન કરતા નથી, અને જ્યારે ગર્ભ રહે છે ત્યારે તે અભાગિણી વિધવાને તેને સરજેલાં ઘોર કર્મો કરવાને રખડતી મૂકે છે અથવા પોતેજ તે કામમાં મદદ કરે છે. આ શો અજાયબ જેવો ધર્મને નામે અધર્મ!

નર્મદાશંકરના સંબંધની આ વિધવા વર્તણુકો એટલું તો સાબીત કરી આપે છેજ કે દેશમાં પુનર્વિવાહની લાંબી ચર્ચાઓ ચાલ્યાથી બીજા ફાયદા થયા હોય કે નહિ, પણ આટલું તો નિશ્ચય છે કે કેટલીક વિધવા-

ઓ બાળહત્યા તો નજ કરવી એવો દૃઢ ટેક ધરાવતાં શીખી, અને એ ફેરફાર સુધારકોના પ્રયત્નોને મોટી મુબારકબાદીજ આપવા જોગ છે.

સુધારા સંબંધી નર્મદાશંકરના મૂળ વિચારો નર્મકવિતા વગેરેમાં મોજુદ છે. એ લખે છે કે હું પહેલ વહેલો 'સંસ્કારી' સુધારાવાળો ૧૮૫૫માં થયો. એ વિચારો પછીથી બદલાઈને કેવા થયા હતા તે નર્મદાશંકરે પોતેજ 'ધર્મ વિચાર'માં તેનાં કારણ સાથે દર્શાવ્યા છે. એ બાબત અમારો તો અભિપ્રાય એવો છે કે નર્મદાશંકર કેટલીક બાબતમાં એક છેડેથી છેક બીજે છેડેજ જઈ બેઠા હતા, પણ અતિ ઉત્સાહી પ્રકૃતિ મધ્યમપણામાં રહી શકતીજ નથી એ આપણે ભૂલવું જોઇએ નહિ. તે છતાં આ વિચારોનો વ્યત્યય એકાએક નહિ, પણ ક્રમાનુસાર અને દેશહિતની લાગણીથી ઘણે કાળે થયો હતો એ અમે અમારા ખાનગી જ્ઞાનને આધારે ખાત્રી પૂર્વક કહી શકીએ છિયે.

જદુનાથજી મહારાજ સાથે પુનર્વિવાહનો વાદ ઉઠાવ્યો તે વેળા કરસનદાસ બાવો (જે જબરો તાલીમબાજ હતો) તેને સાથે લઇ એકલા જવું પડ્યું ત્યારથીજ કવિનું સુધારાવાળાપરથી તો દિલ ઉઠવા માંડયું હતું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ખાત્રી થવા લાગી કે સુધારાવાળામાં લોક વિચારની સામા ખુલ્લી રીતે પડવાની હિંમત નથી એ હિંમત આણવી એ વીરરસના પદોનો એક હેતુ હતો. સુધરેલ "મિશન હાઉસ" કાઢવાના તરંગો પણ આ હેતુસર હતા. એ બધું કરતાં પણ જ્યારે કાંઇ ફાવ્યું નહિ, ત્યારે એને સહજ ભ્રાંતિ પડવા લાગી કે આ સુધારાની વાતો કરીએ છિએ તે કોઈ દિવસ પણ લોકમાં માન્ય થવાને સંભવ છે કે નહિ? તે છતાં હજી સુધારાની હોંસ જેવીને તેવીજ હતી મને યાદ છે કે "ગુજરાતીની સ્થિતિ" વિષે નિબંધ લખ્યો ત્યારે તેમ છેવટે જે ત્રીસ વર્ષમાં આટઆટલા સુધારા થશે એમ તડાકા માર્યા તે બાબત મારે ઘણી તકરાર થઇ હતી, અને તે વેળા એમ કબુલ કર્યું હતું કે એ માત્ર મારૂં મન રીઝવવાની અટકળો છે, અને શાંત રીતે જોતાં તો આપણા ધર્માંધ લોકો કદી પણ સુધારાની વાત સ્વીકારે કે નહિ એ શક પડતું છે. હવેથી નર્મદાશંકરના મનની સ્થિતિ કેટલેક વખત આ પ્રમાણે રહીઃ-સુધારો ખરા દિલથી પસંદ, પણ તેની શક્ય.

૩

બાબત અંદરખાને ગંભીર સંદેહ. એવામાં રાજ્યરંગ લખવાનો પ્રસંગ આવ્યો.

"રાજ્યરંગ" લખવાની તૈયારીમાં નર્મદાશંકરે ઘણા ઈતિહાસ વાંચ્યા* અને તેથી પણ વધારે તે બાબત વિચાર કર્યા, અને તે બધામાંથી એ સિદ્ધાંત હાથ લાગ્યો કે કોઈ પણ દેશની સ્થિતિ કે વિચારો લાંબા કાળના પરિપાકથીજ બદલાઇ શકે છે, અને એ દરમ્યાન ગમે એવો પુરૂષ ગમે એવા પ્રયત્નો કરે તોપણ તે ફલીભૂત થતા નથી. આવું જ્ઞાન અનુભવમાં તો કેટલાક વખતથી આવેલુંજ, અને તે જ્યારે શાસ્ત્રીય સિદ્ધાંતથી પ્રતિપાદિત થયું ત્યારે નર્મદાશંકરને લાગ્યું કે અરે મેં દેશહિતનેસારૂ જે જે પ્રયત્નો અત્યાર સુધી કર્યા તે બધા ઉંધા માર્ગનાજ હતા, અને એવે માર્ગે દેશનું કદી પણ શ્રેય થવાનું નથી. આવી મનની સ્થિતિમાં સુધારા સંબંધી જે પોતાના મૂળ ઉચ્છેદક વિચારો હતા તેનું ફરીથી તોલ કરવા માંડયું અને તેમાં એને ઘણી ખામીઓ દેખાઇ, અને તે જેમ જેમ દેખાતી ગઇ તેમ તેમ એણે પોતાના વિચાર ફેરવવા માંડયા. ધર્મ સંબંધી જોઈએ તો નર્મદાશંકરના વિચાર ઘણું તો ૧૮૬૦–૬૧ સુધીજ બ્રહ્મસમાજી અથવા જેને કેટલાક કટાક્ષમાં ખ્રીસ્ત વિનાનો ખ્રીસ્તી ધર્મ કહે છે તેવા હતા. પછીથી તે કાંઇક કપોલ કલ્પિત વેદાંતના થયા હતા. એને એક જાતનું જડ અદ્વૈત (Material Pantheism) કહીએ તો કહી શકાય. એમાં પ્રવૃત્તિનુંજ ઐશ્વર્ય મનાએલું હતું. ૧૮૬૫–૬૬થી એમાં ચિદ્‌ભાગ અને કાળ કે યોગ બળ રૂપે પ્રારબ્ધ દાખલ થવા લાગ્યું. નર્મદાશંકરના ધર્મ વિચારોનું આ ઉત્તરોત્તર રૂપાંતર એના આ વખતના ગદ્યપદ્ય લખાણમાં પણ વિચક્ષણ વાંચનારને દૃષ્ટિગોચર છે. પછીથી જ્યારે ઇતિહાસના અધ્યયનથી કાળ માહાત્મ્ય વધારે મનમાં ઠસ્યું, ત્યારેજ છેવટે પરમસુખસાધનમાંથી પ્રવૃત્તિને કાઢી નિવૃત્તિને ગણવા માંડી. નિવૃત્તિની દૃષ્ટિએ જોતાં આર્ય નીતિ રીતિઓ વધારે પ્રીતિકર લાગવા માંડી, અને તેમ થતાં અધ્યાત્મિક જ્ઞાને પૌરાણિક વેદાંતનું રૂપ પકડવા માંડયું. આમ થતાં ચાર પાંચ વર્ષ લાગ્યાં, અને એ દરમ્યાન કવિ ચુપજ રહ્યા હતા,

* કવિ એકવાર કહેતા હતા કે રાજ્યરંગ લખવા માટે નાના મોટા ૨૦૦ ને આશરે ગ્રંથનું અવલોકન કીધું છે.

પણ આ સંશયી સ્થિતિમાં એને બહુ અકળામણ થતી, અને કોઇપણ એક સિદ્ધાંત ઉપર આવવાની મનમાં બહુ આતુરતા રહેતી.

પોતાના સુધારા સંબંધી વિચારો (ઉપર કહ્યું તે પ્રમાણે) જ્યારે બદલાઇ ગયા, ત્યારે તે જાહેર કરવાજ જોઇએ એમ એને પ્રતિપળે લાગવા માંડયું. એને માલમ હતું કે આમ કરવાથી હું મારા સુધારાના સાથીઓમાં અળખામણો થઈ પડીશ, અને કોઇને પણ "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" એમ પોતાને માટે જાહેરમાં બોલવું એ સ્વાભાવિક અભિમાનવૃત્તિથીજ ગમતું નથી. તે છતાં નર્મદાશંકરનો સ્વભાવ મૂળથીજ પોતાના મનમાં જે મનાયું તે નિડરપણે લોકમાં પ્રકાશવાનો હોવાથી તે બાબત "ગુજરાતી" પત્રમાં ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માંડયું અને છેવટે તે બધું પુસ્તકના આકારમાં છપાવ્યું. અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાયલા વિચારો પોતાના મનમાંજ રેહવા દેછે અથવા ખાનગી મંડળોમાંજ સાથીઓનાં મોં જોઇ જોઇ ધીમે ધીમે ઉચ્ચારે છે, અને જાહેરમાં તો થોડો ઘણો સુધારાનો જ ઢોળ રાખ્યા કરે છે. આવી અપ્રમાણિક ભીરૂ કેહેણી રહેણી નર્મદાશંકરે ન રાખી તે માટે અમે તો એને ઘણીજ શાબાસી આપીએ છિયે. એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનુંજ કામ હતું. પણ અભિમાન તથા કીર્ત્તિ લોભ જઇને આવેળા નર્મદાશંકરના મનમાં શુધ્ધ દેશહિતનીજ બુધ્ધિ રહેલી હતી, અને તેથી એને જે દેશહિતનો માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્ત્તવ્ય સમજીને જણાવ્યો.

નર્મદાશંકરના ફેરવાએલા વિચાર ખરા છે કે ખોટા એ જૂદો સવાલ છે, પણ એણે વિચાર ફેરવ્યા માટે એની બુધ્ધિ ક્ષિણતાને પહોંચી હતી એમ મનાવવાને કોઇક સુધારાવાળા પ્રયત્ન કરે છે તે અમે બિલકુલ નાપસંદ કરીએ છિયે. છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવીને તેવીજ તેજદાર અને સ્વસ્થ રહી હતી. ધર્મનો વિષયજ એવો છે કે તેમાં ભલા ભલામાં પણ મત ભેદ પડયા વિના રહેતો નથી. તેમજ એકવાર અંગીકાર કરેલા મતનો ત્યાગ કરવો એ* પાંડિત્યને દૂષણ લગાડનારૂં છે

* ખરૂં જોઇયે તો મત ફરવો એ જ્ઞાનવૃદ્ધિનું એક અવશ્યનું પગથીયું છે. અધિક અનુભવ ને વિચારને યોગે નિરંતર પોતાની ભૂલો છોડી નવા વિચાર

એમ બોલવાનેજ અમે અપાંડિત્ય ગણીયે છિયે. દુનિયામાં કેટલાક મહા પંડિતોએ પોતાના વિચાર ફેરવ્યા છે. એનો તાજો દાખલો ઈંગ્લંડમાં દાક્તર ન્યુમેનનો મશહુર છે. એ આકસફર્ડ વીદ્યાલયનો એનમુન હીરો અને એપિસ્કોપલ માર્ગનો એક મહા કુશળ અને ઉત્સાહી ધર્મગુરૂ હતો. આ પ્રમાણે વીશ વર્ષ સુધી જાહેરમાં બોલ્યા તથા લખ્યા પછી એણે પોતાના વિચાર ફેરવ્યા, અને એ *રોમન કાથોલિક માર્ગ (જે ત્યાં વહેમનોજ ભંડાર મનાય છે) તેમાં દાખલ થયો. એણે આમ કર્યું તે બધાને નઠારૂં લાગ્યું, પણ તેટલા માટે કોઈએ પણ એમ તો ન કહ્યું કે એને બુદ્ધિભ્રમ થયો છે. એણે હવે રોમન કાથોલિક ધર્મના (તમારી નજરમાં આવે તો કહો વહેમના) પ્રતિપાદક ગ્રંથો ઘણાક રચ્યા, અને સર્વે કબુલ કરે છે કે તે ગ્રંથો એના બુદ્ધિ વિદ્યા બળના ઉત્તમ નમુના છે, અગરજો એમ કહેનારને એ ગ્રંથના સિદ્ધાંતો માન્ય નથીજ. કેટલાક વર્ષ ઉપર કોઈ લખનારે એની ઉપર આ ધર્માંતર બાબત હુમલો કર્યો, તેને એણે એક દશ લીટીનાજ ચર્ચાપત્રથી એવો શેહેમાત કરી નાખ્યો હતો, કે આખું યુરોપ હસી પડયું; અને બધાએ કહ્યું કે, અલ્યા તને તે તારી કાદંબરીઓ મૂકી આ જમાનાના સર્વોપરી નૈયાયિકતીજ સાથે વાદના રણમાં ઉતરવાનું તે કયાંથી સૂઝ પડયું; મતલબ કે સમજુ માણસો બીજાના ધર્માદિક વિષયમાં જૂદા મત જોઇ તેની બુદ્ધિ, વિદ્યા, કે પ્રમાણિકપણા વિષે કદી પણ ઉંધો વિચાર લઇ જતા નથી.

આપણા દેશમાં તો હાલ આવી મતાંતરક્ષમા (Spirit of Toleration) રાખવી એ ખાસ જરૂરનું અને ખરી સ્વદેશભક્તિનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઇ પડયું

---

ગ્રહણ કરવાથીજ માણસ ડાહ્યું થતું જાય છે, અને દુનિયાનો સઘળો સુધારો આમ પાછલા વિચારો છોડી નવાને અંગીકાર કરવાથીજ થએલો છે. માટે, પોતાના વિચાર ન ફેરવવા જોઇએ એવી મતાંધ સમજને કાઢીએ અને તેમાં વિશેષ કરીને સુધારા પક્ષે તો નજ ઉત્તેજન આપવું જોઇએ. વિચારનું સ્વાતંત્ર્ય એજ તેનામાં તો પોતાનું સદા વાક્ય કરીને રાખવું જોઈએ—પછી તે સ્વાતંત્ર્ય પોતાની તર્ફે કે પોતાની સામા વપરાય તોપણ શું ?

* લાર્ડ રિપન સાહેબ—ધર્મ મૂર્તિ રિપન—એણે પણ પ્રોટેસ્ટંટ ધર્મ છોડી રોમન કાથોલિક માર્ગ ૧૫–૨૦ વર્ષથી સ્વીકારેલો છે એ તો સર્વેના જાણ્યામાં હશેજ. એને કોણ કહેવાની હિંમત ધરશે કે ધર્મભ્રષ્ટ અથવા બુદ્ધિભ્રમ થયો છે ? અલબત ઈંગ્લાંડના મતાંધ પ્રોટેસ્ટંટો તો એમ કહે છેજ.

છે, અને જ્યાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી, ત્યાં સુધી આપણે જો મતાંતરક્ષમા નહિ રાખીશું, તો પ્રજા ઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવોજ પેંસનાર છે. આપણામાં જૂના વિચારના અને નવા વિચારના એવા બે પક્ષ તો એક બીજા સાથે હાડવેર બાંધી બેઠાજ છે, અને તેમાં હવે નવા વિચારવાળામાં પણ એક મોટી ફાટ પાડવાની બડી તજવીજ ચાલી છે; અને જો તેમાં આપણે ભોળવાયા, તો પછી આપણા કુસંપનો કાંઇપણ પાર રહેવાનો નથી. અત્યારમાંજ ઘર સંસારી સુધારક અને રાજકીય સુધારક એવા શબ્દો બોલવા લાગ્યા છે, અને અમે ઉંડા ખેદથી જોઇએ છિયે કે એ નામના અન્યોન્ય દ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરૂષોમાં પડી જવાનો સમય બહુજ પાસે આવતો જાય છે.

એવાં રૂપાંતર (Transition)ને સમે માણસ નવિન વિચારો બાંધે, બાંધેલા ફેરવે, ફેરવીને પાછા ઠેકાણે આવે, એવા અનેક ચમત્કારો સ્વાભાવિકપણેજ થાય તે જોઇ આપણે ચકિત કે કોપિત થવું ન જોઇએ. મતાંતર ગ્રહણ એ આવા સમયની એક સાધારણ નીપજ છે. આપણે વારંવાર જોઇએ છિયે કે આપણા જુવાનો ભણતા હોય છે ત્યારે અને ભણી રહ્યા પછી થોડાંક વર્ષ સુધી 'સુધારા' ને રંગે ખૂબ ચઢે છે અને પછી તે ધીમે ધીમે મોળા પડી કયાંના કયાં ભરાઇ જાય છે કે તેનો પત્તાજ લાગતો નથી. આ વેળા જે નવું જુવાન ટોળું ઉભું થયું હોય છે તે તેમને જુઠા, ખંધા, કે બાઇલા કહી પાછલો તેમજ ઉઠાવેલો સુધારાનો પોકાર જારી રાખે છે. એ ટોળીનું પણ કેટલેક વર્ષે એમનું એમ થાય છે. આ શી વિપરીત વાત! શું સમજ, સત્ય, અને દેશ દાઝ એ આપણા દેશમાં કાચી તરૂણાવસ્થામાંજ રહેલી છે, અને જ્યાં પચ્ચીશી પૂરી થવા આવી કે તેનો નાશ થઇ જાય? ઘણા સમજે છે કે હા એમજ છે. તેઓ માને છે કે સંસારમાં પડયા પછી ભણેલા આપસ્વાર્થી થઇ જઇ સત્ય ને દેશદાઝનો ત્યાગ કરે છે. જો આ અપવાદ ખરો હોય, તો આપણને એમજ માનવું પડશે કે કેળવાએલામાંથી સેંકડે ૯૫* તો જુઠા અને એકલપેટા બાઇલાજ પર્યંતે નીવડે છે.

* આ હપતો જુના પક્ષમાં બધી રીતેજ એક સરખો થઇ રહે છે. બાકી જે પાંચ રહ્યા તે વિચાર અને વાણીમાં સુધારા પક્ષે રહે છે, પણ

અમે તો આ અપવાદને આપણા દેશી ભણેલાઓ ઉપર દુષ્ટ મિથ્યારોપ (લાઇબલ) ગણીએ છીએ, અગરજો આપણામાંજ ઘણા જણ એ પ્રમાણે માને છે. એ દેશીઓએ પોતા ઉપર બિનસમજે પોતેજ અંગીકાર કરેલી મિથ્યાબદનામી છે. આ આરોપનું તકલેદીપણું જો હાલ સુધારાનો મત આપણા પ્રત્યેક જણમાં કેમ ઘડાય છે તેનો વિચાર કરીશું, તો ઝટ માલમ પડી આવશે. બાળપણથી આપણને પાશ્ચિમાત્ય કેળવણી મળે છે અને તે આધારે ૧૫-૨૦ વર્ષની ઉમરમાં ધર્મ અને સંસાર સુધારાના વિચારો અમુક રૂપ પકડે છે. હવે, આટલી ઉમરમાં બાંધેલા વિચારો આગળ જતાં ફેરવવા પડે, તો એમાં શું મોટું આશ્ચર્ય કે ગુન્હા ભરેલું છે? અમે તો એ વિચારો ન ફેરવવા પડે એનેજ મોટું આશ્ચર્ય સમજીએ છિયે. આખી દુનિયા ઢુંડી વળીશું તોપણ એવો એક માણસ નહિ માલમ પડે કે જેને ૨૦ વર્ષની ઉમરે બાંધેલા વિચારોમાંથી કાંઈપણ ફેરવવું પડયું નહિ હોય. દુનિયામાં પણ આપણા દેશી તરૂણોની તો સ્થિતિ ખાસ જુદી છે. તેમની તમામ કેળવણી વિદેશીજ-વિદેશીધર્મ ને વિદેશી સંસારસ્થિતિજન્ય છે. તેમને આ વેળા સ્વધર્મ કે સ્વદેશની સંસારી સ્થિતિનું કાંઇપણ જ્ઞાન હોતું નથી. હવે આવા જુવાનોને જ્યારે સંસારમાં પડયા પછી આ વિષયોનું જ્ઞાન થવા લાગે, ત્યારે તેમને તેમના વિદેશી વિચારોમાં કાંઇ ફેરફાર કરવો પડે અથવા તદ્દન બદલી નાખવા પડે, તોપણ તેમાં શી મોટી નવાઇની વાત છે? તેમ નહી, ને તે વિચારો અમલમાં આવી શકતા નથી એમ માલમ પડવાથી તેને તે અળસાવે, તોપણ તેના આ કૃત્યને સંસાર ભીરૂત્વ (Moral Cowardice) કહી જગતમાં વગોવવું એ કાંઈ વાજબી જણાતું નથી. રાજકીય અને સંસારી કર્ત્તવ્યોની યોગ્યાયોગ્યતા ભૂમિતિ કે પદાર્થ વિજ્ઞાનના સિદ્ધાંતની પેઠે કાલ્પનિક તોલનથી નિર્ણય થતી નથી. એમાં તો અમુક કરવા ધારેલો સુધારો શક્ય છે કે નહિ તે ઉપરથીજ તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય થાય છે. જો આપણામાંથી સેંકડે ૯૫ અ-

તેની એ રહેણી તો (અળે કે બળે) બધાના સરખીજ-અગર જો ખાનગી ખાન પાનાદિકમાં 'સંસ્કારી' સુધારાપણું પ્રસંગોપાત ખરૂં. એ પાંચમાંના ચાર તો બાળલગ્ને કરે, અને પુનર્લગ્ન કરનાર સાથે ભોજન વ્યવહાર રાખનાર તો હજારમાં પણ એકે નહિ. જાહેર રહેણી લેવા બેસીએ, તો સોએ સો જ પાછા જુના પક્ષમાં ભળી જાય છે.

થવા ખરૂં કહીએ તો સૌએ સોની રહેણી એમ કહે છે કે અમારા વિદ્યાર્થી અવસ્થાના ઉચ્છેદક વિચારો હાલની હિંદુ સંસાર સ્થિતિને લીધે અમલમાં આવી શકે એવા નથી, તો તેમની ઉપર ભીરૂત્વનો ક્રૂર આરોપ મૂકવા કરતાં એ વિચારો હાલ શક્ય (Practicable) નથી એમ કહેવુંજ અમને વધારે ન્યાયયુક્ત લાગે છે. "શક્ય નહિ હોય તેજ કરે તે શૂરો" એમ જો અમને કોઇ નર્મદની અસલ શૈલીમાં કહેશે, તો અમે તેને એટલોજ જવાબ આપીશું કે એ બધું બોલવું કવિતાનું છે, વ્યવહારનું નહિ. વ્યવહારમાં તો કોઇ કામની શક્યતા એજ તેની યોગ્યતાની મોટી કસોટી છે. સૌ જાણે છે કે ઈંગ્લંડમાં પોતાની મરનાર વહુની બહેન સાથે કોઈ લગ્ન થઇ શકતાં નથી, અને એ બંધી કાઢી નાખવા ત્રીસ ત્રીસ વર્ષથી મહા પ્રયત્નો ચાલે છે અને છેલ્લે બે ચાર વર્ષથી તો રાણી સાહેબ પણ એ સુધારાને ખાનગી રીતે ઉત્તેજન આપતાં સંભળાય છે, તોપણ હજી ત્યાંના સુધારકોથી કાંઇપણ થઇ શક્યું નથી. માટે શું આપણે તેમને સંસારભીરૂ તથા બીજા બધા જનસમૂહને ધર્માધ કહી ભાંડવા એ વાજબી છે? નહિજ. તેમજ આપણા કેળવાએલા દેશીભાઇઓ ભીરૂએ નથી, ને કવિતાની લહેરને રંજિત કરનારા શૂરવીરે નથી; પણ માત્ર સંસારમાં રહેવા ને ઇચ્છતા વ્યવહાર બુધ્ધિના બધે હોય છે તેવા તેપણ માણસો છે. સંસારને છોડી પોતાના ઉન્નત વિચારોની લહેરમાં એકલાજ રહેવું જે અંગીકાર કરે છે તેને અમે દિવ્ય પુરૂષ દાખલ સંપૂજન કરવાને તત્પર છઇએ, પરંતુ એવી સમાધીષ્ટ મૂર્ત્તિને ઉભી કરી તેનેજ માપે સંસાર વ્યવહારી માણસોને માપી તેમને નિંદવા એ કેવળ ગેરવાજબી છે. સંસાર વૈરાગી થયો નથી અને થવાનો પણ નથી, તો પછી તેની સઘળી નીતિરીતિ વૈરાગ્યના ઘરની નહિ, પણ વ્યવહાર બુધ્ધિનીજ હોવાની, અને તે પ્રમાણેજ સઘળા દેશોમાં થાય છે, અને તે કારણથીજ સઘળે સંસાર સુધારો બહુ *મોડો

---

* આ બાબત ઉપર મહાપંડિત પ્રોફેસર વર્ડસ્વર્થે 'બોંબે ગેઝિટ'માં થોડાક વખત ઉપર આપેલા ગંભીર વિચારો જોવા. અમે ભૂલતા નહિ હોઇએ તો સર આલેકઝાંડર ગ્રાંટે આ દેશ છોડતી વેળા જે ભાષણ કર્યું હતું તેમાં પણ સંસારી સુધારાનો વેગ બહુજ ધીમો છે એ વાત બતાવી હિંદુ કેળવાએલાઓને ભીરૂત્વના આરોપમાંથી મુક્ત કરતાં ઉલટું એમ કહ્યું હતું કે 'વિદેશી આચારો ગ્રહણ કરવામાં વિલંબ એ બુદ્ધિના ગાંભીર્યનીજ નિશાની છે.'

કોઇ વેળા ત્રણ પણ રાખવા પડતા હતા. સુરતમાં હતા ત્યારે ઓછામાં ઓછા મહીને સોએક રૂપિયાનો ખરચ હશે એમ અમારૂં ધારવું છે.*

આ વખતે દાકતર બુલ્હર જે આ પ્રાંતના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર અને એની કદર પિછાનનારા હતા, તેણે એના પુસ્તકોને નિશાળોની લાઇબ્રેરી વગેરેને સારૂ ખરીદ કરી તથા નર્મગદ્ય વગેરે, ખાતાને માટે તૈયાર કરવાનું કામ સોંપી પોતાથી બનતી મદદ સારી કરી હતી. આ મદદથી થયું એટલું કે કેટલાક વખત સુધી કવિનો ગુજારો ચાલ્યો, પણ નર્મકોશ છપાવ્યા પછી કુલ કરજ (અમારા જાણવા પ્રમાણે) બાર તેર હજારનું થઇ ગયું હતું તે વાળવાનું કોઈપણ બારૂં દેખાયું નહિ. આ વખતે કવિના મનની મુંઝણ અપાર વધી પડી, અને છેવટે નિશ્ચય કર્યો કે પાછા મુંબઇ જઇ વસવું અને જો બીજો માર્ગ હાથ ન લાગે, તો પોતાના જન્મનો ટેક મૂકી નોકરી લઇને પણ પોતાનું દેવું વાળવા બનતો પ્રયત્ન કરવો.

ઈ. સ. ૧૮૭૬માં મુંબાઇમાં જઇ નર્મદાશંકરે નાટકશાળાને માટે લખવાનું તથા એવાં બીજાં કેટલાંક પરચુરણ કામો ઉદર નિમિત્તે કરવા માંડયાં. આ †નાટકો જેવા ઉદ્દેશથી લખાયલાં તેવાંજ છે એટલે તે કવિની કીર્ત્તિમાં કાંઇ વધારો કરે એવાં નથી. આ વખતની સમર્થ કૃતિ તો "ધર્મવિચાર" અને તે જાતનાં લખાણોજ છે. એમાં ભાષા, શૈલી, અને વિચાર એ ત્રણેમાં નર્મદાશંકર પોતાનાં પૂર્વનાં લખાણો કરતાં જાૂદોજ દેખાવ આપે

---

*પાછળથી સ્થિતિથી સંકડાયલા કવિએ મુંબઈમાં રૂ૫૦)થી વધારે ખરચ રાખ્યો નહોતો. મુંબઈમાં એકાદ બે વખતે રૂ૬)ની માસીક આવકનો આવરેજ આવ્યો છે.

† નર્મદાશંકરનું કવિત્વ સ્વાનુભવ રસિક (Subjective)જ હોવાથી, નાટકાદિમાં બરાબર સિદ્ધિને પામી શકતું નહોતું. પાત્રપરત્વે રસવર્ણન કરવામાં સર્વાનુભવ રસિક (Objective) કવિત્વ જોઈએ છિયે. એ કવિત્વ ગૂજરાતીમાં તો પ્રેમાનંદ ભટ્ટમાંજ પરિપૂર્ણપણે જોવામાં આવે છે.

પ્રથમ દ્રૌપદિદર્શન નાટક લખ્યું છે. એ નાટકના ૨૬ પ્રયોગ થયા હતા. સીતાહરણ નાટક, મુંબઈની 'નાટક ઉત્તેજક મંડળી' માટે રચ્યો હતો, તેના વીસેકને આશરે પ્રયોગ થયા હતા. સાર શાકુન્તલ નાટકના ૬ પ્રયોગ થયા હતા. બાળકૃષ્ણ-વિજય નાટકના ૩ પ્રયોગ થયા હતા, પણ તે નાટકની સીનરી વગેરેનો મોટો ખરચ નાટક મંડળી કરી શકી નહિં તેથી બરાબર ફતેહ પામ્યો નહિં. પરંતુ એ નાટકના ત્રણે પ્રયોગ વખતે નાટકશાળામાં ૧૦૦૦ થી ૧૨૦૦ માણસ આવતું–ને ટીકીટ મળતી નહિ. મૃચ્છકટીક નાટક લખવા માંડયો હતો, પણ તેનો પ્રારંભજ થયો. પર્સુરામની માતા રેણુકાનો નાટક પણ લખવો શરૂ કીધો હતો. નાટકથી કવિને આશરે રૂ ૧૩૦૦) મળ્યા હતા.

છે, અને તેમાં વિવેચન જોગ ઘણાં સ્થળો છે, તોપણ એટલુ તો કહેવુંજ જોઇએ કે એ લખાણ ગંભીર અને ઘણા વિચારનું ફળ છે. એ-માં કવિના વિચાર બુદ્ધિવાદ (Rationalism) મૂકી અગમ્યવાદ (Mysticism)તરફ ઘણે દરજ્જે ઝોકી ગયા છે, અને તે ઝોક નર્મદા-શંકરે જાણી બુઝી, વિચારીનેજ આપી છે એમ અમે જાણીએ છિયે, અગરજો "સુખે સોની ને દુઃખે રામ" એ કહેવત મુજબ પણ કવિના મનને કેટલુંક અજાણતાં થએલું ખરૂંજ.

પણ આવાં પરચુરણ કામોથી કાંઈ નિર્વાહ ચાલી શકયો નહિ,* અને છેવટેં પોતાનો મમત મૂકી નોકરી શોધવી પડી. એક મિત્રની ભલા-મણથી ઇ. સ. ૧૮૮૨માં ગોકલદાસ તેજપાલના ધર્માદાખાતાના સેક્રેટરીની રૂ ૧૦૦)ની જગા મળી.† (પાછળથી રૂ ૨૦૦ થયા હતા.) આમ નોકરી લી-ધાથી કવિનો નિર્વાહ તો નિશ્ચિંતે ચાલતો થયો, પણ પોતાના જન્મનો ટેક મૂકતાં એનું કલેજું બળીને ખાખ થઇ ગયું. આ વખત પછી કવિને કદીપણ

---

* મુંબઈમાં આવ્યા પછી એક પારસી ગૃહસ્થે નનામે રૂ ૫૦૦)ની બ્યાંક નોટ બક્ષીસ તરીકે મોકલી હતી.

† ગોકળદાસ તેજપાળના ધર્માદા ખાતામાં નોકરી કરવાની કવિની જ-ણ ઈચ્છા હોયજ કયાંથી? પરંતુ કવિની સ્થિતિ તરફ જોઈ બે ત્રણ મિ-ત્રોએ ભળામણ કીધી. કવિએ એ ખાતામાં નોકરી લેવાને અરજી સરખી પણ કરેલી નહિ, તે છતાં ભાઈશંકર નાનાભાઈના આગ્રહથી કવિની નિમણુક થઈ. નોકરીનો પત્ર મળ્યા પછી પણ કવિએ ઘણો વિચાર કર્યા કીધો હતો. અંતે નોકરીએ જવાનું ઠરાવ્યું. ખાસ કરીને મિત્રો ને કુટુંબના આગ્રહથી. તા. ૨૦મી જાનેવારીને દિને ઘેરથી નોકરીએ જતી વખતે બે ત્રણ મિત્રો હતા, તેઓએ કંઈ હસીને કવિ સામું જોયું, એટલે કવિ મ્લાનવદને બોલ્યા, 'શું જુઓછો! ચોવિસમા વર્ષે ટેક મુકાવ્યો છે. ચોવીસ અવતારે પણ લજ્જા નથી રાખી એ પણ પ્રારબ્ધની લીલા છે. જોતાજાઓ હવે વળી શું બને છે તે. આ જુઓ આ-જે દાસપણું કરવા અમે ચાલ્યા!" આટલું બોલી નિચે મોઢેજ દાદરેથી ઉતરી પડયા. જેઓએ આ ચિત્ર જોયું હતું તેઓ કહે છે કે કવિના ટેકનો વિચાર કરતા તેઓને પણ બહુ સંતાપ થયો હતો.

કવિએ ધર્મખાતામાં પણ ઘણાં કામો કીધાં છે. બોર્ડિંગ સ્કૂલ, સંસ્કૃત-પાઠશાળા, ભાટિયા નિરાશ્રિત ખાતાંઓ, નળિયા, વિંઝાણા, જખાઉની સ્કૂલો ઉઘાડી છે ધર્મખાતાની વ્યવસ્થા રાખવા માટે જે ધારા ઘડયા છે તે પણ કવિતાજ છે, ને તે પ્રમાણે અદ્યાપીપર્યંત સઘળું કામકાજ ચાલે છે. ધર્મખા-તાની મેનેજીંગ કમીટી અદ્યાપી માને છે કે કવિના મૃત્યુથી તે ખાતાને મોટી ખોટ ગઈ છે. કવિએ એ ખાતામાંથી તા. ૧૯ મી જુલાઈ ૧૮૮૫ને દિને રાજી-નામું આપ્યું હતું; એટલે આ નોકરી સાડા ત્રણ વર્ષ હતી.

મેં ખરા આનંદથી હાસ્ય કરતા જોયા નથી, અને આ નોકરી કરતા તે સંબંધી તો કોઇ દહાડો પણ એકે શબ્દ બોલવો ગમતો નહિ. એ સંબંધી કોઇ વાત પૂછે તો પણ તે ઉડાવી નાંખતા અથવા ઉંડો નિસાસો નાંખી સ્પષ્ટજ એમ કહેતા કે જવાદો એ અપ્રિય વાત.

અમને પણ આ અપ્રિય, કવિની જીંદગીનો અત્યંત દુઃખકારી કાળ વિસ્તારીને વર્ણવવો બહુ અળખામણો લાગે છે. માથે કરજ, ઉપજ નહિં; ઘેર ખરચ તો હાથીનો, એવી સ્થિતિમાં કવિએ આટ આટલાં વરસ કેમ કાઢયાં તે એનુંજ મન જાણે. આ લખવા માંડયા પછી હમણાજ ભરોસાદાર ઠેકાણેથી અમારા સાંભળવામાં આવ્યું છે કે એક વખત બે દહાડા સુધી કવિને ફક્ત પહુંઆ દૂધ ઉપરજ મુંબાઇમાં રહેવાની જરૂર પડી હતી !

૪ કવિને છેલ્લામાં છેલ્લો મોટો આશ્રય કર્નલ વાટસનની ભલામણથી કાઠીયાવાડ ગેઝેટિયરના ભાષાંતરનું કામ મળ્યું એ હતો. એ પુસ્તક લખી સાથેજ છપાવી આપ્યા બદલ નર્મદાશંકર મૂઆ અગાઉ મહીના ઉપરજ એને અઢી હજાર રૂપિયા મળ્યા હતા. આ મદદ અને કવિના બીજા પરિશ્રમોથી એનું બધું દેવું છેવટ સુધીમાં પતી રહ્યું હતું કે નહિ એ અમે જાણતા નથી; પણ ઘણું કરીને કાંઈ પણ બાકી હશે, ને બાઇડી છોકરાં તો નિરાધારજ રહ્યાં છે એમાં કાંઇ શક નથી. કવિની પાછળ રાંડનાર બાઇ–ડાહીગૌરી, નર્મદાગૌરી અને તેણીનો સત્તર અઢાર વર્ષનો એક છોકરો હયાત છે તેના નિર્વાહને માટે કાંઈ પ્રયત્ન ચાલ્યો હતો જેમાં થોડાંક નાણાં જમાં થયાં છે.*

આધિ દુઃખમાં તો કવિની લગભગ અર્ધી જિંદગીજ ગઈ હતી, પણ છેવટે વ્યાધિએ આવી તે તમામ પૂરી કીધી. સંધિવા કે એવી જાતના કોઇ બીજા રોગથી છેલ્લા ૭–૮ મહિના કવિના પગ અટકી ગયા હતા–કોઈની મદદવિના ઉઠાતું બેસાતું નહિ. છેલ્લા મંદવાડમાં જો કોઇ કવિને બેઠેલા જોય ને એમનું ઉત્સાહ ભર્યું બોલવું સાંભળે તો તેને કદીપણ નહિ લાગે કે કવિને કાંઇ મંદવાડ હશે. દેહ છોડયો તેના એક કલાક અગાઉ એમની બુદ્ધિ હતી તેવીને તેવીજ

* આસરે અઢી હજાર રૂપિયાનું ફંડ થયું છે.

# પેહેલા આવૃત્તિના સૂચના.

પ્રથમ તો, ૧૦ વર્ષની કવિતાનો સંગ્રહ રાખવાનું ઠેરવી આ ગ્રંથ છપાવવા માંડ્યો હતો પણ એ છપાતાં વરસ ૧॥ થયું તેમાં મારાથી કેટલીએક નવી કવિતા બની.—એ નવી કવિતાને પણ આમાં દાખલ કરવી એટલે આજદીન લગીની કવિતાનો સંગ્રહ રાખવો એ વધારે સારૂં છે એમ સમજી મેં પૂરવણી કરીને કુલ્લે ૧૧ વરસ ને ૩ મહિનાની કવિતા આ ગ્રંથમાં છપાવી છે.

એમાં પ્રથમ, મોટી કવિતાને તથા ન્હાની કવિતા જેને એકાદા વિષયરૂપે નામ આપી શકાય તેને કવિતા કર્‍યાના સમય પ્રમાણે ઉત્તરોત્તર ગોઠવી છે; અને બાકીની છુટક કવિતાને વિષયના વર્ગ કરી તેમાં ગોઠવી છે-ઇશ્વર સંબંધી નીતિસંબંધી, દેશાભિમાનસંબંધી, સ્ત્રીશિક્ષણ સંબંધી, ઘરસંસાર સંબંધી, પ્રીતિસંબંધી, ગ્રામ તથા સૃષ્ટિસૌંદર્ય સંબંધી અને વિવિધ વિષય સંબંધી-તેમ, એ અકેકા વિષયમાં પ્રથમ, માત્રાકવિતા, પછી અક્ષરકવિતા ને પછી દેશીકવિતા એમ રચનાવર્ગ રાખ્યા છે-ને એમાં પણ એકવૃત્તની કવિતા જોડે જોડે મુકી છે.

અકેકી કવિતાની નીચે ટીપ છે તેમાં જે કવિતા જે પ્રસંગથી થયલી અથવા કરેલી તે કવિતાનો તે પ્રસંગ બતાવ્યો છે; તેમ, શબ્દના અર્થ અને શબ્દ-અર્થ-જોસ્સા-તર્ક આદિકની ચમત્કૃતિ બતાવવાને પણ ટીપ લખી છે. એ ટીપ લખી ગ્રંથને મ્હોટો કરી છપાઇનો ખરચ વધારી ગ્રંથને મોઘી કિંમતે વેચવાની મારી ઇચ્છા ન્હોતી પણ મારી કવિતા ઘણા લોકથી સમજાતી નથી એવો ચારપાસ પોકાર ઉઠી રહેલો તેથી, તે સમજાવવાને મારૂં મન ઉસકેરાયું. આ ઠેકાણે મારે દલગીરીથી કેહેવું પડે છે કે જે રીતની જે સમજે મેં કવિતા લખી છે તે રીતની તે સમજને પોંહોંચ્યા હોય તેવા મારા પ્રસંગમાં આવેલા સેંકડો જનોમાં (આપણા ગુજરાતીઓમાં) મારા તો જાણ્યામાં થોડાકજ છે-કાંતો હજી લોકમાં કવિતા સમજવાની શક્તિ આવી નથી, કાંતો મારી કવિતા દોષવાળી છે કે કાંતો મારી કવિતા તે કવિતાજ નથી. એ ત્રણ જણે મને

કહ્યું કે તમારી કવિતાની સમજ તમેજ આપશો તો તેથી વાંચનાર સાંભળનારની સમજ હદમાં રહી જશે-કોઇ કંઇ ને કોઇ કંઇ સમજે તેમાંજ મઝા છે ને તેમાંજ કવિને વધારે માન મળે છે. મેં કહ્યું કે તે સઘળું ઠીક છે પણ લોકને તેટલા સમજતા થવાને હજી બહુ વાર છે અને લોકને કવિતાના અર્થ ને તેની ચમત્કૃતિ સમજવાને હાલમાં કોઇ ગ્રંથ પણ નથી.-માટે, નથી સમજતા એવા ઘણા લોકને સમજતા કરવા સારૂ મેં કેટલેક ઠેકાણે વિસ્તારથી ટીકા કરી છે.

અક્કેકી કવિતાને છેડે નંબરો મુકી મેં મારી કવિતાનું મારી મેળેજ તોલ કર્યું છે. ૧-૧, એ એમ બતાવેછે કે પેહેલા વર્ગની પેહેલી ટુકડીની તે કવિતા છે; ૧-૨, પેહેલા વર્ગની બીજી ટુકડી; ૨-૧, બીજા વર્ગની પેહેલી ટુકડી; ૨-૨, બીજા વર્ગની બીજી ટુકડી; ૩-૧, ત્રીજા વર્ગની પેહેલી ને ૩-૨, ત્રીજા વર્ગની બીજી ટુકડી એમ ઉતરતો અનુક્રમ છે. કેટલેક ઠેકાણે હું નંબરો મુકવા વીસરી ગયોછ ને કેટલેક ઠેકાણે ઉતાવળમાં મારાથી તે ગમે તેમ મુકાયા હશે.

કવિતા કરવી, કવિતા વાંચવી, કવિતાનો અર્થ સમજવો, કવિતાના અર્થનું ચિત્ર જોવું, કવિતાની બોલીને ટીકા કરવી અને કવિતાની લખીને ટીકા કરવી એ જુદી જુદી વાતો છે. કવિનામાં ટીકાકારનો ગુણ હોવોજ જોઇયે એવો કંઇ નિયમ નથી-કેટલાક ઘણા સારા કવિયો ટીકા કરવાની શક્તિ ધરાવી શકતા નથી-એ શક્તિ મારામાં કેટલી છે તે લોકમાં થતી ચરચાથી જાણી લેવાને મેં સભ્યતા મુક્યાનો દોષ માથે હોરી ટીકા ને નંબર મુકયા છે.

ન૦ લા૦



# સાંકળીચુ.

---

વિભાગ ૧ લો સમાપ્ત.

---

# નર્મકવિતા.

(દોહરો.)

ચિદાનન્દમાં હોલવી, ત્રિવિધતાપ ભવલ્હાય ;
નર્મશર્મસૂચક કવન, સંગ્રહ કરું હૂં આંહ્ય. ૧*

## કેફ.†

(દોહરા.)

સાંભળ પ્યારા મિત્ર તૂં, કેફ઼તણા કહું દોષ;
છાંડી દે સહુ મનથકી, વણ જોયે બહુ જોષ. ૧
માનવ મોટો ધર્મ જે, આપ શરિર રક્ષણ;
કરે કેફિ નવ મૂળગૂં, કુરુપ જોઈ દર્પણ. ૨

---

*ચિત્-જ્ઞાન અને આનંદ એ બેમાં અથવા એ સ્વરૂપ જે છે તે (બ્રહ્મ)-માં અથવા એ સ્વરૂપ જે હું તેમાં (મારામાં) અથવા જ્ઞાને કરીને થતા આ-નંદમાં, આધિ વ્યાધિ ઉપાધિ એ જે ત્રણ તાપ અને એ જે ભવની લાહ્ય તેને (પેહેલાં આનંદનાં પાણીમાં) હોલવી, નર્મ-શૃંગારરસથકી ઉત્પન્ન થતું સુખ અને શર્મ-શાંતરસથકી ઉત્પન્ન થતું સુખ એ બે સુખની સૂચના કરનારૂં એવું જે (મારૂં) કવન (દશ વર્ષનું) તેનો હું આ પુસ્તકમાં સંગ્રહ કરી રાખું છઉં.-નર્મશર્મના ખરા અર્થ તો ઉપર પ્રમાણે છે, પણ એ બન્ને શબ્દોનો સાધારણ અર્થ (લોકમાં) સુખ એવો છે. નર્મકવિતા એ શબ્દમાં જો કે મારાં નામના પેહેલા બે અક્ષરો છે તોપણ તે શબ્દમાં સુખની સૂચના કરનારી-સુખ આપનારી કવિતા એવો અર્થ રહ્યો છે.—(નર્મ સૂચિક કવિતા, નર્મકવિતા.-મધ્યમપદલો-પી સમાસ)

†એ કવિતા મેં સને ૧૮૫૫ના અકટોબરની તા૦ ૨૯ મીએ બુ૦ વ૦ સભામાં વાંચી હતી. એ જોડી ત્યારે દોહરો કેમ કરવો તે હું જાણતો ન્હોતો-કવિ સામળભટની કવિતા મેં ન્હાનપણમાં મારી મેળે ગમે તેવે ઢાળે વાંચેલી તે ધુન પ્રમાણે અને કંઇ દલપતરામનું ને કંઇ મનમોહનદાસનું જોઈ જોઇ દોહરા ચોપાઇ કર્યા હતા. (નિયમ જાણતો ન્હોતા) એ વખત થોડાક અક્ષરવૃત્તના નિયમ જાણતો ખરો. હાલ નિયમ પ્રમાણે જુજ ફેરફાર કર્યો છે.

બળ્યો ઝળ્યો રેહે સદા, સૂઝે નહિં કંઇ કાજ;
બાળેલાકોઠા વિષે, અફિણ દારૂનાં રાજ. ૩
જુલમી રાજા થઇ ગયા, કરી અમલ બહુવાર;
અફિણ દારૂ ગાંજાતણા, અમલો અદકા ધાર. ૪
કેફીને ન વજીર કો, શેજોરી બહુ જાણ;
દ્વાર શરિરનાં રૂંધતો, ધરી લગામી તાણ. ૫

(ચોપાઇ.)

રૂધિરતણૂં ફરવૂં ચોપાસ, થવૂં તેનું ધાતૂ ને માંસ;
મૂત્ર મળોના ધર્મો સાર, તે થોભાવે કેફી યાર. ૬

(પાયાંકુલક.)

શરીર આત્મા જે કેવાએ, કો જાણે તેનૂં શૂં થાએ;
છાનો રેહ શત્રૂની છાકે, જેમ દેવ દૈતોને ધાકે. ૭

(દોહરા.)

શરિર બગાડે કેફિજન, અંત તેડતો પાસ;
લૌકિક પરલૌકિક વિના, કેમ બચે યમપાશ. ૮
સગાં ઇષ્ટ તે કોણ છે, વળી પારકાં કોણ;
સમજે નહીં ખુમારિમાં, કેફી ઘેલો ટોણ. ૯
બૈરી છોરૂ રડિ રહી, ચિથરે ઢાંકે જાત;
પિડિત થઇ ખાવે પિવે, મુકે શીર નિજહાથ. ૧૦
માન ન કંઇ સંસારમાં, ફિટ ફિટ કેફી થાય;
ભંગિ અફિણિ દારૂડિયો, તુછ નામે બોલાય. ૧૧
ગુણિજન હોય ભણેલ પણ, સુણે ન તેનૂં કોઈ;
પિધલ પિધલ છાકે ભરયો, મૂકો હાંકી ભોઇ. ૧૨
નીચ લોક દારૂ પિયે, કામથિ આવી સાંજ;
દઇ મુસાર કલાલને, રહે રડવડી બ્યાજ. ૧૩
દરજી ધોબિ કમાટિયો, એ હાલે દેખાય;
કાલનિ તે કાલે થશે, આજે જીવ પિલાય. ૧૪

(ચોપાઇ.)

અફિણી રાજ થયા છે ઘણા, નામ ધરી રજપૂતોંતણાં;
નાક અડકતાં ભૂમીસાથ, એમ ઝોકતા જનના નાથ. ૧૫
સુબા કસુંબા ઘોળે આઝ, પછી કરે મીઠાં મુખ રાજ;
લુલિ કેડે જે ખાંડૂ ધરે, ધ્રુજતે કર પ્રાક્રમ શૂં કરે. ૧૬
ડુબ્યૂં દારૂએ રોમન રાજ, અફિણે વેઠ્યૂં રજપુત રાજ;
ગયૂં કુસંપે મોગલ રાજ, ફૂંપદથી શ્રીમંતનું રાજ. ૧૭

(દોહરા.)

અફિણ ગાંજા દારૂ તે, સાથે લાવે હાય;
ટેવ પડી જાયે નહીં, નાણાં ઘરનાં જાય. ૧૮
કેફી ટેવ તજે નહીં, ચોરી કરવા જાય;
તે પૈસો ભેગો થયે, બે વાટે વ્હેચાય. ૧૯
રૂસ્તમજી પીઠા તરફ, કરે જવાનૂં મંન;
ભલે ભરો જી બેવડો, છે મુજ પાસે ધંન. ૨૦
દરજી ઘોળે રાવણે, બીજા ફુંકે ચલંમ;
ઊંચિ ન્યાત વાયૂ કરે, પીને ભાંગ કરંમ. ૨૧
રાંડ ઘેર પૈસો વધે, જાય દઙક વિકરાળ;
એ રીતે ખૂમારિમાં, મરે ભુખે ચંડાળ. ૨૨
ઘર માણસ ભૂખે મરે, ભૂખે નવ રહેવાય;
પડે દુકાળ ન હરિ કરે, વિપ્ર માંસ મિંન ખાય. ૨૩
ભૂખ્યો તે શૂં નવ કરે, કરે પાપ બહુ ભાત;
વ્યાઇ મિનીવત્ આચરે, પદરે નીચી વાત. ૨૪
કેફિ હોય વેશ્યાગૃહે, વેશ્યા ઘર નિજ ધામ;
જાર કરી સ્ત્રીઓ સહૂ, જમે રમે આરામ. ૨૫

(ચોપાઇ.)

એ સહુ પાપનું કારણ જેહ, અરે! રામ છૂટે કયમ તેહ;
અહીં ભોગવે દુઃખ અપાર, ત્યાં પણ ખાશે મોટો માર. ૨૬

(હરિગીત.)

ન્યાય ઉંચિ અભિમાનિ ભારિ, હોય છે દુહેલમાં;
સમજિ તેણે ખોડ હણવા, ઢંગ જોવા સાનમાં. ૨૭
શોખમાં ફૂલાઈ જઇ તે, અફિણ ખાયે મોજમાં;
પતિત પતિ નવ ગમે વહુને, સુતો જોવો સોડમાં. ૨૮

(દોહરા.)

આગ્રહ કરે સુધારવા, ઘર બૈરી નાજૂક;
આપ ટેવ છોડે નહીં, ધણિની મોટી ચૂક. ૨૯
વામી બહુ સેવક થઇ, મદ્ય વાપરે જંન;
ભરૂસો કરવો તેમનો, ખોવાં તન મન ધંન. ૩૦
થાય મંન પીવાતણૂં, સેવે અંબા માત;
નાણાં ધૂતે જોરથી, કપટ ભરી તે જાત. ૩૧

(છપ્પય.)

કરો કેફનો ત્યાગ, કેફ તો તંન બગાડે,
કરો કેફનો ત્યાગ, કેફ તો મન બહુ બાળે;
કરો કેફનો ત્યાગ, કેફ તો માન ગુમાવે,
કરો કેફનો ત્યાગ, કેફ તો જાન હણાવે;
થઈ કેફથકી હેરાન બહુ, તાપ ત્રિવિધને સેવવો.
એ કાળિનાગવત્ કેફ તે, દૂધ પાઇ ઊછેરવો. ૩૨

(દોહરા.)

વડોદરા શેહેરમાં, બ્રાહ્મણ ભંગી જંન;
મોટિ કોડિ ભાંગે ભરે, બીજા હોરે અંન. ૩૩

(ચોપાઇ.)

વાણોતર ફ્હેડીના બહૂ, નામે શોખી જિવડા સહૂ;
બપોર વીતે બ્રાહ્મણ ઘેર, લીલાંપાણી પીએ ઝેર. ૩૪
તે બ્રાહ્મણ ગૂજારો કરે, ભાંગ પાઇ સોદાને ખરે;
પીનારા દે ખીસાં જોઈ, ધમકાવે બહુ બ્રાહ્મણ ભોઇ. ૩૫
બોલ ન બોલ ન જાણે કોઇ, થશૂં ફજેત સગાંને જોઇ;
એમ ફ્હીને ફ્હાડે દામ, તે બ્રાહ્મણનું થાએ કામ. ૩૬

ભાંગ પિઇને ચઢે જાય. અફિણતણી સેવા તે લ્હાય;
શરિરતણું ના રેહે ભાન, એવા વ્યસની એ દી જાણ. ૩૭
અફીણ ર ખરશી ને પાન, લઇ સાથે બોલાવે જાન;
એકાદા વાડામાં મળે, ગપાં ગોષ્ટિઓ કરતા ભળે. ૩૮
અફિણ ચુરો મૂકે રૂમાંહ્ય, પાણીથી ભીંજાવે તાંહ્ય;
લાલ કસુંબા નિકળે જેમ, વધે ખુશી મિત્રોને તેમ. ૩૯

(પાયાકુલક.)

સાંજ પડી કે ચઢે બેસી, પરનિંદા તે કરતા નેસી;
ત્યાંથી તે કાબાનાં શોધી, કર્મ કરેજ સુબુદ્ધિવિરોધી. ૪૦

(ચોપાઇ.)

એ રીતે પૂરા ચકચૂર, તેન કહી દે ઝટઝટ દૂર;
પાત્ર મુકે ભૃગુટીની ધાર, થઇ બાંકા છળતા બહુ નાર. ૪૧
એરીતે સમજે તે સુખી, દિવસ ગાળતા સાચે દુખી;
નવ જાણે શો માનવધર્મ, નવ જાણે શો દૈવીમર્મ. ૪૨

(સોરઠો.)

શંકર સ્વામીનાથ, એક સમે પરવાસમાં;
લિધા શિષ્ય સહુ સાથ, સહેજ પરિક્ષાકારણે. ૪૩

(ચોપાઈ.)

એક જગેથી લીધો મદ્ય, પીધો સહુ જોતાં અનદ્ય;
અચરજ પામ્યા શિષ્યો ઘણૂં, કિધૂં મંન ત્યાં પીવાતણૂં. ૪૪
વળી ગયાં જ્યાં સિસું ઉકળાય, ભરિ ખોબો હાંસી મકલાય;
નાથ કહે શિષ્યોને જોઈ, કરો તમે પીવાની સોઈ. ૪૫
ક્ષમા ક્ષમા કરજોડી સ્વામ, બહુ અપરાધ કર્યો આ હામ;
હમે સર્વ લલચાયા ઘણા, પણ તમ શિક્ષામાં શી મણા ? ૪૬

(દોહરા.)

એણીપેરે સમજજો, કૂડા કેરી જંન;
દાઇ દખલો વૃદ્ધનો, ના સેવો દુર્જન. ૪૭

મનુષ્યના ગુણમાંહ્યથી, ઊપાડો સદગૂણ;
છાંડી દુખદાયક ઘણા, હોયે જે દુર્ગૂણ. ૪૮

(ચંચળા.)

એકવાર નાટકે હું સાંચરયો બહૂ રૂચીથિ,
ઉપજયો ઘણોજ મોહ સૂત્રધારની છટાથિ;
સૂણિ અંકિપાત્ર યોગ્ય હર્ષ તો વધ્યો અધીક,
જોઇશે ભજેછ કેમ કેફવેશ આજ ઠીક! ૪૯

(શંખનારી.)

રૂડી ભાંગ આવી, બકી જોશ લાવી,
છઊં નારિ સાચી, કહી એમ નાચી. ૫૦
છરી પેટ રાખી, ભલી ટેકિ ભાખી,
ઘણી હૂં નઘોરી, કરૂં સૌ કજોરી. ૫૧
રૂપે નારિ રેહૂં, અરી ગૂણ લેહૂં,
થઇ કાલિ ભારી, કરૂં વાઇ જારી. ૫૨
વરૂં ગોળવેરે, પિહૂં સ્વમ ઝેરે,
દિપૂં ખાંડ ખાધે, ગળે સોસ વાધે. ૫૩
કરી મંદ ગર્મી, કરૂં મોહ મર્મી,
વિના પાંખ ઉડૂં, સહૂનેજ કૂડૂં, ૫૪

(વિમોહા.)

સર્પ શૂં ડોલશે, દેહ વા તોળશે;
જીવ તો ઘૂમશે, ભાંગ બા ધૂણશે. ૫૫

(મલ્લિકા.)

પ્રેતની પઠેમ ખાઇ, તાવ લાવું ધાઇ ધાઇ;
કામકાજની હું રીપુ, દેહમાં વિકાર સીંપુ. ૫૬

(સોરઠા.)

જીજી માં કૂલેશ, બોલ્યા માજમ પાક તે;
ખૂણે બેસી રૈશ, જસો હમારા જાણિને. ૫૭

ખલે મસાલો વાટિ, ભાંગધિમાં બહુ કાલવી;
ઉલટો ગૂણજ લાવિ, ગરમી કરિયે સામટી. ૫૮
પાકતણૂં મુલ નાંહિ, ખપે કસ્તુરી ભાવમાં;
હોય હાર બહુ તાંહિ, ઝડપે ટાંકી પરમિયા. ૫૯

(ચોપાઇ.)

ગડાકુ બોલ્યો ડાહે મૂખ, શાપ દંઉ પ્રત્યક્ષે દૂખ;
બળુંછ ચલમ અંગારે જેમ, જળો દેહ વ્યસનીની તેમ. ૬૦

(પાયાકુલક.)

આવી ત્હાં તંબાકૂ સાદી, ધાત પાણિ કરૂં હૂં શાહજાદી;
પગ તોડાવૂં સૂએ તારે, જારે જીવ પિલાયે ભારે, ૬૧
લાજ ચારમાં રહે ન લેશે, ઉભો કરૂં કંઈ કારજમીશે;
ખૂણો શોધાવૂં તે પાસે, આખ આખ થુંકવા જહાં જાસે. ૬૨

(દોહરા.)

મોહ વાસ મારે સદા, દાંતો પોલા થાય;
સુધડ ટળી ફૂવડ બને, એજ મૂજ મહિમાય. ૬૩
પાંચ મિનિટની જાગૃતી, ફકત ફાયદો એજ;
ઘણું તો વળિ સાવધ કરૂં, હોય વાઘનો પેજ. ૬૪
ભૃગુશિષ્યણિ વળતી વદી, મારી જાળ અપાર;
ભીતરમાં મ્હાલૂં ઘણી, કરૂં તીરના માર. ૬૫

(છપ્પય.)

વિચારનો વેપાર, બીગડે છે બહુ જોશે;
મગજે કચરો થાય, નાક ગંધાતૂં થાસે;
કદિ ના હોય ટેવ, છીંકથી થાકી મરશે,
જે સુંઘસે મુજ વીખ, નાકને બહૂ ફુલવશે;
વળિ વસ્ત્ર અધીક બગાડશે, મલીનતા દેહે ઘણી,
બહુ મનવિકાર ઉપજાવશે, કરતાં ભક્તી મુજતણી. ૬૬

(ચોપાઇ.)

સૂર ફૂર કરતો દેખાય, તેનો કોઠો ભઠી થાય;
બહુ બાવા બૂડયા જળમાંહ,તરચા હુલવવા જયારે દાહ. ૬૭

ડોળા ફાટા તામસિ ક્રૂર, હૈયે જેને આહું જરૂર;
ભૈયાજીઓ ખરા ભગત્ત, પીયે જે દસ ચલમ અગત્ત. ૬૮
વ્યવહારાંધજ ક્રોધી જાણ, નીતીનો તો વાળે ધાણ;
પૂંછ કુમતિનું પકડે ધાર, કેમ તરે વૈતરણી પાર. ૬૯
વદે અફીણ કસુંબા લાલ; શૂં કહિયે ફીધેલા હાલ;
પુછી જુઓ રજપૂતી સાથ, પછી ઝાલજો હમને હાથ. ૭૦

(કવિત.)

રૂપ કૃષ્ણ સ્વાદ કટૂ લેવાને સ્વભાવ ખાટો,
આવજો હમારી પાસ કહિયે ખરેખરું;
તંન રોગ મંન રોગ પ્રાપ્ત કરી લેવાસારૂ,
ઝાઝું ધ્યાન હમારૂંજ ધરજો નરેનરૂં;
વેળાએ ન મળિએરે તારે હાલ બુરા ઘણા,
શરીર પીડિત થઈ જીવ કરે મરૂં મરૂં;
આંખ અંધે પૂરા થઇ દીલમાં કપટ ભરી,
ઘરદાઝ જાણી નહીંજ કરો અરૂંપરૂં. ૭૧

( દોહરા. )

ઝુલતો ઝુલતો આવિને પટ ઝટ કહાડી દેય;
કૂડ નેણ તે બહુ કરે, અબળા કયમ ખમિલેય. ૭૨
ગરમીથી બળતો રહે, હોઇ કેફને સાધ્ય;
ડોળા મીંચી ડોલતો, કરતો કાજ અસાધ્ય. ૭૩
નીજ વાસ ભૂલી જઇ, સુવે પારકી જાગ;
મરીજાવ સહુ ભાંડુઓ, બોલે કુમતિ અભાગ. ૭૪
એ છંદોથી દુર્દશા, આવે વ્હેલી જાણ;
ખાવા પીવા ના મળે, રેહ અથડાતો પ્હાણ. ૭૫

( ગરબી. )

તેં દુખડામ, કઇ પેરે દીધા રે કેફી કંથડા,
કામણ કીધાં, શેણે વંઠી સુધ બુધ રે ઓ ચંતડા. તેં દુખ૦ ટેક.
ગંદૂએ છાક મુખે મારી, કેફની ગંધે લવરી ભારી,
તે તો સાપઝેર જેવી ફાલી—તેં દુખડામ૦ ૧

વ્હાઇ મુજને ભુરકી આણી, નિર્લજ કીધી દેહ સૂહાણી,
મેં આગળ આ રિત નવ જાણી—તેં દુખડામ૦ ૨
ગળે હાર હાડના નીહાળી, તુટિ કેડે નહિ પોતડિ ભાળી,
મને માણસડાંમાંથી ટાળી—તેં દુખડામ૦ ૩
લુગડે મેલે તૂટે ફાટે, તૂં તો ચાલે પગલે શંટે,
રઝળે પીટયો નરસી વાટે—તેં દુખડામ૦ ૪
શિરકેશ બળ્યો અંગે કાળો, મ્હોડે ફ્રિણ પરપોટાવાળો,
જેમ ફેફરૂં લાવે ભૂતાળો—તેં દુખડામ૦ ૫
બહુ કૂડ લવી ઘેલૂંજ હસે, તનનો બાંધો તૂટેલ દિસે,
હંસાસાથે તૂં કાગ વસે—તેં દુખડામ૦ ૬
મુને છેતરિ તેં કપટી ખારે, લઇ લાંચો માબાપો માંરે,
આવો ન્હોતો કંઇ તેવારે—તેં દુખડામ૦ ૭
તારિ તેં આબરૂ ગૂમાવી, સહુ સહિ મારે મ્હેણાં ચાવી,
હૂં શિદને તુજ કરમે આવી—તેં દુખડામ૦ ૮
ઇચ્છત તૂંને વ્હેલો મરવો, નહિ ચાલ બિજો તે કયમ વરવો,
નહિ મૈયર કયાં ભસ્તો ભરવો—તેં દુખડામ૦ ૯
હરિ વ્હેલો કર છુટકો મ્હારો, દુર્બળ પિયુથી મુજ પંથ ન્યારો,
હાય લાહ્ય લાવે પીટયો ઢાંડો—તેં દુખડામ૦ ૧૦
કેવાં ઉપનામ તૂંને પીટે, ચોરી શીખ્યો કેફની ભેટે,
થયો રાંડબાજ કયમ હૂં બેઠે—તે દુખડામ૦ ૧૧
હસિ લઉં છાંજિયાં તુને પ્હેલી, ફોડું તું મરે ચુડો વ્હેલી,
ઘેલચંદ્રાથી થઇ છૂં ઘેલી—તેં દુખડામ૦ ૧૨
હાય હાય હાય તુંને નફ્ફટ, મરજે વ્હેલો કરિને ઝટપટ,
પીટયાની તો ભારી ખટપટ—તેં દુખડામ૦ ૧૩
સાહેલડી સાચૂં વીચારો, પિયુ કેફિ નવ જાણો સારો,
દળદરનો નવ આવે આરો—તેં દુખડામ૦ ૧૪
કહે નર્મદા કેફીજાયા, સહુ જન તજજો કેફી માયા,
કંથ કાચથકી કાપૂં કાયા—તેં દુખડામ૦ ૧૫

(૩-૧)

દિવસ મોટ વૈશાખ માસના, પવન વાદળાં વીજ નાદના;
ગરિબ પાડતા ચીસ આકરી, 'કયમ થશે હવે રક્ષણો હરી.' ૪
રજનિ જેઠની બાફ્તી ઘણી, સ્ત્રિ પતિને વઢે લાજને હણી;
'વરસતો ઋતૂ આવશે હવે, ઘર રૂએ બધૂં ભૂખને દવે.' ૫
દુખ ઘણૂંજ આષાડ આવવે, ઘરચુએથકી છોકરાં રૂએ;
શરદિ વ્યાપિને રોગિયાં બને, કણ જુવારનાં ભોજને કને. ૬
પવન શ્રાવણે દુઃખવે બહૂ, થરથરે ઘણાં ટહાડથી સહૂ;
અવનિ ખેડવા ભીંજવે તનો, પછિ ખમેછ તે જોરા તાવનો. ૭
ભદરવે દિસે હાલ તો બુરા, ઘર કલેશને કેફ્થી પુરા;
રઝળિ આવિને માતને દમે, બળતિ બાપડી તે સહૂ ખમે. ૮
પરવ આશ્વિને દીપવાળિનૂં, નિરધની લહે પેટબાળિનૂં;
ધરનિ સ્ત્રી કહે 'લાવની મુઆ, વગર અન્નથી પેટમાં કુવા.' ૯
ભરણ પેટનૂં હારિ કાર્તકે, મજુરિ ખેતમાં શોધતા ટકે;
ગરિબ એ રિતે દીસતા હિણા, વગર વસ્ત્રથી રોગ ઠીંગણા. ૧૦
સુઋતુ માર્ગશીર્ષે પિડા સહે, દિવસ નેવું તો ટહાડ તે રહે;
નથિ રજાઇ ને ગોદડાં વળી, હરઘડી ધ્રુજે અન્નને દળી. ૧૧
ઉલટ પોષમાં આણિને હસે, મકરરાશિનો સૂર્ય તો થશે;
'વિવિધ દાન શ્રીમંત આપશે, ભવતણાં દુઃખો આપણા જશે.' ૧૨
લગન ઘેર શ્રીમંત માઘમાં, મરણ કાંણ દીસે અપંગમાં;
અધમ ચોરિથી જાય કો ખુશી, ન પિછશે રૂડૂં ભૂંડુ એ બુસી. ૧૩
ગરમિ રોગ તો માસ ફાગણે, શિરૂ થઇ કરી છોકરાં હણે;
સઘળિ પાસની આફ્તો સહી, રડવડે બહૂ દીનતા લઇ. ૧૪
રૂદન માસ બારે અપંગનાં, સુણિ થશો દુખી આપ મંનના;
ધ્રણિજ દુર્દશા તેમની દિસે, વલણ બુદ્ધિનૂં આપજો ખિસે. ૧૫
ધ્રુજત હાડ ને નાડિ મંદનાં, કયમ સહે મુંગાં રોગવેદના;
સ્ત્રિ જણતી ઘણાં છોકરાં ઢળ્યાં, ટળવળે બહૂ ટહાડથી કળ્યાં. ૧૬
વગર મા અને બાપ ભાંડુઓ, જણતરો કયમે ઉછરે જુઓ;
અસર લાગશે વજ્ર છાતિમાં, રૂડિ દયા ધસે ધર્મકાજમાં. ૧૭
પિડિત લોકને રેહવા કરો, ધન જમે બહૂ બાંધવા ધરો;
પિડિત લોકની મીટવો ભુખો, ઇસપિટાલથી ટાળિને દુખો. ૧૮

હુનર કામના શિખવો વળી, દિન અનાથને ભીખ દો ગળી;
કુપ તળાવને વાવ ચોતરા, તજવિજો કરી બાંધજો ખરા. ૧૯
સમજણો દિસે આટલીજ કે, દુખિ નિરાશ્રિતો પાળવા હકે;
સુઅભિમાન દેશીતણૂંજ એ, કમર બાંધિને કષ્ટ કાપિએ. ૨૦
ઉકરડો વધી ગંધ મારશે, અતિસ કુવ્યયી[3] નર્કમાં જશે;
સમજ હોરવાનીજ છે ઘણી, જમતણી સજા ખાય તે ધણી. ૨૧
ધન ન આવશે સાથ આપણી, ધિરવું ધર્મને પાપને હણી;
જગત આ વિષે માન સંચિયે, જિવ ગયા પછી મુક્તિ પામિયે. ૨૨
જમણવારના છાંડજો કરો, વરવધૂતણાં ઠાઠને હરો;
ગરવ હોય જો કર તે આણુવા, ન દઈ ધૂર્તને દીન પાળવા. ૨૩
જડથડેથકી વ્હેમ બાળજો, સુધરવે ઘણી ચોંપ રાખજો;
દળદરીતણાં દુઃખડાં તજો, ધરમરૂપિ વર્ણાગિને સજો. ૨૪
ગરિબ યોગ્યને ધર્મદાન જો, નથિ બિજી મતી તુલ્ય એનિ જો;
નર્મદો કહે વીનવી તમો, મદદ દીનને દેઇને રમો. ૨૫
(૨–૧.)

(દોહરા.)

*હેતે હિતની વીનતી, સુણો શાહ સહુ શેઠ;
ગરિબ જંતની જોઈ દશા, દાન ન જાણો વેઠ. ૧
ન્યુસપેપર ભાષકતણી, બોલી છે ધનવીજ;
નવી ચમક ચટકે ઘણી, થાય પછી તમ રીઝ. ૨

(ઓખાહરણનો ચાલતો ઢાળ.)

સુણો શેઠ વણિક બહુ વટિયા, હવે ઝાઝા ન થાશો હઠિયા;
અંધ પંગ નિરાશ્રિત માંદા, દીસે દાદ ધરો તજી ફાંદા. ૩
તમે ગાડી વાડી લાડી પાળી, નહીં પુણ્ય સુકીરતી ઝાલી;
લવી હા હા અને ટીપ ધારી, તે તો વાણિયાગતજ ભારી. ૪
નિરાશ્રિતનિબંધ સુણી વાંચી, તમે હૈયે દયા ઘણી સાંચી;
પુરૂં વર્ષ થયૂં એક આખૂં, શેઠ દીસે ગરીબ દુખ ઝાંખૂં. ૫

---

૩ નઠારે રસ્તે ખરચ કરનારો.
* બળવાની વખતમાં રંડાયલી અંગ્રેજ બૈરીઓને માટે—રીલીફફંડને સારૂ (૧૮૫૭ માં) ટાઉનહાલમાં સભા મળી હતી તે ઉપરથી એ કવિતા જોડી સત્યપ્રકાશમાં પ્રથમ છપાવી હતી.

પડયા બળવે જોદ્ધા બહુ ભારે, તેના કુટુંબતણૂં સહૂ ધારે;
દુઃખ પામતા જે પરીવારો, તેને 'રીલીફ ફંડે' ઉગારો. ૬
ઘણાં પુણ્યતણૂં છે એ કામ, જેથી રેહે ઘણીવાર નામ;
પણ જૂઓ સ્વજાત ગરીબાઇ, લાવી ખૂણેથી વીવેક સ્હાઈ. ૭
તમે દેખો જમસરખો જમાઈ, વળી ખરચો કવાટે કમાઈ;
છતે પૈસે ધરો બખીલાઈ, કેમ જાતા નથી લજવાઈ. ૮
તમને આપનૂં સારૂં ન લાગે, રૂપ ગૂણ જે હોય અથાગે;
બુદ્ધિવર્ધક વિનવે સારે, તેતો લાગે સહૂ ભારે મારે. ૯
સ્વનાતી હિંદૂ બુદ્ધીવાન, તે તો સમજો તમે ગાડીવાન;
પરમારથે કાલાવાલા, તમે જાણો સવારથવાળા. ૧૦
ટાઉનહાલમાં ભૂપને જોઈ, સટોસ્કટ કરો સહૂ સોઈ;
રખે માન વજન વટ જાએ, છટોઝટ બિલાઠાં ખેંચાએ. ૧૧
એના દીસો હીણા તમે શેઠો, જાણે ગરિબ તો દૈવની વેઠો;
માટે ફંડ નિરાશ્રિત કહાડો, પછે દેવનિ સાથે લાડો. ૧૨
હતા બીરાજીયા રવીવારે, બુદ્ધીવર્ધકસભામાં જારે;
શેઠ કલીભાઇ ભાઇસાથ, વીજભૂખણ જગન્નાથ. ૧૩
"શેઠ કલીભાઈ બુદ્ધીવાન, તમે થાઓ હવે આગેવાન;
તમવીના પાર ન પામે, નવ ફંડ નિરાશ્રિત જામે." ૧૪
એવી કીધી વિનંતી સભાએ, દીલ ધરજો તે વ્હેલ બધાએ;
હવે શેઠ લગાડો ન વાર, કરો ધર્મનું કામ અપાર. ૧૫
જાણો દેશી ગરીબ કુટુંબી, દુઃખી લોકોની તજવો તુંબી;
થોડૂં આપીને પામો અપાર, એવૂં ફંડ નિરાશ્રીત સાર. ૧૬
થોડી સૂચનાને હૈયે રાખો, દુઃખ દોહેલાં કાપી નાખો;
પડો બંધ રે કહાડતા મીષ, સહૂ દેશે ગરીબ આશીષ. ૧૭

(છપ્પય.)

ધનિ નિરધનિને આપ, એજ પુણ્ય કર હાથે,
ધનિ નિરધનિને આપ, એજ ધરમ છે સાથે;
ધનિ નિરધનિને આપ, એજ વાત મન ગોખે,
ધનિ નિરધનિને આપ, એજ તૂંને સંતોખે;

જાઇ નાગાં નાગૂં જવૂં, જિવ એવૂં વીમાસ રે,
કૃપણુતા લોભ આઘો કરી, નિરાશની પુર આશરે. ૧૮
પરમારથને કાજ, પ્રભૂ દરસાવી લીલા,
પરમારથને કાજ, પ્રભૂ આપ્યા બહુ ડીલા;
પરમારથને કાજ, જગત સહુ દીસે આંહી,
પરમારથને કાજ, પ્રભૂ મનખાદેહ લાહી;
રે મન કર કર લાંબો હવે, પામર પીડા કાપજો;
એમ કરિશ પામિશ ઘણું, ખરાં દિલે તૂં આપજો. ૧૯
તે સજ્જનને ધંન, ધંનથી પેટ જમાડે,
તે સજ્જનને ધંન, ધંનથી અંગ હુરાંડે;
તે સજ્જનને ધંન, ધંનથી રોગ નસાડે,
તે સજ્જનને ધંન, ધનથી જ્ઞાન દેખાડે;
રે ધની થઇ ધન પરકાજમાં, જે વવરાયૂં તે સહી,
રે ધની થઇ ધન ડાટયૂં અહીં,નહિં આવે કામે કહીં. ૨૦
નામ અમર મન જાણુ, બળી હરિચંદર રાજા,
નામ અમર મન જાણુ, વિક્રમ દુખભંજી સાજા;
નામ અમર મન જાણુ, ભૂપ અવર બહુ શેઠો,
નામ અમર મન જાણુ, ભાવે જે ભાંજે વેઠો;
શઠ જેઠાના રૂખ કાપવે, નહિ પરમારથ જાણવો,
વળિ બાપુના ધા રૂઝયાથકી, ખરો પરમારથ માનવો. ૨૧

(મલ્લિકા.)

જાણુ જાણુ જાણુ ઝાઝ, દીન લોકનીજ દાઝ;
આપ આપ આપ હામ, મામ કામ ઠામ ચામ. ૨૨

(માલિની.)

નિરધનિ જન સામૂં, જોય જે રીતથી રે,
તન મન ધનથી જે, પાળવે પ્રીતથી રે;
બહુ પરઉપકારે, મોખરે થાય છે રે,
અનુપ સુખડું સાંચી, સ્વર્ગે જાય છે રે. ૨૩

(દોહરા.)

પડતીમાં આવી પડયું, તે કુળને તું ઉઠાવ;
રાખ ટેકના ટેકને, લઈ ધર્મિનો લ્હાવ. ૨૪
ચડતી પડતી સર્વની, એવો છે સંસાર;
દીનહીન ભણિ જોય તો, જોય તુને પ્રભુધાર. ૨૫
(૨-૨)

---

## *ગંગી-સ્ત્રીયોને છુટ આપવાવિષે.

(લલિત.)

પ્રથમ ધ્યાન તો બ્રહ્મનૂં ધરૂં, સકળ કામમાં નામ તે ખરૂં;
વિનતિ ગંગિની ઉરમાં ધર, પિડ વિચારિ વ્હારે હવે સર. ૧
ધનવડે કરી કૂળ ખ્યાતિમાં, વણિક ચાતુરી ભારિ લાતિમાં[1];
જનમ તો ધરયો ઉંચિ ન્યાતિમાં, કુલિનની[2] કળે કૂંળિ છાતિમાં. ૨
સરવ વાતથી સાનકૂળ રે, પણ વિચારમાં મૂર્ખ કૂળ રે;
ધરનિ છાનિ તે બ્હાર ના કહૂં, અંતરજામિ તૂં જાણતો સહૂ. ૩
બળતરા બહૂ મૂજ માન રે, ભિતર ભેદ છે વજ્ર બાણ રે;
ગરિબ ઘેર જો જન્મિહોત રે, અતિસ વ્હાવિ ના પીડ જોત રે. ૪
નહિંજ દેખવૂં દાજવૂં ન રે, ગરિબિ તો ઘણી સૂખકાર રે;
હરઘડી અહીં હૂં બળૂં દવે, સુરખ ગોઠ ઘોડે નહીં હવે. ૫
દરદ મંનનાં દંમતાં બહૂ, પ્રભુ તું પ્રેમથી રૂઝવે સહૂ;
નજર કરિ છે કૂમળીપર, વડિલની ઘણી તે હરી હર. ૬

---

* એ કવિતા લખવાનું આમ સુઝયું કે એક વાણિયાશેઠની મોટી ઉમરની પુખ્ત ડાહી ભણેલી ને સુધરેલા વિચારની દીકરીથી તેનાં ઘરનાં વડિલોનો જુલમ સંખાતો નહીં, ને તે મનમાંની મનમાં બળી જતી.—એ સ્ત્રી સાથે મારે પ્રસંગ પડયો હતો. એણે એક દહાડે પોતાનું દુખ મારી આગળ રડયું-અને પછવાડેથી કંઇ એવો ઇસારો પણ કર્યો કે એ બાબતની કવિતા કરો તો સારૂં. તે ઉપરથી મેં તરત ઉપલી કવિતા ૧૮૫૭ ના જુનમાં જોડી કહાડી હતી. તે નર્મકવિતા અંક ૨ જા (૧૮૫૮)માં છપાવી પ્રગટ કરી છે. એ વાતનું સ્મરણ રાખવાને એજ કવિતામાં એક ઠેકાણે શબ્દ રચનામાં તે બાઇને આશીરવાદ પણ લખ્યો છે.

૧ અંદર-સાંડવીમાં.

૨ હું કુળવંતીની કુમળી છાતીમાં કળે છે-દુઃખ થાય છે.

સમજતી નહીં તે સમે વરી, પરવરી પિડા[3]પાંજરે વળી;
વરવહૂતણી રીત પ્રીતડી, હરિ હરી અરે ના હળી મળી! ૭
પિયરમાં ઘણી કેદિ સપ્ત રે, નહિં સુખી બહૂ સાસરે હું રે;
સખિ બધી દિસે લાંછની ખરે, નથિ જગો કંઇ વાતની અરે! ૮
ગુપચુપે રહી મારની બ્હિકે, શિશુપણે શિખી સેવકોથકે;
હું લતલક્ષથી મૂળ અક્ષર, જય[4] થતે ભગ્યે રાખિ મેં ઘર. ૯
પ્રભુકૃપાથકી શિક્ષકે ધરી, દિન થતા ગયા તેમ સૂધરી;
નિતિસમારની પોથિ વાંચુછૂં, સુધરવા ઘણી હોંસ રાખુછૂં. ૧૦
સત સમાગમે માટિ સૂધર્યો, મુજ સુબુદ્ધિવીચારને મળ્યો;
નથિ ઘણો ભણ્યો છે બહૂ સુધો, ઉતર આપતાં તે નહીં ઉંધો. ૧૧
ધણિનિ પાસથી થૈ નિચિંત રે, પણ વડીલની દુષ્ટ ખંત રે;
સહુ સુધૂં લવે લોકમાં બહૂ, ઘરતણી પ્રજેતી શિ રે કહૂં. ૧૨
અવર લોક તે જાત જાતના, નિરખવા ધસે ગામ ગામનાં;
અગનિયંત્ર જે નામ નામના, સરસ ધામ જે કામ કામનાં. ૧૩
સપનમાં નહીં કોઇ ધારશે, ચમતકાર મેં ના દિઠા હશે;
નથિ દિઠૂં અરે કાંઇ કામ રે, નવિન વસ્તુ ના જોઇ રામ રે, ૧૪
શરિર રોગ તો સ્હેલથી સહૂં, મનદુખો ખરે દોહ્યલાં લહૂં;
ધણિ સમારની નીતિ જાણવે, મનડું ડાબ્યું કેમે રહે હવે. ૧૫
ભુત પિશાચ ને જાદુ જાતનાં, સહુ કલંક વ્હેમો કુભાતના;
ગરક તેવિષે શેઠ લોક છે, જતિ ભુવા પુજાયાજ જાય છે. ૧૬
મુગલનો જનાનો ખરેખરો, સુધરવાનિ વાતેજ ખર્ખરો;
અવર જાતિમાં બોલતા ફરે, છુટ ઘણી હમે આપિયે ખરે. ૧૭
"ઉંમર ન્હાનિયે લગન મારું રે, વર મરી ગયે લગન સારૂં રે;
કપટ રંડિબાજી હિણાંજ છે, વણિક વ્હેમ તો નીતિમાંજ છે" ૧૮
વજન માન જામે વધૂં રખે, ઉપર રીતનૂં બોલવૂં બકે;
મનડું પુખ્ત લેશે નહીં અરે, સમય જોઇને શેઠ આચરે. ૧૯
વડિલ શેઠજી માનજે ખરે, નહિં વડાઈ તેમાં કંઇ સરે;
મરણવેળ તો શોં જવાબ રે, કપટિ શેઠ દેશો વળી અરે. ૨૦

---

૩ પીડા રૂપી પાંજરામાં હું પરવરી-ગઇ-પેઠી. ૪ ધાસ્તીમાં કામ કરતાં જો ફતેહ મળે તો પછી બિજાં મોટાં સાહસ કરવાની હિંમત આવે છે.

અબળ જાતિને યોગ્ય છૂટરે, કયમ નથીં તમે આપતા અરે;
સજન સંગતી કાં થવા ને દો, ગુણિ પુરૂષ સંગે જવા ન દો. ૨૧
મનુષ દેહમાં સ્ત્રી પુરૂષ રે, સરવ ધર્મમાં સારખાં ખરે;
પશુ ગુલામ ના જાણશો તમે, ધણિ ખરી રિતે શ્રેષ્ઠ તો હમે. ૨૨
તનદુરસ્તિ સારૂ હવા ખપે, કદિજ તે મળે શેઠ ઓ છુપે;
નષ્ટ ચાલ જે લાજ ઘૂંમટી, અતિસ ગૂંગળાવે અરે વટી, ૨૩
પગરખાં હમે કાં ન પ્હેરિયે, છતરિયો હમે કાં ન ઓહોડિયે;
સમજતાં થયે લગ્ન કાં નહીં, લગન કેમ રાંડેલિને નહીં ? ૨૪
ગરિબ સૂધરેલા બહૂ ખરે, ધનવિના સુધારો શું તે કરે;
ધનથકી થતૂં કાજ જે હશે, અવરથી નહીં થાયું તે જશે. ૨૫
લઈ સલામ શેઠો સુણો બહૂ, પ્રતિનિધી થઇ સ્ત્રીતણી સહૂ;
પ્રથમ પ્હેલ તો શેઠજી કરો, ગરિબ દુઃખડાં ભારિ તે હરો. ૨૬
સહુ સમારનાં મૂળ તો હમે, કરિ ગુમાન ના ફૂલશો તમે;
સુધરિ જ્યાં નહીં સ્ત્રી બકી બદી, બ્હડતિ ના થશે દેશની કદી. ૨૭
મજ સખી ઘણી રાંકડી સહૂ, હિણુ ધણીથકી દુઃખિ છે બહૂ;
અકરમી પતી સ્ત્રીપ્રતી શુરા, અધરમે કરે હાલ તે બુરા. ૨૮
પુરૂષ ભાગ્યહિન જે કહ્યા વળી, જરૂર રાખજો રોજિએ ભલી;
અબળિ બેનિઓ બોલશે દુવા, હિણુ કમાઉથી ઊગર્યા મુવા. ૨૯
ભણિ ગણી હમે ચાતુરીથકી, તજવિશૂં ગુણીકાથરો નકી;
છુટ બહૂ હમોને ધિરો સહૂ, બહુજ રીઝવીશૂં ખરે કહૂં. ૩૦
સમય દેશ જોઈ ભિડો સહૂ, જન સુધરવા હામ તો બહૂ;
પ્રથમ નીજ ધામો સુધારજો, પછિ કથા કરો ભારિ બ્હારજો. ૩૧
તજવિ બેડિ દો રે સ્વતંત્રતા; નહિં કંઇજિ ખાશો તમે ખતા;
કુમળિજાત સામૂં જુઓ કહૂં, જુલમ જોર શોશી કયમે રહૂ. ૩૨
જયમ ભણે ત્રિયા કૃત્રિમો ખસે, તિરથ નીતિનાં સ્નાન રે થસે;
ઘટતિ પ્રેમદાને છુટો મળે, સુખ કુટુંબિ નર્મદાને ફળે. ૩૩

(૨-૧)

---

# લલિતા.*

(દોહરા.)

ધર કર હરિહરબ્રહ્મ તૂં, એ વર હૂં જાચીશ;
ધોરી રાહ મતિ દોરિને, લીલારસ ચાખીશ. ૧
બ્રહ્મનામ મંગળકરણ, સર્વ સિદ્ધિ દાએક;
થયલા દોષો દાબિને, કરે કાજ લાએક. ૨
નર્મદશંકર પાળજે, હેતથકી તૂં રોજ;
શિક્ષા લખિ જે તેં સરસ, ધર ધર ઉર સત ખોજ. ૩
'તજિ દુરગુણ ભણિ ગણિ લઈ, કદર ફરજ સહુ જાણ';
'ભજિ ભગવત સદગુણ સજી, સ્વરગ સરવ સુખ આણ.' ૪

(ચોપાઇ.)

ભિમડિથકી દુર ગાઊ સાત, થાનક વજરાબાઈ માત;
રાન રમ્ય ડુંગર છે જયાંહ, આણ ફરે માતાની ત્યાંહ. ૫
જાગતિ દેવી પરતો સાચ, કેથે નહીં રચીલો રાચ;
અગિયાર માસ છે વેરાન, ચૈતરમાં[1] ધરે તે માન. ૬
અઘોર તે જંગલમાં જાણ, વાઘ વરૂ સંહિની એંધાણ;
નહિં ત્યાં દીસે માનવરુપ, માતા છે તે અવની ભૂપ. ૭

---

* એ કવિતા મેં સન ૧૮૫૭ના જુલાઈમાં લખીને આગટનાબુ૦ વ૦ ચોપાનિયાંમાં પ્રથમ છાપી. પછી તે ન૦ ક૦ અં૦ ૨ જામાં ૧૮૫૮માં છાપી. એ વખત હું પ્રીતિના મરણથી નિપજતા દુઃખથી ઘણો ઉદાસ રેહતો હતો ને એવામાં મેં મારા બાપની (મારી માના મરણને લીધે) સ્થિતિ ઉપર વિચાર કરવા માંડયો ને એ વિચાર કરતાં એમ સુઝયું કે હું જો મરી જાઉં તો પછી મારા બાપને કેટલું દુઃખ થાય ને તે શી રીતે દહાડા કહાડે.--એની સાથે અંગ્રેજીમાં વર્ડસ્વર્થની 'લ્યૂસી ગ્રે' યાદ આવી. એ બધો જોસ્સો મેં પછી કવિતામાં બાહાર કાહાડયો. મેં હજી વજાબાઇ જોઇ નથી—એ જગાનું વર્ણન જો કે મેં અટકળથી કર્યું છે તો પણ તાંહાં જઇ આવનારાના કેહેવાથી ખરૂં પડયું છે. એ કવિતાથી મારા જાણ્યામાં આવેલાં એવાં ઓછાંમાં ઓછાં ૫૦ ડોસાડોસીઓએ આંસુ પાડેલાં છે. એમાં બાપે પોતાની દીકરીનાં રૂપનું વર્ણન કીધું છે તે કેટલાક અસલી વિચારના કવિયોને પસંદ નથી પડયું—ખેર. પેહેલા ચાર દોહરા તે વખતની મારી મનની બીજી એક સ્થિતિ બતાવે છે—કે હું તે વેળા ઘણો ધર્માંધ હતો—સેજ વાતમાં ઇશ્વરની પાસે માફ માગતો, અને અનીતિ કરવાથી બહુ ડરતો—ને જો થતી તો ઘણું પસ્તાતો. મારામાં એ ઉદાસીવાળો જોસ્સો એટલો આખો હતો કે જેને હું ઘેલછા હતી એમ હાલ સમજુંછઉં.

[1] ચૈતરમાં જાતરા ભરાય છે.

તડકો તીત ને ઠારી ટહાડ, વરસાદે ભરયા રહે ખાડ;
એવો છે ઋતનો મહિમાય, ત્હાં એકલ માનવ નવ જાય. ૮
તપસીનૂં તે વ્હાલૂં ધામ; કરે જોગિ તપ આઠે જામ;
ઇંદ્રિજીતને નહિ કંઇ ભાન, ગાય સદા ગોવિંદનાં ગાન. ૯
એક સમે કહુ઼ં ફાગણમાંહિ, છૂટયો બહુ વાયૂ વનમાંહિ;
થઇ તેથી શોકાતુર હાણ, તે તણિ જાણ કરૂં આ ટાણ. ૧૦

(દોહરા.)

સેવક બ્રાહ્મણ દેવિનો, સહિત પુત્રિ ત્યાં જેહ;
સમય જોઇ પૂજન કરી, ગુફે ગુપ્ત તે રેહ. ૧૧
ખુટો પુજાપો જાણિને, પુત્રી તેડી પાસ;
કહ્યું 'જા બેની ભીમડી, લાવ પુજાપો ખાસ.' ૧૨
'થયૂં અસુર આજે ઘણૂં, જજે પ્રભાતે કાલ';
'પરમદિયે તૂં આવજે, સાવધ રે મુજ વ્હાલ.' ૧૩

(દોધક.)

સાંભળિ હૂકમ રાચિ ઘણી રે, તર્ત્તજ બાળ તૈયાર બની રે;
'બાપુજિ સાવધ ભારિ રહો જો, ઘોર ઘણે વગડે તમ જોજો.' ૧૪
'પીકર મારિ કરો નવ બાપા, વેલિજ લેઇ હું આવિશ આફ્રા[૨];'
એમ કહી લલિતા તરૂણીરે, દોડિ ગઇ રમતી હરણી રે. ૧૫

*(હરિગીત.)

ઉઘમે બહુ ચપળ આશે, ચંપવરણી[૩] ચાલતી,
જઇ કસએ લઇ પુજાપો, પાછું વળવૂં ધારતી;
થાક લઇ ભોજન જરી તે, કરિ વિચારે જેટલે,
આજ જો વળિ જાઉં માતા, બાપ હરખે તેટલે. ૧૬

(દોહરો.)

ઉમેદ હોંસ ભરી બહૂ, રમઝમ કરતી જાય;
પળ પછિ આફત આવશે, તે નહિં જાણે કાંય. ૧૭

---

૨ આ તરફ.

* મારા હરિગીતમાં ૧૪ ને ૧૨ એમ ૨૬ માત્રા, ને અંતે ૨ ગણ હોય છે. વળી, ૧ લી, ૮ મી, ૧૫ મી અને ૨૨--૨૩ મી ઉપર તાલ આવે છે.

૩ ચંપાના રંગ જેવા રંગની.

(ચરચરી.)

'ઓ[૪] ભયંકર ભમર બહુ, વાદળ કાળું રે સહુ,
ઝટ ઝટ ઝટ થયૂં શું કહું, દશ દિશ અંધાર છે;
સરરર સપાટા બંદ, ધરરરરરર નાશકંદ,
વળ વમળ વંટોળ ઝંડ,[૫] નૂકસાનકાર છે.
અટ કટ કટ ખટ ખટ ઘટ, તટ થટ ધટ પટ પટ ફૂટ,
ભટ ભટ રટ સટ સટ સટ, તડ ધડ ભડ સ્હોર છે;
તરૂ ગિર જનાવર અવર, જીવજંત અવલ[૬] નવલ,[૭]
સવલ[૮]-બલ કરિ અવલ-બલ, હણે વાતોર છે. ૧૮

(હરિગીત.)

મીનિટમાં પછિ વાદળે તો, ઝટ ઝપાટે તાકિ રે,
ન્હાનિને દોડાવિ ઝાઝી, પાડિ વમળે નાખિ રે. ૧૯
વૃક્ષ ધુળ વળિ પ્હાણ પડતા, ખુબ ઉપરથી ભારિરે;
ગોરિ અબળા એકદમ તે, ક્રૂર વાયે મારિરે. ૨૦
કહાં પડી ધસડાઇ નહિં, કંઇ ઠામ ઠેકાણૂં મળે;
દૈવની ગતિ હોય આડી, ધાર્યું કાંઇ ના વળે. ૨૧
હોંસ મનની મન રહી ને, અમૂઝણમાં તે મરી;
નિષ્કલંકી ગોરિ બાળા, સ્વર્ગમાં જઇ તે ઠરી. ૨૨
દુઃખ કેવૂં બાપને તે, ધારજો સહુ જન વટી,[૯]
અંધ લાકડિ હતી તે પણ, ધડપણે ગઇ સામટી. ૨૩

(દોહરા.)

વૉયદાસર ના આવિ તે, તલપાપડ જિવ બાપ.
માનિ માતને માનતા, અનુષ્ઠાન બહુ જાપ. ૨૪
(તોયે) બાપ ધિરજ રેહે નહીં, ચાલ્યો નિર્ભય વંન;
બન્યો બનૉવ નિર્દય બહૂ, ભાળી ઢાળ્યૂં તંન. ૨૫

---

૪ એ પ્રમાણે રસ્તે ચાલતાં. એકાએક વાદળ ચઢી આવ્યું. તે જોઇને તે ચોંકી બોલી. ૫ ઝડ એટલે ઝુંડ--ઉપરા ઉપરી થતા વંટોળિયા.

૬ અવલ--પેહેલા દરજ્જાના--સારા શોભીતા. ૭ નવા.

૮ સવળાં ને અવળું અને સબળાંને-જોરાવરને અબળ--કમજોર કરી હણે છે--નાશ કરે છે, એવો વાયુનો તોર છે. ૯ વટ રાખનારા--સમજુક લોકો.

ઘડિ એએ મુરછા વળી, બકે બાવરો બાપ;
'વ્રજદેવિ જોઇ દશા, લલિતા મુજને આપ'. २६
'લલિતા લલિતા લવિલવી, વને શોધતો જાય;
ઢગો પડયા જ્યાં સામટા, પગલાં ના દેખાય. २७
સવારથી સંધ્યા સુધી, રખડયો વન વિકરાળ;
શોક પોકથી ગદગદિત, પણ નહિ લલિતા ભાળ. २८
થાકે નિદ્રાવશ થઇ, સુતો ટેકરી પાસ;
મધરાતે તે ઝંખને, ઝબ જાગ્યો નીરાસ. २९
ચિસ પચ્ચિસ બહુ કારમી, પાડી બહુ શુરભેર,
'લલિતા લલિતા ગઇ ગઇ, થયો કારમો કહેર. ३०
તનમનભાન ભુલી જઇ, શોકાવેશે[१०] જેહ;
વનભયથી નિર્ભય હવો, દીન દુઃખિયો તેહ. ३१
અતિ પરભાતે સામટો, ઉભરો છેલ્લો એક;
નાખ્યો કહાડી બ્રાહ્મણે, જવા સ્વરગમાં નેક. ३२
પુત્રપુત્રિ વીજોગ દુખ, અતી દોહ્યલાં હોય;
પ્રીત પ્રીતની ગાંઠમાં, વળો વળોને જોય. ३३
બ્રાહ્મણકેરૂં જે રૂદન, બાણુવજ્ર વીલાપ;
તે તણું વર્ણવ શૂં કરૂં, પામૂં બહું સંતાપ. ३४

(લલિત.)

'વરસ તેરની, તૂં તરૂણી રે, શરિર બાંધમાં, સારિ દીપિ રે;'
'સરૂપ સાનમાં,શી ભણા કહૂં,ફુટડું તૂં સમૂં, કાંઇ ના લહૂં.' ३५
'દિકરિ ડાહિ તૂં,વીજળી[११]સમી,ગુણ પ્રકાશથી,વ્હાલને જમી;'
'વદન ગોરૂં લાંબુ જરાવળી, હરણિનેનમાં કાળિ કીકલી.' ३६
'સરખિ નાસિકા શેવટે અણી,ચળક દંત હીરાતણી કણી;'
'અધર[१२] તાહરો કૂમળો ખરે,રસિક હીંગળોકીજ લાલરે.' ३७
'ધનુષ આકૃતી ભમરો દિસે,ભ્રંમર[१३] કાળિ પાંપેણ તો હસે;'
'અરર હાય રે હાય બેટડી,સુખડું કાં નથી આપતીવડી[१४].' ३८

---

१० શોકના આવેશમાં--દલગીરીના જોસ્સામાં
११ વિજળીના જેવી શોભતી અને ગુણકરનારી--વરસાદ આણી થંડ કરનારી (દીકરીને જોઇને બાપ ઠરતો) १२ નીચલો ઓઠ.
१३ ભમરાના જેવી કાળી. १४ મોટી (ઓ મારી)

'શરિર નાજુકાઇ સહૂ ભલી, પુતળિ વિક્રમી[૧૫] આસનેવળી;'
'અતિસ ઊંફ઼ રે હૂતિ તાહરી, ગતિ ભુંડી થશે શી હવે હરી.' ૩૯
'લલિત લક્ષણી લાડકી બની, લલિતિને ઘણી લાલિ મુખની;'
'મધુરિ મીઠિ લોલા[૧૬]બહૂ ભણી, વનવિષે છતે સૂત્ત તૂં ધણી.' ૪૦
'દલગિરીતણી હોળિ શગિ છે, અરર પેટમાં લાહ્ય લાગિ છે;'
'સહજમાં કયમે છેતર્યો મને, મરણવેળ મેં ના દિઠી તને.' ૪૧
'જોબનફૂલ[૧૭]ઊગ્યૂં પુરૂં ન રે, ખિલત દેખતાં તે ખર્યૂં ખરે;'
'બહુજ કારમી એટિ બાપડી, હિણુ હરામિને તોડવે પડી.' ૪૨
'અરર શૂં અરે સ્વપ્ન કહેર રે, અરર શું કહૂં દૈવમાર રે;'
'અ અ આ હાય અં અં અ હાય રે, અરર હાય એ......' ૪૩

(દોહરા.)

એ રીતે પ્રેમેપિડિત, મુક્કે નિસાસે આસ;
બંધ બોલતો આપ થઇ,સુતો વને વણશ્વાસ. ૪૪
ઘડિ એએ તે ફરિ વળી,થયો જાગતો જાણ;
ઘુંમ થઈ ગયલો બાપડો, વદે વિલાપી વાણ. ૪૫

(લલિત.)

'અરર બેનિ રે, તારિ માતણો,[૧૮]નથિ નથી કિધો,શોક મેં ઘણો;'
'ગુજરિ તે વહૂ મેં ન જાણિ રે,નિરખિ તૂજને સૂખ માનિ રે.' ૪૬
'કળિ ગુલાબ ને મોગરાતણી, અરિપડી તુટી વાયુએ હણી;'
'રૂપ સુગંધ જે પારિજાતનાં, કમળફૂલનાં મ્હોર એકનાં.' ૪૭
'જતિ દિઠી તને ખૂશમાં બહૂ, સમય રૂપ તો શૂં કહૂં સહૂ;'
'દિપતિ ઘાઘરી ઘાટડી ઘણી, થઇજ ઘાટડી ઠાઠડીતણી.' ૪૮
'અરર ઠાઠડી તે વળી નહીં,અરર ચાંપિ તે વાયુએ કહીં;'
'હસતિ તૂં ઘણી ગાલમાં ગળી, લટકતી લટો રૂપમાં હળી.' ૪૯
'દુરગુણો નહીં લેશ તૂજમાં, નિશકલંકિ રૂપાળિને ખમાં;'
'સરળ બ્હેનની ખૂબસૂરતી,[૧૯]ખિલતિ છે નહીં બીજિ મૂરતી.' ૫૦

---

[૧૫] વિક્રમના સિંહાસને જડેલી પુતળીના જેવી. [૧૬] જીભ.
[૧૭]તૂં, હરામીને તોડવે (વાયુથી) પડી—જોબન ફુલ વાયુથી ખરી પડયું.
[૧૮]એ લીટીયો લલિતાના બાપની અથવા મારા બાપની મનની સ્થિતિ બતાવે છે. [૧૯]ઇશ્વરે આપેલી ખુબસુરતીની આગળ માણસની ઘણી ઘણી ગુન્યવણવાળી કરામતથી બનાવેલી ખુબસુરતી કંઇજ નથી.

'ધણિ કરામતો માણસે ઘરી, તજવિજે બહૂ શોભતી કરી;'
'ભુષણથી સજી તે નહીં વડી, સરસ વસ્તુ તો ઇશ્વરે ઘડી.' ૫૧
'જઈ તું કહાં વળી બેઠિ છેટિ રે, પ્રિતડિ બાપને ના તું ભેટિરે;'
'ઉલટિ આજ ગંગા વહી જુઓ, અરર વ્હાલિ હૂં કેમ ના મુઓ.' ૫૨
'સ્વરગમાં મળીશે સુતા અરે! અરર કાલિ લૈ લે હવે ખરે;'
'હહહ હાહહા હંહહ[20]અઅ, અ અ અ.....................' ૫૩

(દોહરા.)

અતી આકરા શોકથી, શરિર સમાયૂં સાર;
બાપ બાપડો ત્યાં પડયો, ખાઇ મુરછાનો માર. ૫૪
બાપો બેટી બે જણાં, મુઆં વંનમોઝાર;
પડી રઝળતી લાસ તે, શરણ તૂજ કિરતાર. ૫૫
ઘોર વને બે એકલાં, નહિં જ્યાં માનવ જંન;
પિતા પુત્રિ ઘરસૂત્રનૂં, થયૂં ભારિ ભંજંન. ૫૬
જનક જનુનિ જણતરતણી, પ્રીતી ઉતમ સાર;
ઊતરતી છે સહુ અવર, નક્કી ને નિરધાર. ૫૭
વર વહુ હેત પરસ્પરે, જ્યાંલગિ નહિં સંતાન;
પ્રસુત હવૂં કે ઉભયમાં, થાયે તે ઘટમાન. ૫૮
હરે બાળકે બેહુનૂં, હેત બહૂ માબાપ;
સંસ્કારીને જન્મનૂં, હોયજ હેત અમાપ. ૫૯
પૂજે આજ્ઞા પાળિ જે, પુત્ર પુત્રિ માબાપ;
સુખ શીતળ તે ભોગવે, દઇ છાંટી ભવતાપ. ૬૦
માબાપો અદકો કરે, બોધ સુવિધા સાર;
બાળક પાળે પ્રેમથી, પ્રેમતણો ભંડાર. ૬૧
પરસ્પરે તે પ્રીતથી, શોભાવે ઘરસૂત્ર;
તે નિરખી બળતાં રહે, હોય હમેશ અપૂત્ર[21]. ૬૨
ધન્યજ લીલા બ્રહ્મની, ધન્ય તેહની રીત;
ધન્ય પ્રીત માબાપપર, ધન્ય તેમની રીત ૬૩

---

[20] દીવો વડો થાય છે તેની અગાઉ બે ત્રણ મોટા ચળકારા કરે છે તેવી રીતના મોટાં હુસકાં ભરીને પછી અવાચક થઇ રહ્યો. [21] વાંઝિયાં.

પિતાપ્રીત પુત્રીપ્રતી, પુત્રિપ્રીત પ્રતિતાત;
ઘેર ઘેર અહાવી હવી, કવિ કહિ શિક્ષિત વાત. ૬૪
(૧-૨)

## લઘુહિતોપદેશ. *

### ૧. સદાચરણ ને દુરાચરણ.

(દોહરા.)

સદાચરણમાં કહાડવી, પોતાની વય રોજ;
એ માણસનો ધર્મ છે, કહું છૂં કરજે ખોજ. ૧
જંન પ્રમાણિક હોય જે, સર્વ લોકમાં માન;
પામે રૂડૂં તે બહુ, શાણાની તે સાન. ૨
ઈચ્છે જેમ બિજાકને, તૂં તુજ ગમતૂં સૂખ;
રૂડી રીતે તેપ્રતી, ચાલ નિત્ય નહિં દુઃખ. ૩
દુરાચારિ દુર્જનતણૂં, કદ્દિ કલ્યાણ ન થાય;
દુરાચારને ભેટવા, બુદ્ધિમાન નવ ધાય. ૪
દુષ્ટ કર્મ કરનારની, ટકે નહીં મોટાઇ;
દુષ્ટ કર્મ કરવાથકી, અનેક દુખડાં ભાઇ. ૫
રૂઢી રૂડી પૂર્વની, તજવી તે ન લગાર;
રૂઢી ભૂંડી પૂર્વની, તજવી તે નિરધાર. ૬
પાણીથી વળિ થાયછે, સ્વચ્છ નિરોગી દેહ;
વિના સુબુદ્ધી આતમા, શૂદ્ધ પવિત્ર ન રેહ. ૭
કુકર્મથી લાજે ન જે, એકાંત ન પસ્તાય;
કુકર્મ કરવા ચારમાં, લાજ મૂકિ હિણ થાય. ૮
આપપાપ બીજાથકી, જો કે થોડૂં હોય;
કદિ સંતોષ ન માનવો, પાપ કર્યાથી કોય. ૯

---

* કેટલાંક મેહેતાજીઓની ભલામણ ઉપરથી ગદ્યલઘુહિતોપદેશને મેં કવિતામાં મુકયો છે—મારે પુને જવાની તાકીદ હતી તેથી ઉતાવળમાં જેવો તેવો કરી નાખ્યો છે. એ કવિતા મારી ગેરહાજરીમાં મારા બાપે અમેરિકન મિશનમાં નર્મકવિતા અંક ૩ જો એ નામે છપાવી પ્રગટ કરી હતી—૧૮૫૮ અકટોબરમાં. એમાં છેલ્લે ઇશ્વર વિષે વચનો ભુજંગીમાં છે તે કવિતા ભાષાંતર નથી પણ નવીજ છે.

જહાંસૂધી ફોલ્લો રહે, તંન નિરોગિ ન હોય;
દુરાચરણથી જીવ તો,અભય સૂખ નવ જોય. ૧૦

## ૨. વડિલોનું માન.

વળી વિવેકે રાખિયે, માબાપોનૂં માન;
ઇશ્વર વર શુભ આપશે, કરશે લોક વખાણ. ૧
માત પિતા ગુરૂ ને ધણી, કહે તે કરવૂં તર્ત;
નવ કરવો કદિ વાયદો,રમવી નહિં કંઇ સર્ત. ૨
ઉછાછળાં છોરૂતણી, સંગત મુકવા કેહ;
વડીલઆજ્ઞા માનવી, હિતવચની છે તેહ. ૩
દાતા વિદ્યા અન્નના, ભયથી બચાવનાર;
એ ત્રંણે હિતકારિ છે, બાપ સમાનજ ધાર. ૪
મર્યાદામાં વૃદ્ધની, આપણ રહિયે રોજ;
આગળ છોરૂ રાખશે, ભારબોજ રે તોજ. ૫

## ૩. ઉપકાર ને અપકાર.

ગુણિ માણસનૂં કામ છે, કરવો પરઉપકાર;
દુઃખ દેવૂં તે અવરને, મોટૂં પાપજ ધાર. ૧
ઉત્તમ પુરૂષજ જાણવો, વિરલો જન તે હોય;
ઉપકાર અપકારિને, કરી ક્ષમાથી જોય. ૨
શરણાગતનૂં પ્રેમથી, રક્ષણ કરવૂં રોજ;
એ સમાન નહિં પુણ્ય કંઇ, એમાં મોટી મોજ. ૩
નિરિછપણાથી અવરનૂં, સારૂં કરિયે જેમ;
ઇશ્વર કરશે આપણૂં, સારૂં સારૂં તેમ. ૪
પરઉપકારી કાજથી, જિવને જે સંતોષ;
વિલાસ ક્રીડાથી નહીં, જાયે ઉલટા હોંસ. ૫

## ૪. વર્તણુક.

સોળ વર્ષ થાતાંલગી, વડિલ બુદ્ધિએ ચાલ;
નિજ બુદ્ધીથિ ન ચાલવૂં, ભૂંડા થાયેં હાલ. ૧
ઘરમાં આજ્ઞા માનવી, માત તાત કહે જેહ;
નિશાળમાં ગુરૂજીતણી, ભણજે લગાડિ લેહ. ૨

બાળપણે જે ચોંટતી, સારી નરસી ટેવ;
મરણાંતે તે છૂટતી, માટે સદગુણ સેવ. ૩
કુમળૂં ઝાડ નમાવતાં, તરત નમેછે જેમ;
કઠણ થયે નમતૂં નથી, બુદ્ધિ મનુષની તેમ. ૪
નિશાળની વેળા કદી, નહીં ગાળવી લેશ;
રોજ રોજ જાવૂં અને, ભણવા ગ્રંથો બેશ. ૫
બીજા કર્તાં હૂં ભણિશ, વ્હેલો મારો પાઠ;
અભિમાની મન રાખવૂં, પણ નહિં બીજો ઠાઠ. ૬
આજ નવૂં હૂં કેટલૂં, શીખ્યો તેનો રોજ;
વિચાર કરતાં રેહવૂં, તો તો રેંહે બોજ. ૭
કંઈ પણ નવું શીખ્યા વગર, દીન જવા દે એક;
નીતી શીખી પ્રેમથી, ધર પંડિતનો ટેક. ૮
નિશાળ જાતાં વાટમાં, ઉછાછળાંની સંગ;
મંન થયે રમવૂં નહીં, વ્રતમાં થાયે ભંગ. ૯
સ્મરણ રાખતાં આવડે, બાળપણામાં સેજ;
મોટપણે વિદ્યાનુભવ, સમાધાન આણેજ. ૧૦

## ૫. રીસ.

જેથી રિસ ઝાઝી ચ્હડે, કર તેવાં જુજ કામ;
ક્ષમા શાંતિ સજવાથકી, રાચે રૂડો રામ. ૧
લાગે વાર ઘણીજ રે, ચઢતાં જેને રીસ;
ઉત્તમ પુરૂપજ જાણવો, કરે માફિ બક્ષિસ. ૨
ભાપણ વચન વિવેકથી, મધુરૂં કીધૂં હોય;
કદિ કેયે કજિયો નહીં, માન[illegible] રહોય.

## ૭. નઠારી ટેવ.

દારૂ પીવો નહિં અને, કેફ ન કરવો કાંઈ;
એણે કરિને થાયછે, બહુ ખરાબી ભાઇ. ૧
વ્યભિચાર કરવો નહીં, નહિં રમવો જૂગાર;
જહાં રમાતો હોય ત્યાં, રહો ઊભા ન લગાર. ૨
જુગાર રંડીબાજિથી, ચોરીનૂં મન થાય;
ચોરીથી જીવ જાય ને, કૂળલાજ પણ જાય. ૩
ધૂતદ્રવ્યથી કોઇ પણ, થયો સુખી નહિં લેશ;
થયાદરિદ્રી બહુ બહુ, ખોયા જિવ હિણ વેશ. ૪
દુર્વ્યસને પૈસો ખપ્યો, ફોગટ ગયોજ ધાર;
સતસંગતથી ખોહને, ચેવટ ધરી સુધાર. ૫
સારાં માણસમાં દિસે, જો વળિ કંઇપણ ખોડ;
તે સંઘરિશ નહિં સમજિને, અંગે ડહાપણ જોડ. ૬

## ૮. પ્રમાણિકપણું.

ચોરી તો કરવી નહીં, નહિં લેવી કંઇ લાંચ;
હિસાબ ચોખ્ખો રાખતાં, કોઈ નાવે આંચ. ૧
જુઠાં કાટલાં ત્રાંજવાં, રાખે ધૂના હોય;
તંટા ફિતુરી વાતમાં, કદિ ના જઇ તૂં જોય. ૨

## ૯. સત્ય.

સત્ય સર્વદાં બોલવૂં, જૂઠે રૂઠે ઇશ;
સત્યે તો વ્હેવાર છે, સત્ય કદિ ન છાંડીશ. ૧
જૂઠી સાક્ષી જે પુરે, જૂઠૂં બોલે જેહ;
જૂઠી વાત ચલાવતો, પાપી હીણો તેહ. ૨
જૂઠાં વચનો ઉપરે, રાખ નહીં વિશ્વાસ;
કરિશ કામ તારૂં કહી, કરતો નહીં નિરાસ ૩
લવે કંઇ ને કંઇ કરે, તે જો બોલે સાચ;
લોક ન માને તેહને, તે તો નરસો કાચ. ૪
કરે ઘાત વિશ્વાસનો, કરે વચનનો ભંગ;
પાપી તે સમ નહિં બીજો, બગડયો જ્યાં મનરંગ. ૫

### ૧૦. ચાડી.

નિંદા ચાળા ચાડિ તે, કરવી કદી ન કોઇ;
કર તું ચાડિયાસંગ ના, સદ્ગુણ વખાણુ જોઇ. ૧

### ૧૧. લોભ ને ઉદારતા.

નિજ વૈભવનો એકલો, કરશે જે ઉપભોગ;
જિવવું અસાર્થક જાણજે, લેશે ઝડપી રોગ. ૧
લોભિ દ્રવ્યની આશથી, કને હોય તે ખોય;
પછિ પસ્તાઈ આખરે, બની બાવરો રોય. ૨
સખિ જનઉપર સર્વની, મમતા મોટી હોય;
માટે તેને અડચણો, ઘણીવાર નહિં જોય. ૩
ઉડાઉપણું નવ રાખવૂં, યથાશકિત ઔદાર્ય;
રાખ સદા સતસંગ તૂં, સરસે સઘળાં કાર્ય. ૪

### ૧૨. અદેખાઇ.

અદેખાઈથી આપણૂં, શરિર ઘણૂં લેવાય;
પાપ બહૂ થાયે અને, ધારયૂં ના લેવાય. ૧
બીજાનૂં સુખ જોઇને, સાંભળિ વળી વખાણ;
દુખી અદેખો થાય ને, ધારે કરવા હાણ. ૨
બીજાનૂં દુખ જોઈને, નિંદા સુણિને કાન;
સુખી અદેખો થાય ને, પછિ માંડે તોફાન. ૩
દુખ દેવાને અવરને, દુખ તે સહેજ આપ;
અદેખાઇ ગુણ હીણ છે, નક્કી મોટો શાપ. ૪

### ૧૩. અહંકાર ને નમ્રતા.

બહૂ નમ્રતા રાખવી, કરવો નહિં કંઇ ગર્વ;
કજિયાનૂં મુળ ગર્વ છે, ગર્વે હલકા સર્વ. ૧
છઉં મ્હોટો હૂં એમ કંઇ, મનમાં નહિં તૂં આણ;
દિસે મૂર્ખતા સામટી, નિજ ગુણ કરે વખાણ. ૨
હોય બોલતો કોઇ ત્યાં, જુકતીથી નહિં આણ;
નીજ બડાઇવારતા, વજન ન પડતૂં જાણ. ૩

જે માણ સઅભિમાની તે,બેઆબરૂ થઇ જાય;
માટે તજિદે ગર્વને, સભ્ય નમ્ર તૂં થાય. ૪

## ૧૪. દયા.

જોઇ ગરક જન દુઃખમાં, કર કરૂણા હમેશ;
રંકભણી તૂં જોય તો, જોય તને પરમેશ. ૧
શત્રૂ ભૂખ્યો હોય તો, તેને પણ તૂં આલ;
જનાવરો જો રાખવાં, તો તો રૂડાં પાળ. ૨

## ૧૫. મેહેનત.

સર્વ કામ મ્હેનતથકી, કરતા હોયે લોક;
થાય સહાય સદા હરી, ફળ નવ થાયે ફોક. ૧
જે કરિ શકિયે આપણે, કરે ન પરબળ કોય;
'આપસમાન ન બળ કંઇ, મેઘસમાન ન તોય'. ૨

(શાર્દૂલવિક્રીડિત.)

મોટી હોય ઈમારતો નિમથકી, બંધાતિ નિત્યે પુરી,
થાયેછે મુખપાઠ તે નિમથકી, વાંચેથિ પોથી ખરી;
વિદ્યા તે પણ આવડે નિમથકી, લક્ષેજ શીખેથકી,
સંસારે વળિ નીતિ ઉદ્યમ થકી, થાયે સુખોની વકી. ૩

(દોહરા.)

ભાગ્ય ભરૂંસો રાખ નહિં, કરજે મ્હેનત મોટ;
ભાગ્ય લુલૂં છે શ્રમવિના, ધંધે આવે ખોટ. ૪
થઈ આળસ જોરાવરૂં, ધણી થાય તન મંન;
તજી દેઈ ઝટ તેહને, કર ઉદ્યમ સજ્જ. ૫
સારું કામ કરવાતણી, ઇચ્છા જયારે થાય;
તત્ક્ષણ તે કરવૂં ભલૂં, નહિં તો તક વહિજાય. ૬
દરિદ્ર દુખનો બાપ તે, આળસ સમજી લેય;
ઊંઘ વ્હાલિ કરવી નહીં, દરિદ્ર તાકી રેહ. ૭

## ૧૬. સંગત ને મૈત્રી.

ભંગ કરે મિત્રાઇનો, મશ્કરિ શત્રૂ વ્હેલ;
મિત્રપરિક્ષા થાયછે, સંકટવેળા સ્હેલ. ૧

જો નવ હોયે માન તો, સંતોખાય ન મંન;
દ્રવ્ય સુવિદ્યાથી ફકત, ઝાડ વગરનૂં વંન.
જો હોયે ખપ માનનો, અવગુણ તજવા જાણ;
દુર્જન ઓળે રમ નહીં, વાળે તેતો ધાણ.

## ૧૯. ઉપકાર.

(હરિગીત.)

અન્યના ઉપકાર સઘળા, સ્મરણ રાખી વાળવા;
ઇચ્છિ એમ કૃતજ્ઞતાના, ધર્મ રૂડા પાળવા.
બીજું કાંઇ કૃતજ્ઞતાથી, મંન રંજન ના કરે;
અવર સદ્ગુણ પાળવા તે, કઠણ દુખદાયક ખરે.
માન તો વ્યવહારમાં બહુ, એથિ માણે માનવી;
લાજ રાખે દેવ વળિ કહુ, જરૂર તેની માનવી.
પાડ વાળે નમ્રતાથી, તેહને સહુ સાહ્ય રે;
ગૂણ ને અવગૂણ કહે તે, ખુબ ગોથાં ખાય રે.

## ૨૦. સંતોષ.

(દોહરા).

હરિએ આપ્યૂં જેટલૂં, તેથી સંતોખાય;
અસંતોષિને સુખ નહીં, કોઇ રીતે થાય.
બીજાનાં જોઇ સુણી, વસ્ત્રાભૂષણ ઝટ;
માબાપો પાસે કદી, માગ નહીં કરિ હઠ.
હોય ગજૂં નહિ તેમનૂં, ગજવૂં ખાલી હોય;
આપે ક્યાંથી બાપડા, સમજી ધરાઈ જોય.
જે સંતોષી નિત્યનો, તે સાચો ધનવાન;
લોભી ઇચ્છા જેહની, દરિદ્રિ તે તો માન.
હું દુખિયારો છઉં ખરે, થાયે જનમાં આમ;
અદકા દુખિયા જોઈને, સમાધાન તૂં પામ.

## ૨૧. ભાષણ.

(તોટક.)

હસતાં હસતાં વદતો નહિં રે, અભિમાનથકી વદતો નહિં રે;
લજવાઈ કરી વદતો નહિં રે, વળી સત્યપણે વદજે સહિ રે. ૧

હિતકારક મીઠુંજ નિર્ભય રે, કરજે શુભ ભાષણ નિર્મળ રે,
પરનૂં સુણિ દે સત ઉત્તર રે, વચમાંજ ઉતાવળ ના કર રે. ૨

## ૨૨. કરજ.

(દોહરા.)

જનસ ઉધાર ન આણવી, ચડાવવો ન હિસાબ;
કરજ કરીને ખરચતાં, ધબ્બા ખાય ધબાબ. ૧
આવકથી જાવક અધિક, કરજદારને થાય;
કરજદારને દુઃખ છે, બહુ બહુ તે પસ્તાય. ૨
જો ચૂકાવ્યો વાયદો, રસ્તે આબરૂ લેય;
સાહુકાર જે માંગતો, શરમ બીજિ શી કેહ. ૩

## ૨૩. ધીરજ.

વિપત્તિ મૃત્યૂ આદિથી, સંકટમાં બહુ વાર;
ધીરજ રાખી સહન કર, કરશે પ્રભૂ નિવાર. ૧
સંકટમાં બહુ ડગમગે, બાવરૂ મંન ધડક્ક;
ધીરજવાન ડગે નહીં, જેમ સમુદ્ર ખડક્ક. ૨

## ૨૪. ભીખ.

પ્રતિષ્ઠીત જે જંન છે, તેને તો બહુ લાજ;
કરવા આળસને લિધે, ભીખારીનું કાજ. ૧
ભરે શરીરે કસ છતાં, થઈ ભિખારી પેટ;
જિવતો મૂંઓ જાણવો, ઊપાડે તે વેઠ. ૨
નિજ મ્હેનતથી મેળવી, જીવિશ જમિ હૂં અન્ન;
નિજ મ્હેનતથી મેળવી, થઇશ વળી સંપન્ન. ૩
એ રીતે કરવાથકી, મારિ પ્રતિષ્ઠા છેજ;
અભિમાન એ રાખવૂં, ટેક ન તજવો રહેજ. ૪
ગુણ મોટાઇ ત્યાંલગી, જ્યાંલગિ માગિ ન ભીખ;
નીભે ત્યાંલગિ જાય ના, અન્ન સદાવ્રત્ત ધિઃક. ૫
મનમાં નક્કી સમજવૂં, આપ સર્વ કલ્યાણ;
સાચૂં નિશ્ચયઊપરે, ઊદ્યમ ઊપર જાણ. ૬

## ૨૫ પૈસો.

(શાર્દૂલવિક્રીડિત.)

સારાં કામથિ મેળવી ધન અને, કામો ભલે વાવર,
મોટો ધર્મ પરોપકાર કરને, ના રાખ ખોટો છર;
ખોટી રીતથિ મેળવી મમતથી, ના ખર્ચે મોટો કર,
બીજા જો ધન ભોગવે પણ વળી,છે દોષ તો તૂં પર. ૧

## ૨૬. વિચાર.

(દોહરા.)

વગર વિચાર્યૂં કર નહીં, કંઈપણ સાહસ કામ ;
જન અવિચારી થાયછે, દુઃખી આઠે જામ. ૧
કિયે ઉપાયે કરિ થશે, કેવાં આપણ કાજ ;
વિચારથી સમજાયછે, જેથી રહે છે લાજ. ૨
પદાર્થ સારો હોઇને, નરસો તે દેખાય ;
નરસ હોઇ સારો દિસે, સમજાયે પરખાય. ૩

## ૨૭. લુગડાં ઘરેણાં.

હલકો માણસ માનશે, મોટી શોભા નીજ ;
વસ્ત્રઘરેણાંથી બહૂ, પણ સહુની ન પતીજ. ૧
ગુણથી શોભિત જે થયો, તે ખરિ શોભા જાણ ;
માન પ્રતિષ્ઠા પામતો, લુગડાંથી ન વખાણ. ૨

## ૨૮. નાણું સંભાળી રાખવું.

વ્યય ઓછો કરતાં જવૂં, નિજ પેદાશ વિચાર ;
સંકટવેળાકાજ ધન, કર સંગ્રે આ ઠાર. ૧
ભાવિપ્રાપ્તિઉપર બહુ, રાખીને વિશ્વાસ;
ખરચ ન કરવો આગમચ, થઇશ સહુનો દાસ. ૨
દમડી દમડી એકઠી, થયે રૂપૈયો હોય.
માટે દમડીની કરો, અવગણના ના કોય. ૩

## ૨૯. સારી રીતે વખત ગુજારવો.

એક વખત વેળા વટી, ફરી ન આવે તેહ;
માટે કાળ ન ગાળવો, સમજી મનમાં લેય. ૧
યોગ્ય ઉદ્યમે સમયને, કહાડે જે કો રંક;
કો કાળે રાજા બને, જાણ ભાઇ નિઃશંક. ૨
માણસ પૂઠે છે ઘણાં, જરૂર જરૂરનાં કામ;
ફોગટ પળ ન વટાવિયે, તો ફળ આપે રામ. ૩

## ૩૦. ગાળાગાળીનું બોલવું

ગાળ દિયે નિંદા કરે, હલકો દીસે તેહ;
સુણતાં રીસ ચડે વળી, મુખથી ગાળ ન દેય. ૧
ગાળ દિયે જો તેહને, ઉઘડો દંડ ન થાય;
સાહ્યતણાં કારણથિ પણ, લાજ પ્રતિષ્ઠા જાય. ૨

## ૩૧. હિતનાં વચનો

(હરિગીત).

હિત કહ્યું સૂણે ન કંઇ તે, બહિર સરખો જાણવો;
થાય સ્વાધિન ક્રોધને તે, આંધળાસમ માનવો. ૧
સારૂં જેહ બોલી ન જાણે, ગૂંગ સરખો ધારવો;
સારૂં માઠું નહિં સમજતાને, પશૂ સમજી કહાડવો; ૨
તેજ મોટો જાણવો જે, નીત પરઉપકારિ છે;
ધીર તેને ધારવો જે, રણે નિર્ભય ભારિ છે. ૩
ધન જુવાની ઉમરપર જે, નાથ ભરોસો રાખતો;
ચતુર સ્યાણો જાણવો તે, મંનનો સૂખી થતો. ૪
સાંભળી સ્તુતિ આપણી રે, ભૂલિ ખાવી ના ખતા;
સ્વાર્થસારૂ લોક લુચ્ચા, જૂઠ ઝાઝૂં બોલતા. ૫
નિંદે કોઇ આપણે તો, લડવું નહિં તે સાંભળી;
પીઠ પાછળ લોક હલકા, ભૂંડું બોલે તે વળી. ૬
ગરિબ કોને જોઇ તેનો, અનાદર કરવો નહીં;
કોઈ કાળે આપણી પણ, રે દશા તેવી સહી. ૭

પાસ પૈસો હોય તો સહુ, સ્નેહ કરવા આવશે;
દુઃખ વેળા પાસ નહિ કો, સર્વ વેરાઇ જશે. ૮
હિતૂજનની શીખકેરૂં, કટૂ ભાષણ છે ખરૂં;
તોય તે હિતકાર માટે, વેર શૂં કરવા કરૂં. ૯
છાનિ વાતો આપણી તે, ભરોસે કેહેવી નહીં;
સાચ સ્નેહી હોય તો વળિ, ભરોસે કહેવી સહી. ૧૦
આમદાની ખર્ચ લખવે, જંન સાવધ રેહ છે;
વેહવારે શરમ રાખે, હાની હોરી લેય છે. ૧૧
લેવિ ન્હાનાં પાસથી પણ, ચાતુરીની વારતા;
પતે કજિયો ઘેરમેળે, કાજિ પાસે ના જતા. ૧૨
ભૂંડું બોલો ના કદી કો, મુએલાનૂં સર્વથા;
વૈરભાવ ન રાખવો ના, ઉઘાડો છાની કથા. ૧૩
મિઠૂં જમવા જીભને રે, ઝાઝિ ટેવ ન પાડવી;
કોઈ કજિયો હોરિ લેવા, ડોકિ બ્હાર ન કહાડવી. ૧૪
એક કામ પૂરૂં થયેથિ, હાથ બીજે ઘાલવો;
એનિ વાતોમાં તિજાએ, ઝટ વિચાર ન આલવો. ૧૫

(ચામર.)

આપણે બિજાને વાત, કેહતાજ હોઇયે,
ચિત્ત દેઇ સાંભળે ન, જોરથી ન કેહિયે,
પાંચ સાત કામ તે ન, એકદંમ લેઇયે,
કેમકે થયૂં ન કોય, પૂરૂ વ્હેલું જોઈયે. ૧૬

(દોહરા.)

આપણ હઈયે કામમાં, બીજો લાવે કામ;
ખોટી કરવો નહિં વળી, ઝટ કરવૂં તે ઠામ. ૧
ડાહ્યાં થઈ વદવૂં નહીં, જગમાં હાંસી થાય;
આગળ આગળ બોલતાં, સ્હેજ આબરૂ જાય. ૨
જો ચૂકયા કંઇ આપણે, એમ મન સમજાય;
કબૂલ કરવૂં તે સમે, વાદવિવાદ ન થાય. ૩
ઘણિ મમતાથી છોકરાં, વ્હેલાં બગડી જાય;
કરવી મમતા એવિ કે, સદાચારિ સહુ થાય. ૪

ધણી સદગુણી દુરગુણી, ચાકરથી સમજાય;
જેવા શેઠો હોય રે, ચાકર તેવા થાય. ૫
લોકવિષે નંહિં સ્હેજમાં, ખોટિ કલ્પના આણ;
હિત વચનો સુણશે ન તે, થશે દરિદ્રી જાણ. ૬

( શાર્દુલવિક્રીડિત. )

જેવા ધા સુશરીરને જિવ વિષે, તેવાજ દુર્ગૂણ રે,
રૂઝાશે પણ રાખશે કંઇ વળી, પોતાતણી ખૂણરે; ૧
સાલ્યાં તે કરશે બહૂ હરઘડી, એવા હિણા ધારને,
સારૂં, સાવધ હોઇ જો ભયથકી, હાંકે દુરાચારને. ૨

## ૩૨. ઈશ્વરવિષે વચનો.

(ભુજંગી.)

સવારે અને રાત્રિયે એકચિત્ત, દયાળૂ પ્રભૂ ઇશ સંભાર નિત્ય;
સુદાતા પદાર્થોતણો સર્વ તે છે, બહૂ નિર્મળા ઉપકારો કરે છે. ૧
વળી ન્યાયકર્ત્તા જગત્નો ધણીરે, કરે પાપ શિક્ષાજ તેને ઘણીરે;
ભરોસો ખરો બ્રહ્મનો રાખવોરે, સદા અશ્વઉદ્યોગને પાળવોરે. ૨
સહૂ સાર વસ્તૂજ ઉત્પન્ન કીધી, અને તેહમાં સારિ શિક્ષાજ દીધી;
પ્રભૂ ઈશની બ્હીક રાખી મનેથી, કહેલી સુઆજ્ઞાથી રહેવૂં સુખેથી. ૩
અરે! કલ્પના ભૂંડિ તે ના પવિત્ર,ન ખાવા પિવામાં પવિત્રાઇ અત્ર;
ન ન્હાવા ધુવામાં પવિત્રાઇ હોય, પ્રભૂ મંનની શુદ્ધિને રોજ જોય. ૪
સહૂ આપણૂં નિત્ય તે જોય છેરે, શુભાશૂભ જે કર્મ ને બોલ તે રે;
વિચારી કરી કામ સર્વે કરોરે, પિતા બ્રહ્મતો રાચશે તે ખરોરે. ૫
અહીં મ્હોટ નાના થઇ જાય છેરે, પ્રભૂની સુસત્તાથકી થાય છેરે;
કિયા હેતુથી જન્મ આપ્યો હરીએ, વિચારો રૂડા રોજ કર્ત્તા રહીયે. ૬

(૩-૨)

## *સાહસદેસાઈ.

(દોહરા.)

દયાસિંધુ જગનાથ મુજ, મૂઢ મતીને કાપ;
સુઝ સારી દરસાવ ને, વાણીરસ તૂં આપ. ૧

---

*સીરીઝ આવ લેસન્સમાં સાહસીનો લાર્ડ વિલ્યમ વાંચતાં તેમાંનાં વર્ણનની

મલ્સર નદિ તીરે વસે, મંન કરીને ગામ;
ત્હાં દેસાઇ રેહતો, સાહસ જેનૂં નામ. ૨
દોષ ઘણા સાહસથકી, થયા વળી બહુ પેર;
તે સર્વે સમઝી કરી, શીખામણ લો ઘેર. ૩
સાહસ જેવાં કામથી, જન્મ થાય છે ફોક;
સુળ સાલે હૈયાવિષે, મૂકાવે તે પોક. ૪
વિનતી મારી એટલી, માની લેજો લોક;
સાહસ જેવૂં ના કરો, કો દી નાવે શોક. ૫
સાહસને વળિ બંધુ તે, ધીર નામનો જાણ;
પણ તેની[1] સંગતથકી, થયો વીર કહું ભાણ[2]. ૬
સાહસમતિથિ ન ચાલતો, સાચે રાહે જાય;
દેશ લાભમાં સત્યથી, શત્રૂવાંસે ધાય. ૭
સ્ત્રી પણ તેની સાધવી, વર વહુ શૂભ બનાવ;
સાકર દુધમાં જ્હાં મળે, નહીં કોઇની રાવ. ૮
ભાવે[3] જ્હાં વર વહુ મળે, કોઇ ખાય નહિં ભાવ[4];
ભાવ[5]થકી લાભો લિયે, સુખના ઝાઝા લ્હાવ. ૯

---

છાપ મારા મન ઉપર એટલી તો ઉંડી પડેલી (જેનું મને તે વેળા હમણાંના જેવું શુદ્ધ જ્ઞાન તો નોહોતું, પણ તે ઘણુંજ ગંભીર ને આનંદકારક લાગતું) કે તે ચોપડી મોટપણે મારા હાથમાં આવી કે તેનું સ્મરણ મને થઇ આવ્યું ને પછી મેં ઉપલી કવિતા જોડી. જો કે મારામાં પણ કાકાભત્રીજાની વાત છે ને કેટલેક ઠેકાણે વર્ણન મળતું આવે છે તોપણ સાઉધીની ને માહારી કવિતામાં દેશપરત્વે અને રીતભાતપરત્વે વર્ણન ઘણુંજ જાુદું છે. એ કવિતા તા૦ ૨૫મી નવેમ્બર ૧૮૫૮એ પુરી કરી પેહેલી ૧૮૫૯માં નં૦ ક૦ અંક ૪થામાં છપાવી હતી. એક વખત સદર અદાલતના એક શિરસ્તદાર નામે જાદવરાય, મારા પિતાની આગળ કવિ દલપતરામની તારીફ કરતા, ને મારે વિશે હલકું મત જણાવતા—તેઓ એક વખત જ્યારે હું બુ૦ વ૦ સભામાં એ કવિતા વાંચતો હતો ત્યારે સભામાં આવ્યા હતા—તેઓ એ કવિતાથી એટલા તો પિગળી ગયા હતા કે તેઓની આંખે ઝળઝળિયાં લગિ આવ્યાં હતાં; એ વખતથકી તેઓએ મારે વિશે ઘણુંજ સારૂં મત બાંધ્યું છે. તેમ ઉલટું એક મારા અંગ્રેજી ભણેલા સ્નેહી જેણે સુરતમાં પોતાની મેળે એ કવિતા ઉપર ઉપરથી વાંચેલી તેણે કોઇને મોહોડે કહ્યું છે કે લાઈ વિલ્યમની ખુબી સાહસમાં આવી નથી.

૧ સાહસનોજ ભાઇ એટલે જોસ્સો તો હોયસ્તો પણ વિવેકી;—ને તેથી તે વીર.
૨ જાણે સૂરજ. ૩ અંતઃકરણના હેતથી.
૪ મોઘાં થાવું તે; માન ધરવું તે; રીસામણાં મનામણાં.
૫ હોંસ; ઉલટ.

એક સમે ધીરો ગયો, શત્રુ ગામમોઝાર;
કરી પરાક્રમ આકરૂં, મૃત્યૂ પામ્યો સાર. ૧૦
કામરૂ ગામ ગરાસિયો, કામસંગ કહેવાય;
જુલમ જુલમ તે ગામમાં, પાપ ઘણેરાં થાય. ૧૧
લેવા લ્હેણૂં કામરૂ, ગયો ધીર એકવાર;
ચરચા જોઇ કામની, મન ઉપન્યો બહુ ખાર. ૧૨
કામસંગ કાળૂં કરે, સર્વ ગામમાં કામ[૬];
કામકાજમાં ચિત્ત નહિં,નહિં નીતી નહિં રામ. ૧૩
ઠામ ઠામ રતિ[૭] કામ છે, નહિં કંઇ વિદ્યાભ્યાસ;
બાપ રળ્યૂં બહુ વાવરે, નહિં રળવાની આસ. ૧૪
જવાબ તો દેએ નહિં, દેણદારની દાર[૮];
ઘરમાં રમતી જારં તે, અભિમાની તે ઠાર. ૧૫
દેણદાર જે બ્હાર તે, કરતો રંડીબાજિ;
પરાક્રમી પરઘેર પણ, ઘરમાં હૈઓ પાજિ. ૧૬
ઘેર ઢંગ જોતાં નરસ, લાવે નહિં કંઇ વેર;
'હૂં ત્યાં તે અહિં હોયરે,' નહિં રીસ વહુવેર[૯]. ૧૭
દેવાં દેવા વાયદા, દેવોના સમ ખાય;
નહિં રળવાની રીત જહાં,ત્યાં અધરમ બહુ થાય. ૧૮
રીસ વસી ધિરમંનમાં, થયો આકળો જાણ;
નિશ્ચય કર્યો ખુનિ મારવા, છેક કહાડવા ધાણ. ૧૯
કામસંગ પાસે ગયો, 'રૂપાળા ઠાકોર';
'કર્જ અપાવો' કહે ધિરો, 'ઉભે થયો અઢાં પ્હોર'. ૨૦
કામસંગ રતિસંગ[૧૦] બહુ, માતો મ્હોલે રંગ;
અફિણ કસુંબા ઝૂમમાં, સૂધ બૂધનો ભંગ. ૨૧
કામસંગ કહે ધીરને, 'જા જા અહિંથી પાપ;'
ધીરો કહે 'સુધ રાખ કંઇ,ચિતમાં કંઇ સત થાપ.' ૨૨

---

૬ કામદેવનીજ વાતો. ૭ કામદેવની સ્ત્રી. ૮ સ્ત્રી. ૯ વહુ સાથે.
૧૦ કામસંગ ગરાસીયો પોતાની રતિ નામની વહુ સાથે.

તોપણ ના માને ભુંડો, કામ[૧૧] પાપ સરદાર;
ક્રોધ કરીને ઊઠિયો, કરયા તીરના માર. ૨૩
કપટ મોહ મદ ધીરનો, પકડે જોરે તોટ;
બહુ બહુ તીક્ષ્ણાં શસ્ત્રથી, કામ મારતો ચોટ. ૨૪
મોટા એહ પ્રહારથી, ધિરને કંઈ નવ થાય;
સ્થીર મંન છે જેહનૂં, ગુણ ગોવિંદના ગાય. ૨૫
ભણે નીતિની વારતા, બ્રહ્મ નામ મહિમાય;
ઉપદેશો વિદ્યાતણા, કીધા વિધ વિધ લ્હાંય. ૨૬
એક વર્ષ તો વહિ ગયૂં, કોઇ ખાય નહિ હાર;
પણ અંદરથી ધીરના, થાતા જયજયકાર. ૨૭
કામ ઘણો નબળો થયો, જોર ગયૂં વિખરાઈ;
થઇ તાબે તે બોલિયો, 'ધીર, દાસ હું ભાઇ.' ૨૮
એવે સમયે ઓચિંતૂં, થયૂં ધીરનૂં મોત;
થયો બંધ સૂબોધ પણ, કામે ખોયૂં પોત; ૨૯
ધીરકાળને સાંભળી, મંન ગામ દલગીર;
ઘેર ઘેર શોકો થયા, ધીરકાળ તો તીર. ૩૦
પ્રિય પતિ મૃત્યૂ સાંભળી, થઇ ગાભરી નાર;
'પ્રાણનાથ પ્રિય આવની,' બોલી બહુ તે વાર. ૩૧
શોક ઘણો કરતી અને, મનમાં બહુ મૂંઝાય;
(પણ) છાતી માથાં કૂટવા, ગાંડી તે નવ થાય. ૩૨
ખોળે રમતા પુત્રને, નીહાળી તે જોય;
'બેટા બેઠૂં આપણૂં, ઘર' કહિ ડગ ડગ રોય. ૩૩
સાહસ બોલ્યો ભાભિ રે, 'નહીં લગાડો વાર;'
'ઝટ ઝટ ઝટ ઉઠો વળી, સતિ થાવા તૈયાર.' ૩૪
વર વ્રેહે પીડીત તે, બોલી અબળા નાર;
'કરો ખમા ઓ જેઠજી, દીસે દુઃખ અપાર.' ૩૫
'નથિ નથિ આજ્ઞા સ્વામિની, સતિ થાવાની લેશ;'
'નિજ હત્યાનો દોષ છે, બોલ્યા રૂડે વેશ.' ૩૬

---

૧૧ કામસંગ.

'માટે હૂં નહિં બળું અરે, માનો શાણા જેઠ;'<br>
'રઝળી રહિ મરસે વળી, મારૂં ન્હાલૂં પેટ.' ૩૭<br>
સાહસ કપટથિ બોલિને, સમઝાવે બહુ પેર;<br>
ધીરથકી ભણિ ભારજા, તેમાં નહિ કંઇ ફેર. ૩૮<br>
ધીર માનિતો સર્વનો, તેની રૂડી નાર;<br>
આગ્રહ લઇ બેઠી બહૂ, ઇશ્વરનો આધાર. ૩૯<br>
લોકવળૂં જોઇ કરી, સાહસ બેઠો ચૂપ;<br>
પણ મનમાં ફીનો ઘણો, રાખ્યો તેણે ગૂપ[12]. ૪૦<br>
ધીર પત્નિ ડાહી ખરી, દીલાસો દિલ દીધ;<br>
પુત્ર પાળતી પ્રેમથી, ઘર સંભાળી લીધ. ૪૧<br>
વ્રેહતીર વાગ્યૂં હતૂં, તેથી પીડ અપાર;<br>
હૈયાશોકે ધીર ત્રિય, નબળી થઇ તે ધાર. ૪૨<br>
વ્રેહ દુઃખ વધતૂં ગયૂં, સાહસ રૂઠયો જેમ;<br>
ચિંતાતુર થઇ બાપડી, નહીં કોઇનો પ્રેમ. ૪૩<br>
હસકે તસકે જેઠ તે, મ્હેણાં મારે રોજ;<br>
નિંદે ભાભી ભતરિજો, નહિં શાણાનો ખોજ. ૪૪<br>
સર્વ તરફની વેદના, પણ ન જણાવે બ્હાર;<br>
આખર વિધવા બાપડી, પડી ખઇમોંઝાર. ૪૫<br>
હરી ભરૂંસો રાખતી, નીતી પાળે રોજ;<br>
હરીથકી સહુ સૂખ છે, દુખમાં માણે મોજ, ૪૬<br>
વર્ષ પાંચ ગુજરી ગયાં, પછિ તો તે ગભરાઇ;<br>
મોતે તેડૂં મોકલ્યૂં, 'ચલ ચલ વ્હેલી બાઇ.' ૪૭<br>
સાત વર્ષનો છોકરો, લીધો ખોળામાંહ્ય;<br>
ગદગદીત કંઠે ભણી, શીખામણ તે તાંહ્ય. ૪૮<br>
એ હાલતમાં કંઠ તો, રૂંધાયો બહુ ધાર;<br>
આંખ મિંચાઇ તે સમે, શબ થઇ રહિ તે નાર. ૪૯<br>
શ્રીફળ[13] નામે દીકરો, ટક ટક જોતો જેહ;<br>
ચીસ દારૂણી પાડિને, 'છ છ' બોલ્યો તેહ. ૫૦

---

૧૨ ગુપ્ત; છાનો. ૧૩ ઉત્તમ ફળ (નાળિયેર. સાતમે મહિને અઘરણીની રીતમાં ખોળામાં મુકવામાં આવે છે કે નિર્વિઘ્ન છોકરૂં જણે. એ ઉપરથી.)

'ઓ મા જી જી બોલની, કેમ થઈગઇ આમ;'
'આંખો તેં કાં મીચિ બા, ઉઠની કરની કામ.' ૫૧
ધણિ ઢંઢોળી પણ નહીં, જાગી તેની માત;
પછિ રડતો રડતો ગયો, માડી તેની વાત. ૫૨
સાહસ પાસે દોડતો, જઇને શ્રીફળ કેહ;
'મા તો કંઇ વદતી નથી, બેસી રહિ છે તેહ.' ૫૩
ધમકાવી હાંકી અને, કહાડયાં નરસાં વેંણ;
હાહૂકાકે[૧૪] સાહસે, ક્રોધ ભરયાંછે નેણ ૫૪
પણ પછિ જોવા ચાલિયો, લોકલાજથી જાણ;
ભાભી મુઇ દીઠી ખરી, મનમાં મગન માન. ૫૫
મૃતકક્રિયા કીધી અને, મૂકયા પોકેપોક;
બ્હારથકી પાળ્યો ઘણો, ભોજાંઇનો શોક. ૫૬
શ્રીફળની બરદાસ્તની, કરવા માંડી ખોજ;[૧૫]
સર્વ તરફથી ચ્હેનમાં, રાખે તેને રોજ. ૫૭
કરે જતન સાહસ ઘણૂં, જસનો લ્હાવો લેય;
પણ અંદરથી ખૂનિ તે, વિપરિત કરતો રહેય. ૫૮
એક સમે વીચારતો, સાહસ ભૂંડો પાપ;
ઘડૂં ઘાટ શ્રીફળતણો, લઊં વારસો આપ. ૫૯
ભાદરવે ઘન ગાજતો, નિશ અંધારી કીલ;
વીજતણા ચમકાર તે, ધૂજાવે દૃઢદીલ.[૧૬] ૬૦
મધરાતે ઊઠી ગયો, ભતરીજાની પાસ;
'ઉઠ ઉઠ બેટા બાપુ તૂં, જોવા જૈયે રાસ.' ૬૧
તેલ કસુંબા દૂધનૂં, ખૂબ કરાવ્યૂં પાન;
ગાલે બોકી દીધિ ને, ખવરાવ્યાં વળિ પાન. ૬૨
જમણી કેડે છોકરો, ડાબી કેડે શસ્ત્ર;
એમ તબેલે તે ગયો, પ્હેરી સાદાં વસ્ત્ર. ૬૩
બંને બેઠા ઘોડિયે, ચાલ્યા વગડામાંહ્ય;
ગાઉઉપર વડથડતળે, ઉતરયા બેજણ તાંહ્ય. ૬૪

---

૧૪ મ્હોડું જોઇને બ્હીક લાગે તેવાને હાહુકાકો કેહે છે. ૧૫ તજવીજ.
૧૬ કઠણ છાતીનાને પણ ધ્રુજાવે.

અં અં કરતો અદમુઓ, સૂવાડ્યો શ્રીફળ;
વળતી કહાડી કાળિને, કરતી ઝટ ઝળઝેળ. ૬૫
દૂપટ્ટે મુખ ઢાંકિયૂં, કાપી ગરદન ગ્હેલ;
અંગ અંગ જૂદાં કરયાં, ખૂનીને સહુ સ્હેલ. ૬૬
નાક કાન ને આંખના, ચૂરેચૂરા કીધ;
મોટાં હાડ શરીરને, તેણે વેરીદીધ. ૬૭
મેઘ જળે ધોયાં વળી, ખુની દેહ ને શસ્ત્ર;
ફાડી ફેંકી ચોતરફ; દીધાં સઘળાં વસ્ત્ર. ૬૮
કરી કરમ પાછી વળી, હીણી સાહસદેહ;
ઘોડીપર થઇ સ્વાર ને, ઘેર આવિ ઝટ તેહ. ૬૯
ઘેર જઈ સૂતો ખરો, ઊંઘ ન આવે કાંઇ;
જાણીતો જાગે નહીં, ઘોરે બમણૂં ભાઇ. ૭૦
પ્રાત સમે સાહસતણી, રૂડી ધર્મી નાર;
અળગી[17] હૂતી જે વળી, આવી તે તે ઠાર. ૭૧
પતી જગાડી પ્રેમથી, પૂછે ભોળી નાર;
'શ્રીફળ બેટો ક્યાં ગયો', 'હેં' બોલ્યો ગૂમાર. ૭૨
બની બ્હાવરો શોધતો, ધમકાવે બહુ પેર;
છૈયાં વ્હાલાં ચાકરો, ધમ ધમ કીધૂં ઘેર. ૭૩
મ્હેલ્લા ચકલાના મળ્યા, થયો ગામ હોકાર;
'શ્રીફળ ગેબ થયો કયમે,' પૂછપાછ બહુ ધાર. ૭૪
નવ લાગ્યૂં એંધાણ કંઇ, તારે વિપરિત વાત;
કીધી ખૂની સાહસે, કરવા બીજી ઘાત. ૭૫
ચાકર ચંચળ એક પર, તેણે મૂક્યૂં આળ;
'શ્રીફળ પુત્ર તું લાવ રે, નહિં મૂકૂં તુજ ખ્યાલ[18].' ૭૬
સાહસબોલ્યૂં સાંભળી, ઉલટ્યા સઘળા લોક;
ચાકરને ખુબ મારિયો, 'માર માર ને ઠોક.' ૭૭
આખર શોધ કરયો ઘણો, પણ લાગી નહિં ભાળ;
ચાકર મસ્તક છેદિયૂં, દઇને દસ વિસ ગાળ. ૭૮

---

૧૭ (પાસે સુતી હોય તો સાહસ ઉઠયો તે જાણે, પણ દુર હતી.) ૧૮ કેડો; કેડ.

ગામવિષે કલપાંતનો, કાંઇ ન આવે પાર;
નસંતાન ગયું ધીરનૂં, ત્રાહ્ય ત્રાહ્ય જન ધાર. ૭૯
ઘેર ઘેર શોકો થયા, હાય હાય શો કહેર;
નર નારી બાળક ભણે, 'હાય હાયરે વેર'. ૮૦
છાતી ધબ ધબ ચાલતી, દડ દડ આંસૂ વેહ;
'અહ અહ' બોલે મૂખડૂં, ગાત્ર શિથળ થઇ રેહ. ૮૧
કામકાજ તો બંધ ને, સહૂ બ્હાવરૂં જોય;
ગામવિષે હડતાળ ને, હસતૂં નહિરે કોય. ૮૨
તડકા પીળા[૧૯] લાગતા, શોક શોક સહુ ઠામ;
ઝાડ જનાવર તો દિસે, શોકાતુર ઓ રામ. ૮૩
મંદ ઉદાસી દીસતા, નહીં અંગમાં જોર;
પળે પળે તે હબકતાં, શોકતણો બહુ શ્હોર. ૮૪
આ ટાણે તે ગામમાં, શોક[૨૦] નારિ સ્વરૂપ;
નિરખ્યૂં સર્વે ભારિ ને, બેઠા તજિ મદ ચૂપ ૮૫
સહુ લોકો શોકો કરે, શ્રીફળને બહુ રોય;
સાહાસપત્ની સાધવી, તેને મૂર્છા હોય. ૮૬
તે કાકી શ્રીફળપ્રતી, રાખી અદકો પ્રેમ;
પેટપુત્ર સમ પાળતી, રાચે ઇશ્વર જેમ. ૮૭
થઇ નિરાશ તે બાપડી, મનમાં દુઃખી જાણ;
બાળક રોતાં રાખિયાં, નિજ મનમાં મોકાણ. ૮૮
સાહસડો ખૂની કરે, આકરંદ બહુ પેર;
શ્રીફળનૂં નહિં કર્મનૂં, જેથી બાળક ઠેર. ૮૯
કૂટી માથાં છાતિ બહુ, દેખાડે તે શોક;
મૂકે પોકે પોકને, પાડે આંસૂથોક. ૯૦
કંઈ સમાવી શોકને, વિધવિધ ક્રીઆ કીધ;
શ્રાધ શુદ્ધ થઇ બહુ કર્યાં, દાન ગરિબને દીધ. ૯૧
તેર દિવસ તો વહિગયા, ધીર વારસો લીધ;
ધન ઘર ચાકર સર્વને, નીજ કબજમાં કીધ. ૯૨

---

૧૯ એકાંતમાં દલગીરીમાં બેઠાથી તેજીવાળો તડકો શોકોપીળો લાગે છે ખરેખર. ૨૦ શોકરૂપી કોઇ સ્ત્રી. (કલ્પિત)

પણ મનમાં સાહસ ખુની; દુઃખી અપરમપાર;
ઘાણ વાળિ કરિ હાણને, તે સુળ સાલે યાર. ૯૩
કામકાજ બહુ ભાતનાં, સાહસ કરતો તોય;
ચિત્ત ન લાગે કોઇમાં, પસ્તાઇ તે રોય. ૯૪
ડગલે ડગલે જગજગે, કામ કામમાં ધાર
પળે પળે તે નિરખતો, શ્રીફળનો આકાર. ૯૫
ઊંઘે નહિં રાતે કંઈ, ઝબ-ઝબકીને જોય;
શ્રીફળ મૃત્યુ અકાળ તે, 'કાકા' કરતું હોય. ૯૬
વર્ષી વાળ્યું તેહનૂં, કરી શ્રાદ્ધ જે દિન્ન;
સાણૂં રાતે લાધિયું, તેથી તે અતિ ખિન્ન. ૯૭
તે દહાડો તે રાત પણ, ચંદ ઝગારે જાય;
સાણે ગાજે ઘોર ઘન, વીજ ચમક બહુ થાય. ૯૮
પ્યાલૂં પાયૂં ઝેરનૂં, ડેડે જેને લીધ;
ઘોડી ઊપર બેસિને, એડી જબ્બર દીધ. ૯૯
વડ હેઠે સૂવાડિને, કાપ્યૂં કુમળૂં શીશ;
તે કમા ને વસ્તુઓ, શિશુની હળવી ચીસ. ૧૦૦
એ સઘળૂં સાણે જુએ, નહીં ભૂલ સાક્ષાત;
ભાષણ ક્રોધી સાંભળે, સાલે તેને ઘાત. ૧૦૧
ઘોડી બોલી 'નીચ રે, હું ભોળી ભરમાઈ;'
'પાપી સાધન સાક્ષિ થઇ, ચાંપૂં તૂંને આંહિ.' ૧૦૨
વડ બોલ્યો 'ચંડાળ રે, શૂં મ્હેં ગુન્હો કીધ?'
'મને કરયો તેં ભ્રષ્ટ' કહિ, થડમાં વીટી લીધ. ૧૦૩
ચાકર બોલ્યો 'કમબખત, ખડગે કાપૂં શીર;'
'વડે ટાગું હું પ્રેમથી, ભોકૂં આ સહુ તીર'. ૧૦૪
જમદૂતો શસ્ત્રે ભરયા, દાત પીસિ રિસ ભેર;
અતી ભયાનક રૂપથી, બિવડાવે બહુ પેર. ૧૦૫
ભાઈ ભોજાઇ વળી, તે પણ ખૂણે દીઠ;
તે તો બોલ્યાં 'ધિઃક છે, દગો દીધ તેં પીઠ.' ૧૦૬
સર્વ જોઇને બ્હીકથી, નીચે જોયે જેમ;
'કાકા ઠિક કરયું' બોલતો, બાળક દીઠો તેમ. ૧૦૭

ચીસ આકરી પાડિને, પડયો ચતો તે પાટ;
'શ્રીફળ બેટા ખૂન હું, મુઓ' પછાડયો[૨૧] ખાટ. ૧૦૮
વળિ પાછો જાગ્યો કંઇ, જોએ તો ચોપાસ;
ઘોડિ પગે બંધાયલો, ઘસડાએ નીરાસ. ૧૦૯
તે ઘોડી વડથડકને, લઇ ગઇ તેવાર;
પગ ઉંચકીને છાતિપર, મૂક્યો તેણે ધાર. ૧૧૦
મસ્તક ચાકર છેદતો, જોએ તે જે વાર;
ચીસ પાડિને તે મુઓ, 'લેવાયોરે[૨૨] ખાર.' ૧૧૧
એ રીતે સાહસ મુઓ, ભૂંડૂં મૃત્યૂં કેહ;
કિધાં કરમ તે ભોગવ્યાં, ભોગવશે હજિ તેહ. ૧૧૨
આ ભવ પામ્યો દુઃખ ને, નરકે ખાસે નર્ક;
શિક્ષા[૨૩]બીજિ બિહામણી, ભોગવશે અધગર્ક. ૧૧૩
અકસ્માત મરવૂં ભલૂં, સાહસ રીબાયોજ;
ચાર પાસ ભયત્રાસથી, જોતો જમની ફોજ. ૧૧૪
સાહસ પાપી જીવનો, ઘડયો પ્રભૂએ ઘાટ;
પડે ખણે જે પ્હેલ તે, ભૂલે જન સત વાટ. ૧૧૫
વગર વિચાર્યું આદરે, ખોટી લતમાં હોય;
નિજ પર હાની જે કરે, પાછળથી તે રોય. ૧૧૬
લેવાઇ જે લોભમાં, સૂખ હોરવાકાજ;
ઘડે ઘાટ અઘટિત સહૂ, તેમાં ખોયે લાજ. ૧૧૭
આ ઊપર ખુબ મનનાં સહુ, કરશે જે સજ્જંન;
ધીર થઇ વીચારશે, સાચી બુદ્ધી મંન. ૧૧૮
કામક્રોધ ને લોભ મદ, તજિ મત્સર ને મોહ;
ક્ષમા દયા ઔદાર્ય ને, સદગુણ સજિ સહુ રોહ. ૧૧૯
સન અઢાર અઠાવને, નોવેંબર પચ્ચીસ;
પૂરી કીધી વારતા, જય જય જય જગદીશ. ૧૨૦
ઋગ્વેદિ, દ્વીવેદિ ને, નરમદશંકર નામ;
કરી કવીતા વર્ષ ત્રણ, જય બ્રહ્મ સત નામ. ૧૨૧

---

૨૧ એમ કહીને ખાટલો પછાડયો. (હું મારાં નાનપણમાં રાતે બ્હીતે ને ચીસ પાડી ખાટલો પછાડતો. મને ભયંકર સ્વપ્નાં આવતાં). ૨૨ એમ બોલીને ૨૩ જમરાજને તાંહાં.

સન અઢાર પંચાવને, સપ્તમ્બર આખર;
રચી કરી કવિતાભણી[૨૪],ભણી[૨૫]કરી નહિ છર[૨૬]. ૧૨૨
વડનગરો નાગર છઊં, સર્વ કવીનો દાસ;
વિરસ વિકટ મુજ કવન છે,ગ્રીષ્મતણૂં તે ઘાસ.[૨૭] ૧૨૩
જન્મભૂમિ છે સુરત પણ, છૂં મૂંબઇમાં હાલ;
વ્યગ્રચિત્તથી [૨૮] કાવ્ય કિધ, તેથી તે બેહાલ. ૧૨૪
માટે સહુ જન કરિ ખમા, લેજો કંઇ પણ સાર;
પણ હમણાં તો બ્રહ્મનો, બોલો જયજયકાર. ૧૨૫

(૧-૨)

---

## ૫૭.*

(ચોપાઇ.)

ઝુંપડીમાં રહેનારી એક, છોડીનો દીઠો મેં ટેક;
જહારે તે ન્હાનીને મળ્યો,વચનસાંભળી હૂં બહુ ગળ્યો,[૧] ૧
વાળ વાંકડા ગુચ્છાભેર, છુટો ચોટલો મોટો ઘેર;
કુમળી કન્યા બોલી કહૂં, 'આઠ વર્ષની હૂં તો છઊં'. ૨
'તમે કેટલાં ન્હાની બ્હેન,' 'સર્વ મળીને ભાઇ બ્હેન?'
'સહૂ કેટલાં'? "છૈયે સાત," મ્હારી જોડે કીધી વાત. ૩
આશ્ચર્યે જે જોતી હતી, તેને વળતી પૂછી કથી;
'ક્હાંછે તે ભાંડૂઓ વળી,'? "સાત હમે તો" બોલી ભલી. ૪
"બે જણ રેહછે ભાઠે[૨]જાણ,ને બે જણ તે ખેડે વ્હાણ";
"બે જણનો છે મસાણવાસ, એક બેનડી ભાઇ ખાસ[૩]" ૫

---

૨૪ કવિતાતરફ મન કીધું. ૨૫ શીખીને કરી.
૨૬ કવિતા કરૂંછ પણ બિજા કવિયોની પેઠે મારામાં છર નથી આવ્યો.
૨૭ જેમ હુનાળાનું ઘાસ રસવનાનું ચાવવું કઠણ પડેછે, તેવું મારૂં કવન વિરસ ને વિકટ (સમજવું અઘરૂં) છે.
૨૮ મુંબઈસ્થળ કવિતા કરવાને લાયક નથી; કવિને નિરાંતનું ઠેકાણુ જોઇયે. ધાંધલિયા શેહેરમાં હજાર ઠેકાણે મન દોડેછે. તેમાં વળી હું ઘણીરીતે મનનો દુઃખી.
* એ, વર્ડસ્વર્થની 'હવી આર સેવન'ની કવિતાનું ભાષાંતર છે, પણ નામ ઠામ તથા ઘોરની વાત બદલી એક ખારવણને લાગુ પાડીછે. ૧૮૫૮ માં કરી પણ પ્રથમ છાપી ૧૮૫૯ માં ન૦ ક૦ અં૦ ૪ થામાં.

૧પિગળ્યો (પ્રીતિની કુમળી વાણીથી મારૂં હૈડું પિગળ્યું.) ૨ તાપી કાંઠે એક ગામડું છે. સુરતના નાવડી ઓવારાને સાંમે કાંઠે. ૩ ખાસો; ભલો.

"આ કુલપાડા[૪] નામે ગામ, મસાણકાંઠે ઝુંપડી ઠામ";
"તેમાં હૂં ને મારી માત, રહિયે તે પાસે દિન રાત". ૬
'તૂં કહેછે બે ભાઠે રેહ, દરિયો ખેડે બીજા બેય;'
'તમે સાત તે શાનાં હજી, એમ હોય કયમ મીઠી વજી'?. ૭
વાળ્યો વજિયે વળી જવાબ, "સાત ભાંડુ ને મા નહિં[૫] બાપ";
"બે જણ તો છે મસાણમાંહ્ય, ઝાડ પાસ બાળ્યાં છે ત્યાંહ". ૮
'અહિં તહિં તૂં તો દોડયા કરે, તુજ સાંધા છે ચંચલ ખરે;'
'જો બે બાળ્યાં મસાણ સાચ, માન્ન તમે તો ત્હારે પાંચ.' ૯
"ઘાસથકી લીલી કુંજાર, ન્હાની સરખી મ્હરૂડી[૬] ધાર;
"ઝુંપડીથી દુર ડગલાં બાર, બાળ્યાં તેની પાસે સાર." ૧૦
ન્હાની બોલી "હૂં તે ઠાર, ઘાઘરિ સીવૂં વારંવાર;"
"ઓટૂં બેસી તહાં રૂમાલ, ગાઉં તેમના ગુણ હેવાલ". ૧૧
"ઘણીવાર સૂર્યાસ્તે શેઠ, રળિયામણું ચાંદરણૂં હેઠ;"
"લઇ કટોરો જાઉં ભરૂં, વાળૂ ત્હાં બેસી હૂં કરૂં." ૧૨
"પ્હેલી સુઇ તે રામલિ બ્હેન, નિરબળ તનમાં તો બહુ ઘેન;"
"પાથરણાંમાં રડતી બહૂ, રીબાયામાં કસર ન કહૂં". ૧૩
"દેવદયાએ બહુ દુખ[૭] સહી, છુટી બચારી જાતિ રહી";
"પછી મસાણે બાળી દીધ, એવી વજિયે વાતો કીધ. ૧૪
"વળી હુનાળો છાયામાંહ્ય, કહાડયો સઘળો રમવામાંહ્ય;"
"મેં ને ભાણાએ રે ખાસ, રામલિ બાળી તેની પાસ". ૧૫
"વરસાદે કાદવની ભાંય[૮], લપસી દોડી જાતી ત્હાંય;"
"જવા ભાઇને પડી જરૂર, રામલિ પાસે તે ન ગરૂર". ૧૬
'હવે કેટલાં કહો છો તમે, પૂછૂં છૂં તૂં તો બહુ ગમે,'
'જો તે બે છે સ્વર્ગે ખરે, અમથી તૂં તો હઠજ કરે.' ૧૭
નાજુકડી બોલી તેવાર, "શેઠ હમે તો ત્રણ ને ચાર;"
"આંખાગળ દેખૂં તેમને, તમે કેમ ભૂલાવો મને?" ૧૮

---

૪ સુરતની પાસે ગામ છે–જ્યાંહાં તાપીને કાંઠે મુડદાંને બાળવામાં આવે છે. ૫ બાપ નથી–સાત ભાંડુ ને મા છૈયે. ૬ ઝાડની બખોલનો બનાવેલો ગોખલો. ૭ દુઃખ સહન કરનારી. ૮ કાંઠાપર ઢોળાવવાળો લપસણો કાદવ. ખારવાના ઘણાક છોકરાં ઊંચેથી નીચે સરી જવાની રમત રમેછે. (હું ને મારા દોસ્તો પણ એમ ઊંચેથી નીચે સરી જતા)

'નક્કી તેઓ તો છે મુઆં, જીવ તેમના સ્વર્ગે ગયા;'
'વધૂ પૂછવૂં ફોગટ જશે, તેની મરજી તેમજ હશે.' ૧૯
'વ્હાલી વજિને પૂરણ પ્રેમ, ભાંડૂનૂં ઈચ્છે બહુ ક્ષેમ;'
'તેના તે બોલે તે વેણ,' "સાત હમે તો ભાઇ બ્હેન". ૨૦

(૩-૧)

---

## આત્મબોધ.*

(શિખરિણી.)

થયાં પૂરાં આજે, વળિ વરસ સોળે નવ સરે[1]
થઇ માયાઅંધો, નિજ મનડું રાખ્યૂં ન વસ રે
વિચાર્યૂં ના કો દી, ભજનતણું લેવૂં નવસ[2] રે
હવે કામો ત્હારાં, બહુજ પસતાયે નવ સરે[3]. ૧
પિધૂં પાપી પ્રાણી, અતિ પતિત પાણી પર[4]ભગે
ન પાણીયે[5] પાણી[6],મુકયું ત્રિશુળ[7] પાણીથિ ન ડગે

---

* સંવત ૧૯૧૪ ના ભાદરવા સુદ ૧૦ એ (તા૦ ૧૭ મી સપ્તેંમબર ૧૮૫૮) મને ૨૫ વરસ પૂરાં થઈ ૨૬ મું બેઠું તે દહાડે—વરસગાંઠને દાહાડે મેં ઉપલી કવિતા જોડી કહાડી; પણ છાપી પ્રગટ કરી ૧૮૫૯ માં ન૦ ક૦ અંક ૪ થામાં. એ વેળા હું ઘણો ભાવિક, ત્યાગી, પશ્ચાત્તાપ કરનારો, અને પાપ, મરણ, ઇશ્વર ભયના વિચારથી ઉદાસ રેહેનારો હતો. એ વખત મારી મૂર્ત્તિપૂજા ઉપરથી આસ્થા ઉઠી ગઈ હતી ને તેને છોકરાંની રમત સમજતો થયો હતો;– એ કંઇ ઈશ્વર ભક્તિનો માર્ગ નથી એમ જાણતો હતો. મારા વિચાર એવા હતા કે એક નિરાકાર ઈશ્વરને તેના ગુણ ગાઈ ભજવો, અનીતિથી દુર રેહેવું, ઇશ્વર પાપીને શિક્ષા કરે છે ને નીતિમાન ભક્તના ઉપર પ્રસન્ન રેહે છે. એ વિચાર એટલા તો જોસથી ઉભરાતા હતા કે મારો વિચાર ધર્મના પુસ્તકો વાંચવાનો અને પછી પોતે સમજી બીજાને સમજાવવાનો—ધર્મોપદેશક થવાનો—જન્મસુધિ એજ ઉદ્યોગ રાખવાનો હતો—ને ઘણાં ફાંફાં મારતો હતો કે ક્યારે કોઇપણ ધર્મના ખાતામાં ભરાઉં—કાઠિયાવાડમાં કોઇ નવો સ્વામી નારાયણ—હરિશંકર થયલો સંભળાતો હતો તેને મળવાને પણ ઘણો આતુર થયો હતો. એવી મનની હાલતમાં ઉપલી કવિતા જોડીને છેલ્લીવારે કેટલીક પ્રતિજ્ઞા પણ કરી છે. એમાં પાપનું વર્ણન કરતાં જે જે પાપ મેં નથી ક[illegible] તેપણ લખ્યાં છે; તેનું કારણ કે મારી જુજ વાત ઉપરથી પછી મહારા[illegible] સારી પેઠે ઉતરી પડાયું છે. એ કવિતા કોઈ તરૂણ ગોંસાઇનો લાલ, જે અનીતિનાં કર્મ કર્યાં હોય અને પછવાડેથી પસ્તાયો હોય અને પછી નિયમ પાળવાની પ્રતિજ્ઞા કરી હોય તેને બરાબર લાગે છે.

૧ (સોળમાં નવ પેસે એટલે પચ્ચીસ થાય) ૨ ની[illegible]
૩ થાય; પાર પડે. ૪ પારકી સ્ત્રીની ઇંદ્રીને વિષે. ૫
નીમ લીધો. ૭ શિવ; ઇશ્વર. ત્રિશુળ છે હાથમાં જેના તે ([illegible]

અનીતીપીકે[૮] તેં, નિરખિ નરિ[૯] નારી જગ જગે
કરી જારી[૧૦] જારી, વિખ બહુ પસાર્યૂ રગ રગે. ૨
જુવંતી જોઇને, જકથિ જખમારી જમિ કરી
પશૂ પંખીપેરે, ધરરર ધસ્યો ના જરિ ડરી
બડી રંડીબાજી, પદરિ[૧૧] ખુનિ ખારી[૧૨] અઘભરી
ગુમાવી બાજી તેં, અવતરિ ન સેવ્યો નરહરી. ૩
છિનાળી છાની તેં, છકિ છબિ[૧૩] છુપાવી કરિ મથી
કિધાં કાળાં કાલાં, કુડ કરમ કામી કપટથી
ભમાયો ભારી ઓ, ષડરિપુ[૧૪]તણાતો કટકથી[૧૫]
સુણીને વંઠયો રે, તું કનકલતા[૧૬] ચેટકકથી. ૪
કર્યા કાલાવાલા, પણ કંઇ વળ્યૂ ના શરમ રે
પરાણે તેં કીધી રતિ નવલ કૂડાં કરમ રે
જુઠી ગપ્પાંથી તેં, હરણ મન કીધૂં ત્રિયતણૂં
જુઠી પ્રીતી બાંધી, હરણ મન કીધૂ ત્રિયતણૂં ૫
ઋતુસ્રાવે મૂખોં, ભય ન કંઇ રાખી મન ભિંડયો
પછિ રોગે રોળ્યો, બહુ બહુ પછાડયો તવ રડયો
સમોસાજો ઊઠી, ઘડિભર ન થોભ્યો ભડ પડયો
વળી પાછો ખાડે, ધિકધિક તુને તૂં અદઘડયો. ૬
બહૂ બાળા વીંધી, રતિભર[૧૭]ન ધારી રતિ કરી
મુકી ના રાંડેલી, ગરભવતિ નારી ઝટ ધરી
કરી હત્યા ભારી, અરરરર પાપી મદભરી
હવે મુકતી ત્હારી, કઠણ ઘણિ થાવી હરિહરી! ૭

---

એવો તેં નીમ ન લીધો અને ઇશ્વરથી તું ડગતો નથી—તે શિક્ષા કરશે તેની બીહીક રાખતો નથી.)

૮ અનીતિનો બજાર. ૯ માત્ર. ૧૦ છિનાળી (જારી—શરૂ કરી)

૧૧ પાલવે—છેડે બાંધીને. ૧૨ ખાર—વેર રાખનારી (વળી અઘ—પાપથી ભરી, અને ખુની એવી રંડીબાજી)

૧૩ પોતાની મનુષ્યરૂપ છબી; આચાર્યપણું.

૧૪ કામ ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર.

૧૫ સૈન; લશ્કર. ૧૬ કનકલતા—સુનાની વેલી—(સુંદર સ્ત્રી) નાં ચેટકસંબંધી વાતો. ૧૭ જરાકે; લગાર પણ.

સ્વકીયાને[૧૮] છોડી, ગ્રહણ પરકીયા[૧૯] કરિ નકી
સહૂ સામાન્યાની[૨૦], ખબર પણ લીધી ધનથકી
ભણ્યાં ભૂંડા[૨૧]ભૂંડાં, રસભરિત કાવ્યો મન દઈ
અનંગી[૨૨]રંગોમાં, કરિ કુરતિ[૨૩] તેથી થઇ ખઇ. ૮
સહૂ આઠે જામે, મદ મદન સંગે રમણમાં
વિલાસી રંગોમાં, ખલિત તું થયોરે સપનમાં
નહીં ઊંઘ્યો પૂરૂં, ઝબ ઝબકિ જાગ્યો ભ્રમણમાં
ગમે તાંહાં ઊઠી, પડિશ કંઇ કાળ[૨૪] ક્રમણમાં. ૯
અરે જાણી જોઇ, સમજિ મનમોટા મરમને[૨૫]
ન માની નીતીને, ઉલટથકિ આપી અવરને
જણાએ લોકો જો ધિકધિક કરે તો મર[૨૬] મને
ભણ્યાં હીણાં વેણો, મદથિ નવ રાખી શરમને. ૧૦
બન્યો બાવો બાહ્યે, બહુજ બગસાધૂ ભગભજૂ
વળી લોભી લુચ્ચો, મિષ[૨૭] થકિ થયો તૂં પરગજૂ
સુખોનાં સાહિત્યો[૨૮], અમર કરિ રહેવા ખુશિ હજૂ
પરંતૂ તારૂં ઓ, નથિ સુરખ પાપી કંઇ ગજૂં. ૧૧
બહૂ ધાતૂ માટી, વળિ પુરૂષ મૂર્તી હરખથી
પુજા તેની કીધી, વિધવિધ પુજાપે ઉલટથી
કુપૂજા[૨૯] પૂંજામાં, સતત સત પૂંજી રૂડિ ઘણી
ગુમાવી ભાવી ના, છટછટ તુને નિર્ગુણતણી. ૧૨
સહૂ મંત્રી તંત્રી છળ વિવિધ વિશ્વાસાથ ભણી
કલંઠી કંઠીમાં, અતિસ મનગંઠી ભ્રમતણી[૩૦]

---

૧૮ પોતાની પણિયત સ્ત્રી. ૧૯ પારકાની સ્ત્રી. ૨૦ વેશ્યાઓ. ૨૧ ઓ ભુંડા પ્રાણી. ૨૨ કામદેવ સંબંધી. ૨૩ અઘટિત રતિસંબધ. ૨૪ કાળનો ફેરો—ચક્કર. ૨૫ મર્મ. (નીતિ ધર્મના.) ૨૬ મર (છોને લોક મ્હને ધિક્કારતા) ૨૭ બાહાનું. ૨૮ શૃંગાર સામગ્રી અમાર રેહે એટલે જીવું ત્હાંસુધી શૃંગાર રસનુ સુખ લેયાંજ કરૂં એવી ઇચ્છા.

૨૯ ધાતુ માટીનાં પુતળાંની, અને માણસોની વિધવિધ સામગ્રીએ પુજા કીધી; પણ એ કુપુજા--નઠારી પુજા છે; ને એ જે પુંજે--ક્ચરો તેમાં નિર્ગુણ બ્રહ્મની જે પુજા તે અથવા એ જે હંમેશની સાચી પુંજી તે, તેં, ખોઈ નાખી—તુને નિરાકાર ભજવો ન ગમ્યો પણ તેં મૂર્તિપૂજામાં ફાંફાં મારયાં કીધાં.

૩૦ ભ્રમની કંઠી (રૂદ્રાક્ષ તુળસી વગેરેની) જે કલંઠી છે તેમાં તેં તારૂં મન ગંઠીને બીજા ભુત પિતરૂ દેવ સંબંધી વ્હેમોને પણ સારી પઠે ગણ્યા—માન્યા.

ગણ્યા વ્હેમો બીજા, ભુત પિતર દેવો નવ ડરી
ન જાણ્યો માન્યો તેં, અમળ અજ અદ્વૈતજ હરી. ૧૩.
અરે જોતાં જોતાં, તરૂણિ સુત બંને વટિજશે
અરે જોતાં જોતાં, ભર તુજ જુવાની વહિજશે
અરે જોતાં જોતાં, ભ્રમિ મુરખ પાપી મરિજશે
લિધી ના શિક્ષા તેં, અમળ સુખ જેથી બહુ થશે. ૧૪
ખરે ઠાલા ઠામી, ઠિક ઠિક તું ચેત્યો હજિ કંઈ
કરે પસ્તાવો ઓ, ઠિક ઠિક તું ચેત્યો હજિ કંઇ
ડરે ભાવી[31] દુઃખે, ઠિક ઠિક તું ચેત્યો હજિ કંઇ
અરે ભાવી નીતી, ઠિક ઠિક તું ચેત્યો હજિ કંઇ. ૧૫
જુવાનીમાં જે કો, સમજિ તજિદે રે વિષયને
ખરો શૂરો તે તે, ઉલટથકિ છોડે કપટને
સહૂ માયા ધેરે, પણ ચિતડું રાખે નિજકને
ખરો શૂરો તેતો, અપટલપટોને ઝટ હણે. ૧૬
થયે ઘડો ભાઇ, વિષય સહુ તૂને તજિદિયે
તું તે વેળા કેહે, રતિ તજિ હમે રોજ ફ્રરિયે
થયે ઘડો ભાઇ, ભગત થઇ સાધૂ તું જણાવે
રુડી નીતી મોડી, નહિજ પુરુષાર્થી તું ભણવે. ૧૭
સવારે ઊઠીને, શરિર મન શુદ્ધી કરિ અને
નિરાંતે એકાંતે, ઘડિભર હરી તૂં ખુબ ભજે
પછી બીજે કામે, વળગ રૂડિ રીતે જયમ રૂચે
પરંતૂ નીતીને, લવ નવ વિસારીશ જિવ રે. ૧૮
હસાડે રોવાડે, સુખ દુખ અહીંનાં હરઘડી
સહૂ ખોટૂં અંતે, સત વગર સાથે નહિં કંઈ
ન ધારયૂં થાયે તો, ધિરજ મન રાખી હરિતણી
વિનંતી જો ભાઇ, કરિશ મટિ જાશે ભિડ ઘણી. ૧૯
'ક્ષમાવંતો[32] થાજે, બહુજ સહુ ઇંદ્રીયજિત તૂં,
'દયાળૂ અક્રોધી, ભયરહિત વૈરાગ્યસુખિ તૂં'

---

૩૧ ભવિષ્યના–મુઆ પછી ઇશ્વરની શિક્ષાથી થતાં દુઃખના વિચારથી.
૩૨(એ વિસમી કડી એક સંસ્કૃત શ્લોકનું ભાષાંતર છે.)

'સુદાતા નિર્લોભી, સરવ જનને પ્રીતિકર તૂં'
'વળી શોકે છૂટો, દશગુણથિ જ્ઞાની સમજુ તૂં.' ૨૦
હરિ ઓ ઓ બાપા, અતિસ અપરાધી હું છું ખરે
પ્રતિજ્ઞા આજે હૂં, ખરિ કરૂં છું તે તૂં પળવજે
સજી નીતીવસ્ત્રો, સમરિશ હું અદ્વૈત હરિ રે
ગુણો ગાઈ સાચા, કરિશ મનપૂજા પરમ રે. ૨૧
ધણી જે વાતોમાં, નથિ વરતતો નિર્ભયપણે[33]
હવે તે સંભાળી, કરિશ હું વિચારી જયમ બને
બહૂ લોકો બોલે, નરસું ન લગાડી મનવિષે
કૃપા તારી હોશે, જયજય કરૂં રે જગવિષે. ૨૨
કૃપાળૂ ઓ નાથા, નિયમ શુભ રૂડા ગુણભર
સહૂ છાનૂં જાણે, જગતકરપાળૂ લયકર
નિતીધર્મોરૂપી, મધુરમણમાં[34] નિત્ય સધર
ઉમંગી રંગીલો, કર મધુ પિતો તૂં મધુકર. ૨૩
દયા કીધી તેથી, સજનતણિ મૈત્રી રૂડિ કરી
સુવિદ્યા શીખીને, મુજ મન મનાવ્યું કરગરી
પરંતૂ સત્યર્મે, ભવભવ[35] કથા તે રસભરી
ભણાવી લેજે રે, કરિ તું હરિરંગે મેદિ કરી[36]. ૨૪
સહૂ લીલા શિક્ષા, સુગુણ ધન મ્હારે મન વસી
કિધૂં નક્કી મેં તો, જય જય વિચારી કસકસી
હરિઃ વ્હારે મ્હારે, અઘભય ન કોદી પિડ કંઈ
હરિઃ વ્હારે મ્હારે, અમળ સુખ નિત્યે અહીં તહીં. ૨૫
(૧-૨)

---

[33](લોકનો ડર લાગે છે.) [34](નીતિધર્મ એ રૂપી જે મધુરમણ-વસંત ઋતુનું રમણ તેમાં મને નિત્યનો યુક્ત અને ઉમંગી રંગીલો એવો મધુકર એટલે ભમરો કરી રાખજે.-શું કરતો? તો કે, મધુ-મધ-તત્વસાર પીતો, એટલે બ્રહ્મના જશગુણ ગાતો કરજે.)

૩૫ ભવ-સંસાર. ભવ-કલ્યાણ. (પોતાનો જે ભવ-સંસાર-જન્મારો તેનું ભવ-કલ્યાણ થાય તેવી કથા.)

૩૬ હરિના રંગને વિષે મદમાતો કરી-હાથી કરી રાખજે.

# *વૈધવ્યચિત્ર.—ભાગ ૧ લો.

(દોહરો.)

પુરુષ પ્રકૃતિ શિવ શક્તિ જે, રસરંગે ભરપૂર;
દીજે વર મતિ શુભ તરૂં, વ્હેમનદીનૂં પૂર. ૧

(લલિત.)

અરર અંબિકા માત માહરી, અરર રોતિ હૂં શોકથી ભરી;
હ હ હ શૂં કહૂં પીડ પેટની, ધાડ ન આવતી કેમ ઠેઠની? ૧
અબળ જાતિ હૂં લાજથી ભરી, પણ હકીકતો કેહવી ખરી;
મનવિષે ઘણીરે મુઝાઉંછૂં, અતિસ ઊભરો આજ કહાડું છૂં. ૨
બહુ અધીર ને શૂરિ હૂં બની, થઇશ આકળી બોલવે ઘણી;
બળતરા બહૂ કહાડતાં અરે, કદિ ચુકીશ હૂં બોલતાં ખરે. ૩
શરમ લાજને મૂકિને ભણૂં, વિધવાને પડયૂં દુઃખ જે ઘણૂં;
કરિ ખમા અરે દીલમાં ધરો, અબળા દુઃખને દૂર રે કરો. ૪
સમજિ હૂં નહીં કોણ તે વર, સમજિ ના દિધો કૂમળો કર;
વર અને વહૂ લગ્નથી મળ્યાં, વગર અર્થના શબ્દ તે બળ્યા. ૫

*માહારી પેહેલીવારની પ્રિયાનાં મરણ પછી તે માહારી બીજીવારની પ્રિયા મારે ઘેર રેહેતી થઇ ત્યાંહાંસુધીનાં દરમિયાનમાં હું વિષયવાસનાના જોરસાથી અને તેમાં પછી અનીતિ તો ન કરવી એવી રીતે મન મારયાથી ઘણો ઘણો રીબાતો હતો, અને તેમાં પાછી માહારી પ્રિયા સાંભરી આવતી, તેથી મને કહી ન શકાય તેટલું દુઃખ થતું;—તે એટલે સુધી કે વેળાએ હું મારા એકાંતમાં સારી પેઠે રડતો—એ હાલતમાં મારૂં વલણ શૃંગાર રસ લખવા તરફ થયું. પણ સુધારામાં એવી વાત લખવાની પેહેલ કરવાની હિંમત ચાલે નહીં. એવામાં વળી માહારી સગી કેટલીએક બાળવિધવાનાં અસહ્ય દુઃખો માહારા જોવામાં આવ્યાં. તેઉપરથી મને ઉપલી કવિતા લખવાનું ઉત્તેજન મળ્યું—બે મતલબ કે, વિધવાનું દુઃખ દરશાવું ને તેમાં હું મારૂં દુઃખ રડું. બીજું ઉત્તેજન આવું કે કવિ દલપતરામ અત્રે આવેલા તે પોતાની ઘણા વરસની કવિતા લાવ્યા હશે ને મને તો કવિતા બનાવતાં થોડાંકજ વર્ષ થયાં છે માટે માહારે નવિ નવિ કવિતા કરી સરસાઇ રાખવી જોઇએ.—એ સહુ કારણોથી વિધવાવિલાપમાં મગ્ન થઈને સપાટાની સાથે મેં આ વૈધવ્યચિત્ર લખી કાહાડયું છે. એ પ્રથમ તો સંવત ૧૯૧૫ સને ૧૮૫૯ના ચોમાસામાં નર્મકવિતા અંક ૫ મો—૬ ઠો એ નામે ૫૦૦—૫૦૦ નકલ છપાવી પ્રગટ કર્યું હતું. એ કવિતાથી ખુશ થઈને એક પારસી દોસ્તે પોતાની તરફથી ટામસગ્રેહામ છાપનારનું રૂ ૧૦૦)નું બિલ પગાર કર્યું હતું. એ બે ભાગ એકઠાની બીજી આવૃતિ ૫૦૦ નકલમાં થઇ ચુકી છે; ને આ ત્રીજી, હજાર નકલમાં થાય છે. એ કવિતાના પુરૂફ તપાસતી વખત લાડની વાડીમાં મારી ઓરડીમાં કવિ દલપતરામ મારી પાસે બેઠા હતા તેઓએ તે સાંભળીને કહ્યું કે 'કવિતા સારી છે.'

વરસ તેરની જે સમે થઇ, ચિતનિ ચેતના તો ઉડી ગઈ;
સહિયરોતણી વાત સાંભળી, હું ચરચાઇ[1] તો તેથિ રે બળી. ૬
સઘળિ બેનિયો ચ્હેનમાં ફરે, ધણિધરોતણી વારતા કરે;
પગવિષે બહૂ જોર તે ધરે, સરવ નેનને મોહથી ભરે. ૭
ગુપચુપે કરે વાત માહરી, દલગિરી ઝરે અંગથી ખરી;
નિરખિ મૂજને દીનતા ભરી, હરઘડી જુએ તે દયા કરી. ૮
જઇ કરી પુછ્યૂં માતને ભલી, "જઇશ કે દિ હૂં સાસરે વળી;"
પુછવું સાંભળી ઢાંકિ મૂખને, રડિ વિલાપથી જોઇ કૂખને. ૯
પણ સમાવિ તે નીજ શોકને, રડતિ તેણિયે રાખી રે મ્હને;
સમજિ હૂં પછી સંધિ વાતને, કરમ ફૂટયું તે વંઠિ જાતને. ૧૦
વયવિષે વધી જેમ જેમ રે, બળિ બળી થઈ તેમ તેમ રે;
હરનીશ રે ઝંખના દમે, વરતણી કથા ચિત્તમાં રમે. ૧૧
ણતિ તો મ્હને દે શિખામણ, "વૈધવધર્મનૂં રાખજે પણ;
"ઘરની બ્હાર તૂં ના જઈશિરે, પુરુષસૂં કદી ના વદીશરે." ૧૨
"ઘરખુણો અરે પાળવો રિતે, ભણવિ નીતિની વાતને નિતે;"
"સખિપણાં કદી ના કંઈ કર, સહનતા ધરી છાંડજે છર." ૧૩
ઘરગુલામ તો હૂં થઇ રહી, ઘરનિ ગાય રે દુઃખની સહી;
શું ચરવા નહીં ગાય[2] છૂટતી? પણ સદાનિ રે કેદિ હૂં હતી. ૧૪
પુરુષ જે સગા ઘેર આવતા, સજનસૂં નહીં ભાષણો થતાં;
ઘરતણૂં સહૂ કામ હૂં કરૂં, ઘરવહીતરી દુઃખિ રે ફરૂં. ૧૫
ઋતુ[3] મને થયો પ્રાપ્ત જાહરે, દિવસ તે પછી મંન ના ઠરે;
ધિરજ તો ગઇ સામટી અરે, ચરચરી બળી દેહ તો ખરે. ૧૬
ઘરતું કામ તે આટપી કરી, કદિ હું બેસતી બારિયે વળી;
પુરુષ દેખતાં ફૂટડા બહૂ, મન વિંધાય શૂં માહરૂં કહૂં. ૧૭
કબજમાં બહૂ રાખિ જેમ રે, અતિસ ઊલટી વાધિ તેમ રે;
ભણિ હું ભાવથી બેનિયોથકી, કરમ ભૂંડું ને રે ગઇ છકી. ૧૮
નજર ચૂકવી માતની જતી, નિમિત[4] કહાડિને બ્હાર રેહતી;
પણ નિરાંતથી ત્હાં ન રે ઠરૂં,[5] ઠરૂં ન કાળજે પાપિ હું ઠરૂં.[6] ૧૯

---

૧ હાયરે હું અભાગણી ચરચાણીછ જો! ૨ ગાય તો બ્હાર ચરવા પણ ય છે ને ચરતાં રંગમાં રહે છે. ૩ અળગું; અટકાવ. ૪ બાહાનાં. ૫ ઝંપથી તોષ પામું. ૬ મનાઉં, ગણાઉં (લોકમાં)

બહુજ બ્હીકમાં કાજ જે બને, તૃપત ના કરે તંનમંનને;
ચિત ન કામમાં કોઇ રે ઠરે, મનવિષે ઘુમે જાર[7] ઠેઠ રે. ૨૦
વળિ પ્રસંગ એ આદિ રે ચળી, સમજિ હૂં પછી પ્રીતની ગળી[8];
ઉલટિ રે વધી ભૂખ ના ટળી, છ સુરતી[9] થયે ગર્ભ હૂં રળી. ૨૧
ઋતુસરાવ તો વેહતો ઠર્યો, વદન છાતિનો રંગ તે ફર્યો;
સમજિ મંનમાં માત માહારી,ધમકિ દીધિ ને બાંધિ આકરી[10]. ૨૨
હું પસતાઇને બ્હાવરી બની, જણુતિ તે ખરી શોકમાં ઘણી;
વિવિધ રીતનાં ઓસડો દિધાં, શરમ લાજથી ઝટ્ટ મેં પિધાં. ૨૩
ગરભ તો ગળ્યો હૂં છુટી થઇ, પણ પછી ખરે ચોર થૈ રહી;
અતિસ સખ્તિ તો માવડી કરે, મનવિષે બહૂ દુઃખ તે ધરે. ૨૪
હું ન ચળૂં છળૂં આદિ ના ફરૂં, પણ સદા બહૂ નીતિ આદરૂં;
તજવિજ્જે સહૂ તેવિ મા કરે, બબડતી અને રોતિ તે ફરે. ૨૫
તજવવા અરે વેશ માહરો, સમય શોધતી આણવા મરો;
હું ગભરાઇ રે મનમાં બહૂ, સમજિ માતણી ધારણા સહૂ. ૨૬
ગુરૂપુરાણિથી પાઠ હૂં ભણૂં, ભજનમાં ધરૂં ચિત્ત રેં ઘણૂં;
સુરૂપ દેખિને ગોરતો ચળ્યો,બહુજ જુક્તિની વાતમાં વળ્યો. ૨૭
બિનિ હતી બહૂ તેથી ના ભણી, ધમકિ ગોરને દીધિ મેં ઘણી;
(પણ)મન ગમે ખરૂં તેથિ આખરે, ગુરૂવિનંતિને ઝીલિ મેં ખરે, ૨૮
સરસ રંગનો પ્રેમ આદરી, સુરતિ મ્હાલિ હૂં મોટિ ઠાકરી[11];
દિ ગળતા રહ્યા તે ન જાણું હૂં, દુઃખડું પેટનૂં જોરથી સહૂં. ૨૯
પ્રભુ કળા અરે ઢાંકિ ના રહે, તરત ચિન્હ તો સર્વે રે લહે;
ઘરવિષે સહૂ ધિઃક તો કહે, બળતરા બહૂ જીવના સહે. ૩૦
સહુ વિચારતાં ઝેર આપવા, જુગતિ તો કરે અંત આણવા;
મમત[12] જન્મથી ભારિરે હતો, કુડ વિચાર તે તો ફરી જતો. ૩૧
બહુ દવા લિધી કે કયમે ઝરે, પણ સર્યૂં નહીં કોઇ કાજરે;
ત્રણ અને વળી માસ એકરે, ગરભ ને થયા જાય ટેકરે. ૩૨

---

૭ છિનાળું કરવાનો જોસ્સો. ૮ મિઠાસ. ૯ ભોગ(છ વખત બગડયા પછી) ૧૦ મમત; હઠ-(જરેતારે સાંમીની સામી આવે; મારી ઇચ્છા તોડી પાડે) ૧૧ ઠકરાણી-(પેલો રસિક માટે) ૧૨ પ્રીતીથી જેમ મત તે.

બહુબહૂ મથે ગર્ભ ના ગળે, અતિસ બાપનૂં કાળજૂં બળે;
ધરનિ વાતથી દાઝતો બહૂ, અતિસ આકળો ટેકિલો કહૂં. ૩૩
'તિરથ જાતરા જાવું છે અરે, દિકરિવેશ તો કહાડવો મરે;'
નિમિત કહાડિને જૂઠું રે કહી, (હમે) દિકરિ માત એ નીકલ્યાં સહી. ૩૪
અટણુ[૧૩] તો થયૂં માસ પાંચનૂં, તિરથ જાવું તે માત્ર નામનૂં;
નવ પુરા થયે બેસતે દશે, ગરભનૂં પછી શૂં હવે થશે. ૩૫
અરર વાટમાં ચાલતાં થયો, પ્રસવ પુત્રનો ના દિઠો ગયો;
અહહ કૂમળો રૂપ શૂં રૂડૂં, અરર ધિઃક હૂં મેં કર્યું ભુંડૂં. ૩૬
તરત ઓરથી મૂખ ઢાંકતી, જણુતિ ભૂંડિ જે સોડમાં હતી;
"ન ન ન" મેં કહ્યૂં હાથને ધરી, પણ તછોડિ તે મૂકતી છરી. ૩૭
ત્રણ ઘડી લગી હૂં અચેત રે, કંઈ ન જાણ્યું મેં કહાં ગયો અરે,
જણુતિ પાપિણી ફેંકિ આવિરે, રડતિ તે ખરે આંસુ લાવિરે. ૩૮
પછિ ગયાં હમે જાતરે વળી, તિરથ જોઈને ગાભરી ઠરી;[૧૪]
દુખ શું વીસરૂં પુત્રનૂં અરે, દુખ બિજૂં કને આવતૂં ખરે. ૩૯
સમય તો દિઠો આવતો બુરો, અરર વેશને કહાડવો પુરો;
મુંડણુ જે સમે મ્હારૂં રે થયૂં, શરિર સામટૂં સોસિ તે ગયૂં. ૪૦
સમય તે હજી હૂં ન વીસરૂં, અરર હાય હૂં કેમ ના મરૂં;
કરિ વિલાપ ને ચીસ પાડતી, ગઇ હજામની પાસ લાજતી. ૪૧
કરમ ચૂડિનૂં રે વળી થયૂં, કરમ ફૂટિ રે તે દિને ગયૂં;
વર મુઓ હું તો જાણું તે દિ રે, અરર કોઇ ના રાંડશો જિ રે. ૪૨
તિરથ કામને આટપિ જિને, નિકળવૂં વળી ઘેર જે દિને;
ઘરથિ ખેપિઓ આવિને ઉભો, દુખથિ બાપડો બાપ તે મુઓ. ૪૩
ખબર સાંભળી દુઃખ તો કર્યાં, અધમ દીલ તો શોકથી ભર્યાં;
ધિરજ મનમાં આણિને ફરયાં, દિવસ સારિ[૧૪]ને ઘેર સંચરયાં. ૪૪
અતિસ પાપ જે રે કર્યાં હતાં, જણુતિને સહૂ ભારિ સાલતાં;
રડતિ વાટમાં મા મરી ગઇ, પછિ હું બાવરી એકલી થઇ. ૪૫
ધણિ મુસીબતે ઘેર આવિરે, ઝટ હું ઓટલે બ્હેલિ ધાઇરે[૧૫];
વળિ પછાડિઓ ભારિ ખાધિરે, દુખ સમુદ્રમાં હેઠ લાધિરે.[૧૬] ૪૬

---

૧૩ ફુરશું; રખડવું. ૧૪ અટકી; પાછી હઠી; ખંચાઇ. ૧૪ શ્રાદ્ધ કરીને.
૧૫ એકદમ ઓટલા તરફ દોડી(માથું કુટયું) ૧૬ તળિયે બેઠી.

સહુ કુટુંબ ને નાતિલાં મળ્યાં, દરદ જોઈને દુ:ખથી ગળ્યાં;
હડડ તો કરી ઓછ ના મુકી, અધમ પાપિણી ખૂનિ હું ચુકી. ૪૭
પછિ દયા કરી દુ:ખ જોઇને, 'કરિશ શૂં ભુંડી છોડિ રોઇને;'
'પડિ શિરે હવે સોસવૂં ખરે,' કહિ કરી વળ્યા લોક ઘેરરે. ૪૮
પિહરમાં મને પોતિકાં નહીં, દુર સગાં સહૂ દુશ્મનો સહી;
દિકરિઓ[17] કને ના જવાદિએ, બગડશે રખે મંનમાં લિએ. ૪૯
ન ગમતૂં મને સાસરે જવૂં, વર મરી ગયો તેથિ તેહવૂં;
ઘરવિષે રહૂં એકલી અલીં, સહુજ બોલશે અન્યથા[18] વળી. ૫૦
મન વિચારિને કાકિને કહ્યું, 'જ જ જ શંખિણી' બોલિ તે સહ્યું;
બહુ બિજાતણૂં બોલવૂં થયૂં, મન મનાવિને સર્વ તે ખમ્યૂં. ૫૧
વળિ વિનંતિ મેં પાછિ કાકિની, કિધિ ઘણી અરે ડાહિ દક્ષણી;
"સમજ છોકરી રે ન રાખું હૂં, મરજિ હોય તો સાસરે કહૂં." ૫૨
ઠિક મને કરો સાસુ હાથરે, જબર છે બહૂ સર્વ સાથરે;
'કહિશ સાસુને' કાકિ બોલિરે, શિખ દિધી કંઈ દીલ ખોલિરે. ૫૩
(પણ) શું સસરો અને સાસુ માનશે? વગર કારણે બેન હોરશે?
શું ઉપજાવશે સૂળ હાથથી? શું સખણી વહૂ રેહ જાતથી?[19] ૫૪
અતિસ આર્જવો[20] કાકિએ કર્યા, શ્વશુર[21] સાસુથી વેણ નીસર્યાં;
જુકતિ કીધિરે કાકિએ ઘણી, સમજિ સાસુએ 'હા' વળી ભણી, ૫૫
અહરનીશ રે સાસરે રહૂં, હરઘડી સહૂ વેણ હૂં સહૂં;
બહુબહૂ સહૂં બ્હાર ના કહૂં, સરવ વાતને મંનમાં લહૂં. ૫૬
જયમ પિહેરમાં તેમ સાસરે, વધતું ઉલટૂં સાસરે ખરે;
દુખ પડયું વળી તાંહ જે બહૂ, જુલુમની કથા શી કહૂં સહૂ. ૫૭
અતિસ લાંબિ મેં વાત છે કરી, પણ હજી રહી છે બહૂ ખરી;
પણ હવે અરે આટપૂં છઊં, સમજજો ટુંકામાં ઘણૂં કહૂં ૫૮
વરસ બે વિત્યાં વેણ સાંભળે, ગુજરિ મૂકું તે કેમ આભલે[22];
વર હતો ભલો જે નણંદનો, ઘરજમાઇ તે રંગિલો ઘણો. ૫૯

---

૧૭ લોકો પોતાની દીકરીઓને મારી સાથે બોલવા ન દે. ૧૮ ઉલટું; નઠારૂં (એકલી રેહછે તે નઠારૂં કામ કરતી હશે) ૧૯ (એ બોલવું ગ્રંથકારનું છે) ૨૦ કાલાવાલા. ૨૧ સસરો.

૨૨ ઊંચે; આકાશે; ટાલ્લે (એવી તો જોસ્સામાં હું આવી ગઇ કે મારો ઉભરો કેમ ડબાવી રાખું—નહીંજ રાખું; આજ તો હું સઘળું બોલી દેવાની)

લઇ હું છોકરૂં ચાલતી હતી, સરવ લોકની ભીંડ તો થતી;
નગરમાં બહૂ ત્રાહ્ય ત્રાહ્ય રે, હહહ હો હ હો હોય થાય રે. ૭૩
કહિજ વાત મેં કોટવાલને, શરમ લાજને ઉંચિ મેલિને;
કરમ તો કરયાં મેં હિણાં ભુંડાં, મરતિ હૂં નથી માર તૂં રૂડાં. ૭૪
વિગત વાતને સાંભળી સહૂ, હૃદય સર્વનાં પીગળ્યાં બહૂ;
ઘટતિ આસનાવાસના કિધી, ઇસપિતાલમાં મોકલી દિધી. ૭૫
વિવિધ વેણથી કોટવાલ તો, સકળ લોકને શીખ આલતો;
'કંઇક રીતથી મંનમાં ધગે, ક્રિથિ રાંડિનાં લગ્ન રે કરો.' ૭૬
'નફ્ટ હિંદુની ચાલ છે અરે, શરમ રે હિણા હિંદુઓ ખરે;'
'અબળ દુ:ખથી કેમ ના રૂઓ, અધમ પાપને કેમ ના જુઓ?' ૭૭
તરત તો સહૂ હા ભણી ગયા, વળતિ તેમના તેમ તે રહ્યા;
ગઇજ લાજરે બાકિ ના રહી, સઘળિ વેદના હિંમતે સહી. ૭૮
હું મહિને ત્રણે બ્હાર નીકળી[૩૨], જઇ કરી ભલા મુખ્યને[૩૩] મળી;
રૂડિ શિખામણો તેમણે દિધી, ઉંડજિ નીતિ મેં મંનમાં લિધી. ૭૯
મુક્ત કેદમાં નક્કિ જાણતી, બહુ વિચાર હૂં મંન આણતી;
પ્રભુતણો અને કોટવાલનો, દિલથિ પાડ હૂં માનું છૂં ઘણો. ૮૦
હમણાં ન્યાતની બ્હાર છૂં અરે, ફિટફિટો સહૂ થાયછે ખરે;
ઘણું શું બોલું રે ધિ:ક ધિ:ક રે, ઘણિજ પાપિણી ભોળિ છોકરે. ૮૧
મજ કને નહીં કોઈ માણસ, ઉદર વ્હેરતી કર્મ[૩૪] કાનસ;
રડતિ કર્મને પોક મૂકતી, અરર હો પ્રભૂ શી હવે ગતી. ૮૨
થઇછું ઊંમરે વીસ ને ત્રણ, મરણ તો નથી આવતૂં પણ;
છું કસુવાવડે રોગિ હૂં અરે, ખબર દીનની નાત લે ન રે. ૮૩
રઝળતી ખરી રોજરે ફરૂં, ધણિ ધણી અરે વાત સાંભળૂં;
નરસિં નેં વળી સારિ તે પણ, પણ દિલે ધરૂં નીતિનૂં પણ[૩૫]. ૮૪
નિયુસપેપરો વાંચતાં સુણૂં, મન વિષે બહૂ ચેવટો[૩૬] ધરૂં;
અબળ રાંડિની વારતા સુણૂં, મન વિષે બહૂ ઊલટો ધરૂં. ૮૫

---

૩૨ ઈસ્પિટાલમાંથી. ૩૩ કોટવાલને ૩૪ કીધેલાં દુષ્ટ પાપી કામરૂપી કાનસ, મારૂં પેટ વેહેરી નાખતી (મને પસ્તાવો થતો.)
૩૫ ટેક; વચન પાળવાનું અભિમાન. ૩૬ કાળજી; ખંત.

અધિપતી કને શોચિને ગઈ, સરવ વીતિ તે સામટી કહી;
રહુંછું તે કને રોજ હાલમાં, સમજિ મ્હાલુંછૂં નીતિમાળમાં. ૮૬

સમરિ હૂં છઊં ના હવે સુકૂં, પણ હું નીતિનૂં ના હવે સુકૂં;
સઘળિ પાસથી હૂં ધડાઇરે, સરવ મારથી હૂં છું દાઇરે. ૮૭
પરણવૂં નથી માહરે હવે, અવર રાંડિઓ તે બળે દવે[૩૭];
'કંઈ કરો અરે રોયરે દુખી, ઝટ કરો અરે લોક એ સુખી.' ૮૮
'ગરિબ રાંડિને દુઃખ છે ઘણાં, સઘળિ પાસથી ખાય મેહણાં;'
'સુકન ના જુએ કોઇ તેમના, હડહડોતણી નહિંરે મણા.' ૮૯
'નરસિ વાતમાં હૂં ન એકલી, સહુજ રાંડિ તે તેવિ ભલભલી;'
'મ્હુલ મટોડિની ઘેર ઘેર રે, સહુજ રાંડિઓ પાપિણી ખરે.' ૯૦
'ધશકભૂખિ કો દ્રવ્યભૂખિરે, વિવિધ રીતથી રાંડિ લૂખિરે;'
'દરદ જે હમે બોલિયે ફિયે, સમજિ લોક રે દીલ લીજિયે. ૯૧
'ઘણિજ દુર્દશા છે અમારિરે, સજન લો તમે તે વિચારિરે,'
'કહિજ રાંડિની પીડ માંડિને[૩૮], વળિ કહૂં સુણો કાન માંડિને[૩૯]. ૯૨
'અભડવા જવૂં રોજ રોજરે, સરવ રાંડિની એજ મોજરે;'
'તજિ જ લાજને રાજિઆ અરે, ગજવવા પિટી બોલિ હાયરે.' ૯૩
'શુભ સહૂ બને કાજ જેહરે, થડથકી અરે હાંકિ દે ખરે,'
'શું અપરાધ તે રે હમે કીધા? ગરથ શા હમે રે લુહી લિધા?' ૯૪
'પુરુષનૂં બને કેમ લગ્નરે? વહુ મરી ગયે તે પરી અરે?'
'પશુથકી હમે શૂં અરે ગયાં? સમજિ નાતરાં તે કરો કહ્યાં.' ૯૫
'દુખ અનેક તે સંકટો પડે, દિવસ કેમ તે જાયરે રડે;'
'પતિવના બિજા કોનિ આગળ, અરર વાંચિએ દુઃખ કાગળ.' ૯૬
'ઘર ખુણે રહી રોઇયે નિતે, નથિજ જાણિયે સર્વ સૃષ્ટિ[૪૦] તે;'
'બકરિની પડે બૂમ પાડિએ, રિત[૪૧] કસાઈની પાળિ સાંખિયે.' ૯૭

---

૩૭ વિધવાપણાંનાં દુઃખરૂપી અગ્નિ. જેમ દવ વનને બાળી નાખેછ તેમ વિધવાપણારૂપી દવ વિધવાઓને બાળે છે. વિરહાગ્નિ તો જુદાઈનુંજ દુઃખ પણ દવમાં એ અને વિધવાપણાંના વેહેમના દુઃખો પણ આવ્યાં.

૩૮ પેહેલેથી; શરૂથી. રાખીને; ધરીને. ૩૯ કામ કરીયે છૈયે.)

૪૦ (હમારે મને દુનિયાં છેજ નહીં એવાં મરણિયાં થઇને ન કરવાનાં

૪૧ વિધવાના ઉપર જુલમ ગુજારવાની જે રીત અને એ રીતરૂપી જે કસાઇ તેની પાળી—છરી—(જુલમ) સાંખિયેછ.

તેથી—

'હહહં હાય હા હાય હાયરે, મરિ ગયાં અરે જીવ જાયરે;'
'અરર છૂટિએ પાડ માનિયે, જિવ નથી જતો કેમ રાખિયે?' ૯૮
'જનમ વેળ રે કાં મુઆં નહીં? વરંનિ સાથ રે કાં મુઆં નહીં!'
'શરિર રોગથી કાં મુઆં નહીં? જયમત્યમેકરી કાં મુઆં નહીં? ૯૯
'અરર મા અનેબાપ ભાંડુઓ, દુખ તમે અરે કેમ છો જુઓ?'
'વિખ તમે અરે કાં ન દીધું રે? અરર મોતને જોત સીધું રે.' ૧૦૦
'શું કરિએ અરે આત્મઘાતરે? શું કરિએ અરે બાળઘાતરે?'
'શું કરિએ અરે જારકર્મ રે? શું ભુલિએ અરે ધર્મમર્મરે?' ૧૦૧
'પુરુષ દેહ શૂં ભાગ્યશાલિરે? અબળ નારિની શૂં નકારિ રે?'
'સરજિઆ તમે પુણ્યકારણે? સરજિઆં હમે પાપકારણે?'૧૦૨
'પશુદયા તમે તો કરો બહૂ, અમતણી કયમે ના કરો સહૂ;'
'બહુજ દીનને દાન દો ખરે, ગરિબ-રંકને દોષ દો અરે.' ૧૦૩
'મનુષજાતમાં ઊંચ નીચ જે, સરવ માનવી[42] કલ્પનાજ તે;'
'પ્રભુતણે મને સર્વ એક છે, પતિત તે વળી નીચ છેક છે.' ૧૦૪
'અગર રાંડિ જો માંડતી થશે, ફરક ઊંચ ને નીચનો જશે;'
'નહિંજ બોલવૂં એવું સજજન, પતિત[43] આપણે નીચ દૂર્જન.' ૧૦૫
'કહિજ આજ તે રીત ચાલશે, સરવ નાતની કીર્ત્તિ વાધશે;'
'થઇશું ઊંચ રે નીચથી ટળી, જન સહૂ સુખી આશિષે વળી.' ૧૦૬
'દિયરસૂં થતાં રાંડિ નારનાં, પુરવ કાળમાં લગ્ન લાડનાં;'
'બહુ સુધા હર્તા તે સમે સહૂ, પરણતી ખરી વીધવા કહૂં.' ૧૦૭
'કળિયુગે[44] બહૂ પાપ થાય છે, રતન બાળકો તો મરાયછે;'
'ભયથિ સ્ત્રીતણા જીવ જાયછે, ઘર કુટુંબમાં હાય લ્હાય છે.' ૧૦૮
'સમય દેશને લો વિચારિરે, સરવ શાસ્ત્રના ગ્રંથ ધારિરે;'
'સરસ પુણ્ય તે લાભકારિરે, સમજિને કરો કામે જારિરે[45]. ૧૦૯
'હું લવિ હોઉ જો કાંઇ ઊલટૂં, કરિ ખમા અને લેવું સૂલટૂં;'
'કરવું માનિને હૈયું ખૂલતૂં, ભરિ ઝરો દયા રાખિ ઝૂલતૂં.'[46] ૧૧૦

---

૪૨ એ માણસનાં મનની કલ્પના છે અથવા એ વિચારને કલ્પનાજ જાણવી. ૪૩ પાપી; ભ્રષ્ટ; પડેલા. ૪૪ જારે સદાચારી લોક હતા તારે પુનાર્વિવાહ થતા અને જારે દુરાચારી લોક છે તારે ન કરવા? ન કરી પાપ વધારવું? ૪૫ શરૂ.

૪૬ દયા ભરીને પછી હેયાને ઝૂલતું રાખી તે દયાનું ઝરણ હમને

'વિધવા લગ્નની વાતથી ઠરો,[૪૭] અમલમાં હવે આણતી કરો;'
'શુભ ઉપાર તે ઝટ્ટ આદરો, જયજયો કરી સ્વર્ગે સાંચરો.' ૧૧૧

---

## વાંઢાવિલાપ.

(હરિગીત.)

શૂં શું કહું હેવાલ ભાઇ, બન્યા હાલ હવાલ રે;
દિવસ કહાડૂ રોઈ રોઇ, લોકનૂં નહિં વ્હાલ રે. ૧
કર્મકથની સર્વે જનને, શ્રવણ કરવા જોગ છે;
ભૂંડિ હાલત વેઠું છૂ હૂં, તંન મનમાં રોગ છે. ૨
રાંડિ તે પરણે નહીં કાં, જુલુમ શો એ મોટ છે;
વ્હેમથી હૂં રખડિ થાકયો, લાભ નહિ પણ ખોટ છે. ૩
ગરીબીને કારણે હૂં, કુલિન પણ પરણ્યો નહીં;
મ્હોટ પલ્લાં ન્યાતમાં ને, બાળકી થોડી સહી. ૪
નીતિથી ઉદ્યમે મેં રહિ, ગર્થ ગાંઠે રે કરયો;
વીસ વરસે પરણતાં કે, થયો ન્યાલ હુ તો ઠરયો. ૫
સોળથી વિશ વર્ષ સૂધી, દિવસ દુખમાં કહાડિયા;
બ્હાર નિકળ્યાં હાડ ને બહુ, તાવ પીડે હાડિયા. ૬
ટાળ્યું મ્હેણૂં લગ્નથી બહુ, ના કુંવારા તો રહ્યા;
કાલ વ્હાણે મોટિ થાશે, આશથી દુખડાં સહ્યાં. ૭
ન્હાનિ પરણ્યો હૂં વહૂ તે, વરસ નવની દૂબળી;
આવિ આણે ચૌદ વર્ષે, પ્હેલિ તો લાગી ગળી. ૮
વર્ષ સાતક દુઃખ ભારી, નારિવણ મેં ભોગવ્યૂં;
નારિ પર[૧] ને નાયકાસૂં, તંન મન નવ જોગવ્યૂં. ૯
સોળની તે મોટિ થઇ વહુ, વિચાર કંઈ સારા નહીં;
યુક્તિથી સમજાવિ તેહેને, આણિ ઠેકાણે સહી. ૧૦
સૂખ ભોગવ્યું દોડ વર્ષેજ, ગર્ભ પછિ તેણે ધર્યો;
કોડથી બહુ અધરણીનો, ખર્ચ રૂડો મેં કરયો. ૧૧

---

પાઓ—હમારાપર દયા કરી હમને ફરી પરણવાની છુટ આપો. ૪૭ સંતોપ પામો. ૧ પારકી નારી.

બાયડી વ્હાલી ઘણી પણ, છાજિ નહિં રે તે કંઇ;
પામિ મૃત્યૂ જણુતિ જણુતાં, દુઃખકાંઠો શો અંહી. ૧૨
શોકમાં પછિ હૂં ડુબ્યો રે, વર્ષ બે વીતી ગયાં;
ત્રીસની વય થઇ પુરીને, કુંવારા પાછા થયા. ૧૩
પર્ણવાને મંન મુજ પણ, શૂં કરૂં રે હૂં રડી;
ઘેર આવે બિજાં પાંચે, રૂડિ ભૂંડી બાયડી. ૧૪
તરુણવસ્થા ગઈ ધસાઇ, ના દિઠૂં સ્ત્રીસુખ ખરે;
ચાલ હત ફરિલગ્નનો તો, સૂખિ વ્હેલો થાત રે. ૧૫
ન્હાનિ પરણી શૂં કરૂં હૂં, પંડે કરવી વેઠ રે;
ચાલ હત ફરિલગ્નનો તો, થાત સૂખી નેટ[2] રે. ૧૬
રાંડ ને પરનારણીપર, કાં હવે નજર કરૂં;
નીતિભંગજ થાય પણ રે, કેંમ મંન વિષે ઠરૂં. ૧૭
પાપ જે એ સર્વ થાયે, તે તમારે શીશ રે;
ચાલ કાંકે હિણુ તમારો, રૂઠે પાપે ઈશ રે. ૧૮
વૃદ્ધને કન્યા મળે નહિં, નિર્ધની પણ રોય છે;
વેઠિ અડચણ કામ ઘરને, દુઃખિ બહુબહુ હોય છે. ૧૯
શાસ્ત્ર કહે પણ જન ન માને, દુઃખ દિલમાં શૂં ધરૂં;
જાર[3] માંહિ સ્વતંત્રતા નહિં, બૈરિ બૈરી હૂં કરૂં. ૨૦
દેખું સ્ત્રી સહુ કામમાં ને, જોઇ ગાંડો થાઉછૂં;
માર ખાઉં બહુ જગાયે, બ્રહ્મનીતી વાહુછૂં. ૨૧
મર્દ કરવે જાર છૂટો, એમ વળિ કહેવાય રે;
મ્હોટિ એ લુચ્ચાઇ પણ રે, નર્ક તે નર જાય રે. ૨૨
કામ ઘરનાં ચૂકિયે સહુ, ઉદ્યમે નહિં મંન રે;
નિત્ય સ્ત્રી સુખનેજ ઇછિયે, કરો કાજ સજંન રે. ૨૩
નીતિથી વર્તું હું તોપણ, સર્વ વાંઢા ના રહે;
ગર્ક થઇ કૂકર્મમાં નિત, નીતિને જૂઠી કહે. ૨૪
સ્વપ્ન પીડે રાત્રિયે બહુ, ધાત મિથ્યા જાય રે;
બંધ રહે કોસમે ત્યારે, પર્મિયા વળિ થાય રે. ૨૫

---

૨ નક્કી. ૩ છિનાળામાં.

લોક મૂકે આળ મોટાં, જૂઠ તેહ મનાય રે;
દુઃખ વાંઢો અતિસ વેઠે, મુખે શૂં કહેવાય રે. ૨૬
પાળું નીતી નિત્ય પણ કો, ના કરે વિશ્વાસ રે;
ધ્રસ્ય થઇને ડાટ વાળે, હોય તે તો ખાસ રે. ૨૭
દુઃખિ વિધવા દુઃખિ વાંઢો, નિત્ય આતુર હોય છે;
બુંદ સ્વાતી[૪] ઝીલિ લેવા, વાટ ચાતક જોય છે. ૨૮
થાય રાંડી માંડિ વ્હેલી, જાય વાંઢા[૫] નામ રે;
ઘર વધે પરજા વધે ને, થાય દિલથી કામ રે. ૨૯
પાપ ઝારી પુણ્ય ભારી, ધારિ વાઢાકાજ રે;
લગ્ન વિધવાનાં કરી દો, ઇશિગમતું કાજ રે. ૩૦

## એક વાણિયા શેઠને વિધવાનો વિનંતિ.

(લલિત.)

વૃજજિવંન[૧] તૂં પ્રેરણા કર, વૃજજિવંનના[૨] બ્રેહને હર;
સુમતિ આપ તૂં આ સમે હરી, દરદ રાંડિનાં તો સમે વળી. ૧
મરણ પતિનૂં સાલતૂં અરે, વૃજજિવંનરે દુઃખિ તૂં ખરે;
અકળ છે કળા ઇશ્વરી ઘણી, જુગતિ ના રહી માનવીતણી. ૨
તજિ દઇ હવે શોકને સહૂ, કુટડિ ડાહિ તૂં શોધને વહૂ;
ચુકિશ તૂં નહીં આપુછૂં પણ, વરતિ મંનને હૂં ભલામણ. ૩
વળિ વિવેકથી જોઇને વટી[૩], જુલુમ વ્હેમના વાટને વટી[૪];
લગન જો કરે તો કહૂં કર, અબળ બાળકી વીધવા વર. ૪
પ્રથમ ચાલ તે ચાલશે તુંથી, જયજયો થશે દેશમાં તુંથી;
સરવ વીધવા આશિષો બહૂ, ઉમળકાથકી આપશે સહૂ. ૫
ગરિબ જંનને લોક તો હસે[૫], (પણ) ઉલટિ શેઠની વાહવા ભણે;
ઊલટિઊલટી[૬] ઉલટે[૭] કહે, વિવિધ રીતથી "ધન્ય" આંગણે. ૬
હિંમત હારિ તૂં પૂઠ ફેરવે, અંવર તે કયમે કાર્ય ઠેરવે;
તુજ વિષે બહૂ સિંહશૂર છે, વણિકબુદ્ધિ તો ધર્મધૂર[૮] છે. ૭

---

૪ સ્વાતિનક્ષત્રનું બુંદ. ૫ વાંઢા એ જે હલકાં નામ તે.

૧ કૃષ્ણ; વૃજનું જીવન. ૨ શેઠિયાનું નામ. ૩ હે વટવાળા. ૪ વટાવી–ઓળંગીજઇને. ૫ હસ્યામાં કહાડી નાખે. ૬ ઉલટી–ઉછળી ઉછળીને. ૭ ઉમંગથી. ૮ ધર્મ કરવામાં ધૂરિ–આગળ પડતી.

મધુર સ્વાદ છે દીન પાળવે, અબળ જાત તો તૂજ પાલવે[૯];
અવર લોકમાં તૂં ઘણો લવે, કર તું પાલવે[૧૦] કે ન પાલવે. ૮
સમજિ આ સમે વીધવા પણુ, વળગશે નહીં કાંઇ ખાંપણુ;
અબળિ હૂં છઊ વીંધ[૧૧] વા[૧૨] પણ[૧૩], ઘણું ભુંડૂં અરે વીધવાપણુ[૧૪]. ૯
બળતિ વીધવા વ્રેહને દવે, રડતિ વીધવા દુખિ આ ભવેઃ
પ્રભુ કુટુંબનૂં ભૂંડું તે લવે, કર દયા અરે શેઠ તૂં હવે. ૧૦
ધિરજ તો ધરી આટલી અરે, પણ હવે નહીં ધીરિ હૂં ખરે;
સમય આ રૂડો તે ફરી નહીં, લગન રાંડિનૂં લે કરી સહી. ૧૧
વિનવું છૂં તને પ્રૌઢ શેઠિયા, કર ગરીબનૂં કાજ શેઠિયા;
નહિ ભુંડૂં કહે કોઈ લોકરે, ઉલટિ તારિફો લોક તો કરે. ૧૨
વ્રજજિવંન દે ચિત્ત વાતમાં, વ્રજ[૧૫] જિ શેઠ તૂં સુધિ વાટમાં;
વરજ[૧૬] વ્હેમ ને બ્હીકને બહૂ, વર[૧૭] જ[૧૮] વીધવા આકળી કહૂં. ૧૩

---

# દૃષ્ટાંત.

(સાખી)

લૂહાણાની ન્યાતમાં, નો'તો આગળ ચાલ;
વિધવા તો પરણે નહીં, ન્યાત ઘણી બેહાલ—સમજ કંઇ શેઠ આ ટાણે. ટેક.
ન્યાત શેઠની દીકરી, બાળક વિધવા જેહ;
સમજૂ ડાહી તે ખરી, કામેપીડાઇ તેહ—સમજ૦ ૧
વશ થઇને તે કામને, રમી જારૂં છૂપાઇ;
પેટે દાહાડા તો રહ્યા, તારે બહૂ ગભરાઇ—સમજ૦ ૨
મનમાં તો અકળાઇ તે, પણ હત્યા નહિ કીધ;
રડિ પડિ જઇ બંધૂકને, જેણે દિલાસો દીધ—સમજ૦ ૩
તે બોલી "ઓ ભાઈરે, વિધવા દુઃખ અપાર"
"તે પિડમાં પડિ બાપડી, પાપ કરે બેસુમાર"—સમજ૦ ૪

---

૯ શરણે; આસરે. ૧૦ (પછી તુને ગમે કે ન ગમે તોપણ)
૧૧ મારી નાખ. ૧૨ અથવા. ૧૩ લગન કર. ૧૪ વિધવાપણું.
૧૫ જા; ફર (જી, શેઠ—ઓ શેઠ) ૧૬ ત્યાગ કર; છોડ. ૧૭ લગન કર; પરણ.
૧૮ (નક્કી અર્થમાં)

"પરણે વિધવા બાળકી, અનાચાર લોપાય";
"સુખ સંસારી ભોગવે, આશિષ બહુ દેવાય"–સમજ૦ ૫
બ્હેનવેણુને સાંભળી, સમજ્યો મનમાં ભાઈ;
'બ્હેને દાટજ વાળીઓ', બોલ્યો તે ગભરાઇ–સમજ૦ ૬
વ્હાલ તેનું બહુ બ્હેનસૂં, તેથી દાઝયો છેક;
પણ ક્રોધ મંન સમાવિને, બ્હાર ધર્યો વીવેક–સમજ૦ ૭
બ્હેનવદન દયામણૂં, તરુણી તેજ અપાર;
ડાહાપણમાં તો નહિ મણા, નિરખ્યાં વારંવાર–સમજ૦ ૮
વિધવાપિડ મનમાં વસી, રોમ રોમ બહુ શોક;
બ્હેન બંધુ બેહુ એક કોટ, રોયાં મૂકી પોક–સમજ૦ ૯
વળતી ધીરજ ધારિને, આણી હિંમત અંગ;
વચન બ્હેનને આપિયૂં, રડતી રાખી રંક–સમજ૦ ૧૦
પિતા કને બંધૂ જઇ, સમઝાવ્યો બહુ પેર;
શેઠ પીગળ્યા આખરે, પ્રથમ ઉઠયા રિસભેર–સમજ૦ ૧૧
ન્યાત બોલાવી તે સમે, સહુને જુહાર કીધ;
પુનર્વિવાહના લાભ તે, ઝાઝા કર્યા પરસીધ–સમજ૦ ૧૨
ભાષણ સુંદર ઓચર્યું, વિસ્તારી કરી વાત;
કરૂણારસ ઉપજાવિયો, ન્યાત રડી તે વાર–સમજ૦ ૧૩
પોતાની કહી વારતા, આણી આંસૂ આંખ;
ત્યમ ત્યમ સહુ દુઃખથી ભરયા, વીચારે દુઃખરાંક–સમજ૦ ૧૪
સહુ મળી નિશ્ચય ઠેરવ્યો, શાસ્ત્ર પ્રમાણે થાય;
પુનર્વિવાહ વિધવાતણો, લેશ ન દોષ કેહવાય–સમજ૦ ૧૫
એ પરમાણે ન્યાતમાં, શેઠે કીધી પ્હેલ;
જેને આશિષ હરઘડી, વિધવા દે છે સ્હેલ–સમજ૦ ૧૬
શેઠતણૂં શુભ નામતો, વિસરીછું હું હાલ;
ધન્ય ધન્ય એ શેઠને, કહુંછું ધરી બહૂ વ્હાલ–સમજ૦ ૧૭
લૂહાણાનો શેઠિયો, જેણે કહાડી પ્હેલ;
વિધવા બંધો છોડવ્યા, નામ અમર ભણ વ્હેલ–સમજ૦ ૧૮
ધન્ય બ્હેન ને ભાઈની, સાચી પ્રીતી જેહ;
ધીરો વીરો વીર તે, જાણે જીવે હજી તેહ–સમજ૦ ૧૯

(ગીતિ.)

માતપિતાસંયોગે, ભૂડાં યોગે[1] થઈ પ્રગટ ગરભે;
વિધવાવસ્થા વેઠૂં હૂં, ના જાણૂં કિયાં જનમ કરમે ?! ૧
બાળકરાંડી હૂં છૂં,વિધવાપિડમાં પડી બહુ કસાઇ[2];
વીતે તે તો જાણે,વિધવાપણું તે ખરેખરું કસાઇ[3]. ૨
સરવે દેશી મિત્રો,ભાઇ બ્હેનો પિતા અને માતા;
ઉભરો ઝીલી મ્હારો, વિવાહ પાછા કરો હવે થાતા. ૩

---

## વૈધવ્યચિત્ર—ભાગ ૨ જો.

(ગીતિ.)

જય જય જય જગદંબા, રંબાં[1] જમ્બાં સદાય શિવસંગે;
હર હર હર મમ માતા, માતા તાતા વિકાર જે અંગે. ૧
જિવજંતૂ પશુ પંખી, મનુષ્ય વિધ વિધ ઘટઘટ જગમાતા;
પોષણતોષણદાતા[2], તાપ સમાવી કર સહુ સુખસાતા. ૨
સકળસુરાસુર[3] સેવી, એવી દેવી ક્ષમા કરી વાંક;
વિનતિ કરૂં કર જોડી, વિધવાબંધો તું છોડ તે રાંક. ૩
વિધવાપણુની પીડા, પાપો તેથી ઘડાય જે મોટાં;
કરુણા[4] ત્રાસજ[5] ઉપજે, કંપો છૂટે વિચારતાં જોતાં. ૪
કુમળીજાતી[6] દાઝે, કુમળીછાતી[7] કયમેકરી સાંખે;
આંખે કવિજન જોઇ, ઉભરા તે કયમ દબાવિ રે રાખે. ૫
વિધવાપણુની મૂર્ત્તિ, રસ[8] કરુણા ને બિભત્સથી ચિતરી;
ભાવોથી[9]કરિ મિશ્રિત,કવિમતિ પિછિ તે ઘણીલુલીચિથરી. ૬

(ચામર)

શક્તિમાન ને કૃપાનિધાન પાપના અરી,
જ્ઞાનવાન વિશ્વમાન્ય નાન્યદેવ હે હરી;

---

૧ જારે માબાપ પ્રથમ મળેલાં તારે કોઇ નઠારૂં નક્ષત્ર હશે. ૨ અનુભવ લીધો. ૩ ઘાતકી; પ્રાણીનો ઘાત કરનાર. ૧ જેનાં રમવાં ને જમવાં—જેનો સઘળો વેહેવાર શિવસાથે છે એવી તું જગદંબા. ૨ પોષણ તોષણની આપનારી. પોષણ—પાળવું તે; તોષણ—સુખ આપવું તે. ૩ સુર—દેવતા ને અસુર—દાનવ બંનેએ સેવેલી એવી. ૪ પીડાથી કરુણા. ૫ પાપથી ત્રાસ. ૬ અબળા જાતી.
૭ હરકોઈ કુમળી છાતીનું માણસ. ૮ એ ગ્રંથમાં બે રસ છે—કરુણા ને બીભત્સ. ૯ વ્યભિચારી ભાવ ( રસ પ્રકરણમાંના )

માંગિ લેઉં છૂં હું રંક રૂડિ બુદ્ધિ આલજે,
વાણિમાં મચાવિ રંગ કામ પાર પાડજે. ૧
આજ આ સમે સમાજને મને વસે બહૂ,
રાંડિરાંડનાં અસહ્ય પાપ ને પિડા સહુ;
તેમના વિવાહમાં પ્રસંન તો તું છે હરી,
પ્રેરણા કરીજ એમ સાહ્ય થા કૃપા કરી. ૨

## બાળરાંડનું રુદન.

(ગીતિ.)

સાત વરસની રાંડી, પણ ના જાણ્યૂં સુખે રમી પુત્રી;
સમજતિ મુગ્ધા[૧] જારે, તારે જેવી હડખઇ થઇ કુત્રી. ૧
મુગ્ધા જોબનવંતી, સંસારી સુખ સકળ સરસ રૂડી;
માગ્યૂં પણ ના પામી, તારે ફોડી કપાળમાં ચૂડી. ૨
જૂવાનીની જે જે, બાળક તલપે[૨] અનુભવવા મોજ;
આશાભંગ જ તેમાં, ઉલટ ઉલટથી ઉછળતિ હતિ રોજ. ૩
સ્વામીનૂં સુખ નહિં કંઇ, સૂણી વેણો સખીતણાં કાંને;
મૂર્છા ખાધી મેં રે, પણ પછિ બોલી 'હું કયાંથિ આ રાને[૩]'. ૪
ઘરમાળો રે ભાગ્યો, પેટીયોયે પડયાં હવે તાળાં;
પોપટજી કહાં ઊડયા, એક્કે બચ્ચું કને નહીં વ્હાલા. ૫
કાં રઝળાવી ઘેલા, મારે કરવા વિલાપ ઓ વ્હાલા;
માથું મુકાવી ખોળે, ના સંભળાવ્યા અલાપ[૪]જે કાલા[૫]. ૬
રણમાં[૬] ખરે બપોરે, પંચાગ્નીથી[૭] બળી બળી થાઉં;
કહે વ્હાલા કહાં જાઉં, ધુળ ફાકૂં હૂં વિરામ કહાં પાઉં. ૭

---

૧ સાસરે રેહેવાજોગ થયલી તેટલી મોટી છોકરી.
૨ બાળક છોકરાંઓને મોટાં થવાનું ઘણું કોડ હોય છે—કે કયારે મોટાં થઇને મોટેરા જે મોજમઝા મારે છે તે મારિયે.
૩ રંડાપાના રાનમાં. ૪ રૂડાં ગીતો.
૫ પ્યારૂં પ્યારૂં લાગતું ગદગદ બોલવું (પ્યારીનું. જેવું બાળકનું અચકાતું બોલવું પ્યારૂં લાગે છે તેવું.) ૬ રંડાપાના રાનમાં.
૭ પોતાની બધી દિશાયે સળગેલો એવો બ્રેહ ને વ્હેમરૂપ જે અગ્નિ તેને ભડકે (જોગી હુનાળામાં પંચાગ્નિ સાધન કરે છે તે ઉપરથી.)

(આ) જોબનબાગે આગે[૮], બાળી કીધી વનસ્પતી ખાખ;
આ કંઇ મુળિયાં છે તે, દુષ્ટ આગની પુરે કંઇ શાખ. ૪
જિવિ બળું મ્રેહે[૯] વ્હેમે, દિવસો દુખમાં ઘણા હજી લેવા;
ભોગ કરમના મારા, છુટકો કર તૂં કરગરિ કહું દેવા. ૫

---

(ગરબી.)

પિયુ એકલડો કયમ કીધો સ્વર્ગે વાસ રે;સરવ સખી તે અંગ ઉમંગે જાય જો,
વરની સંગે રંગ રમે છે સાસરે; કરમ આરસી ફૂટી મારી હાય જો, પિયુ૦
મૃત્યૂમારે[૧] ચમ ચમ થાયે ચામડું; મ્હેણાં[૨] રૂપી મીઠે ચણુચણુ થાય જો,
તડકે[૩] હૂં થઇ રહીછૂં સૂકૂં કામડૂં; કટકટ[૪] થાતે ઓછૂં આવે હાય જો, પિયુ૦
નંગ જોબનનૂં નંદવ્યું તેં રે કારમૂં; દેહ[૫] પ્રત્યક્ષ તે સ્વપ્નવત્ વહી જાય જો,
પિયૂવિના પ્રીતે હૂં વ્હાલા કયાં રમૂં; ઝંપ નહીં કંઇ દહાડે રાતે હાય જો, પિયુ૦
વાઘ[૬] વરૂના જંગલમાં હું એકલી; સેજ[૭] પથારી મુજને ખાવા ધાય જો,
નથિ થાતી પિયુ સેજ[૮] પથારી રે અલી;પાડજ માનૂં પ્રભુ હૂં તારો હાય જો,પિયુ૦
સગાં સહૂને રાંડ એકલી હૂં નડૂં; હડહડ ફિટપિટ સઘળેથી સંભળાય જો,
પિયૂવિના હૂં ભૂંડી અચેતન છૂં મડૂં[૯];સખિ મંડળમાં હૂંજ અભાગી હાયજો,પિયુ.

---

૮ રંડાપાની આગે આ મારા જોબનના બાગની બધી વનસ્પતી બાળી નાખી છે. (જોબનનો બ્હાર જતો રહ્યો છે). વનસ્પતિમાં, શરિરના અવયવો, શણગારો વગેરે સહુ આવ્યું. મુળિયાં—શરીરના બેસી ગયલા કદરૂપા અવયવો. (નુરવનાનું મ્હોડું)—એ સાક્ષી પુરે છે કે અંતરમાં રંડાપારૂપ મોટી આગ લાગી છે.

૯ મ્રેહે એટલે પિયુના સંભોગસુખવનાની થઇછ તે દુઃખ દેતા જોસ્સાથી અને વ્હેમે એટલે શણગાર ન સજાય તથા બધે હડહડ થાય એ દુઃખના જોસ્સાથી.

૧ તારાં મોતરૂપી માર પડવાથી. ૨ (ગુન્હેગારને બાંધી માર્યા પછી ઉપરથી મીઠાંનું પાણી છાંટે છે તેમ રંડાયાં એટલુંજ નહીં પણ ઉપરથી મ્હેણાં, હડહડ ખમવાં પડે છે.)

૩ રંડાપાના તડકાથી સુકાં કામડાં જેવી થઇ ગઇછું.

૪ (મ્હેણાં, તુચ્છકાર એ રૂપી કટકટ સાંભળીને મને ઓછું આવે છે કે મારો વર શાને મરી ગયો કે મ્હારે આ સહુનું સાંખવું પડે છે. સુકું કામડું વ્હેલું કટકટ ભાગી જાય છે તેમ હું રાત દહાડાના મ્રેહથી બળેલીને ઝટલઇ ઓછું આવી જાય છે.)

૫ (આ દેહ જેને હું દેખુંછ ને જેવડે હું કોમ કરૂંછ તે સ્વપ્ના જેવી છે. હું જીવુંછ તે નજીવ્યા સરખી. મને કંઇ દેહ સુખનો અનુભવ મળવાનોછ? કંઈ નહીં.)

૬ (સાસરિયાં, પિહેરિયાં, લોકો જે મને તરછોડયાં કરવાનાં તે રૂપી જે વાઘ વરૂઓ તેના જંગલમાં—એવા રંડાપાના રાનમાં) ૭ શય્યા; પાથરણું.

૮ સેહેજ; વ્હેલી વ્હેલી. ૯ સુકાઇને લાકડાંની ગાંઠ જેવું થઇ ગયલું મડદું.

જનમારો લાંબો બહુ લેવો છે હજી; શી શી ઉઠશે અંગે મારે લ્હાય જો,
આ શણગારો દેવા સહુ છે રે તજી; સજિકરિ હું કંહિંન ફરિ ભૂંડી હાયજો, પિયુ૦
ઓ વ્હાલા મ્હેલીને પિયુ કેમ રે ગયા; સુળ સાલેથી નીસાસા નંખાય જો,
વરવહુના મેળાપો રે કંહી ના થયા; મ્હારા તમારા મનની મનમાં હાય જો, પિયુ૦
ભોગ ભોગ રે મારા તે પિયુ ભોગ રે; 'ધણી વગર તે ઢોર સુના' કેહેવાય જો,
રૂવે રૂવે પસર્યો છે ન્હેહનો રોગ રે; હાય હાય છે હાય મને રે હાય જો, પિયુ૦

---

## વેશ ઉતારતી વખતની અકળામણ.

(ગરબી.)

આખર[1] આ દીન આવ્યો રે, આખર કેમ ન લાવ્યો. ટેક.
કુમળી વયેં હૂં દુબળી બની પિઉ, કેમ કરી નીરાશ;
શણગરાઇ ધરાઇ નહીં નહીં, કીધા ભોગ વિલાસ. આ૦ ૧
ચુડી ચાંલો ને ચોટલો ચારૂ, દેવાં તજી જીવ આજ;
કસુંબ કમખા[2] કાજળ ને કંથ, હાય સોવાસણ સાજ. આ૦ ૨
હાથ પગ ડોકી મ્હોડું ને માથું, અડવાં અડવાં દેખાય;
જીવવું કડવૂં મરવું ભલૂં રે, અડવાં તે નાજ રેવાય. આ૦ ૩
વરતું કંઈ કારજ યાર[3] સારે પણ, સ્વતંત્રતા ના પાઉં;
જાણ પડેથી હૂં લાજી મરૂં રે, જારે[4] તો પાપી થાઉં. આ૦ ૪
આ શણગાર અંગાર થયા પિયુ, ભાર[5] ખોયો મેં ધાર;
ખોડકી ખોડકી કહેશે કરશે, હડહડ મ્હેણાં માર. આ૦ ૫
રસોડું મારે સ્વાધીન થાશે, ધંધો આઠે જામ[6];
સખ્ત મજૂરી કરતી કેદી,[7] કે દી હૂં છૂટીશ રામ. આ૦ ૬
ભોગજોગે વળી સાંમી જાઉં, લોક કરે ફિટકાર;
સૂતાંસૂધી ગાળો ખાઉં, 'રંડા તે ભૂંડી નાર.' આ૦ ૭
વાલંદપણ પ્હેલું બોડવા માથું, આવે બોલાવ્યો ન ઘેર;
હળવી પડૂં હૂં ઠામ ઠામે બહુ, એથી રૂડૂં પીવૂં ઝેર. આ૦ ૮

---

૧ અંતે વેશ ઉતારવાનો દહાડો આવ્યો; પણ મારી આખર ન આવી.
૨ કાંચળી. ૩ યાર—જે પુરૂષ સાથે છીનાળું કરૂં તે.
૪ જારે—છીનાળું કીધાથી. ૫ ભારખોજ (ઘરમાં) ૬ પોહોર.
૭ હું કેદી, કેદી—કિયે દહાડે છુટીશ.

વાલંદ આગળ ધરવૂં માથું, હાયરે હૂં લાચાર;
રંડાપો તે મેં આજજ જાણ્યો, હાયરે એ શણગાર. આ૦ ૯

## વિધવાને સાસરે દુઃખ.

(ગરબી).

ધણૂં હીણૂં વિધવાપણૂં રે, જેને વીતે તે જોય;
હૈયાશોકે ખૂણે રહીઃ પોકો મૂકીને રોય. ધ૦
જહારે ધણી મુઓ માહરો રે, વરશ ચૌદની હું ધાર;
રહેતી નવીજ વળી સાસરેઃ આશા રાખી મેં સાર. ધ૦ ૨
ઉત્તમ મુરત દસરાતણૂં[1] રે, જોશી બોલે છે એમ;
ભોળાને ભરમાવે બામણાઃ હાય તેણે તજવ્યાંજ હેમ.[2] ધ૦ ૩
પરણ્યો હતો મનગંમતો રે, તેને થયો આજાર;
ધણી ધણી સહી વેદનાઃ આંખે આંસૂની ધાર. ધ૦ ૪
મંદવાડની મેં ચાકરી રે, કીધી ઘણી બહુવાર;
પણ ના ત્રુઠયો[3] જગદેવલોઃ કંઇ ના રહ્યો આધાર. ધ૦ ૫
આંબે[4] ચ્હડી ઉમંગથી રે, ધણી અધીર હું નાર;
કેરી ઉડાવી વંટોળીએઃ ડાળે ઝૂલૂં અપાર. ધ૦ ૬
લુગડે ઘરેણે હલકી રે, જ્યારે સખીને જોઉં;
ચ્હડે ધણું મુખ માહરૂંઃ ભારે દખી હું રોઉં. ધ૦ ૭
સાસૂ નણંદ છે વાઘણો રે, ઘર તો અઘોર રાન;
તેમાં બકરી હું ત્રાસથીઃ નીત થાઊં હેરાન. ધ૦ ૮
ઘરમાં આવે કોઇ બ્હારનું રે, નાશી ખૂણે ઘલાઉં;
જોવા સુણવાનું નવું હોય પણઃ હાય સદા કેદી હૂં થાઉં. ધ૦ ૯
મારાં ઘરેણાં લૂગડાં રે, સહૂ સાસુએ લીધ;
પીયરતણાં તે પણ ખરાં: કળો પેટીએ દીધ. ધ૦ ૧૦

---

૧ ગુજરાતીયોમાં ઘણું કરીને દસેરાને દહાડે વરવહુના જુદા ઓરડા થાય છે. ૨ સુનાના ઘરેણાં.

૩ પ્રસંન થયો. ૪ (હું જુવાનીના અંબાપર ચડી, કેરી–ધણીનું સુખ લેવાને આતુર થઇ એટલામાં મોતના ઝપાટાથી તે કેરી દુર તુટી પડી ને હવે હું આ પાતરાંવનાની ભાગી તુટી ડાળે–શણગારવનાની માઠી હાલતમાં ધ્રુજ્યાં કરૂં છું.)

છ પ્હોર તે રડતી કરૂં રે, ઘરધંધો હું રોજ;
રાંધૂં દળૂં ધોઉં ને વિણું; પાસે જમની રે ફોજ. ધ૦ ૧૧
નણદીતણાં બહૂ છોકરાં રે, અંગ્રે મુતરે બહુ વાર;
ધોવા કરવાં તે માહરે: મુજ બળ્યો અવતાર. ધ૦ ૧૨
ઓઢવા પેરવાને લૂગડાં રે, નહીં સાજાં લગાર;
માંદી પડૂં હૂં જાહરે: નહીં કો કહેવાંનો ઠાર. ધ૦ ૧૩
જ્યારે અકળાઉં હૂં સામટી રે, ભુંડા કરૂં વીચાર;
નિકળી જાઉં કે કૂવે પડૂં: સુળ સાલે હજાર. ધ૦ ૧૪
જનમ ભુંડો બઇરાંતણો રે, મોટું રાંડયાંનું દૂખ;
છુટકો કરે હવે તૂં હરી: નથિ અહિં લગાર સૂખ. ધ૦ ૧૫

---

## વિધવાવિરહ.*

(ઢાળ 'વણજારા' નો પણ જરા જુદો.)

શું હું મુજ દુઃખને, સાહેલી રે, આંતરડાંજ કપાય, બની બહુ ઘેલીરે;
ડપીડા બહુ દોહેલી, સાહેલીરે, ક્યમે કીધી ન સમાય, કર સુખહેલીરે. ૧
આમ તેમ ભટકયાં કરૂં, સાહેલીરે, હોલવવા તનઆગ, બની બહુ ઘેલીરે;
ત્યમ ત્યમ હૂં વધતી બળૂં, સાહેલીરે, કાંઇ ન ફાવે લાગ[૧], કર સુખહેલીરે. ૨
હાય હાય વર કહાં ગયો, સાહેલીરે, લઇ ન ગયો કાં સાથ, બની બહુઘેલીરે;
શરિરસંબંધ કરયો નથી, સાહેલીરે, માત્ર ધરયો છે હાથ, કર સુખહેલીરે. ૩
ઝટ મરવૂં હું ભલૂં કહૂં, સાહેલીરે, રીબાવૂં ન સંખાય, બની બહુ ઘેલીરે:
અહીંથી તહીં હૂં તફડૂં, સાહેલીરે, દશ[૨] દિશ ખાવા ધાય, કર સુખહેલીરે. ૪
ચૂલે ચ્હડયું તેલ ખૂબ તપે, સાહેલીરે, ધૂમાડો ગોટે ગોટ, બની બહુ ઘેલીરે;
છણકો[૩] જળ તેમાં પડે, સાહેલીરે, છણ છણ થાએ મોટ, કર સુખહેલીરે. ૫
તેજ સમે ભડ ભડકોજ, સાહેલીરે, સળગી ઉભરાએ તેલ, બની બહુ ઘેલીરે;
તેવી હૂં કઢાઇ તેલ છૂં, સાહેલીરે; બળી[૪] સહૂ બાળૂં સ્હેલ, કર સુખહેલીરે. ૬

---

* એ લખતાં તો હું ખરેખરજ રડયો હતો.

૧ (છિનાળું કરવાનો.) ૨ ચાર દિશા, ચાર ખુણા ને હેઠળ.—બધી પાસથી. ૩ તુચ્છકાર. ૪ હું તો બળુંછ તે પછી નઠારાં કામ કરીને—ઘણી ચિડાયાથી સાંમી થઇને બીજાને બાળુંછું—દુખ દઉંછું.

ખાનપાનની વસ્તુઓ,સાહેલીરે,કડવી[૫] ગમે ન લગાર, બની બહુ ઘેલીરે;
લુગડાં ઘરેણાં ભાતનાં, સાહેલીરે, ધગધગતા અંગાર, કર સુખહેલીરે. ૭
રાત્ર દિવસ ઝંપૂં નહીં,સાહેલીરે,સૂતી ઉઠૂં ઝબ જાણ, બની બહુ ઘેલીરે;
સાણાં આવે બનિ બાવરી,સાહેલીરે, નહિં તેને દેશી દાણ, કર સુખહેલીરે. ૮
અ ર ર ર ર કાંહાં વસૂં, સાહેલીરે,વસમા[૬] છે ઘરબાર,બની બહુ ઘેલીરે;
અનેક ઉઠે બુદ્દા દીલે, સાહેલીરે, ચિંતા ચિતાસમ ધાર, કર સુખહેલીરે. ૯
અણસમજૂ સમજી નહીં,સાહેલીરે,હવે સમજી હૂં હાય,બની બહુ ઘેલીરે;
વૈધવ્ય[૭] કર જુલમી અતી,સાહેલીરે,ભાર[૮] તે કયમઝીલાય,કર સુખહેલીરે. ૧૦
હું નાજુક નારી નાનડી,સાહેલીરે,આ શા મુજ અવતાર! બની બહુ ઘેલીરે;
આશા રાખી મેં ભોગની,સાહેલીરે,દુખભોગ થઈ લાચાર,કર સુખહેલીરે. ૧૧
પોપટ બેઠો બારીએ,સાહેલીરે, દેખી હૂં દોડી ઝટ, બની બહુ ઘેલીરે;
ઝડપતાં હૂં ચૂકી ખરે, સાહેલીરે,ભાંયે પડી હૂં ભટ, કર સુખહેલીરે. ૧૨
પોપટ તો ઉડી ગયો,સાહેલીરે,દીઠો રંગીલો કામ, બની બહુ ઘેલીરે;
જોતાં જોતાંમાં ગયો, સાહેલીરે, હાથ ઘસી રહી આમ,કર સુખહેલીરે. ૧૩
જનમારો દુખથી કહાડવો,સાહેલીરે,કેમ ગળાશે દીન,બની બહુ ઘેલીરે;
કહાં જઈ દીલાસા લઉં,સાહેલીરે,હરઘડી થાઉં ખિન્ન, કર સુખહેલીરે. ૧૪
હવે પ્રભુ છુટકો કરે, સાહેલીરે, સંકટ સઘળૂં જાય, બની બહુ ઘેલીરે;
પેટ ડાબીને રહું છું, સાહેલીરે, પ્રગટી પેટે બહુ લહાય, કર સુખહેલીરે. ૧૫

---

## રાંડીરાંડનું રડવું.*

(હિંડીની એક ચાલ-મરેઠી રીત.)

ખુણે રોઉં હૂં બહુ વિધવા નારી, ઘણી રીતે છૂં બહુજ નિરાધારી;
કહૂં સાચૂં છે તન મન આજારી, બિહૂં જોઇ રે જમદુતની[૧] સ્વારી. ૧
શિયાળે કાયા થરથર તો કંપે, ધણીસ્હોડે હૂં જરિ સુતિ ના ઝંપે;
સુવાયૂ વાયે મદન[૨] ઉદે થાયે, ઉના ગોટાથી[૩] રૂદન કરૂં લહાયે, ૨

---

૫ મને કડવી લાગેછે અથવા એ વસ્તુઓ દાંતે કડવી ગમતી નથી. ૬ ભયંકર; મેહેનત-દુઃખ આપે તેવું. ૭ વિધવાપણાંરૂપી કર (સરકાર કર મુકેછે તે ઉપરથી.) ૮ કરનો ભાર-જુલમ.

* (એમાં થોડુંક રૂતુંનું વર્ણન છે.) ૧ દુઃખ દેતાં સગાં.
૨ કામદેવ-સંભોગની ઇચ્છા. ૩ પેટમાં ઉના ગોટા થઇ આવેછ.

દિશાએ[4]જોઊં ફુલ ફળ કોકીલાં, વંસતી લીલા ધગધગતા ખીલા;
રમૂ કહાં રંગો ઉદર[5]વિષે ચૂંકો,પિયુ વિના ઠારે હઇડું રડતૂં કો? ૩
તપે ઊંનાળો તન તળસે તાવે, ફુવારા બાગે વધુ બળતાં લાવે;
સુવાસી થંડા સુખઉપચારો તે,ગુજારૂં જોઇ નિશદિન હૂં રોતે. ૪
વળી ચોમાસે ઘન વરસે ઘોર,બહૂ ગાજેથી બિહુંછું સુણી સ્હોર;
આકાશે જોઊં ચમકતિ વીજેરે,ભયે બોલૂં 'ઓ પીયુ' મુખથી જોરે. ૫
કોકીલો મેના જલચર[6] દાદૂરો, બપૈયો બોલે પિયુપિયુ માધૂરો;
ટહૂકે મોરો પરવતમાથે રે,રમૂં જાઊં કહાં પિયુ નહિં સાથે રે. ૬
દિ લાગે લૂખા બહુ દિપવાળીના,રસોઇ ભાવે નહિંજ પિયૂ વિના;
ઉમંગો થાએ નહિં ગરબા ગાવા,બતાવો કોરે પિયુ મુજ કહાં આવ્યા. ૭
રઢીઆળી[7] તે સુખદ ઋતૂની જે,સહૂ સામગ્રી નિરખિ રતી[8]ખીજે;
અરે વ્રેહાગ્ની બહુ સમકોરાએ, બળ્યો રંડાપો કાળજું કોરાએ. ૮

---

## વિધવાની પરાધીનતા.

(શિખરિણી.)

જિ દાડેથી મૂઓ, વર સુગુણવંતો ચતુર તે,
તે દાડેથી હૂં તો, થઇછુંજ પરાધીન તુરતે;
ધણીઘેરે સાસૂ, પતિભગિનિ[1] જેઠાણિ સુજને,
બળ્યાં રેહે જોઇ, ગતસ્મરણ[2] થાયે સરવને. ૧
સહૂ ધિક્કારે રે, હરઘડિજ બ્હાને લડિ પડે,
કરાવે કામો ને, મમ ભરણધાટો બહુ ઘડે;
ગમે તાંહાં રહેવૂં, નહિં કંઇ મને જહાં હડહડે,
કયમે કીધા તયે, દિવસ નહિં મારાં રડરડે. ૨
લઇ પલ્લૂં હૂં તો, પરવરિ પિહેરે દુખથકી,
પિતા માતા પાસે, અદબ ધરિ રહેતી નહિં છકી;

---

૪ બ્હાર દિશાયે. ૫ પેટ. ૬ પાણીમાં રેહેનાર.
૭ સુંદર. ૮ સુખ દેનાર—આપનાર એવો જે અક્રેકો ઋતુ તેની જે સહુ સુંદર સામગ્રી તે નિરખીને; મારી રતિ—ભોગ કરવાની ઈચ્છા ખીજેછે—ચિડાઈ જાયછે.
૧ નણંદ. ૨ મરી ગયલાનું યાદ આવવું તે.

પતિવ્રેહે દુઃખો, બહુ બહુ થયેથી રડું ખુણે,
(પણ)બિજી વાતે હૂતી,સુખિ વચન કહાડયૂં નહિં કુણે[૩]. ૩
પિતાએ દેવાળૂં, વરસ પછિ કહાડયૂં વણ ધને,
મુઓ હૈયાશોકે, બહુ રઝળતાં રાખિ હમને;
ભઈ ભોજાઈનાં, પછિ વળિ થયાં રાજ જુલમી,
શિરૂ પાછી પીડા, થઇ ખરિ હું ને મા અકરમી[૪]. ૪
પ્રદેશે ભાઈ તો, પ્રથમજ કમાવા ધન ગયો,
બચારો એકેલો, ફિકરથકિ માંદો બહુ થયો;
વહૂને તેડાવી, ઝટ મદદ માટે નિજકને,
રહ્યાં રોતાં હાથો, ઘસિ ઘસિ હમે તો પછિ અને. ૫
પ્રદેશેથી ના'વે, ઘરખરચ સારૂ કંઇ પણ,
ઘરેણૂં ગીરે હૂ, મુકિ છુપું મટાડૂં અડચણ;
જુઠાં આળો મૂકે, તરૂણિ પડિ તેથી જન સહૂ,
વળી મા તે બુદ્ઢી, દુખતણિ હું વાતો શું શું કહૂ. ૬
બજારે જાવૂં તે, નજ બનતું કાંઇ રખડવૂં,
ઓશીઆળે મ્હોડે, નિશદિન હમારે નિરખવૂં;
ખુશામત્તો મોટી, કરવિ પડતી લોકનિ ખરે,
ભણાવીનાનાંનો, પુરૂપ બહુ લુચ્ચા છળ કરે. ૭
જવાએ ના જંબા, લુગડું નવ સારૂં દિલ અડે,
ખસૂસે લોકોને, નજર વિધવાની બહુ નડે;
પિડાણી વ્રેહે તે, કહું દુખડું થોડૂં પણ અરે,
ભુંડો છે રંડાપો, અતિસ હિણુ બ્હેમે દુખિ અરે. ૮
વિત્યા થોડા માસો, ખબર ભુંડિ સૂણી મરણની,
મુઓ ભાઇ રોગે, કરમરણરેતી[૫] તપિ ઘણી;
વળી ભૂંડે દૈવે, ઘરડિ જણતીને પણ હણી,
નિરાધારે રોણી, નથિ કંઇ જગા રે શરણની. ૯

---

૩ કોઈયે. ૪ હું ને મારી મા તે ખરાં અક્રમી. ૫ નઠારૂં નસીબ એ રૂપી જે રણ તેની રેતી તપી–ઘણીજ દુર્દશામાં આવ્યાં.

## વિધવાનો પશ્ચાત્તાપ.

(પદ.)

રે રે હું ભૂંડી, આવૂં તે શું કરાવ્યૂં;
જણુતી થઇ જણુતર, કુમળૂં મેં મરાવ્યૂં. રે રે હું૦ ટેક.
હીણુ કર્મ કરાવી, પાપિણીજ થઇછૂં;
દુનીઆદારીમાં, હદની બ્હાર ગઇછું;
ધગધગતે ખુટડે, ન્હાનૂં મ્હોહૂં ભરાવ્યૂં. રે રે હું૦ ૧
રાખી ધીર ન લેશ, ચૂકી હીણી ઘણી છું;
આ સાહસ કરવામાં, શંખીણી હું બની છું;
સોયાણી પાસે, કુમળું ડોકું મરડાવ્યૂં. રે રે હું૦ ૨
મીની બચ્ચાં ખાએ, હાડો રેહવા દઇને;
હૂં ચંડાલણી ખૂની, જીવ કહાડી લઇને;
આઘે ઊકરડે, ફેંકી તે દેવડાવ્યૂં. રે રે હું૦ ૩
કીધૂં મેં કાળૂં, દુઃખો ના સંખાયે;
છતે હું જિવતી, કરડી કૃતકર્મો[૧] ખાયે;
સદ્ધર્મકેરૂં,[૨] નૈવેદ ના ધરાવ્યૂં. રે રે હું૦ ૪
ધિક ધિક છે મુજને, ધિક સોયાણી તૂને;
ધિક ધિક રંડાપો, હત્યાથી બચૂં કેમ ખૂને;
પ્રાયશ્ચિતે[૩] હાવાં, કીયૂં દેવા ઠરાવ્યૂં; રે રે હું૦ ૫

---

(ગીતિ.)

શૂં સૂવાડી ઊઠયો, આશપાશસુખ[૧] વણ્યૂં સ્વપન જેવૂં !?
એકલિ જંગલમાં હૂં, આસપાસ આ બિહામણૂ કેવૂં ?! ૧
કહા મુજ જીવનગાળો[૨], હાય હવે કયમ જશે દિવસ મ્હારા;

---

૧ કીધેલાં કામો—પાપો. ૨ ઓ પ્રભુ મેં તને સદ્ધર્મનું નૈવેદ ન ધરાવ્યું, એટલે નીતિથી રેહેવાની જે મારી ફરજ તે અદા કરીને મેં તને રાજી ન રાખ્યો. ૩ અરે દેવ, મારા પાપથી હું છૂટું તેને માટે તેં કિયું પ્રાયશ્ચિત—કઈ શિક્ષા ઠરાવી છે ?

૧ આશાના પાશ—બંધનનું સુખ. ૨ જે દ્રવ્યથી સંસાર નિભે તે—ઘરેણું

પેટ ભરૂં શી રીતે, હાય ગયો કહાં અરે ખુની પ્યારા! ૨
કુળને ડાઘ લગાડયો, માત પિતાએ પિધાં હશે ઝેર;
ફિટ ફિટ ન્યાત નગરમાં, શરમે[3] રેહેતાં હશે સગાં ઘેર. ૩
ઓ માવડિ છળિ તૂને, કામાંધી હૂં ફસાઈ બહુ વાર;
જોબનમદ[4] ભુંડિ સંગત, મદન રૂઢીથી થઇજ લાચાર. ૪
હાય કર્યાં બહુ પાપો, બાળક કુમળાં મરાવિયાં મેં તો;
કેમ ન પીડા પામૂં, જમડા દેશે હુના[5] હુના ત્હાંતો. ૫
જાણૈં હવે હૂં કહાં રે, કેમ કરીને તજૂં અહીં પ્રાણ;
નાથ કો જુક્તી જડતી, બળ્યું જિવવૂં આ ઘણી પડી તાણ. ૬
ઓ વનદેવી કોઇ, રાક્ષસણીને અહીં તું મોકલિ દે;
પશુ પક્ષિણિ કો અથવા, દાવાનળ કે તુને તુળજિ[6] બળિ દે. ૭

---

## વિધવા, માતાને વિનંતિ કરેછે.

(લલિત.)

જગત માવડી આ ધડી વડી,[1] નિરખિ આવડી શોકથી સડી;
સુકવ બાપડી પાપમાં પડી, રૂઝવ ઘા જડી[2] તૂં મને જડી[3]. ૧
અગનિ આંચથી હૂં સિઝાઇરે, દુરબળી બની કાળિ સ્હાઇરે;
અતિસઓ હવે છૂં મુંઝાઇરે, શરણ થાણૈં લે કાળિ સ્હાઇરે. ૨
હું ઇઝરાઇ સૂકાઇ રે ગઈ, બહુજ પીળિ રે દેડકી થઈ;
થઇજ દેહ તો પાપડી[4] લુખી, થઈજ છાતિ છે રે વડી[5] સુકી. ૩
ભરજુવાનિમાં બુદ્ધિ બાતલ, પ્રકૃતિ તો વળી ભારિ પિત્તળ;[6]
વિષયરંગમાં હૂં મચી બહૂ, મનડું હાથ રે ના રહ્યૂં કહૂં. ૪

---

વગેરે. ૩ શરમને લીધે સંગાંવાહલાંથી બાહાર મોહડાં નહીં દેખડાંતાં હોય.
૪ જોબનના મદથી, ભુંડીસંગતથી, કામ વિકારથી અને નઠારી રૂઢીથી (વિધવા સબંધી.) ૫ ડાહમ.
૬ તુળજી નામની છોકરી પોતાનું બળીદાનપોતાને હાથે આપે.
૧ મોટી (માવડી.) ૨–૩ તું જડીબુટી છે ને તે મને જડી–મળીછ માટે તું મારો ઘા રૂજવ. મેં મારા ઘા રૂઝાડવાને ઘણાં ઓસડ કીધાં પણ કશાંથી તે રૂઝાતો નથી–આખરે તુંનેજ મેં જડીબુટી જાણીછે માટે હવે તું રૂઝાડ.
૪ ભોજનનાં એક પદાર્થ–(પાપડ પાપડી અથવા શાક–વાલપાપડી.) ૫ મારી વડી–મોટી ભરી છાતી સુકાઇ ગઇછ. ૬ (માણસ પિત્તળ કેહેવાય છે તે

થઈજ પાપિણી હૂં ઘણી ભુલી, લટકું તાપની[7] સૂળિએ ઝુલી;
રખવ તોડતી ટાંટિઆ અહીં, તરફડી બહૂ ના મરી ગઈ.
કરિ ખમા મને વ્હાલમાં ધર, અબળ રાંડિનાં દુઃખને હર;
સરવ કાનમાં પ્રેરણા ભર, મરતિ ગાયને જીવતી કર.
નમન હૂં કરૂં આઠ[8]અંગથી, કરગરી કહૂં આશભંગથી;
સુકવ વ્હેલિ તૂં વ્હેમતંગથી, કરવ રંકનાં લગ્ન રંગથી. ૯

---

## વિધવાની, ન્યાતને વિનંતિ.

( ગરબી. )

વિનતિ કરૂં છૂં રે ન્યાતને, નથી વિત્યામાં ઉણું લેશ;
છઉં હેરાન રે રાનમાં, બળ્યો રંડાપો હિણ ન્હેશ, વિનતિ ક૦. ૧
બહુ બાળહત્યા રે મેં કરી, ભુંડું જારૂં બેસૂમાર;
રમવે રાખિ ન રે ઓછ કંઈ, મને કંઇ ન રહ્યો આધાર, વિનતિ ક૦. ૨
હાય બહુ પાપો રે મેં કર્યાં, અરે આત્મઘાત ઘણિવાર;
[illegible] ા મેં મંનમાં, થયો નગરવિષે હોકાર, વિનતિ ક૦. ૩
[illegible] રે લોકમાં, રુઠિ[1]મુજપર બહુ સરકાર;
[illegible] કદમાં, તમે લોક કરો કાં ખાર,[2] વિનતિ ક૦. ૪
[illegible] રે ધ્યાનમાં, બહુ બ્રેહ અને રિત વ્હેમ;
[illegible] રે રાંડિને, અધવચ રહેવાયે કેમ, વિનતિ ક૦. ૫
[illegible] વિનતી રે માનજો, ખરે લાચાર અનાચાર;
[illegible]ારી રે રાંડિથી, ઝટ ઝંટ કરી દો સૂધાર,[3] વિનતિ ક૦. ૬
[illegible]કને શૂં રે કેહવૂં, શુભ પુનર્વિવાહનો ચાલ;
હલ ચલાવો રે વ્હાલથી, બહુ દૂર થશે સહુ આળ, વિનતિ ક૦.

---

[illegible]થી) પિત્તળ પ્રકૃતિ–ચિહિડિયો સ્વભાવ. ૭ પસ્તાવાની સુળી. [illegible]મ ટાંટિયા તરફડે છે તેમ રે હું સુળિયે તો ચઢીછ, હવે ઘણીવા[illegible] જે આંટલી બધીવાર થઇ તરફડયાં કરેછે તે તો બંધ કરવા. [illegible]વાર કેમ લાગે છે?)

૮ આઠ અંગથી પ્રણામ. સાષ્ટાંગ પ્રણામ. [illegible] બાંયે અરકાડીને, બોલીને, અંતઃકરણમાં સમજીને, પગ–[illegible] અરકાડીને નમન કરવું તે. 'ઉરસા શિરસા દૃષ્ટ્યા વચસા [illegible] કરાભ્યાં જાનુભ્યાં પ્રણામોઽષ્ટાંગ ઉચ્યતે.' ૧ ગુસ્સે થઇ. ૨

કુળ ન્યાત રહેશે રે લાજમાં, ભિડિ હામ કરો સહુ કાજ;
વિધવા દુઃખોને પરહરો, જુઓ જાણો વિધવાદાઝ, વિનતિ ક૦. ૮
નમિ નમિ કહુંછું રે નાતિલા, લોક મારથકી ન ડરો;
પુણ્ય ઘણું છે રે એહમાં, મુજ ઝીલીલો ઉભરો, વિનતિ ક૦. ૯

---

## * એક વિધવાની બીજી વિધવાઓને સૂચના.

(ગરબી.)

ચિંતન કરિ ચિતમાંહિ, ચિદ-આનંદનું રે:
હીત તમારૂં કહું આંહિ, જે સુખકંદનું રે. ૧
ભલી સહુ વિધવા નાર, ફરીથી લગ્ન કરો;
ઘણા દિવસ સહ્યો માર, નિજ દુખ મંન ધરો. ટેક.
કુચાલ નામે રોગ, પસરયો લોકે[૧] રે;
વિધવાના છે ભોગ, બળતી શોકે રે. ભલી૦ ૧
સમય રૂડો છે હાલ, ચાલ ચલાવો રે;
ધરી રંકપર વ્હાલ, આળ મુકાવો રે. ભલી૦ ૨
પુરુષતણું નહીં કામ, એમાં કંઇ પણ રે;
સમરીને શ્રી રામ, લો પણવે પણ[૨] રે. ભલી૦ ૩
હિંમત ધરીને અંગ, જંગો[૩] જીતો રે;
રમો જમો પિયુસંગ, સુખને ચિંતો[૪] રે. ભલી૦ ૪
કરો કામ કરિ સંપ, રૂડું ફળ જોશો રે;
તજી દઇ ભય કંપ, ઝંપે બેશો રે. ભલી૦ ૫
પુરુષ મુરખ વળિ કોય, કંઇ વાંધો લે રે;
ઉત્તર દો કે જોય, ઝટ દિલ ખોલે રે. ભલી૦ ૬
'કહો શૂં કરીએ પાપ, બાળહત્યાનાં રે;'
'જઇયે જીવથી આપ, કરિ અઘ[૫] છાનાંરે;'

---

સમાર. * એ ગરબી રાજેશ્રી ભાઉદાજીને ઘણી ઘણીજ પસંદ છે—જ્યાંહાં ત્યાંહાં ને જ્યારે ત્હારે મારી પાસે એ વંચાવી સાંભળતા.

૧ લોકમાં—ઉચવર્ણ હિંદુઓમાં. ૨ હઠ; આગ્રહ; મમત. ૩ વેહેમ અને સુધારાની વચમાં ચાલેલી જંગો—લડાઇયો. ૪ ચિંતન કરો (સુખને તાકો) ૫ પાપ.

થઈજ પાપિણી હૂં ઘણી ભુલી, લટકું તાપની[૭] સૂળિએ ઝુલી;
રખવ તોડતી ટાંટિઆ અઈ, તરફડી બહૂ ના મરી ગઈ. ૫
કરિ ખમા મને વ્હાલમાં ધર, અબળ રાંડિનાં દુઃખને હર;
સરવ કાનમાં પ્રેરણા ભર, મરતિ ગાયને જીવતી કર. ૬
નમન હૂં કરૂં આઠ[૮]અંગથી, કરગરી કહૂં આશભંગથી;
મુકવ વ્હેલિ તૂં વ્હેમતંગથી, કરવ રંકનાં લગ્ન રંગથી. ૭

---

## વિધવાની, ન્યાતને વિનંતિ.

( ગરબી. )

વિનતિ કરૂંહૂં રે ન્યાતને, નથી વિત્યામાં ઉણું લેશ;
છઉં હેરાન રે રાનમાં, બળ્યો રંડાપો હિણ ન્હેશ, વિનતિ ક૦. ૧
બહુ બાળહત્યા રે મેં કરી, ભુંડું જારૂં બેસૂમાર;
રમવે રાખિ ન રે ઓછ કંઈ, મને કંઇ ન રહ્યો આધાર, વિનતિ ક૦. ૨
હાય બહુ પાપો રે મેં કર્યાં, અરે આત્મઘાત ઘણિવાર;
ધારચા કરવા મેં મંનમાં, થયો નગરવિષે હોકાર, વિનતિ ક૦. ૩
ઘરલાજ ગઇ છે રે લોકમાં, રુઠિ[૧]મુજપર બહુ સરકાર;
નાખી અબળાને કેદમાં, તમે લોક કરો કાં ખાર,[૨] વિનતિ ક૦. ૪
સજજન લેજો રે ધ્યાનમાં, બહુ દ્રોહ અને રિત વ્હેમ;
કુમતિ સુઝાડે રે રાંડિને, અધવચ રહેવાયે કેમ, વિનતિ ક૦. ૫
મહાજન વિનતી રે માનજો, ખરે લાચાર અનાચાર;
થાયે ભારી રે રાંડિથી, ઝટ ઝટ કરી દો સૂધાર,[૩] વિનતિ ક૦. ૬
સમજુકને શૂં રે કેહવૂં, શુભ પુનર્વિવાહનો ચાલ;
વ્હેલ ચલાવો રે વ્હાલથી, બહુ દૂર થશે સહુ આળ, વિનતિ ક૦. ૭

---

ઉપરથી) પિત્તળ પ્રકૃતિ–ચિહિડિયો સ્વભાવ. ૭ પસ્તાવાની સુળી. (સુળીપર જેમ ટાંટિયા તરફડે છે તેમ રે હું સુળિયે તો ચઢીછ, હવે ઘણીવાર ટાંટિયાં જે આંટલી બધીવાર થઇ તરફડયાં કરેછે તે તો બંધ કરવા. (જીવ જતાં વાર કેમ લાગે છે?)

૮ આઠ અંગથી પ્રણામ. સાષ્ટાંગ પ્રણામ. છાતી,–માથું,–આંખ ભાંયે અરકાડીને, બોલીને, અંતઃકરણમાં સમજીને, પગ–હાથ–ઘુંટણ જમીનને અરકાડીને નમન કરવું તે. 'ઉરસા શિરસા દૃષ્યા વચસા મનસા તથા પદભ્યાં કરાભ્યાં જાનુભ્યાં પ્રણામોઽષ્ટાંગ ઉચ્યતે.' ૧ ગુસ્સે થઇ. ૨ વેર. ૩ સુધારો;

થોડા લોક ગવાંર, ફિટફિટ લવશે રે;
ઘણા જન જયકાર, કીર્ત્તિ ગજવશે રે. ભલી૦ ૨૨
કરો વિચાર ન બ્હેન, જલદી કરવી રે;
ખેન તજીને વ્હેન, ચિતમાં ધરવી રે. ભલી૦ ૨૩
સમજી વિધવા શૂર, લગ્ન કરજો રે;
પુણ્ય કરી ભરપૂર, દિલ સુખ ભરજો રે. ભલી૦ ૨૪
નર્મદ મદભરપૂર, લગ્ન કરવવે રે;
ચિંતામાં ચકચૂર, વ્હેમ તજવવે રે. ભલી૦ ૨૫

---

## એક વિધવાની સોવાસણોને સૂચના.

(ગરબી.)

સુણો સૂચના તે સર્વ સોવાસણો જો;
રાંડી રાંડને તે આસરો દેવો ઘણો જો, સુણો૦ ૧
વિધવા દુઃખ તે પતીને કહિ જણાવજો જો;
સમજાવિને દયા રૂડી ઉપજાવજો જો, સુણો૦ ૨
દઇ ઉત્તેજનો રાંડિને આગળ કરો જો;
પછી સર્વ ધણી સાથ મદદે ફરો જો, સુણો૦ ૩
વિધવા પીડ નીવારવી ધારશો જો;
રૂડું કાજ પરમાર્થ પાર પાડશો જો, સુણો૦ ૪
ફરી લગ્ન રાંડીતણાં તમ હાથ છે જો;
કરો ઝટ્ટ હવે દેશ સહુ સાથ છે જો, સુણો૦ ૫
થાય હેંસુ[1] ને રાંડેલી ભેળી સહૂ જો;
પછી પુરૂષનું શૂં ચાલશે કહો બહૂ જો, સુણો૦ ૬
તમે છોજ કરનાર ચતુર નારિયો જો;
કરૂં દુઃખથી જે સૂચના તે લિયો જો, સુણો૦ ૭
માની વાત મંગળકાજ રૂડૂં કરો જો;
કહે નર્મદા ખરૂં તે ઉરમાં ધરો જો, સુણો૦ ૮

---

૧ સોવાસણ.

'નિકળી જઇયે લોક[૬], દેશ વિદેશે રે;'
'પછિ મુકિયે શૂં પોક, ભૂંડે વેશે રે.' ભલી૦ ૮
'મદ જોબનનો દુષ્ટ, ધર્મ ભુલાવે રે;'
'તન મન નહિં સંતુષ્ટ, કર્મ[૭] કરાવે રે.' ભલી૦ ૯
'તમે અમે સહુ એક, સરખા જીવો રે;'
'પુરુષપણુંનો ટેક, છેક તજીદો રે.' ભલી૦ ૧૦
'તમે વરો વળિ કેમ, બીજી વેળા રે;'
'નહીં હમે કાં તેમ, ન બનો ઘેલા રે.' ભલી૦ ૧૧
ઉત્તર દઇને એમ, સખીઓ ઝડપે રે;
લગ્ન કરો ફરિ જેમ, પ્રાણ ન તલપે રે. ભલી૦ ૧૨
ન્યાત તજાવશે લોક, ઘણું હિણું કહેશે રે;
કંઇ ન ધરો દિલ શોક, લવતા રહેશે રે. ભલી૦ ૧૩
નહિ કંઇ છાનાં આમ[૮], થાયે પાપો રે;
ફરી લગ્નનૂં કામ, કરિ દુખ કાપો રે. ભલી૦ ૧૪
મનમાં છો તૈયાર, હિંમત લેજો રે;
છે તે છે આચાર, રાખી રહેજો રે. ભલી૦ ૧૫
સાચાંને નહિં આંચ, ઝડપો બીડાં રે;
લવ નવ ખાઓ ખાચ, હાંકો પીડા રે. ભલી૦ ૧૬
શાસ્ત્ર પ્રમાણે થાય, નિજ બુદ્ધી કેહ રે;
સરવે પાપ પળાય[૯], લે નરકે જેહ રે. ભલી૦ ૧૭
સરવ મનુપનો ધર્મ, સૂખી થાવૂં રે;
કરિને રૂડાં કર્મ, સ્વર્ગે જાવૂં રે. ભલી૦ ૧૮
પુનર્વિવાહની રીત, કહાડો વ્હેલી રે;
પુનપરમારથ પ્રીત, કરી દો સ્હેલી રે. ભલી૦ ૧૯
હવે થશે જે નાર, બાળક વિધવા રે;
આશિષ દેશે સાર, તમને તે ભારે. ભલી૦ ૨૦
સત્ય કર્મનેકાજ, ભય નવ પામો રે;
પ્રથમ કરંતાં કાજ, ભીડો હામો રે. ભલી૦ ૨૧

---

૬ ઓ લોકો ?. ૭ નઠારાં કર્મ.
૮ આ રીતે—પુનર્વિવાહ કરશો તો. ૯ નાહાસી જાય—જશે.

થોડા લોક ગવાંર, ફિટફિટ લવશે રે;
ઘણા જન જયકાર, કીર્તિ ગજવશે રે. ભલી૦ ૨૨
કરો વિચાર ન વ્હેન, જલદી કરવી રે;
ખેન તજીને ચ્હેન, ચિતમાં ધરવી રે. ભલી૦ ૨૩
સમજી વિધવા શૂર, લગ્ન કરજો રે;
પુણ્ય કરી ભરપૂર, દિલ સુખ ભરજો રે. ભલી૦ ૨૪
નર્મદ મદભરપૂર, લગ્ન કરવવે રે;
ચિંતામાં ચકચૂર, વ્હેમ તજવવે રે. ભલી૦ ૨૫

---

## એક વિધવાની સોવાસણોને સૂચના.

(ગરબી.)

સુણો સૂચના તે સર્વ સોવાસણો જો;
રાંડી રાંડને તે આસરો દેવો ઘણો જો, સુણો૦ ૧
વિધવા દુઃખ તે પતીને કહિ જણાવજો જો;
સમજાવિને દયા રૂડી ઉપજાવજો જો, સુણો૦ ૨
દઇ ઉત્તેજનો રાંડિને આગળ કરો જો;
પછી સર્વ ધણી સાથ મદદે ફરો જો, સુણો૦ ૩
વિધવા પીડ નીવારવી ધારશો જો;
રૂડું કાજ પરમાર્થ પાર પાડશો જો, સુણો૦ ૪
ફરી લગ્ન રાંડીતણાં તમ હાથ છે જો;
કરો ઝટ્ટ હવે દેશ સહુ સાથ છે જો, સુણો૦ ૫
થાય હેંસુ[1] ને રાંડેલી ભેળી સહૂ જો;
પછી પુરૂષનું શૂં ચાલશે કહો બહૂ જો, સુણો૦ ૬
તમે છોજ કરનાર ચતુર નારિયો જો;
કરૂં દુઃખથી જે સૂચના તે લિયો જો, સુણો૦ ૭
માની વાત મંગળકાજ રૂડૂં કરો જો;
કહે નર્મદા ખરૂં તે ઉરમાં ધરો જો, સુણો૦ ૮

---

૧ સોવાસણ.

## વાદ.*

(ઓખાહરણનો ચાલતો ઢાળ.)

હવે સાંભળ શાસ્ત્ર ભણેલા, ભણેલા પણ નહીં રે ગણેલા;
આપું રેચ તું લે શાસ્ત્રવાદી, તુજ નક્કી જશે વ્હેમબાદી. ૧
સહુ લોકને અનુકુળ આવે, વળી વીવેકબુદ્ધીને ભાવે;
જેથિ લોકો સદાચારી થાયે, તેવી રીતી તે શાસ્ત્ર કહેવાયે. ૨
બહૂ જોઇ સુણી અનુભવથી, મ્હોટા તર્ક કરી બુદ્ધિબળથી;
સતમાર્ગની શિક્ષાસારૂ, કર્યાં ભટ્ટોએ[1] શાસ્ત્રો ચારૂ.[2] ૩
નથી કીધાં શાસ્ત્ર પ્રભૂએ, તે તું વિદ્યાવિવેકે જૂએ;
જેવા પંડીત જે દેશ કાળે, તેવાં ત્યાંહાં ત્યારે મત ચાલે. ૪
જે જે હમણાં આપણને વીતે, તે તે સઘળૂં ન સમજે રીતે;
જાણે તર્કથી કંઇએક કોએ, તે ન આપણો[3] અનુભવ હોએ. ૫
જો એકજ શાસ્ત્ર અનાદી, હોય શાંનીજ વાદવિવાદી;
જુદા રૂષીયોનાં જૂદાં મત્ત, જેમાં ફાવ્યું તે તેમાં રત્ત. ૬
જોઇ દેશ સમય સ્થિતિ સ્હામૂં, કર્યું ઘણું એક શાસ્ત્ર નકામૂં;
અરે જો ન કીધૂં હત એમ, પછી શાસ્ત્ર કહેવાતજ કેમ ? ૭
જે શીક્ષાથી લોક ન રાજી, પણ ભયથિ કરે હાજી હાજી;
જેથી રેહે અનાચાર ગાજી, તેવાં શાસ્ત્રને નાખજ સાજી. ૮
સહૂ લોકની રીત સમાન, તેમાં ધારા ફરેછે માન;
એક વાર જે ધારા રૂડા, તે થાયે બીજી વાર ભૂંડા. ૯
એમાં શાસ્ત્રતણો નહીં વાંક, ભટ્ટમાન ઉણૂં નહીં ટાંક;
વાંક દેશ કાળ સ્થિતીનો રે, લાવી સાન ને સાચૂં જો રે. ૧૦
માટે થાતું આવ્યું તેમ કરવૂં, વળી વીવેકનો અનુસરવૂં;
પડે શાસ્ત્ર કદાપિ અવળૂં, તજીને બીજું રચવૂં સવળૂં. ૧૧

---

* રાજેશ્રી ભાઉદાજી, એ વાદ સાંભળીને બોલ્યા હતા કે 'નાહાનો સરખો વાદ છે પણ એમાં ઘણું કહેલું છે ને ઘણોજ સારો છે'

૧ વિદ્વાનોએ. ૨ રૂડાં.

૩ (અલબત તર્કથી ભવિષ જાણે પણ આપણાં સુખ દુખનો જેવો આપણને અનુભવ છે તેવો તેઓને તો નહીંજ.)

વિરમિત્રોદય ૪ મયૂખ બોલે,*સમજી મૂઢ તું દિલ તુજ ખોલે;
યુક્તીહીન વિચાર જો હોએ, તેમાં ધર્મની હાનીજ જોએ. ૧૨

માટે સમજીને વાદજ મારો, ગર્વ પક્ષ તજી દે તારો;
પૂરી લગ્ન રાંડીને કરાવ, ધર્મનીતીને મંન સરાવ. ૧૩

કદી શાસ્ત્રવિષે આડ હોએ, તો તે માનવી નાહીં કોએ;
પણ હિંદુઓ જે દયાવાન, તેના શાસ્ત્ર છે તેજ સમાન. ૧૪

ઘણા ઋષિઓએ વાતજ થાપી,પૂરી લગ્નની સંમતી આપી;
કોઇ થોડાએ વાત ઉથાપી, માટે શંસી તું નાખજ કાપી. ૧૫

પૂર્વયુગમાં રીત જેવારે, આ યૂગમાં કાં ન તેવારે;
કોઇ મતિયાએ લુચ્ચાઈ કીધી,તેની સહુએ પૂજા કરી લીધી. ૧૬

કળી કહેવાયે પાપી નકારો, શૂં તેમાં રે કરવો વધારો ?;
ભુંડાં પાપો બહૂ બહૂ થાયે, શુદ્ધ ધર્મ તે ન્હાસીજાયે. ૧૭

કળી[૫]વર્જ્ય કર્યા જે ચાલ, તેમ સઘળા ન ચાલે હાલ;
ખરે આજ્ઞા[૬]બીજી જન તોડે, કયમ રાખવી ભૂંડી જોડે ? ૧૮

કુળાં બાળકના જીવ જાયે, વળી સ્ત્રીતણા પ્રાણ હણાયે;
ઠામઠામ છીનાળાં થાયે, અનાચાર તે નાજ ગણાયે. ૧૯

વિધવા દુઃખો બીજાં બહુ વેઠે,વિધવા નારી તો સહુની હેઠે;
વિધવા નારી તો હારી હવે છે,સારી કરવાને ના તું લવેછે. ૨૦

---

૪ એ નામના, ધર્મશાસ્ત્રના પ્રસિદ્ધ ગ્રંથ છે.

* " केवलंशास्त्रमाश्रित्यनकर्त्तव्योहिनिर्णय : ॥ युक्तिहीने विचारेतुधर्महानि : प्रजायते " અર્થ–કેવળ શાસ્ત્રનો આશ્રય લઈને કોઈ કામ કરવું નહીં એજ સિદ્ધાંત સમજવો. જે વિચાર આપણી અક્કલ કબૂલ કરતી નથી તે વિચાર પછી શાસ્ત્રમાં હોય તોપણ તેને ન માનવો.–કેમકે તેથી ધર્મને નુકસાન પોંહોંચેછે.

શાસ્ત્રમાં એમ નથી કહ્યું કે વિધવાને ન પરણાવવી, અને પછી છિનાળાં અને બાળહત્યા કરાવવાં. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધવાની પાસે તેના ધર્મ જેમ બને તેમ પળાવતા આવ્યા છૈયે; પરંતુ એમ છતાં પણ અસંખ્યાત છિનાળાં, અસંખ્યાત બાળહત્યા, અને અસંખ્યાત આત્મઘાત થાયછે. હવે એ જોઈને આપણી વિવેકબુદ્ધિ કેહે છે કે પુનર્વિવાહ કરવો જોઇયે. શાસ્ત્રમાં કહેલું છે કે પુનર્વિવાહ કરવો. હવે શાસ્ત્ર કેહ ને બુદ્ધિ કેહ તારે શાસારૂ ન કરવો ?

૫ કળિયુગમાં ન પાળવા એવા જે ધર્મો તે.

૬ કળિયુગમાં બીજી આજ્ઞા લોકો તોડેછે તારે પુનર્વિવાહ ન કરવો એવું કેટલાકે કહ્યું છે તે શા સારૂ માનવું ?

માટે જિદ્દી તું મનમાં લેજે, વિધવાબંધ તું છોડવી દેજે;
થશે જગતમાં તારી જે જે, પછી સ્વર્ગ નીરાંતે રહેજે. ૨૧

(૨)

હવે સમજ્યો ખરો તૂં કાંઇ,માટે બોલાવુંછું કહી ભાઇ;
ઊંચ નીચ વિષે ઘણૂં બોલે,પણ એતો તું મૂકજ ટોલ્લે.૭ ૨૨
પ્રભુ ધામે છે સઘળાં સમાન,નહીં ઊંચ ને નીચ તું માન;
સદાચારથી રેહ પ્રમાણ,તેને ઊંચ તું સમજી જાણ. ૨૩
જારે ભારી અનાચાર કરિયે,તારે ઊંચ તે શેના ઠરિયે ?
ઊંચા હોઇયે તો દેખી મરિયે, નીચ માટેજ રીત અનુસરિયે.૮ ૨૪
દેવ દાનવ ને ઋષી રાજ,તેમાં નાતરાંની નહિં લાજ;
શું હૂતા ભુંડા તેઓ નીચ, ? શરમાઇ કંઇ આંખ મીચ. ૨૫
જાંહાંસુધી રીત ન ભાગે, તાંહાંસુધી એમજ લાગે;
માટે હવે કંઇ ભૂડા જાગે,થાનિ વ્હેલો તું સહુની આગે. ૨૬
નહીં આબરૂ એમાં જાયે, જાયે જો અનાચારો થાયે;
એમ આબરૂ જાતી હોયે, થાયે બિજવર નર નહિં કોયે. ૨૭
જેમ પુરૂષ પરણે બીજી તેમ,રૂડી નારી ન પરણે કેમ ?
શબ્દ માણસમાં૯ બે છે તે, કેમ નારીને રાખે છેટે. ૨૮

(૩)

'બાપદાદા શૂં મૂરખ હૂતા,' રોજ આળસૂ રહેતા સૂતા;
કેમ ચાલ ન છોડ્યો ખોટો, માટે હેતુ હશે કોઇ મોટો. ૨૯
પૂર્વ કાળે હતો રૂડો ચાલ, કોઇ કારણે બંધ બેહાલ;
જોઇ દેશ સમો શક્તિ રૂપ, હશે બેઠા નીરાંતે ચૂપ. ૩૦
જારે ગોરતણૂં જોર ભારે, તારે ડાહ્યા તે શીદ ઉચારે;
જારે જુલમી હતાં સહુ રાજ,રહે સ્વતંત્રતાનિ શી લાજ ? ૩૧
કદી બાપદાદાની વેળા વિધવાને પડી નહીં વેલા;

૭ ઊંચે-દુર રાખ. ૮ નઠારી રીતને વળગી રહિયેછ. ૯ માણસ શબ્દમાં સ્ત્રી ને પુરૂપ બે છે તારે પુરૂષને કેમ છુટ્ટી ને સ્ત્રીને કેમ નહી?

હશે માણસ મરતાં મોડાં, કહું હોશે અનાચાર થોડા. ૩૨
કોથી એમ નહીં કહેવાયે, સઘળું ડાહપણ તે વેળાએ;
બેટા બાપથી ના શૂં વાધે ? અદકિ વિદ્યા વિચાર ન સાધે ? ૩૩
બાપદાદા જો મૂરખ હોએ, શૂં આપણે રેહેવૂં કોએ;
રે તે વેળા હશે કોઇ જૂદી, માટે તેઓ પડયા નહીં કૂદી. ૩૪
જાણી જોઇને પાપો કરિયે,જાણી જોઈ હાંસી કરી લઇયે;
જાણી જોઇને ખાડે રહિયે,તેમાં દુઃખ તો આપણે સહિયે. ૩૫
આ છે કાળ ઘણો અનુકૂળ, માટે રાખવાં લાજમાં કૂળ;
હવે ફાંફાંભામા નવ મારી, ચાલ કહાડ તૂં સદાચારી. ૩૬

---

## લોકોને વિનંતી.

(દોહરા.)

વિધવા દુખ દરસાવતૂં, દરસાવ્યૂં નાટક;
આજે આ જે તેથિ રે, જૂઓછો ટકટક. ૧
દીન હીન વિનતી કરે, રડતી વિધવા નાર;
તે સહુ મનમાં લેઈને, કરો દુઃખ નીવાર. ૨
યથાશક્તિ દરસાવિયૂં, અલ્પબુદ્ધિકૃત કામ;
ભાવ અભાવે આણજો,સાર અમલ ધરિ હામ. ૩
એકચિત્તથી વાંચજો, વિધવા પિડ પોકાર;
એકચિત્તથી સૂણજો, થશો સફળ શ્રમ ધાર. ૪
અર્થઅર્થથી[૧] નહિં રચ્યૂં, રચ્યૂં સુધારાકાજ;
વિધવાદુખ સાલે બહૂ, તમને સાલે આજ. ૫
સાર્થક લખ્યું તેનૂં થશે, અમલ આણશો કાજ;
એકદમે તોડો અરે, વ્હેમબેડિ તજિ લાજ. ૬
બહુ જોયૂં ને સાંભળ્યૂં, શૂં કહું તેનૂં તેહ;
ફરી ફરીને બોલુંછૂં, કરો કાજ ઝટ એહ. ૭
ઘર માંડે રાંડેલિયો, પીડ પાપ લોપાય;
વાધે ઉદ્યમ નીતિ ને, સુખડાં ઝાજાં થાય. ૮

૧ પૈસાને માટે નથી રચ્યું. ૨ ગેપ થઇ જાય–ન દેખાય.

ઇશ્વર તમ મનમાં વસો, સજ્જન સમજો સાર;
પુનર્વિવાહનો ચાલ તે, સુખ સંપત દેનાર. ૯

---

(લાવણી.)

ઉઠો હવે સજ્જન શાણા સહુ, બહૂ સહી પીડા રણમાં;[1]
પુનર્વિવાહનો ચાલ ચલાવો, લાવો હિંમત મન[2] તનમાં. ટેક.
આજ કાલ તો લાજ ખુઓછો, કાજ જુઓછો બહુ ભૂંડાં;
દાઝ નથી અબળાની તમને, સાજરહિત કરતી કૂંડાં. ઉઠો૦ ૧
બ્હેન મા દિકરી ભોજાઇ, પુત્રવધૂ[3] બ્હેકે ઘરમાં;
તે સહુ નજરે જુઓ ખરા પણ, ડાહપણ રાખો જે ખરમાં.[4] ઉઠો૦ ૨
ધિક્ક ધિક્ક મરવૂં બહુ સારૂં, જારૂં જોવૂં બહુ ખોટૂં;
પુરૂષાતનમાં[5] આગ લગાડો, ગાડો ડહાપણ જુઠ મોટૂં. ઉઠો૦ ૩
છતે જોર જે રેહે ધેને,[6] તેને તો કાયર કહેવા;
મગન,[7] મતીપર કાટો જોયે, હોયે મૂરખ તે કેવા? ઉઠો૦ ૪
શાસ્ત્ર વડિલનાં બ્હાનાં કહાડી, આળસુ થઇ બેઠા રોંછો;
શરમ તજીને કરમ કરોછો, ધરમમરમને ભૂલોછો. ઉઠો૦ ૫
સારાસાર[8] સમજવાસારૂ, આપી બુદ્ધિ કીરતારે;
જાણી જોઇને ઘાત[9] કરે તે, શેનાં જાએ ઉતારે.[10] ઉઠો૦ ૬
બાળ સ્ત્રી હત્યા ના કરવી, એવું એવું તો કહોછો;
વ્હેમ શસ્ત્રથી બન્યો મારો, હત્યારા પાપીઓ છો. ઉઠો૦ ૭
દુષ્ટ ચાલનો ભારજ મોટો, માથે જુલમી વેઠોછો;
મનમાં લાવી મોટી બીકો, દુઃખ ઘણૂં હોરી લોછો. ઉઠો૦ ૮
રણમાં[11] પાણી તરસ પીડાવે, પાગ બહૂ થાકેલાંરે;
પણ એમાં જૂઠાં સપડાવે, ભય કલ્પિત માનેલાંરે. ઉઠો૦ ૯

---

૧ વેહેમનાં રણમાં. ૨ આગળથી વિચારમાં લઇ પછી અમલમાં આણો. ૩ છોકરાની વહુ. ૪ (ગધેડામાં જેવું ડાહાપણ હોયછે (લાત મારવાનું) તેવું તમે રાખોછો.) ૫ મરદાઇમાં. ૬ વેહેમરૂપી કેફનાં ઘેનમાં સુસ્ત. ૭ (જેઓ પોતાની રૂડી બુદ્ધિ ઉપર કાટ વળગેલો જોઇને મગન—ખુશી રેહે છે તેને કેવો મૂરખ જાણવા?)
૮ સાર ને અસાર. ૯ રૂડી બુદ્ધિનો ઘાત. ૧૦ છેલ્લે રૂડે મુકામે; સ્વર્ગે.
૧૧ એ લીટીમાં વરણેલાં દુઃખ પ્રમાણે હાલત આપણી છે. પણ એ જે

બુદ્ધિજોર જે મનમાં છે તે, લાવો ઝટ ઝટ તનમાંરે;
જોર કસીને ફેંકો ભારને,[૧૨] સુખીઆરા થાજો હાં રે. ઉઠો૦ ૧૦
હાંરે સહુ મનમાં તો સમજો, કાં ના હિંમત ધારો રે;
હાંરે હવે ઉઠો સહુ શૂરો, પૂરો શત્રૂ[૧૩] મારો રે. ઉઠો૦ ૧૧

---

## પુનર્વિવાહ સમયે ગાવાનું ગીત.

(ગરબી.)

ગીતો ગાઇયે તે અંગના ઉમંગથી જો;
દહાડો દીઠો તે આ સુધારાસંગથી જો, ગીતો૦ ૧
ભલે ભાંગિ ભલિ ભાવટો[૧] ભવતણી જો;
ગઈ નીકળી તે સામટિ સૂળો ઘણી જો. ગીતો૦ ૨
રિખાતાં પિખાતાં બહૂ હરઘડી જો;
સહૂ આવતાં તરછોડવા ચ્હડી ચ્હડી જો. ગીતો૦ ૩
રંડાપાનિ પીડા સહી મથી મથી જો;
હાસ! છૂટયાં તે સિંહના[૨] શીકારથી જો. ગીતો૦ ૪
અરે પીડા પામ્યાં તે વર્ષ- શેંકડો જો;
હવે બળવા માંડયા દવે[૩] વ્હેમના થડો જો. ગીતો૦ ૫
રંડાપાતણો ભાર ઉતારવા જો;
ખરે અવતર્યા અંગ્રેજ સૂધારવા જો. ગીતો૦ ૬
ધન ધન વર્તમાનપત્ર પ્રબંધો કથી[૪] જો;
તમે કીધી ન થાય તેતો કોઇથી જો. ગીતો૦ ૭
ભલો પાડયો તે કોટ વ્હેમોતણો જો;
વાઃવા શૂરો વાધ્યો મહીમા ઘણો જો. ગીતો૦ ૮
છૂટયા બંધ બંધિવાનના ભવતણા જો;
હરખ[૫] દેશમાં રમે કુદે સોહામણા જો. ગીતો૦ ૯

---

દુઃખ તે ખરેખરૂં નથી પણ ખોટું માની લીધેલું છે. (કવિનો જોસ્સો, બે વાકયોના અર્થસંબંધને કેટલો દૂર રાખે છે તે એ નવમી કડીમાંથી માલમ પડ આવે છે. ૧૨ વેહેમનો ભારી બોજો. ૧૩ વેહેમશત્રુ.

૧ પીડા. ૨ વ્હેમ રૂપી સહી. ૩ સુધારાનાં તેજરૂપી દવે કરીને વ્હેમરૂપી ઝાડનાં થડો બળવા માંડયાં. ૪ વાતો. ૫ હરખરૂપી માણસો.

થાયે સાથીઓને ઘેર રૂડા ઓચ્છવો જો;
એકી વારે આનંદનો ઘન[૬] હવો જો. ગીતો૦ ૧૦
મોટા માનીયે તે પાડ સર્વ સાથિનો જો;
જેની મ્હેનતે લિધોજ લ્હાવો ઘણો જો, ગીતો૦ ૧૧
દિવસ આજનો લખાશે ઇતિહાસમાં જો;
કથા ચાલશે તે દેશ વીદેશમાં જો, ગીતો૦ ૧૨
વાગે વાજાં વીલાતી ભાતનાં જો;
શા શા કહિયે વળી બ્હાર પુટકા[૭]નાચના જો, ગીતો૦ ૧૩
મંગળમૂખી ગાએ તે મંગળગીતને જો;
સાકર પાન ને ગૂલાબ મળે સર્વને જો, ગીતો૦ ૧૪
સખી જમીયે જરૂર કંસાર ઘી જો;
હવે ન્હાસી સંતાઇ ગયો પારધી[૮] જો, ગીતો૦ ૧૫
નહીં સ્વપ્નમાં દીઠૂં તે કદી ભાળિએ જો;
સ્વર્ગસૂખ પુનર્લગ્ન[૯]અહીં મ્હાલિએ જો, ગીતો૦ ૧૬
જેટલું દૂખ તેથી સોગણૂં સૂખડૂં જો;
મંનમાન્યું તે સર્વ અંગે અડયું જો, ગીતો૦ ૧૭
વરો જે મળ્યા તે આપણિ પ્રસન્નતા જો;
ચતુર ડાહ્યા ગૂણીજનો સૂધારતા જો, ગીતો૦ ૧૮
મોટી એજ રે ખુશી કે વ્હેવા ફરી જો;
થયા તે વડીલ સંમતી લઇ કરી જો, ગીતો૦ ૧૯
પેહેલૂં માન મોટૂં મળ્યું આપણે જો;
બહુ કીર્તિ કવી લોક ગ્રંથે ભણે જો, ગીતો૦ ૨૦
હવે આપણૂં જોઇને બીજી કરે જો;
રૂડી રીત તે ફેલાય દેશે ખરે જો, ગીતો૦ ૨૧
નીતી ઉધમો વધે ને પરજા વધે જો;
જેથી થાશે સુધારો ઝટ રે હવે જો, ગીતો૦ ૨૨
આજજ ઊઘડયો દરવાજો સુધારાતણો જો;
થજો સર્વનું કલ્યાણ આશિષ ભણો જો, ગીતો૦ ૨૩

---

૬ વરસાદ. ૭ એક રીતનો અંગ્રેજી નાચ છે.
૮ વેહેમરૂપી પારધી. ૯ હમારે મને પુનર્લગ્ન તે સ્વર્ગસુખજ છે.

મંગળ મંગળ ગાઓની સહૂ માનની[૧૦] જો;
બોલો જે જે જે જે બ્રહ્મની ધણી જો, ગીતો૦ ૨૪

---

## *સ્વતંત્રતા.

(દોહરો.)

વીરપુરુષ ચરણે[૧] નમી, પ્હેરે જે યશહાર,
રાજનીતિ સંક્ષેપમાં, કહું મતિને અનુસાર.[૨] ૧

### પરદેશી રાજાનો પ્રજાપ્રતિ ધર્મ.

(ચામર.)

રાય હોય જે પ્રજા પિતા સમાન પાળતો,
રાજનીતિ સર્વ પાસ યોગ્ય જે પળાવતો;
પક્ષપાતને તજી સજે વિવેક અંતરે,
તેજ ધીર વીર રાજ[૩] રાજ્યસિંધુને તરે. ૧
અન્ય[૪] ધર્મ જાત રંગના ગુણી પ્રજાજનો,
તેહનાં ન દુઃખવે કદી કહીં તનો મનો;
આપ અન્યમાં સદા સમાન ભાવ જે ધરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૨

---

૧૦ સ્રીયો.

* તા૦ ૩ જી અક્ટોબર ૧૮૫૯ એ, બેટમાં અંગ્રેજોએ વાઘેરોને હરાવ્યા ને તાંહાંનાં દેહેરાં લુટ્યાં તે બાબતની હકીકત તા૦ ૨૩ મી અક્ટોબર ૧૮૫૯ નાં રાસ્તગોફતારમાં થોડાક પોતાની તરફના ટોકસાથે છાપવામાં આવી હતી. તે વાંચતાંવારને મને એકદમ જોસ્સો થઈ આવ્યો તેથી મેં ઉપલી કવિતા બે દાહાડામાં જોડી હતી. એ બે દાહાડામાં હું જબરા આવેશમાં હતો, ને ઘરમાંથી બાહાર તો ગયોજ નોહોતો, પણ માહારી એક ન્હાની ઓરડીમાં, ભરાઇ રહ્યો હતો, ને ફક્ત ઘણાંજ જરુરનાં કામસારૂ નીચે ઉતરતો. એ કવિતા, પછી, મેં તા૦ ૨૧ મી નવંબરે પાયધોણી ઉપરની છોકરીઓની નિશાળનાં મકાનમાં મળેલી બુ૦ વ૦ સભામાં વાંચી હતી—એ વેળા કવિ દલપતરામ અને દયારામનો સાગીદ રણછોડ એ બેજણ પણ હતા.

૧ મહાદેવ; ઇશ્વર. (જે સદા નાનાપ્રકારના યશરૂપી ફૂલોનો હાર પેહેરે છે તે વીરપુરૂપને પગે પડીને) ૨ (બુદ્ધિને અનુસરતું આવ્યું તે પ્રમાણે; બુદ્ધિ પ્રમાણે) ૩ રાજા. (તે રાજા રાજ્યરૂપી સમુદ્રને તરે, બીજો નહીં) ૪ ભિન્ન—(ધર્મના—

અન્ય ધર્મને ન નિંદતો કદી ભમાઇને,
સેજમાંહિ ના કરે જુલૂમ ખીજવાઇને;
બાળકી[5] પ્રજા ઉપેર મોટ ભાર ના કરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૩
શત્રુ હોય જો સમાન તોજ હાથ દાખવે,
આગ્રહી[6] દિસે સમીપ સૂજ્ઞ મંત્રિ રાખવે;
ઉદ્યમે ઉમંગિ ઝટ્ટ રંકદાદ સાંભળે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૪
નીજ જાતને વધારિ તોડતો ન રૈયત,
કારભાર સોંપતાં કરે નહીં [illegible]હીં ગત[7];
યોગ્ય દેશિને દિયે પદો ઉંચાંજ આદરે[8],
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૫
લોકથી ઝિલાય ભાર એમ મૂકતો કર[9],
જ્ઞાન જો પ્રસારતોજ હોય તે પ્રભાકર[10];
લોકદાઝ જાણિ હીત તેમનૂં કરે ખરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૬
ખુલ્લિ ને છુપેલિ રીતથી ન ચાંટલી ચુંટે,
ટેક રાખિ જે ન જાત ધર્મ ધંનને લુંટે;
રહે જે પ્રજાતણાજ[11] દેશમાં નિરંતરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૭
માનિ[12] જે પ્રજાતણી પતીજ કામ સોંપતો,
સ્વાર્થસારૂ રાખતો કદી જુઠો ન રોપ તો;

---

જાતના—રંગના ગુણવંતા પ્રજાજનો—રૈયત લોક) ૫ દીકરી. (પ્રજા એ દિકરી ને રાજા એ બાપ) ૬ એક નિશ્ચય રાખનારો. (જેને પોતાની સમીપ—પાસે સૂજ્ઞ—સારી જાણવાળા મંત્રિ—પ્રધાનો રાખવાનો નિશ્ચય—ટેક હોય તેવો) ૭ ખંધાઇ; તાલમેલ; જુક્તીવાળી આનાકાની. ૮ આદર—માનથી (પદો—દરજ્જા આપે) ૯ વેરો; છાપો; જગાત; દાણ. ૧૦ સૂર્ય (જેમ સૂર્ય પોતાનો પ્રકાશ પ્રસારે છે તેમ રાજા, જ્ઞાન—વિદ્યાધર્માદિકનું જ્ઞાન લોકમાં પ્રસારતો હોય તો)
૧૧ (પરદેશી રાજા પરદેશી પ્રજા ઉપર રાજ કરે તો તેમાં ઘણાજ ગેરફાયદા તે પ્રજાને છે) (એવિષે વિસ્તારે 'હિંદુઓની પડતી' માં 'પરદેશીરાજ્યસંબંધી' પ્રકરણમાં જોવું.) ૧૨ (પ્રજાએ આપેલા ભરોસાને માની—કબુલ રાખી.)

કારભારિયો કરે પ્રજા હક્કે વિચાર રે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૮
રાજ્ય આમદાનિ ખર્ચી મૂકતો પ્રજાકને,
પૂછિને કરે લડાઈ જે પ્રજા સુપાત્રને[૧૩];
સંપ હુન્નરો વધારિ દેશકોશ[૧૪] જે ભરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૯
જો પ્રજા અનીતિયે કદાપિ આડિ પર્વરે;
સામ[૧૫] દામ ભેદ દંડ યોગ્ય ન્યાય જે કરે;
સર્વ સંપતે સુખી પ્રજા નિહાળિ જે ઠરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૦
આજ એમ કાલ તેમ ફેરવે ન કાયદા,
જેથિ તો પ્રજા સહે ઘણાજ ગેરફાયદા;
પુખ્ત ધારણા વિના ચઢે નહીંજ દાદરે[૧૬],
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૧
સ્વાર્થિયા ખળોતણૂં સુણે નહીં લગાર જે,
તીક્ષ્ણ બુદ્ધિ રાખિ રોજ સાવધાન રેહ જે;
હંસની[૧૭] પઠેમ પીઇ દૂધ પાણિ પર્હરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૨
સારૂં માઠું જાણવા ભણાતું હોય લોકમાં,
નગ્રમાં ફરે હરે ન રાખિ દીલ એતમા;
ક્લેશ સંકટે પ્રજા ખમે પિડાતિ ના પુરે[૧૮],
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૩
રોજ જે પ્રજાનિ સાથ મિત્રતા વધારતો,
ખાનગી વ્યવ્હારમાં મળી જવૂંજ ધારતો;

---

૧૩ (સુપાત્ર–યોગ્ય એવી પ્રજાને). ૧૪ દેશનો ભંડાર; તીજોરી. ૧૫ (સામ–સમજાવવું પટાવું તે; દામ–લાલચ બતાવવી તે; ભેદ–જુક્તી પ્રપંચ કરવા; દંડ–શિક્ષા કરવી તે. ભય દેખાડવું તે. એ ચાર રીત અથવા એમાંની થોડીક ઘટતી કામે લગાડી ઇનસાફ કરતો હોય તે.) ૧૬ (પુખ્ત વિચારવના કાયદો કરી તે અમલમાં લાવવાને ઉતાવળ ન કરે.) ૧૭ (એવી દંતકેહેણી ને કવિતા કેહેણી છે કે હંસ દુધપાણીમાંથી દુધ પીઇજઇ પાણી રેહવાદેછે.) ૧૮ (પુરમાં–નગ્રમાં. પ્રજાને ક્લેશે–સંકટે પીડાતી જોવી જે સાંખી શકતો નથી.)

જોઈ રીત ભાત નાત જાત ના કરે હડે[૧૯],
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૪
પાસ આવિયા વિના દિસે ન દુઃખ દૂરથી,
જાણિ એમ આવતો તણાઇ પ્રેમપૂરથી;
રોગને નિવારવા કરે ઉપાય સાર રે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૫.
રાજ્ય તે કુટુંબમાં[૨૦] વડીલ રાય રાજતો,
પુત્રિ સાથ લાડતાં કદી નહીંજ લાજતો;
કામ દેખિ દેશિનાં ઉતેજનો દિયે જરે[૨૧],
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૬
મંત્રિયોનિ હાજિહાથિ ના ફુલાય લેશ જે,
આપ મોટ થૈ ભણેલ લે સ્વિકારી ખેશ જે;
રંક જાત પાસ ઊપડાવતો ન વેઠ રે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૭
રોજરોજ મેળવેજ પ્યાર જે પ્રજાતણો,
નીજ રાજનો ટકાવ સેલથી કરે ઘણો;
સૂખ દૂખ વ્હેંચિ લે ખુશીથકી પરસ્પરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૮
પંખિ તે ફળો રહીત ઝાડને તજે ખરૂં,
'છોડિને જશેજ લોક લાભ જો હું ના કરૂં;'
એમ સમજી પ્રજાની રૂચિયે[૨૨] અનૂસરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૧૯
દેડકૂં બપૈયું મોર મેઘને ઈછે વળી,
તેમ રાયને ચહે ઉમંગથી પ્રજા ભલી;
જે ગભીરતા દયાદિ મેઘગૂણ આચરે[૨૩],
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૨૦

---

૧૯ પ્રજાની, જુદી રીતભાત પોતાનાથી (નાતજાત જોઈને) તુચ્છકાર નથી કરતો. ૨૦ (રાજ્યરૂપી કુટુંબમાં રાજા વડીલ છે.) ૨૧ (પૈસાથી પદ્દવીથી વગેરેથી.) ૨૨ (રૈયતની મરજી મુજબ.) ૨૩ (જેમ બપૈયું મેઘનેમાટે તરસેછ તેમ રૈયત રાજાને માટે તરસે એવો પ્રેમ રાજાના ઉપર પ્રજાનો થાય તેવું રાજાએ આચરણ કરવું.

દુષ્ટ શત્રુ મારતો ઘણે ઘણે પરાક્રમે,
ઇષ્ટ જંનનાં સુખો વધારતો અનુક્રમે;
નીતિમાન ભક્તિમાન હોઇ દેવથી ડરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે. ૨૧

---

## પ્રજાનો રાજાપ્રતિ ધર્મ.

(નારાચ.)

ખરા ઠરેલ કાયદા ઉમંગ લાવિ પાળતી,
કહેલું સાનમાં[૧] લહી ખસૂસ જે બજાવતી;
સ્વદેશનાભિમાનથી ફિતૂર બંડ ના કરે,
પ્રજા સજાત[૨] જાણવી સુરાજભક્તિ આચરે. ૧
પિતાનિ કાળજી વડે નિરાંતથી જમી સુતી,
ન તે ભણી ઉઠે સુપુત્રિ મારવા કદી જુતી;
તજી કૃતઘ્નતા[૩] સજે કૃતજ્ઞતા[૪] રૂડી દિલે,
પ્રજા સજાત જાણવીજ જેહની ખુબી ખિલે. ૨
બહૂજ ઇતરાજિ રાયની કદાપિ થાય જો,
ક્ષમાની ઢાલ[૫] રાખિ બ્હાર હાજિ હાજિ ગાયતો;
સમો વટાવિ કાયદો અયોગ્ય ફેરવાવતી,
પ્રજા સજાત જાણવી સુરાજનીતિમાં ગતી[૬]. ૩
પડ્યૂ વિપત્તિ આભ તૂટિ જોઇ બાપ ઉપર,
કદાપિ ના તજે જતે જિવોજ ખાઈને ડર;
અનંત તંન મંન ધંનથી દિયે સુઆશ્રય,
પ્રજા સજાત નીજ કામમાંહિં મેળવે જય. ૪
પિતા ઉપર સામટો બધો ન બોજ મૂકતી,
સ્વદેશને સુધારવાતણો સ્વશક્તિયે છતી[૭];

---

૧ (થોડામાં ઘણું સમજી જાય.) ૨ ઉચ્ચ કુલની-જેનાં ઘરડાંઓએ મોટા જસ મેલવ્યા હોય તેવી.) ૩ ઉપકારના બદલામાં અપકાર કરવાની બુદ્ધિ. ૪ ઉપકાર જાણી-માની પાછો સામો કરવાની જે બુદ્ધિ તે. ૫ (સર્વત્ર ક્ષમા ખડ્ગ કેહેવાય છે પણ ખડ્ગમાં તીક્ષ્ણ ગુણ રહ્યો હોય છે માટે મેં ઢાલ કહી છે.) ૬ પોંહોંચ; માહીતી. ૭ છતી સ્વશક્તિયે-(પોતાનામાં શક્તિ છતે).

સ્વહીત દેશહીત રાજહીત રીત નીત તે,
પ્રજા સજાત તુર્ત ઝડ્પી લે વળી ભલી ગતે[૮]. ૫
કુસંપ લોભ ગર્વને સદૈવ ચાનકે હણે,
સુયત્ન ઘોડજોડ જોડિ સંપ ચારકે ભણે;
'સદા રહોજ રામરાજ અંગના ઉમંગમાં,'
પ્રજા સજાત વીર તો જિતેજ રંગ જંગમાં[૯]. ૬
દંગા છળો જુગાર જાર ચોરિ ને ખુનો સહૂ,
સ્વદેશમાંથિ કહાડવા કરેજ મ્હેનતો બહૂ;
બચાવિ નાણું એમ જે નખાવતી સમારમાં[૧૦],
પ્રજા સજાત લાભ લૈ રહેજ બાપલાડમાં. ૭
વિયોગ રાયદીપનો સહે નહી કદી ખરે,
મુયેલવત્ પડી રહે પતંગ દીવસે અરે;
સુદીપ દેખતાંજ ઝંપલાવિ તેલમાં પડે,
પ્રજા સજાત રાજભક્તિ અર્પિ[૧૧] આપ પ્રાણ દે. ૮
ન એવું આચરે કદી ફુલાઇ જાય રાયરે,
ખુશામતો કરી નહીં ગુલામ આપ થાયરે;
રહીજ નીજ ભારંભોજમાં નહીં ચળે[૧૨] છળે,
પ્રજા સજાત રાજભક્તિ અર્પિ આપ સૂખ લે. ૯

---

## સ્વતંત્રતા—ખરી હિમ્મત.

(ચામર.)

હિંદુઓ હવે ખસૂસ હોંસ દીલ આણજો,
યોગ્ય જે સ્વતંત્રતામતા ન તુચ્છ જાણજો;

---

૮ જુગતીથી. (સંપરૂપી ચારકે સુયત્ન—રૂડા ઉદ્યોગરૂપી ઘોડાની જોડી, ઉમળકાથી બોલી કે 'આવું રામરાજ સદા રોહો' હંકારે—રાજ્યમાં વર્તે).

૯ તે પ્રજા,જંગમાં—જુદ્ધમાં—નાના પ્રકારના સંસારી ખટરાગમાં જીતેજ. રંગ—બાજી જીતે અથવા એને રંગ—ધન્ય છે.) ૧૦ સુધારામાં (બગાડામાં નહીં.)

૧૧ જેમ દીવાને પતંગ ચાહેછે તેમ રૈયત રાજાને ચાહતી થાય તો પ્રસંગે તે રૈયત પોતાના રાજાને માટે પોતાની રાજભક્તિમાં પ્રાણ પણ આપી દે.

૧૨ ચળે—વિચારમાં ફરે. છળે—દગો કરે.

છો તમો ગુલામગીરિ શત્રુશસ્ત્ર ઘાયલ,[1]
રોગમાં રિબાઇ છો થયા પથારિઝાયલ. ૧
એક વાતથી નહી પરંતુ સંધિ વાતથી,
વેઠિઆ દિશો દુખી છું લાજું શૂં કહૂં કથી;
રાજ ધર્મ રૂઢિના અયોગ્ય હીણ દાસ છો,
શત્રુ રે સરસ્વતીતણા થયે નિરાસ છો. ૨
આજ આ દશા તમારિ ભૂંડિ શાથિ આવિ છે,
પૂછશો તમે વળી કહું છું વાત સાચિ છે;
દાસ રે ગુલામ જુલ્મિ રાજના થયાથકી,
વ્હેમબંધને ફસાઇ તો ગયાથકી નકી. ૩
ન્હેનમાં છુટા ફર્યા અગાઉ પોપટો પણ,
હાલમાં પડયાછ પાંજરે ગુમાવિને પણ;
વર્ષ તો વહી ગયાં ગયા પગો બંધાઈ રે,
નાં ગમે છુટૂં થવૂં ગયૂંજ વીર્ય ભાઇ રે. ૪
રે હતા સ્વતંત્ર ભારિ પૂર્વકાળમાં ખરા,
હાલમાં ગમે અરે ઉંટો પઠેમ ઝાંખરાં;
જોરમાં કુદી ઉઠો હવે બનોજ ડાંખરા,[2]
આબરૂતણા બહૂ કરોછ કેમ કાંકરા. ૫
રાય સિંધુની પઠે હદે રહોજ કામનો;
જે સમે સિમો વટી વધ્યો જણાય તે ઘણો;
પર્વતો ઉન્હા કદાપિ મધ્યમાંથિ નીકળે,
પૃથ્વિ નીપજે નવી જુની ડુબેજ રે જળે.[3] ૬
ધર્મ હેમની પઠે રહોજ શુદ્ધ કામનો,
જે સમે હિણો થયો અનીતિભેગથી ઘણો;

---

૧ ગુલામગીરી એ કોઇ શત્રૂ અને એનું જે શસ્ત્ર અને એ લાગવાથી ઘાયલ. અને એ રોગમાં રિબાયાથી પથારી ઝાયલ. ઘરમાં બેઠા બેઠા મરદુમી બતાવોછો પણ બહાર નિકળતા નથી.

૨ મરણિયા; હિંમતવાળા. ૩ (દરિયો પોતાની સીમ–હદ મુકીને વધે તારે જાણવું કે માંહેથી કોઇ જ્વાળામુખી અથવા એવું કંઈ બાહાર નિકળવાનું છે તેમ રાજા હદથી બ્હાર જઇ રૈયતના હક ઉપર હુમલો કરે તારે જાણવું કે હવે બંડો થવાનાં ને પછી વખતે નવું રાજ થવાનું.)

જે કમાનની[11] પઠે દબાયલી રહે નહીં,
સોયની[12] પઠે ઇછેલ ધ્રુવ દાખવે સહી;
શ્વાનપુચ્છની[13] પઠે ન તાણિ સીધિ થાય જે,
તેજ જાણવી સ્વતંત્રતાનિ શકિત ને મઝે. ૧૯
યોગ્ય રીતનો પટો સ્વતંત્રતા સુશસ્ત્રનો,
ખેલવો છટાથિ ભારિ દિવ્ય[14] માનટેકનો;
દુષ્ટ શત્રુ આવતો દિસે સમીપ શૂરમાં,
યુકિતથી સુવાડવો ઉગામિ હાથ ધૂળમાં. ૨૦
છૂટ જો ન હોત કામ વિશ્વનૂં ન ચાલત,
રાયરંકમાં કદી ન ફેરફાર હાલત;
શેઠના જુલૂમથી સુસેવકો મરી જતે,
વ્હેલ વિશ્વનો ખુરોજ અંત એમ આવતે. ૨૧
આપ આપ સીમમાં રમે કજોર જોર તે,
યોગ્ય તોલથી વધે ન એજ છૂટ દોર છે;
જાણવો સ્વતંત્રતા ભલોજ દેવ દિગ્ગજ,
જેનિ કાળજીથકી કિડા હણે નહીં ગજ[15]. ૨૨

---

વિવેક નામની સ્ત્રીને પેટે ઈચ્છા નામની દીકરી જન્મી હોય એટલે યોગ્ય-અયોગ્યનો વિચાર કીધા પછી યોગ્ય વસ્તુ મેળવવાની જે ઇચ્છા થઇ હોય, અને ઇચ્છા-એ જોસ્સો (શુદ્ધ છે કે નહીં એ જાણવાને) ખુબ મારયા છતે પણ ...ાય નહી-મરી ન જાય અને પ્રથમ પ્રમાણેજ રેહે;-એવી જે ઇચ્છાશકિત-અ-...ના એ જે જોસ્સો તેનું નામ સ્વતંત્રતા.-સીતાના ઉપર ધોબીયે આળ મુક્યું ...હતું અને તેથી રામચંદ્રે તેનું સત જોવાને અગ્નિકુંડ રચ્યો હતો ને સીતા એમની એમ બળ્યાવગર પાછી શુદ્ધ થઇ નિકળી આવી હતી તેમ. ૧૧ ઘડિયાળ, કોચ વગેરેમાં સ્થિતિસ્થાપક ગુણ રાખનાર જે લ્હોડું-સ્પ્રીંગ હોય છે તે. નેતરને વાળિયે તો વળે પણ જોર મુકી દીધું કે પાછી અસલ જેવીજ થઈ રેહેછે એ જે તેનામાં સ્વભાવિક ગુણ રહ્યો હોય છે તે; રબરને તાણીને મુકી દીધું કે પાછું તેવુંને તેવુંજ. ૧૨ હોકાયંત્રમાંની સોય જે ઉત્તર દિશા-ધ્રુવ બતાવે છે તે.-એને ગમે તાંહાં ફેરવિયે પણ જોર મુકી દીધું કે તે પાછી ઉત્તર દિશા તરફ અણી કરી રેહે છે. ૧૩ કુતરાની પુછડી-વાંકી તે વાંકી. એ ઠેકાને પુછડીના વાંકા આકાર ઉપર વિચારવાનું નથી પણ તેના સ્વભાવ ઉપર. ૧૪ શોભતો. ૧૫ નબળાં ને સબળાં પોત પોતાની સીનમાં ધાસ્તીવગર રેહે-જોરાવર, કમજોરને ડબાવીને તેનું લઈ ન લે એજ છુટ-સ્વતંત્રતાનો દોર છે-કુદરતી હક છે.-યુરોપખંડમાં નાનાં મોટાં ઘણાંક રાજ્યોછે પણ પોત પોતાના સ્વતંત્ર હકથી આબાદ રેહેછે. દિગ્ગજ એટલે દિશાનો દેવ (કલ્પિત). જેમ ખેતરપાળ તેમ દિગ્ગજ. સ્વતંત્રતા એ દિગ્ગજ છે જે સર્વના હકને વધતો ઓછો થવા દેતો નથી.-હાથ્થી-જોરાવર-રાય, કીડા-કમજોર-રંકને હણી શકતો નથી.

છૂટથી વધેજ નૂર તેજ માનવીતણૂં,
શોભતૂં ખિલી રહેજ મર્દમાનવીપણૂં;
વીરવીર્ય[૧૬] દાખવે સ્વતંત્રતા પરાક્રમ,
જેનિ હાક સાંભળી ખુણે ભરાય રે જમ.[૧૭] ૨૩

જો સ્વતંત્રતા મળે નહીં ખરે સુજાણને,
બુદ્ધિ ધૂમ થાય છે કટાઈ કાર્ય ના બને;
જો કળી[૧૮]ચંપાઇ તો ફુલો ફળો ના નીપજે,
શોધ ના નવા ઉગે ન જીવ ભૂષણો સજે. ૨૪

સારિ વાતમાં વધે સવાદ વાદ[૧૯] સર્વનો,
લોક માનમાં રહી હણેજ દોર ગર્વનો;
હુન્નરી કળા વધે વધેજ દામ નામ તો,
શુદ્ધ ધર્મ જાણિ લોક વ્હેમને કરે જતો. ૨૫

લોક તે ભણેલ ને ગણેલ થાય હોંસથી,
કોઇ કોઇની નહીંજ ગાંઠ[૨૦] વાળતૂં મથી;
રાય રંક સર્વ તે કરે સ્વિકાર સારનો,
જોરમાં ચઢે જુંવાળ દેશના સમારનો. ૨૬

કોઇનો નથીજ હક્ક રાયરંકનો કદા,
છેક તો થવા બનાવવા ગુલામ વિશ્વમાં;
માણસાઈ છે તહાં ગુલામિ હોવિ ના ખરે,
જુલ્મિ વાત[૨૧] જોઇ શુભ ન્યાયફૂલ તે ખરે. ૨૭

મૂર્ખહાથ છૂટ શસ્ત્ર નૂકસાનકાર છે,
જ્ઞાનિહાથ તેજ શસ્ત્ર ભારિ લાભકાર છે;
મૂર્ખ[૨૨] આપ અન્યને હણેજ ઉદ્ધતાઇથી,
જ્ઞાનિ કાર્ય કહાડતો જિહ્વાદિ સાલસાઇથી. ૨૮

---

૧૬ વીર પુરૂષનું વીર્ય છે–મરદનો બચ્ચો છે એમ દેખાડે છે. કોણ દેખાડે છે? તોકે સ્વતંત્રતા. ૧૭ જીવને લઈ જનારા–જુલમગારો. ૧૮ સ્વતંત્રતાની કળી ચંપાઇ તો પછી તેમાંથી જે ફુલ, ફળ–મોટા લાભરૂપી સારાં પરિણામ નિપજવાનાંજ નહીં. ૧૯ સ્વતંત્રતાથી રસ ને ઇર્ષા વધે છે. ૨૦ વેર–ખારરૂપી ગાંઠ. ૨૧ જુલમી પવનથી ન્યાયરૂપી ફુલ ખરી પડે છે–જુલમની આગળ ઈનસાફ ચાલેજ નહીં. વાત એટલે વાયુ અથવા વારતા. ૨૨ મુરખ, પોતાનું ને બિજાનું બનેનું નુકસાન કરી લેછે.

જેટલા દિસેછ માનવીહક્કો ઘણા ઘણા,
મૂલ્ય છે સ્વતંત્રતા નથીજ તેહમાં મણા;
આવશે દિ કેદિ કેદિ છુટશૂં ગુલામિથી?, ૨૯
વા નિરાશ થાવું ભાઇ દેવ લાવશે મિતી[૨૩].

સર્વ સાર એટલો સ્વતંત્રતા હિરાકણી,
છે વિટી અગત્યની કહો અરે જરૂરની;
સૂક્ષ્મ તે પરંતુ દેવદત્ત જાણવો વર, ૩૦
શ્રેષ્ટ સૃષ્ટિમાં અનૂપ જેથિ શોભતો કર.[૨૪]

લાભ થાય છૂટથી ગણીતથી ગણાય ના,
કાવ્યમાં લખાય ના કવીથિ તે ભણાય ના;
દુ:ખને દળો[૨૫] ન કેમ શૂર છૂપું રે છતે, ૩૧
લો હવે વિરો સહૂ ઉઠોજ યોગ્ય હિમ્મતે.

રાજકાજમાં પ્રવીણ થાવું ચોંપ રાખિને,
રાયપાસ માંગવા હક્કો પ્રસંગ તાકિને;
કારભાર લેઇને કરાવવા સુકાયદા, ૩૨
જેથિ રાય તો ડરી વહી ન જાયરે કદા.

જે વિવેકબુદ્ધિ શાસ્ત્ર કેહ તે કરો હવે,
ન્યાત-પિત્રુબંધ[૨૬] જીર્ણ ઘાસ બાળિદો દવે;
નિત્યદેવને ભજો સદાય નીતિ આચરો, ૩૩
હિમ્મતે ન હારિ ભાઈ ઝટ્ટ નાતરાં કરો.

શૂભ ને અશૂભ કાર્ય દાઠ દો તજી અરે,
દ્રવ્ય કાંકરાનિપેર વ્યર્થ ના ખુવો ખરે;
બંધ બાળલગ્ન ને મરેલ શોક ના કરો, ૩૪
દેશને તરાવવા બિજા પ્રદેશમાં ફરો.

---

૨૩ તિથિ; દાહાડો. ૨૪ સ્વતંત્રતા એ હિરાકણી છે.—એ અથવા એ જડીત વીટી જરૂરની છે—એ ઝીણી છે તોપણ ઇશ્વરની પ્રસાદિ છે. એ હક, દુનિયામાં સહુથી ઉંચો છે કે એના જેવો બીજો કોઈ નથી. એ નંગથીજ ખરેખર માણસનો હાથ-માણસના હાથની આંગળી શોભે છે. ૨૫ (ધણની પેઠે) દળી નાખો.

૨૬ ન્યાત અને પિતૃસબંધી જે વેહેમબંધનો તે અને એ રૂપી જે જીર્ણ ઘાસ તેને દવે-સ્વતંત્રતાના પ્રતાપરૂપી અગ્નિયે બાળી નાખો.

આળસાઇ આદિને ભણો ગણો સુઉદ્યમે,
જ્ઞાન બુદ્ધિ શુદ્ધિ વૃદ્ધિ મંનમાં કરો જમે;
મંત્ર તંત્ર વ્હેમને તજી સુસંપ સેવિલો,
યંત્ર આણિ દેશમાં બજારને[27] વધારિદો. ૩૫
સાચિ હિમ્મતે હણાય શત્રુ સો કરોડ તે,
સાચિવાતમાં દખેલ રોહ ના કજા[28] થતે;
સાચિ તે સ્વતંત્રતા શુરી ઘણી જગાડવી,
સાચિ વાતમાં ખરે સુઉદ્યમે લગાડવી. ૩૬

(માલિની.)

બનવું બિહકણ પાવૈ[29], કાયરાં હીણું કૂડૂં,
બનવું મરદ શૂરાં, હિમ્મતી તેજ રૂડૂં;
ગરમ રુધીર[30] વ્હેતે, પામવૂં મોત સારૂં,
સમજિ સુજન મંડો,ભાંજવા બેડિ[31] તાળૂં. ૩૭
અતિસ બનિ ગયાછે, બ્હાવરા તે જનાની,
ગમતિ ઘણિ થઇ છે, વાત શૃંગારમાંની[32];
પણ ખચિત વિચારો, ચિત્ત શૃંગાર ખીલે,
પુરુષ પણથિ[33] રાખે, વીર મર્દાઇ દીલે. ૩૮
પુરુષ સશુર[34] હોયે, તો બને સ્ત્રી રુપાળી,
ઉલટથકિજ વાગે, પ્રેમની રંગ તાળી;
સમય નથિ હવે કે, રોજ શૃંગાર ખેલો,
સમજિ સમય જાણો, આ વળી છેક છેલ્લો. ૩૯

---

૨૭ વેપારની બજાર. ૨૮ અકાળ મૃત્યુ; કમોત. ૨૯ હીજડા.

૩૦ રીબાઇને મરવાના કર્તા, આપણા શરીરમાં ગરમ લોહી વેહતું હોય તેવી હાલતમાં–પરાક્રમ કરતાં મરી જવું એ વધારેસારૂં છે. કેહેવાય છે કે જુદ્ધમાં મરવાથી સ્વર્ગ મળે છે. ૩૧ વ્હેમરૂપી બેડીનું તાળું. ૩૨ શૃંગાર રસમાંની વાતો. ૩૩ ચિત્તમાં ખચિત વિચારો–જાણો કે શૃંગાર રસની પૂરી મઝા કાહારે પડે છે કે જારે પુરૂષ પણ–ટેકથી, વીર–શુરવીર પુરૂષોની જે મરદાઇ તે મરદાઇ રાખતા હોય છે તારેજ. ૩૪ પુરૂષો જો સશૂર–શૂર સહિત–શૂરવાળા–શૂરા હોય (તને મને) તો તેઓથી થતી જે છોકરીયો અને પછી સ્ત્રીયો તે રૂપાળી બને છે– કમજોરના છોકરાં કમજોર ને બદસુરતજ હોય. જે દેશમાં પુરૂપ શૌર્યવાળા અને સ્ત્રીયો રૂપસુંદરી હોય છે તાંહાંજ પ્રેમની રંગતાળી જોઈયે તેવી વાગે છે–અને શૃંગારરસનો ખરેખરો બ્હાર હોય છે. ઘણુંખરૂં જોવામાં આવે છે કે [illegible] રૂપસુંદરીયો લશ્કરી મરદો સાથેજ સંબંધ કરે છે.

શરમ શરમ લોકો, આળસે આપિ દીધૂં,
અવતરિ ઉંચ કૂળે, ખાઇને ખોટું કીધૂં;
વિજળિચમકધક્કા[35], લો તમે છૂટરૂપ,
અતિશ પસરિરહેશે, અંગમાં ભારિ ઝૂમ. ૪૦

અમૃત છુટ ઝરો[36] જે, આળસે છે પુરાયો,
બહુ બહુ શ્રમથી તે, ખોદવા ઝટ્ટ ધાઓ;
નિરમળ નિર થંડૂં, દેખિને રાજિ થાઓ,
હલકું જળ પિઇને, રોગથી છૂટી જાઓ. ૪૧

ઘણું શું કહું હું લોકો, ઝબ્બકી ઝટ્ટ જાગો,
ઘટિત સકળ રીતે, આપના હક્ક માંગો;
અગર નહિંજ માંગો, આમનાઆમ ભાઈ,
હડ હડ ખમિ સૂશો, રે ચિતામાં રિબાઈ. ૪૨

છતિ પણ[37] તલવારે, કાં લુટાઓછ લોકો,
પછિ વળિ પસતાઈ, કેમ મૂકોછ પોકો;
સબબ વગર સંધૂં, જાણિ જોઈ ગુમાવો,
કદર ફરજ ભૂલી, કાં બગાડોછ દાવો? ૪૩

મનથિ કરિ સુભક્તી, જુક્તિ ઝાઝી લગાવો,
રૂડી છુટ બલિહારી, રોજને રોજ ગાવો;
રૂડું છુટસુખ લેવા, જાળવો હક્ક ભારી,
છુટ છુટ છુટ બોલો, દેશિયો સૂખકારી. ૪૪

છુટ છુટ છુટ બોલી, આચરો તેજઅર્થે,[38]
શુભ શુભ શુભ કર્મો, જે ભરે કોશ અર્થે;[39]

---

૩૫ આજારથી માણસની ઇંદ્રીઓ બ્હેર મારી ગઇ હોય છે ને તેને જેમ ડાક્તરો વિજળીના ચમક ધક્કા આપી જાગતી કરે છે તેમ ઓ ભાઇયો તમે અજ્ઞાન આળસે સજ્જડ થઇ ગયાછ તે છુટ—સ્વતંત્રતારૂપ—દેશાભિમાન રૂપ વિજળીચમક ધક્કા લો કે (એ જોસ્સાથી) સુસ્તી ઉડી જઇ આંગમાં જોમ આવે.

૩૬ અમૃત સરખો મીઠો સ્વતંત્રતાનો ઝરો આળસ અજ્ઞાનરૂપી મટોડી પથરાથકી પુરાઇ ગયો છે તેને મેહેનતથી ખોદો ને પછી તેમાંનું નિરમળું નીર જોઇને પ્રથમ તો રાજી થાઓ અને પછી તે હલકું—અજીરણને પાચન કરનાર પાણી પીને રોગથી છુટો. (સ્વતંત્રતાના લાભ લેઇ સુખી થાઓ)

૩૭ પણ—ટેક—પોતાપણું—હુંપદુ અથવા એ જોસ્સો અને એ રૂપી જે તલવાર તે.

૩૮ છુટનેસારૂજ કર્મો આચરો—રૂડાં આચરણથી કર્મ કરો.

૩૯ (એવાં કર્મો કે) જે (દેશના) કોષને દ્રવ્યથી ભરી નાખે.

સુખ સુખ સુખ હોરો, દુઃખને દો દળી ઓ,[૪૦]
જય જય જય દેશે, દો ગજાવી વળી ઓ!

---

(ગરબી.)

દેશિયો ભણો ભણો રે ભણો ભણો. ટેક.
હાંરે જે કોઈ ભણી સમજણાં થાશે,
તેના વ્હેમો સમૂળા[૧] જાશે રે. દે૦ ૧
હાંરે જે કોઇ ભણ્યા વિના દિન ગાળે,
હાથો મૂકે પછાઈ તે કપાળે રે. દે૦ ૨
હાંરે જે કોઇ ભણ્યા વિના સુખ જાચે,
તે તો હોરે બહુ દુઃખ કહું સાચેરે. દે૦ ૩
હાંરે કરો ભણવે વિચાર નહીં ઊંધો,
દઈ વીવેકમાણ[૨] મન ગૂંદો રે. દે૦ ૪
હાંરે તમે ભણી છકેલ ના થાશો,
ખરેખાતે પાછળ રહી જાશો રે. દે૦ ૫
હાંરે ઝટ્ટ જાગો હવે સહુ લોકો,
તમે છતે શૂરે ન વાળો ચોકો[૩] રે. દે૦ ૬
હાંરે દેશવેશો[૪] નથી કાંઇ ખોટા,
તમે ખોટા થયેથિ ખોયા લોટા રે. દે૦ ૭
હાંરે કરો હુન્નર વધારિ દેશ તાજો,
બુદ્ધિ રૂઢી[૫] ન છોડવે લાજો રે. દે૦ ૮

---

૪૦ ઓ—અરે (લોકો)—આતુરતાથી ઉતાવળે બોલતાં. દુઃખને દળી દો ને સુખ તે હોરી લો.

૧ મુળિયાં સુદ્ધાં. ૨ જેમ લોટમાં ઘીનું માણ તેમ મનરૂપી લોટમાં વિવેકનું માણ દઇ તે મનરૂપી કણેકને ગુંદી કેળવો. ૩ ચોકો વાળવો—માંડી વાળવું; આટપી બેસવું. (બ્હાર ન પડવું પણ ઘરમાં બેસી રેહેવું)

૪ દેશના વેશ—ઢંગ ખોટા—નઠારા નથી, પણ તમેજ હાડકાના ખોટા થયા તેથી તમે તમારા લોટા ખોઇ નાખ્યા છે. લોટા—મેળવેલી આબરૂ ને મેળવેલો પૈસો જાળવી રાખવાના ગલ્લા—વાસણો—પાત્રો—પાત્ર પુરૂષો. તમે સારાં સારાં માણસો ખોઇ બેઠા કે જેથી તમારૂં સર્વસ્વજ ગયું.

૫ રૂઢિબાઇ નામની બુદ્ધિને—જુની એવી જે નઠારી રૂઢી—રીતભાત તેને છોડી દેતાં લાજો નહીં.—એ ડોસીને કહાડી મુકો.

હાંરે તમે નીતે નીતીમાન થાજો,
ધર્મચંબૂ[6] કટાયો ઘસિ સાજો રે. ટે૦ ૯
હાંરે સહૂ સંપે સદા બહુ શેહેો,
ફળો પામો રૂડાં જે કોહો રે. ટે૦ ૧૦
હાંરે ધર્મ રાજા રૈયતના સમજો,
પછે માંહોમાંહે ઝંપ જમજો રે. ટે૦ ૧૧
હાંરે તમે દરબારી કામમાં પેશો,
અભિમાનો જગાવી માન લેશો રે. ટે૦ ૧૨
હાંરે હક ટેકો પોતાના જાણો,
ખરી સ્વતંત્રતાયશ[7] આણો રે. ટે૦ ૧૩
હાંરે હવે વળગો હમણાવતી કામે,
ચિત્ત કરો મ્હેનત આઠ જામે[8] રે. ટે૦ ૧૪
હાંરે દાઝ લાવી નર્મદ હું ભાખૂં,
વટ[9] જાયે ઉઠો કેમ સાંખૂં રે. ટે૦ ૧૫

## ઇશ્વરપ્રાર્થના.

( શાર્દૂલવિક્રીડિત. )

આ સંધૂં કહિયે હમે પણ થશે, તારી કૃપા જો હશે,
નક્કિ છે મનમાં ખરે, તુજવિના મિથ્યા વિચારો જશે;
માટે દેવ દયાળુ બાપ જગના, કાંઇ ન વંકાઇશ[1],
આ બોલ્યૂં સમજીશ મા નિસરયું છે, ગર્વથકી ઓ ઇશ. ૧
છૈયે સર્વ નિમિત્તમાત્રજ હમે, કર્ત્તા તું હર્ત્તા ખરે,
રૂડૂં કાર્ય ઉપાડવે પ્રભુ ઝુલી, બાંહ્યો[2] હમારી ધરે;

---

૬ ચંબુ નામનું ગોળ મોટાં પેટાંનું અને લાંબાં સાંકડાં મ્હોડાંનું વાસણ. એ અંદરથી તો સ્વચ્છ નહીં. આપણો ધર્મ, ચંબુ જેવો છે, માંહેથી તો સ્વચ્છ તેવો છેજ નહીં, પણ વારૂ બ્હારથી તો જેટલો સ્વચ્છ તેટલો સાફ ઉજળો રાખવો ? બ્રહ્મજ્ઞાનની વાત તો દૂર રહી પણ નીતિ તો સમજો.

૭ સ્વતંત્રતાવડે મળતા જે જસ તે. ૮ આઠ પોહોર. ૯ પણ—ટેક. (ઉંચ કુળના ગુણો રાખવાનો જે આપણો ટેક તે જતો રેહે છે માટે હવે ઉઠાનું કેટલું સાંખું—અને તમે પહેલાની દાઝ આવેછ માટે આટલું બોલુંછ)

૧ (આ હમારૂં ગર્વનું વચન છે એમ જાણીને વંકાઇશમા—ક્રોધે મા ભરાઇશ—એ વચન તો બળાપાનાં છે). ૨ હાથ.

ચારે પાસથિ નાગપાશ[૩] ફરતો આવી રહ્યો છે અરે,
પ્રેમે જોઇ હવે અનાથભણિ તું, દાસત્વથી[૪] છોડરે. ૨
જો જો જો જગજીવના[૫] બહુ સહ્યાં, સંકષ્ટ તો સામટાં,
રાજા-ધર્મ-રૂઢીતણા જુલમથી[૬], અંગે ઉઠ્યાં ચામઠાં;
બહૂં ખોઇ બહૂ રડી રહિ થયા, બીહામણા બ્હાવરા,
મ્હોડે નૂર નહીં કંઈ ધમનિ[૭] તો, ટહાડીજ જેવી કરાં. ૩
રીબાવીશ ન આપતૂં મરણ રે, વા[૮] છોડ દાસત્વથી,
સંખાતો નથિ વ્હેમનો જુલુમ તે, છૂટા થયે સત્વથી[૯];
દેખાડી રમતા પડોશિ[૧૦] છુટમાં, હોમેછ કાં તેલ રે,
બાપા આ વિનતી સુણી કરિ કૃપા, પાશોથિ[૧૧] મૂકાવરે. ૪

(૧-૧)

## *મૂળાક્ષરોને શિક્ષા.

(ચોપાઇ)

૧. અ આ અચ્યુતને[૧] આરાધ, જેના છે જસ ગૂણ અગાધ;
અક્ષય કિરતી તેનિજ એક, બીજાની ઝટ જાયે છેક;
કર્મ કરંતાં નાવે બાધ, અ આ અચ્યુતને આરાધ.

૨. કક્કા કર કંસારી[૨] સેવ, છાંડીદઇ ખોટો અહમેવ;
દોષ વિનાનો તેને જાણ, ગુણસાગર નાગર નિરવાણ[૩];
તજી કરી સહુ નરસી ટેવ, કક્કા કર કંસારી સેવ.

૩. ખખ્ખા ખગપતિપતિને[૪] ખોળ, અવર ન આવે તેને તોલ;

---

૩ જુલમરૂપી નાગપાશ. ૪ ગુલામગીરીથી. ૫ ઓ જગજીવના-ઈશ્વર. (જગતના જીવન) ૬ રાજાના જુલમથી, ધર્મના જુલમથી, રૂઢીના જુલમથી. ૭ નાડી. ૮ અથવા. ૯ શૌર્ય. (દેશાભિમાન રહિત થયેથી). ૧૦ આપણી પડોસમાં આવી રહેલા લોકો-અંગ્રેજ વગેરે; અથવા આપણા દેશની પડોસના દેશના ઈરાની, તાતારી, ચિના જેવા લોક જે સ્વતંત્ર છે તે દેખાડીને હમારા બળાપામાં તેલ શું કરવા હોમેછે-વધારો શું કરવા કરે છે? ૧૧ બંધનથી; બેડીથી.

* કાળીદાસનો, પ્રીતમદાસનો અને દયારામનો કક્કો જોઈને મને કક્કો કરવાનું મન થયું હતું. (સને ૧૮૬૦ માં). મારા કક્કામાં વિશેષ આ છે કે સઘળા અક્ષરનાં વિષ્ણુ-કૃષ્ણનાં નામ છે.

૧ વિષ્ણુ (જેનો નાશ નથી તે). ૨ કૃષ્ણ (કંસનો અરિ-શત્રુ). ૩ નક્કી-મુક્તિ પદ. ૪ વિષ્ણુ (ખ-આકાશ; ખગ-પક્ષી; ખગપતિ-ગરૂડ; ખગપતિપતિ-

દેવ દૈત્યના દર્પો[5] હરચા, ભક્તજન સુખિયારા કરયા;
પાપ ધુએ તે નામનિ[6] છોળ, ખખ્ખા ખગપતિપતિને ખોળ.

૪. ગગ્ગા ગાની ગુરુ ગોવંદ, તાપ હરે ભવના વ્રજચંદ;
રાસ રમ્યો ગોપીની સંગ, તોપણ નહિં નીતીનો ભંગ;
સહુ જનનાં સુખનો તે કંદ, ગગ્ગા ગાની ગુરુ ગોવંદ.

૫. ઘઘ્ઘા ઘટઘટમાં ઘનશ્યામ, જાણીલે તે અંતરજામ;
મોહમદે મા ભૂલિશ લેશ, તેથી તો વાગે બહુ ઠેસ;
ભય રાખીને કરજે કામ, ઘઘ્ઘા ઘટઘટમાં ઘનશ્યામ.

૬. ચચ્ચા ચતુર્ભુજે ચિત રાખ, માયામાંથી કહાડી નાખ;
અહિંનું સંઘૂં અહિયાં રેહ, પુણ્યવિના શૂં સાથે કેહ;
કાયા તેપણ થાયે ખાખ, ચચ્ચા ચતુર્ભુજે ચિત રાખ.

૭. છછ્છા છેલછબીલો લાલ, જોયાં કર ના ડંસે કાળ,
નવરસને સરજાવ્યા સાર, જેમાં મોટો છે શૃંગાર;
અંમૃત પાએ રૂપ રસાળ, છછ્છા છેલછબીલો લાલ.

૮. જજ્જા જગજીવનને જાણ, તન મન ધન અર્પી પરમાણ;
ખરે ભરોંસો તેનો માન, સંકટમાં સંભાળે જાન;
સાચે ભાવે નીતી નાણ, જજ્જા જગજીવનને જાણ.

૯. ઝઝ્ઝા ઝગમગજ્યોતી ભાળ, મનકોઠે કરિ ઝાકઝમાળ,
સંશય કચરો દૂર પળાય, જ્ઞાનખાણ તે ઝટ ખોદાય;
સ્હેલી થઇ જાયે જંજાળ, ઝઝ્ઝા ઝગમગજ્યોતી ભાળ.

૧૦. ટટ્ટા ટેકે ટેડો હરી, ન્હાળી લે નહિં નરતન ફરી;
કજિયા ટંટા ટાળી કરી, નીતી ટેકે ધરજે ખરી;
સમરણ કરતાં મારે અરી, ટટ્ટા ટેકે ટેડો હરી.

૧૧. ઠઠ્ઠા ઠાકુરજી આધાર, જેણે પેરચા યશફુલહાર,
કનકતણા સંગી છે સહૂ, નચિ સંગી પ્યારી પણ વહૂ;
ઠાઠમાઠ ટકે નહિં સાર, ઠઠ્ઠા ઠાકુરજી આધાર.

૧૨. ડડ્ડા ડાકુરનો શ્રી ભૂપ, મનમાં રાખી રહેજે ચૂપ;

---

રગણ). ૫ ગર્વ. ૬ વિષ્ણુ એ નામરૂપી પ્રવાહની છોળ.

દેવ દૈત્યના દર્પો[5] હરચા, ભક્તજન સુખિયારા કરચા;
પાપ ધુએ તે નામનિ[6] છોળ, ખખ્ખા ખગપતિપતિને ખોળ.

૪. ગગ્ગા ગાની ગુરુ ગોવંદ, તાપ હરે ભવના વૃજચંદ;
રાસ રમ્યો ગોપીની સંગ, તોપણ નહિં નીતીનો ભંગ;
સહુ જનનાં સુખનો તે કંદ, ગગ્ગા ગાની ગુરુ ગોવંદ.

૫. ઘઘ્ઘા ઘટઘટમાં ઘનશ્યામ, જાણીલે તે અંતરજામ;
મોહમદે મા ભૂલિશ લેશ, તેથી તો વાગે બહુ ઠેસ;
ભય રાખીને કરજે કામ, ઘઘ્ઘા ઘટઘટમાં ઘનશ્યામ.

૬. ચચ્ચા ચતુર્ભુજે ચિત રાખ, માયામાંથી કહાડી નાખ;
અહિંનું સંઘૂં અહિયાં રેહ, પુણ્યવિના શૂં સાથે કેહ;
કાયા તેપણ થાયે ખાખ, ચચ્ચા ચતુર્ભુજે ચિત રાખ.

૭. છછ્છા છેલછબીલો લાલ, જોયાં કર ના ડંસે કાળ,
નવરસને સરજાવ્યા સાર, જેમાં મોટો છે શૃંગાર;
અંમૃત પાએ રૂપ રસાળ, છછ્છા છેલછબીલો લાલ.

૮. જજ્જા જગજીવનને જાણ, તન મન ધન અર્પી પરમાણ;
ખરો ભરોંસો તેનો માન, સંકટમાં સંભાળે જાન;
સાચે ભાવે નીતી નાણ, જજ્જા જગજીવનને જાણ.

૯. ઝઝ્ઝા ઝગમગજયોતી ભાળ, મનકોઠે કરિ ઝાકઝમાળ,
સંશય કચરો દૂર પળાય, જ્ઞાનખાણ તે ઝટ ખોદાય;
સ્હેલી થઇ જાયે જંજાળ, ઝઝ્ઝા ઝગમગજયોતી ભાળ.

૧૦. ટટ્ટા ટેકે ટેડો હરી, ન્યાળી લે નહિં નરતન ફરી;
કજિયા ટંટા ટાળી કરી, નીતી ટેકે ધરજે ખરી;
સમરણ કરતાં મારે અરી, ટટ્ટા ટેકે ટેડો હરી.

૧૧. ઠઠ્ઠા ઠાકુરજી આધાર, જેણે પેરચા યશફુલહાર,
કનકતણા સંગી છે સહૂ, નથિ સંગી પ્યારી પણ વહૂ;
ઠાઠમાઠ ઠઠ્ઠે નહિં સાર, ઠઠ્ઠા ઠાકુરજી આધાર.

૧૨. ડડ્ડા ડાકુરનો શ્રી ભૂપ, મનમાં રાખી રહેજે ચૂપ;

---

વિષ્ણુ). ૫ ગર્વ. ૬ વિષ્ણુ એ નામરૂપી પ્રવાહની છોળ.

વલવતો ના થઈ લગાર, ધરજે અંગે નીતીભાર;
પાર પાડશે પ્રભૂ અનૂપ, ડડ્ડા ડાકુરનો શ્રી ભૂપ.
૧૩. **ઢઢ્ઢા ઢોરચરાવનહાર,**[૭] ઢૂંઢીલે તે ઠારોઠાર;
ઢોરરૂપ મનઇંદ્રી જાણ, કૃષ્ણ કરે આકર્ષણ માન;
સ્હેજ ચલાવે તે સંસાર, ઢઢ્ઢા ઢોરચરાવનહાર.
૧૫ **તત્તા ત્રીકંમ સર્વોત્તંમ,** તેનિ કૃપાથી હણજે તંમ[૮];
ભજવાની ત્રેવડમાં રેહ, અગસાઇશ મા કરી તરેહ;
મનમાન્યૂં લેવાને નંમ, તત્તા ત્રીકમ સર્વોત્તંમ,
૧૫ **થથ્થા થંભજગતનો આદ,** યાદ કરંતાં પડે સવાદ;
થાપણ ભકતી ને દાનની,તેજમાત્ર અહિં તહિં કામની;
મદી પુરુષના તોડે નાદ, થથ્થા થંભજગતનો આદ.
૧૬ **દદ્દા દામોદર** છે દક્ષ,[૯] તેપર આલ તું પૂરો લક્ષ;
દીનહીનને દેજે દાન, સાન રાખજે નહિં કહિં કાન;
ખરી વાતનો કરજે પક્ષ, દદ્દા દામોદર છે દક્ષ.
૧૭ **ધધ્ધા ધરણીધર** ભજ વીર,ભવરણમાં રાખી મન ધીર;
સરે ધિરજથી સઘળૂં કામ, પણ કર મ્હેનત આઠેજામ;
સદા આંખમાં રાખી હીર[૧૦],ધદ્ધા ધરણીધર ભજ વીર.
૧૮ **નન્ના નારાયણ**થી રાચ, નરહરિ કોની ના લે લાંચ;
રખે માનતા માને કદી, એમ કરેથિ વળે નવ દી;
જોબનમાં મા થન થન નાચ,નન્ના નારાયણથી રાચ,
૧૯ **પપ્પા પ્રેમાનંદસું** પ્રીત, કરવાસારૂ બીજી[૧૧] ઝીંત;
લપટાયો બીજીમાં ગયો, તો તો દુખિયો પૂરો થયો;
બંધાશેજ કસાતાં નીત, પપ્પા પ્રેમાનંદસું પ્રીત.
૨૦ **ફ્ફ્ફા ફણિપરનાચ્યો** જેહ, કૃષ્ણ ધ્યાન તૂં ધરતો રેહ;
પરમાર્થે તે કાળો[૧૨] થયો, તોપણ ના કંટાળી ગયો;
આપે તે પરમાર્થે દેહ, ફ્ફ્ફા ફણિપરનાચ્યો જેહ.
૨૧ **બબ્બા બાળ**કૃષ્ણ પરતાપ,જોતો જા કહાડયા પરિતાપ;

૭ કૃષ્ણ. ૮ અંધારૂં (અજ્ઞાનનું). ૯ ચતુર. ૧૦ રેહેમ. ૧૧ કનક કામિનિ આદિક જે ધુર્તમાયા તેની પ્રીતીને જીત એટલે તેમાં તું ન લપટા. ૧૨ કૃષ્ણ પ્રથમ તો ગૌર પણ કાળિનાગનાથ્યા પછી કાળો થયો.

ન્હાને મોટાં કીધાં કામ, વીર શિખામણ દે છે આમ;
સમાવિદે સંધા સંતાપ, બબ્બા બાળકૃષ્ણ પરતાપ.

૨૨ ભભ્ભા ભૂધર ભાવે ભજી, પછી છોડ મૃત્યૂકાળજી;
યમના દંડતણી નહિં બ્હીક, પાપ રિસે તૂં આધૂં ઝીંક;
લાભો લેજે નીતી સજી, ભભ્ભા ભૂધર ભાવે ભજી.

૨૩ **મમ્મા મુરલીધર મોહંન**, સમજ તુને આપેછે અંન;
પારખતાં શીખાડે વળી, વસ્તૂ સુંદર સાચી ભલી;
કરિ મયા શોભાવે વંન, મમ્મા મુરલીધર મોહંન.

૨૪ **યય્યા યજ્ઞપુરુષ** યશવંત, ધરિભર ભણ તૂં રાખી ખંત;
મનમાસ્યાં કર પશ્ચાત્તાપ, એ યજ્ઞે બળશે સહુ પાપ;
સાહ્ય કરે આવે જો અંત, યય્યા યજ્ઞપુરુષ યશવંત.

૨૫ **રર્રા રામ**તણો વિશ્વાસ, રાખ નહીં પરની કો આશ;
સ્વારથિયા જન કરે નિરાસ, માટે કોનો ના થા દાસ;
સાચવટે છોડાવે પાશ,[૧૩] રર્રા રામતણો વિશ્વાસ.

૨૬ **લલ્લા લક્ષ્મીપતી** અનાદ, સાચામાં શો વાદવિવાદ;
મતવાદોને પડતા મ્હેલ, વેદવાટ છે સહુથી સ્હેલ;
વરસાવે મંગળ વરસાદ, લલ્લા લક્ષ્મીપતી અનાદ.

૨૭ **વવ્વા વેદે વિષ્ણૂ** ગાય, મુકતીપદ સુખસાતા થાય;
વેદ મહીમા અપરમપાર, જ્ઞાનતણો સાચો પરકાર;
ધ્યાયે બ્રહ્માદીક સદાય, વવ્વા વેદે વિષ્ણૂ ગાય.

૨૮ **શશ્શા શંખાસુરસંહાર**[૧૪], ભય રાખી નિત તૂં સંભાર;
શકુન સર્વ વ્હેમીને હોય, ડાહ્યો સંધે ઇશ્વર જોય;
ઊતાર્યો ભૂમીનો ભાર, શશ્શા શંખાસુરસંહાર.

૨૯ **ષષ્ષા ષડ્વીંદૂનૂં**[૧૫] નામ, એજ આવશે સંધે કામ;
નામવડે મૂર્તીને માન, નામવડે સાધૂ સનમાન;
રટ રટ મૂકીદઈ દમામ, ષષ્ષા ષડ્વીંદૂનૂં નામ.

૩૦ **સસ્સા સારંગપાણી** સાધ, કો વાતે પડશે નહિ બાધ;

---

૧૩ ભવના પાશ. ૧૪ બિષ્ણુનો મચ્છાવતાર. ૧૫ વિષ્ણુ.

ઓઢે સામળિયો કામળી, પણ વર દેવે તો તે બળી[૧૬];
મૂકી દઈ તૂં ખાધાખાધ, સસ્સા સારંગપાણી સાધ,
31 હહ્હા હરિહર હ્રદે ધરે, હેતુ જન્મનો વ્હેલો સરે;
પાપતણી પીડા પરહરે, મંનકામના પૂરણ કરે;
નર્મગીત ગા રસના ખરે, હહ્હા હરિહર હ્રદે ધરે.

---

મૂળાક્ષરપર સહુ વ્હેવાર, એથી સૂઝે વિશ્વાધાર;
એ પણ અક્ષર બ્રહ્મ ભણાય, અક્ષરપર પણ અક્ષર થાય;
સમજાયેછે સારાસાર, મૂળાક્ષરપર સહુ વ્હેવાર. ૧
(૨-૨)

---

## *ગોપીગીત.

(લલિત.)

૧

શ્રીજિ[૧] જન્મથી શ્રી[૨] દશે અહીં, ચપળ તે છતે સ્થીર રે રહી;
વૃજ બધૂં બહૂ પામતૂં જય, નહિંજ કોઈને કોઇનૂં ભય. ૧
ગમત આ વૃજે ભારિ દીસતી, તમવડે હમે સંધિ જીવતી;
તમવિષે ધર્યા પ્રાણ રે હમે, છળ કરી ગયા કેમ રે તમે? ૨
દશ દિશા હમે ઢૂંઢિયે છિયે, ભુખડુ દાસિયો કેમ જીવિયે;
કરિ કૃપા ક્ષમા દેવ દીનના, દરશ[૩] દો તમે લાલ નંદના. ૩

---

૧૬ બળિયો * હું હરદાસના ઉદ્યોગને અર્થે આખ્યાનો બનાવતો હતો તેમાં રાસપંચાધ્યાયીનું આખ્યાન અડધુંક તૈયાર થયું હતું.-(૧૮૬૦). એ કવિતામાં ગોપીગીત અને વાંસળી ('ગોપીયો ખેંચાઈ હરીનીભણી તે' એ કટાવ) સિવાયે બાકીની ખોવાઈ ગઈ છે. એ, સંસ્કૃત શ્લોકોનું યથાર્થ અને સહજ સ્પષ્ટ સમજાય તેવું ભાષાંતર છે—અલબત શ્લોકના પાદ પૂરતાં કેટલેક ઠેકાણે મારી તરફથી જુજ ઉમેરો થયો હશે ખરો.

૧ કૃષ્ણ. ૨ લક્ષ્મી; શોભા (એ દશ પ્રકારની કેહેવાય છે—સ્ત્રી, પુત્ર, ભાઈ, બેહેન, રેહેવાનું ઘર, ગાય ભેંસ વગેરે, ખેતર જમીન વગેરે, બેસવાને મોટું વાહન—હાથી ઘોડા પાલખી વગેરે, રોકડ થાપણ—ભંડાર, બીજી સુખભોગની વસ્તુઓ—સમૃદ્ધિ અને ગામ વગેરેની હાકમી. એ પાંચ પ્રકારની પણ કેહેવાયછે તે આ રીતે—ધાન્ય, ધન (રોકડ ને માલ મિલકત વગેરે), પશુ (ગાય, ભેંસ, હાથી ઘોડા વગેરે,) પુત્ર (છોકરાં ભાંડુ સગાં વગેરે), અને સો વરસનું આવરદા. લક્ષ્મીનો સ્વભાવ ચંચળ છે, ઘણીવાર તેને તેજ ઠેકાણે તેવીજ રેહેતી નથી તોપણ કૃષ્ણના જન્મથી તે વૃજમાં નિરંતર ઠરી રહી. ૩ દર્શન.

૨

શરદ સ્વછ એવાં સરોવરે, કમળ[4] ગર્ભશ્રી નેન જે હરે;
વધ થઈ ચુકો તેથિ છે ખરે, વધ વિયોગ તે શો હવે કરે? ૪
સુવર[5] આપવે છોજિ લાયક, સુરતનાથ[6] છો સુક્તિદાયક;
વગર મૂલની દાસિયો હમે, દરશ જાચિયે દો હરી તમે. ૫

૩

સરપરૂપ તે જોઇ રાક્ષસ, બળદરૂપ તે જોઇ રાક્ષસ;
મયતનૂજ[8] તે જોઇ રાક્ષસ, મસળિ મેળવ્યા છે જસો મ્હસ[9]. ૬
અસુરદુષ્ટથી ઝેરિ નીરથી, પવન વીજ ને વૃષ્ટિકોપથી;
હમતણાં ઘણાં રક્ષણો કરયાં, સહુ અસહ્ય જે કષ્ટ તે હરયાં. ૭
રતિપતી પ્રભૂ પ્રાણવલ્લભ[10], દરશ આ સમે કેમ દુર્લભ[11];
ત્રહ્ડિયેછિયે વ્રેહતાપથી, ટટળિયે જઈ છેક આપથી[12]. ૮

૪

સુત છતે નથી ગોપિના તમે, કરયું છ નક્કિ એ કયારનૂં હમે;
જગતજીવના[13] સાક્ષિભૂત રે, જગતજીવના[14] જીવ દો હરે. ૯
અવનિ ભાર ઊતારવા બહૂ, ભગત જંનને તારવા સહૂ;
વિનતિ સાંભળી બ્રહ્મદેવની, યદકુળે લિધો જન્મ ઓ ધણી. ૧૦

૫

ભવભયેથિં જે[15] શર્ણ આવતો, અભય[16] તેહને શ્રેષ્ઠ આપતો;
પુરિજ પાડતો મંનકામના[17], વરદ હસ્ત જે કાંત ગોપિના—૧૧

---

૪ શરદ ઋતુનાં નિર્મળાં-સરોવર અને એ સરોવરમાં થતાં કમળો અને એ કમળોનો કુમળો ને તેજસ્વી ગર્ભ એની શોભામાં શું ઉણું? કંઈ નહીં—એતો મોટામાં મોટી શોભા પણ એ શોભાને જે નેન હરે છે એ શોભા જે નેનની શોભા આગળ કંઈજ નથી તે નેનથી (કૃષ્ણનાં નયનથી) હમારો વધ થઈ ચુકોછ (હમે ઘાયલ થયાંજ છૈયે) હવે વિજોગથી શો વિશેષ વધ થવાનો છે? ૫ સારૂં વરદાન. ૬ શૃંગારક્રીડાના નાથ; રતિસુખના આપનાર. ૭ વેશ્યાની પઠે પૈસાને માટે સંભોગ કરાવનારી નહી. પણ શુદ્ધપ્રીતિના ઉમળકાથી પ્રીતી લઇનેજ સંભોગ ઈચ્છનારી. ૮ મય દૈત્યનો છોકરો. ૯ પુષ્કળ; ઘણા. ૧૦ પ્રાણને પ્યારા. ૧૧ ન મળે તેવું; દુઃખે મળે તેવું. ૧૨ છેક આપથી જઇ—હમે પોતાને ભુલી જઇને—હમે હમારો અબળાનો ને ઊંચ કુળનો ટેક મુકી દઇને. ૧૩ જગતના જે જીવો તેના. ૧૪ ઓ જગતના જીવન! ૧૫ જે માનવી. ૧૬ અભયવચન. ૧૭ મનની ઇચ્છા.

ગ્રહણુ લક્ષ્મિનૂં પ્રેમથી ભર્યૂં, કમળ દિવ્ય જે હસ્તથી કર્યૂં;
અભય હસ્ત તે મસ્તકે મુંજો, મુકિ સમાવિ દો લાગતો પુળો. ૧૨

૬

સ્વજન ગર્વનો નાશ તો કરે, હસવુ એહવૂં છે સખે ખરે;
વૃજજનોતણી પીડને હરો, મુખ ન કિંકરી[૧૮] સામું કાં કરો? ૧૩
કયમ નથી તમે પ્રેમ આણતા, અબળ નારિનાં દુઃખ જાણતા?
કમળમૂખડૂં વીર દાખવો, સુરત સુતથીજ[૧૯] માત્ર ચાખવો. ૧૪

૭

નમન ભાવથી પ્રાણિ જે કરે, સકળ તેમનાં પાપ જે હરે;
વળિ સુશોભિતૂં ધેનુની પુઠે, ચરણ ચાલતૂં સર્વને રુડે. ૧૫
સરપ ફેણ ઊપેર જે રમ્યૂં, ચરણ ચારુ તે તો બહૂ ગમ્યૂં;
સ્તનવિષે પ્રભૂ તે તમે ધરો, દુખદ[૨૦] કામને શાંત રે કરો. ૧૬

૮

સમજુને ઘણાં છે મનોહર, મધુર વાણિયે વાક્ય સુંદર;
કમળનેત્ર હે તે ગિરાથકી, અતિસ મોહમાં તો પડી નકી. ૧૭
તરસિ એવિ જે દાસિયો હમે, તૃપત તેહને રે કરો તમે;
અધર[૨૧]પાનથી; જે વળી હરે[૨૨], અમૃતગૂણને સ્હેજમાં ખરે. ૧૮

૯

સ્તુતિ કરી સહૂ જ્ઞાનિયે ઘણી, સરસ સર્વમાં શ્રેષ્ઠ રે ભણી;
શુભ કથાસુધા આપની હરી, મૃતસજીવની તે ખરેખરી. ૧૯
ભવતણે હુને તાપથી તપે, તરત તે સમો થાય આપવે;
સુખદ શોભતી પાપને હરે, જિવનમુક્ત તે તો ખરે કરે. ૨૦

---

(ભવભયથી શરણ આવનારને અભય આપતો, મનકામના પુરી પાડતો એવો વરદ—વરદાન આપતો હાથ કે જે હાથે લક્ષ્મીનું ગ્રહણ કીધું છે, વળી જે હાથમાં કમળ રાખ્યું છે એવોતે હાથ હે ગોપિના કાંત હમારે માથે મુકીને હૃદયમાં જે પુળો લાગી રહ્યો છે તેની બળતરા સમાવો).

૧૮ કિંકરી—દાસીસામું મુખ કેમ નથી કરતા? ૧૯ તમારી સુરતથીજ હમને સુરત ચંખાડો—તમારૂં મ્હોહું જોઈશું એટલે હમે રતિરસ ચાખ્યો એમ માની લઇશું. ૨૦ દુઃખ દેનાર.

૨૧ નીચલા હોઠપર ચુંબન કરવું તે. ૨૨ (જે અધરપાન, અમૃતના ગુણને હરે છે એટલે અધરપાનના ગુણની આગળ અમૃતનો ગુણ કંઇજ લેખામાં

શ્રવણ[૨૩] ઘૂંટડે શેરડો પડે, ફરિથિ જીવ ના ભૂમિયે પડે;
ભય નહીં કદી કોથિ કો નડે, યશ[૨૪] ધનુષ્ય તે રોજ રે ચ્હડે. ૨૧
વિગતવાર જે તે સુધાતણાં[૨૫], જગતમાં કરે વર્ણવો ઘણાં;
સુજન તે સુદાતાર જાણવા, દરશ દો પ્રભૂ તાપ હાણવા. ૨૨

૧૦

હસવું જોવું તે પ્રેમ પૂર્વક, વળિ વિલાસ તે યુકિતપૂર્વક;
સુખદ થાય ધ્યાને કરી બહૂ, ભુલિ ગયા તમે દાસિને સહૂ. ૨૩
હૃદયમાં કરે સ્પર્શ ને રમે, હસતિ વાત સંકેતની ગમે;
સઘળિ તે હવે ભારિરે દમે, કપટિ કાંત હે નકિ છો તમે. ૨૪

૧૧

વ્રજથિ જે સમે ગાયઢોરને, વળિ ચરાવતા ચાલતા તમે;
કમળપાદ તે કલેશ પામતા, ત્રણખલાં બહૂ ખૂબ ખૂંચતાં. ૨૫
જિવ નથી કંઇ સ્થીર બેસતો, સલુણ સામળા સ્વામિ આજ તો;
વ્રત લિધેલ રે દાસિયો છિયે, મુખડું જોઇને રોજ ખાઇયે. ૨૬

૧૨

દિન સમાપ્તિયે[૨૬] ચિત્રવેશ[૨૭] છે, ફરફરે મુખે શ્યામ કેશ તે;
કમળ[૨૮] દીપતૂં વીટળાયલૂં, લલિત કૂંમળા તંતુથી ભલૂં. ૨૭
ગિરદધૂળ જે ધેનુથી ઉડી, દિપિ રહી મુખે જે ઘણી રુડી;
મુખડું વીર તે નિત્ય દાખવો, મનવિષે તમે કામ[૨૯] જાગવો. ૨૮

૧૩

ચરણ સેવતો બ્રહ્મદેવ જે, ભુષણ પૃથ્વિનૂં સૂખકાર જે;
નમનકારની કામના ભરે, વિપતકાળમાં સાહ્યજે કરે. ૨૯
ચરણ પદ્મ તે છાતિયે ધરો, મનડું શાંત રે સ્વામિજી કરો;
મનનિ વેદના ટાળનાર છો, રમણ હો તમે કામબીજ[૩૦] છો. ૩૦

---

નહીં). ૨૩ ચરિત્ર સાંભળવાથી કલેજે થંડક થઇ જાયછે. ૨૪ જસનું કામઠું.
૨૫ અમૃતનાં.

૨૬ સાંજે. ૨૭ ચિત્ર જેવી તમારી કાંતિ બની રેહે છે. ૨૮ જેમ કમળ તંતુથી વિંટલાયલું હોય છે તેમ મુખ ઉપર માથાના કેશ છુટા વિખરાતા પડેલા છે ને એ ઘણીજ શોભા આપે છે. ૨૯ તમે હમારા મનમાં કામ-સંભોગ ઇચ્છાને જાગતી કરોછો. ૩૦ કામદેવના મંત્રનું બીજ-તમેજ છો.

૧૪

સુરતરંગને વૃદ્ધિ આપતું, ચુંબન વાંસળી લેતિ સૂરનૂં;
અવર સૂખ જે વીસરાવતૂં, અધરપાન તે વીર છે મિઠૂં. ૩૧

૧૫

દિન પડે જવૂં થાય છે વને, ટુચકી યૂગવત્ જાય હંમને;
મુખડું દેખતાં ના ધરાઇયે, તરસ ભૂખને સ્હેજ વ્હાઇયે. ૩૨
કુટિલ કેશથી વીટળાયલૂં, મુખડું શોભિતૂં શ્રીજિનૂં ભલૂં;
નિરખનારને પાંપણો[31]કરી, વિધિ ઘણોજ છે મૂર્ખ ઓ હરી. ૩૩

૧૬

પતિ સુતો અને ભાઇ બાંધવ, સહુ સગાં કુટુંબી તજી ભવ;
કરિ ઉલંઘનો હર્ષનો રવ[32], સધળિ આવિયો પાસ માધવ. ૩૪
ગતિ તમારિતો સર્વ જાણુતી, મધુર ગીતથી મોહ પામતી;
અબળ નારિયો એવિનો ખરે, કપટિ ત્યાગ કો રાત્રિયે કરે! ૩૫

૧૭

ઉદય કામનો તો કરે મને, હસિત મૂખડૂં જે બહૂ અને;
હસવું ગુપ્ત સંકેતનૂં રૂડું, સરસ જોવું તે કારમૂં કુડૂં. ૩૬
હૃદય પદ્મ જહાં લક્ષ્મિ રેહછે, નિરખવાનિ ઇચ્છાજ થાયછે;
મનડું મોહ પામેછ રે બહૂ, અધિરતાથકી જોઇયે સહૂ. ૩૭

૧૮

વ્રજવનોતણાં રેહનારનાં, દુઃખ મટાડવા સામટાં ઘણાં;
દરશ આપનૂં પૂરતૂંજ છે, જગતને બહૂ લાભકાર છે. ૩૮
તમવિષે અધીરાં અમે છિયે, હૃદય રોગથી કેમ જીવિયે;
દરદ કહાડતૂં દો જિ ઓસડ, તમવિના ન કો કહાડશે જડ.[33] ૩૯

૩૧ વિધિ—બ્રહ્માએ પાંપણો શું કરવા કરી? અરે એ પાંપણોથી જરા વાર પણ કૃષ્ણનું મુખ જોતાં અટકાવ શું કરવા થવો જોઇયે? બ્રહ્મા મૂરખ છે.
૩૨ ઘોષ; ગોંધાટ. ૩૩ (રોગનું મૂળ).

૧૯

(વસંતતિલકા.)

લેતાં ધિરેરહિજ કર્કશ છાતિયે જો,
પાદારવિંદ[34]મૃદુ[35]લાગતિ બ્હીક છે તો;
પીડે ન શૂં ચરણને વન કાંકરીરે,?
આયુષ્ય છો; હમતણી ભમતી મતીરે. ૪૦

૨૦

(અનુષ્ટુપ.)

એ પ્રકારે પ્રલાપે ને, ગીતે ઊંચે સ્વરે રુએ;
કૃષ્ણ અર્થે ગોપિયો તે, બ્હાવરી પડિને જુએ. ૪૧

---

## *રુક્મિણિહરણ.

(ગીતિ.)

વૈદ્રભદેશે કુંદનપુરનો ભીષ્મક રુડો મહારાજ;
પુત્રી રુક્મિણિ તેની, રુપગુણથી જે પ્રસિદ્ધ સહસાજ[1]. ૧
ભણિ વિદ્યા બહુ બાળા, ઘરકામોની લઇ સમજ સારી;
થઇતે ડાહી ચતુરા,સતિ ભગવતિ[2]પરમ[3]મંગળાચારી[4]. ૨

---

૩૪ પદકમળ: કમળ જેવા પગ.

૩૫ કુમળા. (ઓ જીવન તમારાં ચરણકમલને હમારી છાતીપર લેતાં બ્હીક લાગતી કે રખેને તમારા કુમળા પગમાં હમારી ડીટીયો ખુંચે—રે એવા નાજુક પગને વનની કાંકરી ખુંચતી હશે તે તમારાથી કેમ સંખાતી હશે? તમે હમારૂં આયુષ્ય છો; રે હમારી મતી તો ભમતી છે.)

*ઇશ્વર સંબંધી વિચારોમાં મારૂં મન એટલું ગુંથાયલું રેહેતું કે મને કોઈ બીજો ઉદ્યોગ ગોઠતો નહીં ને તેથી એવું ઈચ્છતો કે કોઇ છે તે પંથમાં અથવા સુધારાવાળાની તરફથી કોઇ નવો નિકળે તો તેમાં ભરાઇને ધર્મોપદેશકનું કામ કરૂં; પણ છે તેમાં ભરાયાથી કેટલાક વ્હેમને માન આપવું પડે અને નવું નિકળવું તો હાલ મુશ્કેલ છે માટે હરદાસનું કામ કરૂં તો સારૂં—ગુજરાતીમાં હરદાસ છેજ નહીં માટે એ કામ કરૂં કે જેથી રાતદહાડો ઇશ્વરસંબંધી વિચારમાં, સુબોધ કરવામાં, કવિતા રચવામાં, અને ગાવા બજાવવામાં વખત ગુજરશે ને વળી ગુજરાન પણ ચાલશે. એમ સમજી એ ઉદ્યોગ કરવો ધાર્યો—પણ એ કામનેમાટે શ્લોક બદ્ધ આખ્યાનો જોઈયે ને એ આપણામાં ન હોવાથી દક્ષણી હરદાસોના નમુના પ્રમાણે મેં આખ્યાનો રચવા માંડયાં હતાં તેમાં ઉપલું રચાયું છે-(૧૮૬૦માં.)

૧ સાજ—ભૂષણ—શોભા સાથે (રૂપગુણથી શોભિત,) ૨ ભગવાન ઉપર નિત્ય લક્ષ રાખનારી. ૩ શ્રેષ્ઠ; મોટી. ૪ મંગળ—રુડું આચરણ કરનારી.

થઇ પણવાને લાયક, તારે રાજા વિચારિને બોલે;
'સુણતાં અદ્‌ભુત કીર્ત્તી, અવર વર નહીંજ કૃષ્ણને તોલે.' ૩
સ્નેહિ સગાં પુરજનને, રાજાની તે ઘણી ગમી વાત;
ન ગમી મોટા સુતને, વગોવિ જેણે મુરારિનિ[૫] જાત. ૪
રુકમ ભમેલો ભાખે, 'શિશુપાળજ છે સહોદરી[૬] લેવા;'
બહુ ગુણ ગાયા તેના, 'અવર ન દમઘોષના તનુજ[૭] જેવા.' ૫
અતિશય રાઢે આવ્યા, પુત્ર પિતા બે તપી જઈ છેક;
પાટવિ રુકમે કહાડયાં, ના કહેવાનાં વચંન તજિ ટેક. ૬
રાણી આવી વ્હારે, 'કંકાસે ઘર ઘલાય છે ભારી;'
'સમજો સ્વામી મારા, થાશે વાતો હરીતણી ધારી.' ૭
રાજા ઉદાસિ થઇને, આઘો જઇ કરિ વિચારમાં બેસે;
બીજાં સહુ પણ ઉઠયાં, ઘબરાઇને 'શું રુકમ તે કહેશે.' ૮

(ભુજંગી.)

પછી રુકમ આ સંધિનો લાભ લેછે, સુમૂહૂર્ત તે જોષિયોને પુછેછે;
રુડો દી ઠરે ગોરને બોલવેછે, શિશૂપાળને કોફળો મોકલેછે. ૯
ઘણી ધામધૂમે પુરી જાગતીછે, ઠઠો લોકની જાતિ ને આવતીછે;
સરંજામેં તૈયાર સંધો થયો છે, પરંતૂ રુડો રંગ[૮] ન્હાસી ગયોછે. ૧૦
પિતા ભાઇ માતા સગાં ને પ્રધાનો, થયા શોચને છાંડિ સામેલ જાણો;
બહૂ ઉદ્યમે તે રખે લાજ જાએ, વિવાહી સમારંભ સારો બનાવે. ૧૧
શિશૂપાળના મિત્ર રાજા બિજાઓ, સહૂ સૈન્ય સંગાથે આવે ઘણાઓ;
જરાસન્ધ ને કાશિરાજા ગુમાને, બધાથીજ પેહેલ આવ્યાછ જાને. ૧૨
શિશૂપાળ તે આવશે આજ કાલે, ભુંડો ભાઇ તો આમ ને તેમ મ્હાલે;
બહૂ બ્હાવરું બ્હાવરું લોક ભાળે, નહીં રાયનૂં તો શું તેઓનું ચાલે. ૧૩

(ચામર.)

જે દિથી અલૌકિકી સુકીર્તિ કૃષ્ણની સુણી,
તે દિથી ઇછે ઘણીજ રુકિમણી મણી[૯] ગુણી;

---

૫ કૃષ્ણની. ૬ બેહેને. ૭ દમઘોષ નામના રાજાનો તનુજ—છોકરો શિશુપાળ. ૮-(ઉમળકા વનાનું છે માટે સહુને રંગ લાગતો નથી; સઘળો ઠાઠ ફીકો દેખાય છે.) ૯ ગુણ કરનારું અથવા ગુણવાળું—ગુણવંતુ જે મણી તે (કૃષ્ણ.)

નિત્ય તે મનાવતી બનાવિ ગોર માટિની,[૧૦]
માંગતી થઇ અધીર ર્‌હોડ કૃષ્ણ માટિની.[૧૧] ૧૪
ઉદ્યમે કરે સુદાન યજ્ઞ ને તપો વ્રતો,
લેશ ના વિસારિ મૂક્તિ મુખેથિ નામ તો;
લોકને મુખેથિ સાંભળે ચરિત્ર[૧૨] આર્જવે,[૧૩]
પૂછતી સખીપ્રતી શું જુક્તિયો કરૂં હવે. ૧૫

(દોહરા.)

રાયે કહાડી જાહરે, બહીવાકેરી વાત;
હલકિ[૧૪] હરિણિ રુકમણિ કુદી,થઇ અતિશે રળિયાત. ૧૬
પિતાદિ સર્વ કુટુંબ તે, વિચારતાં વર કહાન;
તેમ તેમ ફૂલાઇ ને, ગાય ગીત લઇ તાન. ૧૭
કાંતિ વધી શશિમૂખની, આંખો થઇ વિશાળ;
હઇડૂં ફૂલ્યૂં હરખથી, તન મોટૂં થયું ભાળ. ૧૮
રહ્યો હરખ ધડિ એક તે, એભકથી કંપાય;
રુકમવચન તિર વાગતાં, પડી મૂર્છાથી ભાંય. ૧૯

(સાખી–મરેઠી રીત.)

મૂર્છા વળેથી, વદે સકુમારી, 'હારિ હવે હૂં ભારી;'
'હવે કયમ થાશે,' રડે તે ડુસકે, મુરારિને સંભારી. ૨૦
લગ્ન તયારી, જોયે જયમ જયમ,ત્યમ ત્યમ બહુ મૂઝાય;
શાણી સમજુક,લવ ન જણાવે,બ્હાર જે ભીતર[૧૫]થાય. ૨૧
જેવિ ઉમંગી, હુતી સુરંગી, તેવિજ આશાભંગ;
ચટપટિ મનમાં, વર હરિ કરવા, જડવા કુંદન નંગ.[૧૬] ૨૨

(લલિત.)

ધિરજ લાવિને જુક્તિ શોધતી, સજનિ એકને આમ બોધતી;
'કહિશ મા સખી કોઇને ભલી, લખિ હું પત્ર તો મોકલૂં વળી.' ૨૩

---

૧૦ મટોડીની. ૧૧ ધણીની. ૧૨ કૃષ્ણ ચરિત્ર. ૧૩ કાલાવાલા કરી કરીને; ખંત રાખીને. ૧૪ (માણસ ખુશીથી હલકું ને દલગીરીથી ભારી થતું હો એમ લાગે છે.) ૧૫ દીલમાં.
૧૬ કૃષ્ણરૂપી નંગને, પોતે (રુક્મિણી) જે કુંદન તેમાં જડવાને.

(ગીતિ.)

આશ્રિત ઘરનો બ્રાહ્મણ, બોલાવી કરિ વિનંતિ પુજિ પાગ;
બ્હીતી બ્હીતી બોલી, મનમાંની જે અસહ્ય[૧૭]હુતિ આગ. ૨૪
દખણા દઇને વળતી, વાડવને[૧૮]રુક્મિણી કહે આ[૧૯] લો;
સંદેશો તે મારો, દ્વારામતિ જઇ મુરારિને આલો[૨૦]. ૨૫
તે વિશ્વાસૂ ભટ્ટે, ઉતાવળે પત્ર કૃષ્ણને આપ્યો;
હઇયાસરસો જેણે, વ્હાલીનો લહિ ઉમંગથી ચાંપ્યો. ૨૬
જોઇ આંસુ ઢાળ્યો, કંઠે ગદગદ, થયા સજળ આંખે;
કૃષ્ણ કહે 'ગુરુ વાંચો, બીજૂં વ્હાલૂં મ્હને ન તે પાખે.' ૨૭

કાગળ.

(ધોળ.)

'દ્વારિકાં પૂરી પૂરી સોહામણી, તાંહાં બીરાજો શ્રીકૃષ્ણ;'
જીવણ[૨૧] વ્હેલા આવજો.
'માન મૂકી લુખી ભૂખી વીનવૂં, કાળચક્ર ભમે શીર ઉષ્ણ.' જી૦ ૧
'કો દી નજરે જોયા નથી આપને, ઓળખાણ વિના ધરૂં હામ;' જી૦
'માટે માફ કરી હરી મૂજને, વ્હાલા વ્હેલા વળો કહું આમ.' જી૦ ૨
'છોડી[૨૨]છોડી[૨૩] હૂં વાટ વિવેકની, દોડૂં ભૂલી ભણેલી હું આજ;' જી૦
'ન્હાસૂં હરણી હું પારધી આવવે, આણી દાઝ રાખો મૂજ લાજ.' જી૦ ૩
'હૈડું ભઠ્ઠીપેરે ભારી ધમધમે, ઉન્હા કુંડપેરે નેન વેહ;' જી૦
'ઝાડડાળીપેરે હાથ થરથરે, ચિત્ત ચોરપેરે છુપું રેહ.' જી૦ ૪
'લખવૂં સૂઝે મને નહીં આ સમે, સૂઝે માને નહીં વળી હાથ;' જી૦
'માને હાથ તોએ નેનનીર તે, ધોઈને કરે સાતડે સાત.' જી૦ ૫
'જેવું તેવું થોડૂં ઘણૂં માનજો, તમે છો સહુ અંતરજામ;' જી૦
'બકરી[૨૪]ઈછે મને વર સિંહને, સિંહ કેમ કરે તે કામ?' જી૦ ૬
'મ્હારી છાતી દોડે ધસી તમભણી, ઝીલીલેજો વેળાસર યાર;' જી૦
'પૂઠે ભમતો શિશૂપાળ કાળ તે, મૂઓ આવશે સાંજ સવાર. જી૦ ૭

---

૧૭ ન સંખાય તેવી. ૧૮ બ્રાહ્મણને; ગોરને. ૧૯ આ સંદેશો.
૨૦ આપો. ૨૧ જેથી જીવાય તે.-વસ્તુ, માણસ વગેરે.
૨૨ મુકી દઇને. ૨૩ છોકરી.
૨૪ રુક્મિણી બકરી ઈચ્છેછ કે કૃષ્ણસિંહ ક્યારે મારો વર થાય.

'અહો રાય હું છૂં હીણ કિંકરી, ઉલટયો ઘરનો સહુ સાથ;' જી૦
'મારૂં અબળાનૂં શૂં જોર ફાવશે, માટે આવી ગ્રહો મુજ હાથ.' જી૦ ૮
'સૂણે તાપ હરે ભારી મંનના, જોએ થાએ મનોરથ સિદ્ધ;' જી૦
'એવી રૂપ ગુણ કીરતી શ્યામની, નવે ખંડમાં વ્યાપી પ્રસિદ્ધ.' જી૦ ૯
'વિદ્યારૂપસ્વભાવથી યોગ્ય જે, વળી યોગ્ય વયે ધને વીર,' જી૦
'એવા આનંદકંદસુ[૨૫] પરણવા, કન્યા કૂલીન કો ધરે ધીર[૨૬]?' જી૦ ૧૦
'મારૂં ચિત્ત પ્રોવાયૂં તમમાંહે, વરૂં તો વરૂં શ્રીજદુરાય,' જી૦
'પ્રીતિજોશ તે નારીની જાતમાં, દૂધઊભરો નાજ સમાય.' જી૦ ૧૧
'માગૂં માન મુકી સામું હૂં કરૂં, માની[૨૭] રાખો કરી તમ વામ;'[૨૮] જી૦
'અર્પ્યો પ્રાણ મેં તો વાસુદેવને, હવે ભયથી ઊગારજો સ્વામ.' જી૦ ૧૨
'દેશ દેશના જાચકો આવીને, પુણ્યશ્લોક[૨૯] ચરિત્રો ગાય;' જી૦
'તેથી ભીષ્મકરાય સભાવીષે, નીત ભારી પ્રસન્નજ થાય; જી૦ ૧૩
'છાની છાની અટારીથી હૂં સૂણૂં, કૃષ્ણલીલા રસાળી ગવાય; જી૦
'તેથી પ્રેમલતા[૩૦] ઉર ઊપની, જીવ આકુળ વ્યાકુળ થાય.' જી૦ ૧૪
ણવા યોગ્ય બાપે દીઠી જાહરે, કહ્યૂં કૂટુંબને નથી ઢીલ;' જી૦
ન્યાકાજ કો વર શોધી આણવો, જોઇ કુળ રૂપ ગૂણ ને શીલ.'[૩૧] જી૦ ૧૫
મોટા મોટા રાજાગુણ સાંભળ્યા, નહીં ભીષ્મકમંન મનાય;' જી૦
'પછી બોલ્યો મોટો ભાઈ રુકમ તે, યોગ્ય એક શીશૂપાળરાય.' જી૦ ૧૬
'ભારી ગજવી કીરતી તેહની, તારે બાપે ધરચો કંઈ કાન; જી૦
'વચ્ચે બોલિ ઉઠયો રુકમકેશ[૩૨] તે, બ્હેન લાયક છે નંદકહાંન.' જી૦ ૧૭
'નામ સુણતાં ગમ્યો વર રાયને, સાચી વાત કહી રુકમકેશ;' જી૦
'નથી એની સમાન કો લોકમાં, એતો ગુણ રૂપ રૂડે વેશ.' જી૦ ૧૮
'ક્રોધ આવેશમાં રુકમ ભાઈ તો, ઘણી નિંદા બકયો બહુવાર;' જી૦
'ઘણાં વચનો કહ્યાં વળી બાપને, નથી શિશુપાળસમ[૩૩] કો સાર. જી૦ ૧૯

---

૨૫ આનંદનું મૂળ એવા કૃષ્ણસાથે. ૨૬ (સ્ત્રીયે સામું માગું તો કરવું ન જોઇયે પણ આવો આવો જે યોગ્ય તેની સાથે પરણવાને અને જારે તે બીજે ઠેકાણે ઝડપાઈ જતો હોય અને જારે મને મૂરખ સાથે પાનું પડવાનું થતું હોય તારે હું કુળવંતી પણ સામું માગું ન કરૂં?) ૨૭ કબુલ રાખી. ૨૮ વામા; સ્ત્રી. ૨૯ સ્તુતિપાત્ર; પવિત્ર; ધર્મસંબંધી કૃત્યોથી કીર્ત્તિ થઈ હોય તેવાં.
૩૦ હૈયામાં પ્રીતિની વેલી ઉગી (વ્હાલો લાગવા માંડયો.) ૩૧ સ્વભાવ; આચરણ. ૩૨ રૂક્મિણીના નાના ભાઈનું નામ. ૩૩ સરખો.

'તારે કંકાસનૂં લ્હોડૂં બાળવૂં, એમ જાણી ભણે હા રાય;' જી૦
'શિશુપાળને ટીકો મોકલ્યો, તે તો ભાએગવાન મનાય.' જી૦ ૨૦
'દેશ દેશ નરેશ છે જાનમાં, આવ્યા આવશે સેનસંગાત;' જી૦
'શિશુપાળ ઢળ્યો વળી આવશે, મને ઝંપ નથી દીન રાત.' જી૦ ૨૧
'નથી ખાતી પીતી પણ રોઉછું, નથી દાખવતી બ્હાર મૂખ;' જી૦
'સંધા શણગાર અંગાર તે બળે, પેટે પીડે અહોનીશ[૩૪] ચૂંક.' જી૦ ૨૨
'પીઠી લાગે કૌવચ્ચવત ખૂંચતી, આ શી ચરચાઉંછું બધે ગામ;' જી૦
'અરે કીધાં સુકૃત આડાં આવજો, મારે મન તો વસ્યા શ્રીરામ.' જી૦ ૨૩
'જો મેં યજ્ઞ વ્રતો કીધાં હોય તો, પાળી નિયમો દીધાં હોય દાન;' જી૦
'હોએ બંધાવ્યા કુવા વાવજો, હોય આરાધ્યા ભગવાન.' જી૦ ૨૪
'વીરભાગને[૩૫] શીશૂપાળ તે, નાજ અડકે તેવૂં કરો કાર્મ;' જી૦
'સિંહભાગને જેમ શીયાળવૂં, ભીડે અડવા નહીં લવ હામ.' જી૦ ૨૫
'આવો ગુપ્ત પ્રથમ પ્રભુ ને પછી, સેનસાથે પ્રગટ કરી રૂપ;' જી૦
'શિશુપાલ જરાસંધ સેનને, ખાતરનીશાં કરી દો ભૂપ.' જી૦ ૨૬
'મારે પ્રલ્લૂં નથી કંઇ જોઇતૂં, પલ્લૂં[૩૬] મોટૂં પરાક્રમ દેવ;' જી૦
'માટે રાક્ષસવીધીએ[૩૭] વરો, વ્હેલા થાઓ ક્યારે કરૂં સેવ.' જી૦ ૨૭
'સગાં વ્હાલાં હશે અંતઃપૂરમાં,[૩૮] તેનો ઘાત થશે કેહેશો એમ;' જી૦
'તો હું જુકતી બતાવું છું તે રીતે, કોઈ જાણે નહીં કાંઇ તેમ.' જી૦ ૨૮
'અંબામંદીર પૂરીની બ્હાર છે, હૂં ત્હાં આવીશ પૂજવા માત;' જી૦
'તમે વેહેલા પધારજો ત્હાં ખરા, પછી થાશે ત્યાંહાં સંધી વાત.' જી૦ ૨૯
'ભારી વ્રત્ત કરી દેહ સૂકવી, હવે માં તલપાવશો રાજ;' જી૦
'મેં તો લીધો નીયમ વરવાતણો, કરૂં સો જનમે પણ કાજ.' જી૦ ૩૦
'ઉમાનાથ ચરણરજ ઇછિતા, એવા તમનાશક[૩૯] તમ પાદ,' જી૦
'માટે દો પરસાદી તે ભાવતી, નહીં તો પ્રાણ દેઉં અનાદ[૪૦].' જી૦ ૩૧
'હવે ઘડીએ તે ઘૂંટ ભરાયછે, માટે આવીને લોજ સંભાળ;' જી૦
'મૂર્ખસાથે તે શૂં ઘર માંડવૂં, તેથી બંન્યો બને બેહાલ.' જી૦ ૩૨

---

૩૪ રાત દાહડો. ૩૫ જેમ સિંહના મેળવેલા શિકારને શિયાળ અડકી શકતું નથી તેમ એ મારા વીર હું તમારી શિકાર છઊ માટે મને શિશુપાળ ન અડકે એવું કરો. તમેજ વરો. ૩૬ તમારૂં પરાક્રમ છે એજ મોટું પલ્લું છે. ૩૭ બળથકી છિનવી લઇને. ૩૮ જનાનામાં.

૩૯ અજ્ઞાન-પાપનો નાશ કરનારા તમારા પગ છે. ૪૦ એ અનાદિ સિ-

'પૂરી પાડવા આસ સમર્થ છો, ભક્તકાજ કર્યાં બહૂ વાર;' જી૦
'દીનાનાથવિના છઉં આંધળી, હું તો ઘેલી થઈ રહી નાર.' જી૦ ૩૩
રંક રુકિમણી કીંકરી દાસીના, સ્વામ સ્વીકારજો સાષ્ટાંગ;' જી૦
'પાણી પીવા રેહેશો નહીં નાથજી, આવી રાખી કરો અરધાંગ[૪૧].' જી૦ ૩૪
'કાલાંવાલા હવે બીજા શા કરૂં, આવી ભેટો મને કહું હાસ[૪૨].' જી૦
'બીજું પૂછવૂં હોએ તો પૂછજો, સંધું કેહેશે નર્મદભટ[૪૩] ખાસ.' જી૦ ૩૫

(દોહરા.)

વાંચ્યો કાગળ વાડવે, કૃષ્ણે સૂણ્યો સર્વ;
સંકટમાં છે પ્રેમદા[૪૪], રુકમ તણો બહુ ગર્વ. ૩૬
કાગળ પાછો લેઇને, ડાબ્યો છાતી સાથ;
કૃષ્ણ કહે રુકિમણી તણો, ઝાલિશ નક્કી હાથ. ૩૭
મેં પણ સુણિ હતિ રુકિમણી, નારદ મુખથી મ્હેલ;
આતુર હૂતો ત્યારથી, પણવાનો બહુ ઘેલ. ૩૮
સંધી આવી છે હવે, ચાલો જઇયે દેવ;
તલપેછે મુજ કામિની, કરવા મારી સેવ. ૩૯
એ જણ પછિ ઊઠયા તરત, રથ મંગાવ્યો જાણ;
ઉગ્રસેનને ચેતવી, હંકાવ્યો નિરવાણ[૪૫]. ૪૦

(માલિની.)

વન તરુ[૧] પશુ પક્ષિ, વાટમાં આવતાં તે,
નિરખિ મજલ મ્હોટી, ચેનમાં કાપતા તે;
સરસ નગર ગામો, વાટ ને ઘાટ જોતા,
સફળ[૨] શકુન સાધી, રુકિમણીપૂર પોંતા. ૧

(ગીતિ.)

તેમાં કરયો ઉતારો, ભીષ્મક રાયજિતણે સુઆરામે[૩];
થંડી છાંએ થંડા, થાક ઉતારી થયાજ આરામે.[૪] ૨

---

દ્ધ પુરૂષ. ૪૧. (સ્ત્રી, પુરૂષનું અડધું અંગ કેહેવાય છે.) ૪૨ સંતોષના ધ્વનિ-શબ્દ. ૪૩ કાગળ પોંચાડનારો બ્રાહ્મણ. ૪૪ સ્ત્રી; પ્રેમને આપનારી; પ્રીતિ કરનારી. ૪૫ એક નીશ્ચયથી; એકજ ઠરાવ મનમાં રાખીને; આનાકાની નહીં.
૧ ઝાડ. ૨ ઇચ્છા સફળ કરે એવા સુકન સાધી—જોઇને. રમણીય એવો જે બાગ તે ૩ વિશ્રાંતિ; આરાએશ. ૪ સુખ કરે તેવા તકો અને દુઃખ ક-

કૃષ્ણ કહે 'મ્હારાજા, જઈ રુક્મિણિસૂં વધામણી જાચો;'
'કહિયે 'ધીરજ રાખી, વિસારિ દુઃખો ઉમેદમાં રાચો.' ૩

(ચોપાઇ.)

બ્રાહ્મણ ચાલ્યો મંદિર ભણી, રસ્તે ભીંડાભીડજ ઘણી;
શિશૂપાળ હૂતો આવિયો, પડયો નહીં જેને ઓરિઓ. ૪
હતો લગનનો પ્હેલો દીન, રુક્મિણિતો મનમાં અતિ ખીન;
હજી કેમ ના આવ્યા હરી, અળખાંમણો તે જાશે વરી. ૫
વારે ઘડિયે બારી પાસ, આવી જાએ થઈ નિરાશ;
બાવરી થઇ તે ફીકી ફરે, જેવી ચંદનિ વ્હાણે ખરે, ૬
મનમાં તર્કવિતર્કો[5] કરે, સંકલ્પો[6] વીકલ્પો ભરે;
વિરહભયજ[7] તાવે થર થરે, અંબાને ઘડિ ઘડિ કરગરે. ૭

(ગીતિ.)

જઈ પોંચ્યો તે બ્રાહ્મણ, બોલ્યો લાગે મળીજ એકાંતે;
'સાવધ હરિ આવ્યા છે, તત્પર રહેજો, કહ્યૂંછ તે કાંતે.[8] ૮

(ઓખાહરણનો ઢાળ.)

દ્વારિકાંથી ગયા હરી જારે, સંધા જાદવ બોલે તારે;
કૃષ્ણ સાંને ગયા એકેલા, ત્યાં તો જોદ્ધા થયા બહુ ભેળા. ૯
ઉગ્રસેન ઘણા ગભરાયા, બળદેવને પાસ બોલાવ્યા;
કહ્યું સેના લઇ સહુ જાઓ, સાહ્ય ભાઇને વ્હેલા થાઓ. ૧૦
બળદેવ દોડયા હરિ વાંસે,[9] તર્ત પોંતા જઈ તે પાસે;
બંધે બંધૂ પુરે[10] જોડે પેઠા, રાજવાડીમાં જઇ બેઠા. ૧૧

(ગીતિ.)

રાએ જાણ્યૂં જારે, કહ્યું સાષ્ટાંગે પ્રણામ કરિ તારે;
'પૂર્યો મનોર્થ મારો, દર્શન દીધાં પ્રસંગ શુભ મારે.' ૧૨

---

રે તેવા તર્કો. ૬ સંકલ્પ–મનમાં નિશ્ચય થવા તે; વિકલ્પ મનમાં ઘચુપચુ થયાંકરવું તે. ૭ જુદાઈની બ્હીકથી પેદા થતો એવો જે તાવ તેથી. ભયજ એટલે ભયથી ઉત્પન્ન થયલો.–વિરહભય એટલે જુદાઇમાં એક બીજાને માથે આવી પડવાની આફતોની તરફની ધાસ્તી. ૮ સ્વામીયે (કૃષ્ણે.)

૯ પાછળ; પુઠે. ૧૦ નગરમાં.

નગ્રજનો થઇ ચોકે, દર્શન કરવા હરીતણાં જાએ;
'રુકિમણિજોગા ઓ[11] છે,' એમ કહીને ગુણો ઘણા ગાએ. ૧૩
રુકમ ઘણો કોપાઈ, ધમકાવી તે પિતાપ્રતી ભાખે;
કપટી કૃષ્ણો આવ્યો, વણબોલાવ્યો તું કેમ તે સાંખે. ૧૪
પછિ જઇ રાજાઓને, ભણે ભુંડો તે 'સજી કરી રહેજો';
'ધાંધલ મચાવતા છે, ઉત્પાતીઆ ઘણા દિસે એતો.'[12] ૧૫

(હરિગીત.)

રાજાઓપણ, ગભરાયા બહુ, ચિંતાતુર થઇ બાપડા;
કૃષ્ણપરાક્રમ વિચારિ બોલે, 'આવી મોટી આપદા.' ૧૬
રુકમ કહે છે, 'ગભરાઓ કાં, ક્ષણમાં જાદવ મારુંરે;'
આહિરબાળક, તે શૂં જાણે, જુદ્ધની રીતી ચારુંરે.' ૧૭

(નારાચ.)

'કૃપાનિધાન કાલ છે વિવાહ દીન તે થકી,'
'પ્રમાણ કૂળ રીત આજ દેવિ પૂજવી નકી;'
'હું આવું તે સમે તમે ગરીબ લાજ રાખજો,'
'ન જાય જીવ કોઇનો ભુદેવ[13] એમ ભાખજો.' ૧૮

(દોહરા.)

સુંગધ અત્તર તેલના, લેપ કરીને ન્હાઇ;
વસ્ત્રાભૂષણ શુભ સજી, થઇ ડાહી ન છરાઈ.[14] ૧૯
અંબા પુજવા નીસરી, લીધી સહિ સહુ સાથ;
વધામણીની તાસકો, છે ગોરાણી હાથ. ૨૦
વાજતે ગાજતે આસતે, રથ હંકાવે તેહ;
સાંજપોરની[15] શોભતી, અરુણી[16] તરુણી જેહ. ૨૧
શૂરા સહુ રખવાળને, સાથ મોકલે રાય;
શોભાની શોભા અને, બંડ દગા નવ થાય. ૨૨

---

૧૧ આ કૃષ્ણ. ૧૨ કૃષ્ણ ને બળરામ. ૧૩ ગોર; (એ શબ્દ બ્રાહ્મણને લગાડવામાં આવેછે.) ૧૪ મ્હોડું ઠાવકુંજ રાખ્યું. વેવલું–છરાંયું નહીં. ૧૫ સાંજને પોહોરે; સાંજે. ૧૬ ઉગતા સૂરજના રંગ જેવો રંગ છે જેનો એવી તરૂણી સાંજે શોભતી હતી અથવા સાંજે, અરૂણ–સુરજના રંગ થાય છે તેવા રંગની

શિશુપાળે પણ મોકલ્યા, જોદ્ધા શૂરાવીર;
જે ફરતી ચોકી કરે, લઇ ખડગ ને તીર. ૨૩

(ગીતિ.)

વિધિએ પૂજી અંબા, રુક્મિણિ પાછી વળે ઉલટભેર;
એવામાં શ્રીકૃષ્ણે,આણ્યો રથ નિજ નજીક નહિ દેર.[૧૭] ૨૪
સખિ બોલી 'ઓ રુક્મિણિ,જો આ આવ્યા મુરારિ અહિં' જારે;
ઉભી રહીને તેણે, હરિ નિરખ્યા કેશવારણે[૧૮] તારે. ૨૫
વાદળ સરખા કેશો, લટકામાં તે ખસેડતા દૂર;
પ્રતાળમુખડૂં[૧૯] શોભ્યૂં, જેવો માધવિ બપોરનો સૂર. ૨૬
જેને જોઈ ન સકે,રખવાળો સહુ બળ્યા બળ્યા હોય;
ટક ટક જોદ્ધા સર્વે, નીચે મોડે વિમાસિને[૨૦] જોય. ૨૭
જેમ વધૂદર્શનથી, મૂર્છાગત સહુ થયા પુરુષ ભારી:
તેમજ વરદર્શનથી મૂર્છાગત બહુ થઇ સરવ નારી; ૨૮
મંદ હસિ કહે તેને, 'આવો પ્રીતમ કને હવે હાસ;'
ઉત્તર વાળી નેને, આણે રથ હરિ વધૂતણી પાસ. ૨૯
જેવી રુક્મિણિ જાયે, ભેંટી પડવા વધારિને હાથ;
પ્રભુએ ઉપાડિ લઇને, ઝટ બેસાડી દિધી રથે સાથ. ૩૦

(દોહરા.)

કૃષ્ણ સિંહ રુક્મિણિ અજા, ભક્ષણ લઇને જાય;
જેનો શુભ મહિમા ઘણો, સંઘે રોજ ગવાય. ૩૧

---

તે તરૂણી શોભતી અથવા સાંજે તે તરૂણી, અરૂણ–સુરજનો નમતો પ્રકાશ તેના મોડાંપર પડવાથી તે અરૂણી–સુરજ રંગ સરખી બનીને શોભતી.

૧૭ વાર; વિલંબ. ૧૮ માથાના કેશ જે છુટા વિખરાયલા હતા તેને હાથ વતી ખસેડીને હરિને જોયા.

૧૯ પ્રતવાણું; હોંસીલું મ્હોડું. જારે ઉમંગમાં હોઇયેછ ત્યારે લોહીના ફરવાની ગતિ વધેછે ને તેથી મ્હોડાંપર વિશેષ તેજ મારેછે. જે પ્રમાણે માધવી–વૈશાખ મહિનાનો બપોરનો સુરજ તપે છે તે પ્રમાણે રુક્મિમણીનું મુખ તેજસ્વી શોભ્યું. એ ઉત્પ્રેક્ષા રખવાળો જોઇ ન શક્યા તેને માટેછે. વૈશાખના બપોરના સૂરજની સામાં કોઇ જોઈ શકતું નથી, તેમ રખવાળો પેલીના તેજસ્વી મ્હોડાં સામું જોઇ ન શક્યા પણ જોવા જતાંમાંજ મૂરછા ખાઇને પડ્યા.

૨૦ પસ્તાઈને; ફીકાં પડીને.

હારેલૂં વિખરેલૂં, દળ પાછૂ ઝટ થયૂં બધૂં ભેળૂં;
જાદવજોદ્ધા વિફર્યા, શત્રુકટકને મુણં કરી મ્હેલ્યૂં. ૧૧

(ઓખાહરણનો ઢાળ.)

મથ્યો ભારી શિશૂપાળ રાજો, છેક હારી ગયો બહુ લાજ્યો;
જીવ જાળવી પાછો વળતો, મુખે બાપડો બહુ કલકલતો. ૧૨
આવ્યો હૂતો મુગટ સજી કોડે, તે તો જાય હવે માથે બોડે;
આવ્યો હૂતો ચ્હડીને ઘોડે, 'મુઓ મુઓ' કહી પગે દોડે. ૧૩
આવ્યો હૂતો મૂછમરોડે, જાયે માર ખાતો બહુ રોડે[૫];
આવ્યો હૂતો લઇ સેન જોડે, નહીં ચાકર કો તે સોડે. ૧૪
આવ્યો હૂતો રુડો દેવગોડે,[૬] જાય ભૂંડો થઇ કાળે મ્હોડે;
આવ્યો હૂતો સજી પગ તોડે,[૭] તે તો ચાલે હવે વણજોડે. ૧૫
આવ્યો હૂતો ચોળીકરી પીઠી, તેને દીલે બહૂ રાખ દીઠી;
આવ્યો હૂતો નજર કરી મીઠી, તેને લોક જાણેજ અજીઠી[૮]. ૧૬

(દોહરો.)

ગયો ઘેર લજવાઇને, શિશૂપાળ રાજંન;
અસ્તાવસ્તાએ[૯] કરી, હસે નગ્રનાં જંન. ૧૭

(કટાવ.)

સહૂ સેનને, રાજાઓને, હારી ગયલા, નિરાસ થયલા, જોઇ કરીને, પ્રગટ સભામાં, સહુની સાંમાં, કરે પ્રતિજ્ઞા[૧૦], જો ન અરીને[૧૧], ચોરહરીને, મારૂં ધરીને, નાવું ફરીને, પુરમાં પાછો, એવૂં પણ લઇ, નીજ સેનને, જાદવ સામાં, લડવાનૂં કહિ, બહુ ક્રોધમાં, બહુ શૂરમાં, સકળ સેનથી, જુદો થઈને, આડી વાટે, જલદી માટે, કૃષ્ણપુઠે તો, પડયો ધસીને, જઈ સાંમો તે, બોલ્યો જોરે, 'કપટિ કૂડા; ઢોરચારુ ઓ, ભીખારુ ઓ, કાયર થઇને, કહાં નાસે છે, બાળકપણમાં, દહીંદૂધની, ચોરી કરિ તેં, તે પરમાણે, આ અબળાને, મમ ભગિનીને, હું દેખૂં ને, હરિલઇ જાવા, મનમાં ધારે, શરમજ ભારે, નક્કિ રાખ તૂં, લવ નવ ફાવે,' એમ કહીને, મુકયાં તીર ત્રણ, બિજાં

---

૫ ઇટના કકડા. ૬ દેવની પેઠે; દેવ સરખો બનીને. ૭ સુનાનો તોડો પેરીને. ૮ મેલી; ગંદી; અપવિત્ર. ૯ ભુંડી હાલતમાં. ૧૦ પ્રતિજ્ઞા કરવી એટલે સમખાવા; પણ લેવું; નીમ લેવો. ૧૧ શત્રુને.

પાંચ પણ, જે સર્વેને, હરિયે રોધી[૧૨], થઇને ક્રોધી, મુકયાં બાણ ત્રણ, સફાઈથી કે, શીર સાર્થિનું, સટ્ટ કપાયું, ઉડયા અશ્વ ને, રથ ધસડાયો, ભાગિ ગયો સહુ, તુટયું ધનુષ શુભ, એવિ અવસ્થા, દીઠી જારે, ઘણો બળીને બળાત્કારે, મથી મથીને, રુકમ મુકતો, સરો[૧૩] ઘણાં પણ, છેદાઇ તે જાયે સઘળાં, જોઇ દોડયો, ખડ્ગ ઢાલ લઇ, તારે તો શ્રી કૃષ્ણ કહાડતા, ખડ્ગ સામું પણ, એવામાં શ્રી રુક્મિણિજીયે, વચ્ચે પડિ કરિ કાલાવાલા, ઘણા આગ્રહથિ, હરિ અટકાવ્યા, જેણે જોતાં, રુકમે મારી; ગદા રથ્થપર, તર્તજ પટકી, ધરી તેહને, તસતસતો બહુ, બાંધ્યો જબ્બર, સાંગીસાથે, પછી અશ્વ હરિ, થયા ખેડતા; એવાં છે બહુ,પુણ્ય ચરિત્રો, દેવ દૈત્યના, દોરતોર-ને, તોડિ નાખતાં, શ્રી દ્વારિકાધીશનાં તે, બોલો શ્રી રણછોડરાયની જે. ૧૮

(ચોપાઇ.)

'મા મારો મારા ભાઈને,' ભણિ રાણી છેડો સ્હાઇને;
તે વીનંતી માની કરી, દેહદંડ ના કીધો હરી. ૧૯

(દોહરો.)

ખડ્ગે મૂડયાં ડાડિ મુછ, અડધાં અડધાં ન્હેશ;
પાટા પાડયા મસ્તકે, કર્યો વિચિત્રજ વેશ. ૨૦

(ગીતિ.)

શત્રૂનૂં દળ દળિને, હળધર[૧૪]આવ્યા હરીકને ધાઇ;
રુકમને બાંધ્યો દેખી,કહે 'અરેરે કર્યૂં શું આ ભાઇ.' ૨૧
મનમાં તો બહુ ગમતૂં,પણ રુક્મિણિને મનાવવા રૂડૂં;
રામ કહે 'દો છોડી, સાળાને બાંધવો ઘણૂં ભૂડૂં.' ૨૨

(દોહરા.)

કૃષ્ણે છોડયો રુકમને, શરમાતો એ જાય;
પણ [૧૫]પરમાણે પૂરમાં, તેથી નાજ જવાય. ૨૩
કુંદનપુર હરગીસ તે, નાજ ગયો ધરિ ટેક;
રાજપુત્ર આખર ખરો, કચ્છ વસાવ્યૂં નેક. ૨૪

---

૧૨ અટકાવીને. ૧૩ બાણ; તીર. ૧૪ બળરામ. ૧૫ સમ ખાધા હતા માટે તે પોતાના પુરમાં નજ ગયો.

(માલિની.)

જય જય જય શબ્દે, દ્વારિકાંમાંહિ પેઠા,
જય જય જય શબ્દે, તે સભામાંહિ બેઠા;
વધુસહ હરિરામે, રાયને[૧૬] આઠ અંગે,
ઘટિત નમન કીધૂં, જંન જોયે ઉમંગે. ૨૫

(દોહરો)

દિન નિરધારી લગ્નનો, સમારંભ સહુ કીધ;
કંકોતરિ સહુ રાજમાં, તર્ત મોકલી દીધ. ૨૬

(ચોપાઈ.)

દ્વારીકાં શોભે છે ઘણી, શૂં ગાણિં કીર્તી તેતણી;
મંડપરચના છે વીશાળ, મણિમય કનક સ્તંભ રસાળ. ૨૭
સહૂ દેવ ને રાજા સહૂ, આવીને બેઠા છે કહૂં;
વિપ્ર ભાટ ચારણ છે બહૂ, ગાંધર્વોને ગાતા લહૂં. ૨૮
વધૂં વર બે ચોરીમાં જાય, માતુનિ તે સહુ મંગળ ગાય;
થૈ થૈ થૈ અપ્છરાથિ થાય, જંનમંન હરખે ઉભરાય. ૨૯

(દોહરા)

પ્રતિનિધિ રૂપે કોઇ બે, થઈ માત ને તાત;
દીધૂં કન્યાદાન શુભ, સહૂ થયા રળિયાત—૩૦.
વેદવિધી થયું કર્મ ને, થયો હસ્તમેલાપ;
મંગળફેરા તો ફર્યાં, વધુવર કોડે આપ—૩૧.
જય જય શબ્દે વરવધૂ, પરણી ઊઠ્યાં રંગ;
આશિષ લીધો સર્વનો, માય હરખ નહિં અંગ—૩૨.
દાને ભેટે ભોજને, સંતોષ્યાં સહુ જંન;
છોડયા કોડે દોરડા, સહુ ગાતાં ધનધંન—૩૩
રુકિમણિ પરણ્યાં કૃષ્ણને, વર્ત્યો જેજેકાર;
કથા રસાળી સૂણતાં, તરે જંન સંસાર—૩૪

---

૧૬ ઉગ્રસેનને (રુક્મિણી, કૃષ્ણ અને બલરામ એ ત્રણેએ નમન કીધું.

(શિખરિણી.)

કરે સાચે ભાવે, હરિભજન રૂડૂં વણ છકે,
ખરે પામે કો દી, ફળ શુભ ઇછેલૂં મનથકે;
જુવાનીને તોરે, અવરથિ ભમાઇ ફુડું કરે,
કુવામાં બૂડે તે,હુરમત ગુમાવી બહૂ ખરે—૩૫
બહૂ શૂરાસાથે,બળ વગર બાથો બહુ ભિડે,
સહૂ ખોઇને તે, શરમથકિ માંદો થઇ પડે;
પિતા આડો ચાલે,સુતતણિ કુબુદ્ધી પત કરી,
ચિતામાં તે બાળે,જિવ જિવનગાળોકરિ અરી—૩૬

(દોહરો.)

ગાય ગવાડે પ્રેમથી, કહે નર્મદ કર જોડ;
કોડ કરે પૂરાં સહૂ, દાતા શ્રીરણછોડ—૩૭

(૧-૨)

# *ઋતુવર્ણન.

* એક દહાડો હું ને મારી પ્રિયા પરસ્પર વાત કરતાં હતાં, એવામાં એકાએક મારાં મનમાં એવો તુરંગ ઉઠયો કે મારો ને તેનો વિયોગ થાય, તો તે બચારીને કેટલું ખમવું પડે? એ તુરંગથી મારૂં મ્હો ઉતરી ગયું જોઇને પેલીએ પરાણે મારી પાસથી મારાં મનની વાત કહડાવી, ને પછી તે પણ દલગીર થઈ ગઇ. એ વાત ઉપરથી મને વિયોગ સંબંધી કંઇ લખવાનું મન થયું; અને ઘણા દહાડાનો ઋતુ સંબંધી લખવાનો મારો વિચાર તો હતોજ;—એ બે કારણોથી મને આ ગ્રંથ લખવો સુઝયો. (સને ૧૮૬૧ ની ૬ ઠ્ઠી અપરેલ.) પછી મે મહિનાની આખરે ગ્રંથ આરંભી, ગ્રંથ લખવાનો અભિપ્રાય તથા મંગળાચરણનો એક શ્લોક તા૦ ૬ ઠ્ઠી જુને સાંજે ફરવા ગયા હતા ત્યાંહાં એક મારા મિત્રને કહી સંભળાવ્યા હતા. તેણે કહ્યું કે ઘણો સારો ગ્રંથ થશે—જેમ બને તેમ તાકીદથી પુરો થવો જોઇએ. પછી મેં, તે, ૨૫ મી સપટેમ્બરે સમાપ્ત કરી અકટોબરમાં છાપી પ્રગટ કરયો. એ વાતનું સ્મરણ રાખવાને ગ્રંથમાં એકાદે ઠેકાણે શબ્દરચનામાં મેં મારી પ્રિયાને આશીરવાદ પણ લખ્યો છે. એ કવિતા મ્હારાથી નિરાંતે જોડાઇ નથી, પણ રસ્તે એકલાં ચાલતાં નિત ચાર પાંચ શ્લોક જોડાતા ને ઘેર રાતે લખતાં થોડાક બીજા શ્લોક વધતા; એ રીતે પણ હોંસભેર જાણે હું મ્હારીજ પ્રિયાને માટે લખતો હોઊં અને ગ્રંથની નાયિકા તે પણ માહારીજ પ્રિયા હોય એવી રીતે આ ઋતુવર્ણન લખાયું છે.

આ ગ્રંથમાં આવી કલ્પના કરી છે કે, મારી ન્યાત જેવી કોઇ ઉત્તમ સુઘડ ન્યાતની કોઈ દેશાઈની સત્તર અઢાર વરસની નવી સાસરે રહેલી સ્ત્રી, પોતાના પતિસાથે છ સાત મહિના થયા સંસાર માંડી રહેલી; તેના પતિને કોઇ

અગતનાં કામસારૂ પરદેશ જવું પડેલું, તે વખતમાં પેલી પરણેલી (શ્રીમંતને ઘેર તેથી) પોતાના વાડીબંગલામાં પોતાની સાસુ અને એક પચ્ચીસ વરસની દાસીસાથે રહી હતી—અલબત ઘરમાં બીજા ચાકર મુસદ્દીઓ તો ખરાજ. તે કુલીન, ભણેલી, ડાહી, રસિક તરૂણીને ઋતુઋતુ પરત્વે જે જે વિરહવેદના થતી તે તે પોતાની દાસી (સખી) આગળ કહેતી.

આ ગ્રંથમાં વિરહવર્ણન છે માટે મારી નાયિકાને સ્વકીયા પ્રોષિતભર્તૃકા સુમધ્યા કહું છું. સ્વકીયા એટલે પોતાની પરણેલી; પ્રોષિતભર્તૃકા એટલે વિરહિણી—પતિના વિરહથી દુઃખી અને મધ્યા એટલે સોળ ને વીસની વચમાંની ઊમરની તરૂણી.—જેને કામનો જોશ ઘણો હોયછે ને જે બ્હારથી ઘણી (એકાંતમાં થોડી) લાજાળ હોય છે તે.—પણ પાછી સુમધ્યા એટલે મધ્યા છતે સારીપઠે સમજતી—કાવ્યશાસ્ત્ર, કામશાસ્ત્ર ભણીને સ્નેહશાસ્ત્રમાં પ્રૌઢા જેવી થયલી એવી સુઘડ રસિકસુંદરી.—સુઘડ એટલા માટે કે વિરહવેદનાથી ઘણીજ પિડીત છતે પ્રત્તભંગ ન કરે એવી નીતિમાન.

આ કવિતા લખતી વખત મેં કાળિદાસનો ઋતુસંહાર નામનો નાહાનો ગ્રંથ અને ટામસનના સીઝન્સ નામનો મોટો ગ્રંથ એ બે જોયા હતા. પણ એ ગ્રંથથી આ ગ્રંથ કેવળ જુદોજ છે. ઉપલા બે ગ્રંથોમાં ઋતુઋતુના સૃષ્ટિમાં જે બ્હારના ચમત્કાર જોવામાં આવેછે, તેનુંજ વિશેષ વર્ણન છે. પણ આ ગ્રંથમાં બ્હારના દેખાવોનો આબેહુબ ચિતાર આપી તેના સરખો અથવા ઉલટો દિલના જોસ્સાનો પણ આબેહુબ ચિતાર આપેલો છે. અને એજ આ ગ્રંથની ખુબી છે. અલંકાર પણ નવા છે.

કોઇને શક ઉપજશે કે કુદરતના દેખાવ સંબંધી વિચારો મારા પોતાના અનુભવના નથી, પણ સંસ્કૃત અંગ્રેજી ચોપડીઓમાંના હશે, પણ એમ નથીજ. કુદરતના દેખાવની છાપ મારા મનઉપર મારાં બાળપણમાંથીજ સારી પેઠે પડી હતી; અલબત ઝાંખી તો ખરી. (એ વિષે બીજે ઠેકાણે સારીપેઠે બોલીશ.) એ ઝાંખી છાપો જ્યારે હું સુરતમાં ત્રણ વરસ રહ્યો હતો ને ગામડાંઓમાં ફરતો હતો ત્યારે ચિત્રરૂપે થવા આવી હતી તે, કવિતા સરૂ કર્યાપછી પ્રસંગ તથા વિચારને જોરે આપોઆપ આબેહુબ ચિત્રરૂપ બ્હાર નિકળી પડી છે.

સંસ્કૃત ને અંગ્રેજી ગ્રંથઉપરથી મને રૂચી થઇ છે એમ નથી. મેં કવિતા કરવી શરૂ કીધી ત્યાર પછી જે જે મોટા ગ્રંથો લખવાનો વિચાર કીધો હતો, તેમાં પેહેલો 'વિદ્યાભ્યાસ કીધાથી સ્ત્રીપુરૂષને લાભ થાયછે' એ વિષે એક વાત જોડવાનો હતો—જેનો પ્રારંભ પણ કરચો હતો ને બીજો, છ ઋતુનું વર્ણન કુદરતના બ્હારના દેખાવોનોજ કરવાનો હતો; પણ પછી એ બે ગ્રંથોનો વિચાર બંધ રાખી, મારા પિતાની ઇચ્છાથી મારે પિંગળ પ્રવેશ કરવો પડયો હતો. તોપણ કહેવાનું આ કે ઋતુનું વર્ણન કરવાની મારી પ્રથમથીજ ઈચ્છા, કે જે સંબંધી પિંગળ પ્રવેશમાં કંઇ કંઈ દૃષ્ટાંતરૂપ લખ્યું પણ છે.

મેં કોઈ ગ્રંથના વિચારો આ ગ્રંથમાં લીધા નથી. સંસ્કૃત ગ્રંથોમાંના શબ્દો લખાઇ ગયા હશે ખરા. મારે મારા ગ્રંથ વિશે બોલવું યોગ્ય નથી તોપણ અજ્ઞાનીઓને રૂચી કરાવવાને માટે કહેવું પડે છે કે 'ઋતુવર્ણન' સરખો નાહાનો શાસ્ત્રીય ગ્રંથ અંગ્રેજીમાં ને સંસ્કૃતમાં મારા જોવામાં આવ્યો નથી; ને સાંભળ્યા પ્રમાણે ફારસીમાં પણ નથી.

આ ગ્રંથમાં અક્ષરવૃત્તોજ રાખ્યાં છે, સંસ્કૃત રીતિ પ્રમાણે; પણ પ્રકરણ સમાપ્તીયે સંસ્કૃતમાં મોટાં વૃત્ત લખ્યાં હોય છે તેમ મેં ન કરતાં ઉલટાં નાહાનાં વૃત્ત અનુષ્ટુપ રાખ્યાં છે. આ ગ્રંથમાં જે જે અલંકારો આવ્યા છે તે-

(દોહરા.)

સકળ રસિક નર નારિયો, વાંચો ધરી ઉમંગ
માનસીક[1] તપનો સમે, ધરતાં ધીરજ અંગ. ૧

માંના મુખ્ય મુખ્યનાં નામ પ્રસંગે પ્રસંગે લખ્યાં છે. સઘળાનાં નથી લખ્યા તેનું કારણ આ કે, સંસ્કૃત પ્રમાણે અલંકારોના અસંખ્ય નામ લખી વાંચનારાને ગુંચવણમાં ન નાખવા.

મને સંસ્કૃત ગ્રંથોની અલંકાર આપવાની સ્વછંદી રીત શાસ્ત્રીય નથી લાગતી. એવિષે મારા અલંકાર પ્રવેશમાં કહ્યું છે. ગુજરાતી ભાષામાં આરંભથી તે ઇતીસુધી અક્ષરવૃત્તમાં લખેલો ગ્રંથ તે આજ છે. એમાં અર્થની જે ટીકા કરી છે તે વ્યાકરણ રીતે અન્વય પુરસ્સર અને પછી તેમાંથી નિકળતી જે રસવ્યંજના તે અનુભવીજનને સેહેલથી સમજાય તેવી રીતે બતાવી છે.

સંસ્કૃત ગ્રંથોમાં સંક્રાંતિ ઉપર ઋતુનું ધોરણ રાખ્યુંછે—જેમકે જાંહાંસુધી મીન ને મેષ એ બે સંક્રાંતિ હોય ત્યાંલગીનો કાળ તે વસંતઋતુ, વૃષભ ને મિથુન સંક્રાંતિમાં ગ્રીષ્મઋતુ, કર્ક ને સિંહમાં વર્ષાઋતુ, કન્યા ને તુલામાં શરદ્ ઋતુ, વૃસ્ચિક ને ધનમાં હેમંતઋતુ અને મકરને કુંભમાં શિશિરઋતુ. એ સંક્રાતિનાં ધોરણ પ્રમાણે ઋતુનો ફેરફાર આપણા પ્રાંતમાં જોવામાં આવતો નથી. (ઉત્તર હિંદુસ્તાનની વાત ત્હાંના લોક જાણે.) અહીંયા ફાગણમાં વસંતનો બ્હાર ને આષાઢમાં વર્ષાનો બ્હાર સારીપઠે જોવામાં આવેછે ને એ ઉપરથી આપણાંમાં શિયાળો, હુનાળો ને ચોમાસું એ રીતે કાળની જે વેંહેંચણ કરી છે તે ખરેખરી છે. મેં આ ગ્રંથમાં વર્ષના કાળની વેંહેંચણ નીચે પ્રમાણે કરી છેઃ—

| | | |
|---|---|---|
| શિયાળો | હેમંત........ | કારતક ને માગસર |
| | શિશિર્........ | પોષ ને માહા |
| હુનાળો | વસંત......... | ફાગણ ને ચૈતર |
| | ગ્રીષ્મ......... | વૈશાખ ને જેઠ |
| ચોમાસું | વર્ષા.......... | આશાઢ ને શ્રાવણ |
| | શરદ્......... | ભાદરવો,ને આસો |

સંસ્કૃત ગ્રંથકારો સઘળાજ, વસંતની બિજી બાકીનાના કરતા ઘણીજ વધતી પ્રશંસા કરેછે, પણ મારા વિચારમાં સહુથી સરસ ઋતુ વર્ષાછે—એમાં સૃષ્ટિસૌંદર્ય, વસંતના કર્તાં ઘણુંજ વધારે પ્રફુલ્લિત જોવામાં આવે છે.

આ મારા ગ્રંથમાં કેટલેક ઠેકાણે ઘણું ઉઘાડું લખેલું જોવામાં આવશે અને તેથી કેટલાક જણ પોતાના ખભા સંકોચશે એ હું સારીપઠે સમજુંછ, હું કંઇ અવિવેકી નથી; તોપણ ગ્રંથને અપૂર્ણતાનો દોષ ન આવે તેને માટે સંસ્કૃત ને હિંદુસ્તાની ગ્રંથોની રીત પ્રમાણે કામશાસ્ત્રના રંગો પણ મેં બતાવ્યાછે.

આ ગ્રંથ કેવળ નીતિમાન તથા ઉંચી પ્રતીનાં રસિક જનની નીતિ અને તેઓનો વિનોદ એ બતાવવાને માટે છે; અને અનીતિમાન અને નીચી પ્રતિના અણસમજુ શઠોને નીતિમાન અને શુદ્ધ રસિક કરવાને માટે પણ છે; એમ છતાં એને ગ્રંથને છેડે આપેલી નીતિ ન લેતાં જો કોઇ આડે રસ્તે ઉતરી કરાડીમાં પડી વહેલા જાય અથવા અધવાસાની ખાડીમાં ગળચિયાં ખાયાં કરે તો તેમાં ભોમિયા ગ્રંથકારનો કંઇજ વાંક નહીં.

૧ મનસંબંધી પરિતાપ—અંતરનું ધીકવુ—દીલનું દરદ.

સકળ રસિક નર નારિયો, વાંચો ધરી ઉમંગ;
ખચિત સૂખ અહિંતહિં મળે,નહિંજો નીતીભંગ. ૨
સકળ રસિક નરા નારિયો, વાંચો ધરી ઉમંગ;
હુલડાઈ સહુ જાય જો, બાહ્યાંતર[2] હરરંગ. ૩
સકળ રસિક નર નારિયો, વાંચો ધરી ઉમંગ;
બહુ લ્હેણું[3] તો રેહ રે, ઈષ્ટ મિત્રની સંગ. ૪
સકળ રસિક નરનારિયો, વાંચો ધરી ઉમંગ;
નેહતણો[4] અનુભવ કરે,-જીવ્યું સાર્થક નંગ. ૫

(લલિત.)

નરમ દીલથી, ડાહિ વૃત્તિથી, સમજિ વાંચશો, સૂખિયાં થશો;
અનુભવી હશો, શુદ્ધ[5] જાણશો, વળિ વખાણશો, પાડ માનશો. ૬

## મંગળાચરણ.

(શાર્દૂલવિક્રીડિત.)

પીડા પામતિ પીળિ તે વિરહિણી, યોગીવિયોગે મદી,
સ્વભાવસ્થ વિચારમાં ઢળિપડી, શૈયાથિ 'વ્હાલા' વદી;
એ વેળા પરતો પ્રભૂ તરજનીઅંગુષ્ઠવચ્ચે ધરે,
પ્યાલાંઢાંકણટોચટૂં રસપુરે, તે સાંબ આશા ભરે.[1] ૧

---

૨ બાહાર ને માંહ્ય–લોકમાં ને પોતાનાં અંતરમાં. (જો, તમે, હર–સાંબ–ઈશ્વરના રંગ એટલે તેની લીલા અથવા તેની લીલા ઉપરથી નિકળતી નીતિ પ્રમાણે બાહાર–લોકમાં વર્તશો અને બાહાર બતાવવાનેજ નહીં, પણ ખરાં અંતઃકરણથી રૂડી રીતે વર્તશો તો) અથવા (ઇશ્વરે બાહાર–સૃષ્ટિમાં અને આપણાં ભિતર–મનમાં જે જે રંગ મુકયા છે તેના ઉપર વિચાર કરશો તો) અથવા (બાહાર ને ભિતર–કાયિક, વાચિક ને માનસિક) એ ત્રણે રીતે હરના રંગમાં લીન થશો તો.

૩ (આ ગ્રંથ વાંચવાથી વાહાલાંની પાસથી ખરૂં સુખ મળવાનો હક થાય છે–જાણે પૂર્વ સંચિત હોયની શું?)

૪ (નેહ–સ્નેહ–સાચા સ્નેહનો જે અનુભવી થાય છે તે. જીવ્યું સાર્થક–સફળ છે તે નંગ એટલે અમૂલ્ય ધન્ય છે.)

૫ સ્વચ્છ–નિર્દોષ (પ્રેમ છે આ ગ્રંથમાં એટલુંજ નહીં જાણો; પણ ગ્રંથને વખાણી પાડ માનશો.)

૧ યોગી (શંભુ)ના વિયોગથી (ઘરમાં એકલી રાખીને તપશ્ચર્યાદિક કારણે ગયેલો તેથી) મદી–જુવાનીના જોસ્સાવાળી (મદનો અર્થ જોસ્સો પણ થાય છે) વિરહિણી (પાર્વતી) પીડા પામતી પામતી છેક પીળિ થઈ ગયલી ('પિયુકારન

## પ્રવેશક.

(ઉપેન્દ્રવજ્રા.)

જમી ઉઠીને અગિયાર વાગે, જુએ ઉભી તે તડકો સુબાગે;
દિસે વિચારે પણ નાવિચારે, ભર્યૂં જણાયે રણ તપ્ત વારે.[1] ૧

(તોટક.)

(દાસી)–'બદલોનિ અબોટિયું વાર થઈ, મુખવાસ કરો ઘડિ વાગિ ગઈ';
'શું વિચાર કરોછ વિશેષ તમે, હજિ તો દિન ચાર થયાછ ગયે.' ૨[2]

---

પીરી ભઇ, લોક લહે પિંડ રોગ; છાની લંઘન મેં કરૂં, પીય મિલનકો શોગ'.) એવી તે (એક દિવસ) સ્વપ્નાવાળી હાલતમાં સેજ ઉપરથી 'ઓ વ્હાલા' એમ વદી–બોલીને નીચે ઢળી પડી. (પડતાં પડતાં પણ 'ઓ વ્હાલા' એટલું તેનાથી બોલાઇ જવાયું). (હવે) પ્રભુ–પ્રીતમ–શિવ, ફરતો–સર્વવ્યાપક–અંતરયામી (જે, તે વાત જાણી તરતજ આવી પોંહોંતો છે ને જે પોતાની પાસેના), અમૃતના પ્યાલાંનાં ઢાંકણાંનું ટોચકું, (પોતાની) તર્જની–(અંગુઠાની જોડેની આંગળી) અને અંગુઠો એ બેની વચમાં પકડી રાખી (અને મંત્ર ભણતાં–ઓઠમાં પ્રેમવચન બોલતાં) રસ પુરે છે–જીવ મુકે છે–મુઠો વાળે છે (એવો જે) તે સાંબ (અંબા સહવર્તમાન છે માટે) આશા (સહુની) ભરે–ભરો–પૂર્ણ કરો.

વ્યંગ્યાર્થ.—પ્યાલું–સ્તન, ઢાંકણ–ઉપરનું શ્યામવર્ણકુંડાળું, ડોચકું–ડીટી; ર્જની ને અંગુઠો એ બેવતી ડીટી પકડીને રસ પુરે છે–ઊંફ આપે છે એવો જે ંબ (જુગલ રૂપ) તે. પ્યાલાંઢાંકણ એટલે બે પ્યાલાંના ઢાંકણ નહીં, એકજ યાલું ને તેનુ ઢાંકણ. મંગળાચરણ ત્રણ રીતનાં હોય છે–નમનાત્મક એટલે જેમાં નમન કરૂં છઉં એવું આવે, આશીર્વાદાત્મક એટલે દેવપાસે આશીર્વાદ દેવાડ્યો હોય એવું આવે અને વસ્તુનિર્દેશાત્મક એટલે નમન ન કરતાં, આશીર્વાદ ન લેતાં, એકદમ પોતાની વસ્તુ–ગ્રંથનો ઉદ્દેશ બતાવી દીધો હોય એવું આવે. ઉપલું મંગળાચરણ આશીર્વાદત્મક છે, પણ તેમાં વસ્તુનિર્દેશ ગુપ્ત રહ્યો છે, કારણ કે આ ગ્રંથમાં એકલું વિયોગ વર્ણનજ નથી;–સંયોગ વર્ણન પણ છે તે ઉપરથી મંગળાચરણમાંથી સમજાય છે. (વર્ણન, ચિતરી દેખંડાવાય તેવું છે.)

૧ જમીને અબોટિયાં સાથેજ બારિયે ઉભી રહીને પોતાના સુંદર બાગમાં ઉનાળાનો તીત તડકો પડેલો તે જોતાં તટસ્થ થઇ રહી છે એવી તે સ્ત્રી, પોતે કંઇજ વિચારમાં નથી તોપણ બીજાઓને, તે વિચારમાં હોય એવી દેખાય છે. (એ સ્થિતિની સમજ અનુભવી જનને સેહેજ છે, બીજાની સમજમાં ઉતરવાનીજ નહીં) તે કેવી દેખાતી. તોકેજેમ તપ્ત–તપી ગયલું ક્ષારવાળું પાણી વનાનું રણ, વાર–વારિ–પાણીથી ભરેલું જણાતું હોય–મૃગજલ–ઝાંઝવાનું જળ હોય તેવી. (એ ઉપમા અલંકાર દૃષ્ટાંતને નામે પ્રસિદ્ધ છે.) (વર્ણન, ચિતરી દેખડાવાય તેવું છે.)

૨ મુખવાસ–પાન સોપારીની બીડી. (છેલ્લી બે લીટીમાં દાસીએ વ્યંગવચન કહી પેલીની મશ્કરી કરી છે.)

(ઇન્દ્રવજ્રા.)

માથાલગી રે ચ્હડિ ખૂબ ઝાંઝ, દાસીતણી તે સુણી વેણઝાંઝ;
શોકે પડ્યો ઝટ્ટ પછી મિઝાજ, ડૂબે દરીયે ભર જેમ ઝાંઝ. ૩[૩]
ભૂલીગઈ તે ધમકાવવાનૂં, ઝૂલીપડી રે ન ટટાર જાનૂ;
સાપેણ જોરે કડવાજ ધાયે, (પણ) તાપે કરીને ચતિપાટ થાયે. ૪[૪]
એ જોઇ દાસી ગઇ ઝંખાવાઈ, રે રોઈ પાણી પછિ લાવિ ધાઈ;
માથે સુધારા કરિ આંખ ડાબે, હાથેથિ કર્પૂરકપાળ ચાંપે. ૫[૫]
મૂર્છા વળી ને ઉઠિ બેઠિ બાઈ, દેખાઇ જાણે કરમાઇ જાઈ;
દાસી અડી તે દિઠિ તેથિ ઝાઝી, લાજાળિપેરે કુમળીજ લાજી. ૬[૬]

(શાલિની.)

દાસી બોલી, 'બાઇ મૂને ક્ષમા રે,'
'બોલ્યૂં ચાલ્યૂં, મંન લાવોજ મા રે;'
'મેં તો ન્હોતૂં, આવડૂં જાણ્યું હેત,'
'તેમાં, બાઠી, ના કદાપી હું કહેત.' ૭

---

૩ દાસીની વેણઝાંઝ એટલે દાસીનાં વચનરૂપી જે ઝાંઝ ફુટાઈ તે સાંભળીને પેલીને (પગથી તે) માથાંલગી ઝાંઝ ચડી ગઇ—એટલે ગુસ્સો ચડ્યો કે 'તું મારી મશ્કરી કરનાર કોણ'? પણ જેવો મિજાજ ચડ્યો તેવોજ પાછો તે શોક (સાગરમાં) એકદમ ડુબી ગયો—જેમ ભરદરિયે વહાણ એકાએક (ધીમે ધીમે નહીં) ગળપ થઇ જાય છે તેમ. વ્યંગ્યાર્થ—કે દાસીને ચીડવા જતી હતી એટલામાં પેલીને પોતાનો પ્રિયને સાંભરી આવ્યો તેથી તે એકદમ દલગીર થઇ ગઇ. (ઉપમાલંકાર.)

૪ જાનૂ—ઘૂંટણ ટટાર ન રહ્યાં ને તે ઝુલી પડી. જેમ રાફડામાં લાકડી ઘાલી સાપેણને છંછેડિયે ને તે કરડવાને બ્હાર દોડી આવે, પણ પાછી બ્હારની સખ્ત તપેલી ભોંય ઉપર ચાલતાં તરફડી ચતીપાટ થઇ રેહે છે તેમ—તે ધમકાવવાનું ભુલી ગઇ પણ ઊલટી, સ્મૃતિથી—પ્રગટેલા શોક અગ્નિથી નીચે—ભોંયપર મુર્છા ખાઇને પડી. (એ કવિતાની અતિશયોક્તિ લાગશે, પણ મેં જાતે કેટલીએક સકુમાર છોકરીઓને પોતાના પ્રિયની સેહેજ સ્મૃતિથી બેશુદ્ધ થઇ જતી જોઇયો છે.) (ઉપમાં—દૃષ્ટાંત.)

૫ દાસીને રડવું આવી ગયું, પણ પછી દોડીને પાણી લઇ આવી. સુધારા એટલે ઝીણી ધાર; કર્પૂરકપાળ એટલે કપૂરના સરખું તેજસ્વી ગોરૂં કપાળ. (કર્પૂર કપાળ એ, ઉપમા—વાચકલુપ્ત છે.)

૬ મૂર્છા વળ્યા પછી તે કેવી દેખાતી કે જાણે જાઈનું નાજુક ફુલ કરમાઈ ગયું હોયનીશું તેવી (ઉત્પ્રેક્ષા.) પણ પોતાનાં અંગને દાસી અડકેલી જોઇ કે તરત તે પાછી શરમાઇ ને સંકોચાઇ જેમ નાજુક છોડવો લાજાળી સેહેજ સ્પર્શથી બીડાઇ જાય છે તેમ (ઉપમા.) કુમળીજ—ખરેખરી નાજુક.

(ભુજંગી.)

"ક્ષમા માગિને તૂં વધૂ વ્હાલ તાણે,"
" ન દાસી ગણૂં આજથી બ્હેન જાણે;"
"વિના કોણ તૂં વૈદ ધા આ રુઝાડે," ?
"દિલાસે નવી પીડ થાતી મટાડે" ? ૮[૮]

(અનુષ્ટુપ.)

ઘરકામ અટોપીને, વાતો કરતિ સુંદરી;
ઋત ઋત વિલાસોની, રોજે તે રસમાં પુરી. ૯[૯]

---

## ગીષ્મ.

(ઇંદ્રવજ્રા.)

"નાળાં નદીનૂં જળ જેમ પીધૂં, સૂર્યે વિયોગે નુર ચૂસિ લીધૂં;"
"ખારે ભરી હૂં ખડિયાં સ્વરૂપે, ખૂંચૂં સગાંને ધણિ હૂનિ ધૂપે." ૧[૧]
"અત્યન્ત તાપે તપિ ખારભૂમી, મારે મૃગોને લલચાવિ ખૂની;"
"જાણી સુવાણી રસ જે પિયાવે, તેને ભુંડી આ બતરીસિ ચાવે." ૨[૨]

---

૮ અરે તુને દાસી નથી ગણતી, પણ જાણે તું મારી બેહેન હોય તેવી ગણું છઊં. તું વૈદવિના આ ધા (વિરહ દુઃખનો) કોણ રૂઝાડશે અને નવી પીડ એટલે નવા નવા તર્કોથી થતું નવું નવું દુઃખ.

૯ શૃંગાર રસમાં પૂરી—મગ્ન—હુબેલી—મસ્ત એવી તે.

૧ જેમ સૂરજે પોતાને તાપે નાળાં નદીનું જળ પીધું—સોસી લીધું (છો) તેમ વિયોગરૂપી સૂર્યે (રૂપકાલંકાર) મારૂં નુર ચુસી લીધું છે—વિયોગથી મારી તેજી જતી રહી છે. (ઉપમાં). (હવે જ્યારે નાળાં અને નાહાની નદિયોનાં પાણી સુકાઇ જાય છે ત્યારે ખાર વળગેલો એવાં—ખારવાળાં અને વચમાં ફાડ પડેલી એવાં ઢેફાં પોતાની ઉપર ચાલનારા જે લોકો તેને ખુંચે છે તેમ—હું ખડિયાં જેવી બનીને ખારે ભરી—ખારીલી થઇને—ચિડિયણ થઇને સગાંને ખુંચુંછું—જે કોઇ મને મળવા આવે છે તેને હું અપમાન આપુંછું—બરોબર આદર સત્કાર કરતી નથી—મનમાં કહુંછું કે કાંથી પાપ આવ્યું—જાય તો સારૂં—મનેં મારે એકલી પડી રેહેવા દે-તો સારૂં;—કારણ કે હું વિજોગને ધૂપે—વિજોગના તાપથી ધણી હુનિ—બળી બળી થઈ રહીછું તેથી. ખડિયાં સ્વરૂપે, ખારે ભરી, વળી ધૂપે ધણિ હુનિ થઇ એવી હું, સગાંને ખુચું છઊં—એવો, અન્વય કરવો.

૨ ખારવાળી જમીન (મૃગજળ) અતીસે તાપથી ખૂબ તપી જઇ ચળકાટવાળી થઇને ખુની (બનીને) હરણને પાણીસારૂ લલચાવી મારી નાખે છે અથવા લલચાવી મારી નાખે છે એ રીતે ખુની બને છે; (તેમ), જેઓ મારી સુવાંણી જાણી રસ પીવાવે—પીવા આવે છે. (મારી કોમળ મધુરી વાણી છે માટે

"દાવાનળે તે સુકું બાળ્યું રાન, વ્રેહાનળે આ લિલું કુંજધામ;"
"એને ધુમાડે થઇ પૂરિ અંધ, તાપે બળૂં ને દઉં દુષ્ટ ગંધ." ૩[3]
"આદાસિસાંયે અકળાઈ વાધે, મૂકામ કીધો વડવૃક્ષહેઠે;"
"કુમ્જોર થૈ તે જિભને હલાવે,તેવી બનીછૂં સખિ હૂં અભાવે." ૪[4]
"જોડા તપે ને છતરી તપે રે, થાકે પ્રવાસી મુખ 'આહ' કહે રે;"
"થાતૂં હશે શૂં પ્રિય માહરાને,? ગાડી ખરી, તોપણ માહરાને." ૫[5]
"મારૂં વિસારૂં પ્રિયનૂં વિચારૂં,? તોએ હું દેખૂં સરખૂંજ ધારૂં;"
"મોટો પડયો કેમ હું ઘા સમારૂં? સંભારતાં તો દુખને વધારૂં." ૬[6]

---

મારી પાસે જીવનો ખુલાસો કરવા—આનંદમાં ઘડિ કાહાડવા—સુખ કરિ લેવા-સગાં સ્નેહિયો આવે છે તેને) આ ભુંડિ બતરીસી—બતરીસ દાંતની પંક્તી—આ બતરીસ દાંત કડવા દોડે છે. (ઉપમા—દ્દષ્ટાંત)

૩ દાવાનળે—દવ અગ્નિયે તો સુકું રાન બાળી નાખ્યું છે. (હુનાળામાં એમ થાય છેજ) (પણ તેમાં શું?) વ્રેહાનળે—વિરહના અનળે—વિરહના અગ્નિયે—જુદાઈની આગે લીલું એવું જે કુંજનું ઠેકાણું તે બાળી નાખ્યું છે. (મારાં જોબનરૂપી-લીલી વાડી બાળી નાખીછે—જોબનતનનો બ્હાર જતો રહ્યોછે) (સુકું બાળવું સેહેલું ને લીલું બાળવું અઘરૂં છે, પણ એ અઘરૂં કામ વ્રેહાનળ સેહેલથી કરી નાખેછે, માટે વ્રેહાનળ વધારે જબરો.) (ઉપમા—વ્યતિરેક.) બાહાર આગ છે ને ભિતર આગ છે.—એ બે આગને ધુમાડે હું આંધળી થઇછ, (કામકાજ સુઝતું નથી—વિચારશૂન્ય થઇછ) ને તાપથી જીવતી બળી જીઊંછું એટલુંજ નહીં પણ (જેમ બળતાં મુડદાં પોતાની નઠારી ગંધ પાસે ઉભાં રહેનારાંને આપેછે તેમ) હું દુષ્ટ ગંધ આપું છઊં (બીજાંને—મારી પાસેનાંને—મારી પાસે આવનારાંને ચિડિયાં કરૂંછ—માઠું લગાડુંછ, અને પછી મારે વિષે દયા ઉપજાવી તેઓને દુઃખી કરૂંછઊં.)

૪ અભાવે—પ્હેરાણે. (જેવી હુનાળાને બપોરે વાઘની માઠી હાલત હોય છે, તેવી હાલતમાં આવવાનું (જાણી જોઈને) મન થાયજ નહીં, તોપણ પિયુના વિજોગથી તેવી હાલતમાં આવી જવાયું છે.) (ઉપમા.)

૫ જોડા અને છત્રી જે તાપથી રક્ષણ કરનાર તેપણ તપી જાયછે. ને પ્રવાસીઓ—વટેમાર્ગુઓ—ખેપીયા આંગડીયાઓ આહ આહ એમ હાંફતા ચાલે છે. ગાડી તો હશે પણ મોટા રાનમાં જો! (રોજ તડકામાં ફરનારને તે દુઃખ જણાતું નથી, પણ ઘરમાંથી બ્હાર ન નિકળતા એવી સકુમાર દેહવાળાથી થોડો તડકો પણ ન સંખાય તો પછિ આ ભરઉનાળાનો તડકો ને તે વળી રાનમાં તેનાથી કેમ ખમાતો હશે?! કેળ, મોગરો તો અતીસે તાપે કરમાય જો! મારા એ, કંઇ થુએર ખરસાણી નથી).

૬ જો હું મારૂં દુઃખ વિસારૂંછ ને પ્રિયનું (એકલાનુંજ) વિચારૂંછ તો તેથી પણ (મારાં કાળજાંમાં) સરખુંજ—પ્રથમ પ્રમાણેજ ધારૂં (પડેલું દેખુંછ) —આ જે વિજોગનો મોટો ઘા પડયોછ તેને કેઇ રીતે સમારૂં—દુરસ્ત કરૂં—રૂઝાડું? અરે એ ઘા (જુદાઈનો વખત) સાંભરી આવેછ કે મારૂં દુઃખ વધી પડેછ.

(ભુજંગી.)

"ટુંકી દૃષ્ટિ થાયે દિશા શૂન્ય તાપે, લુની વૃષ્ટિ થાયે ઘણું ઝેર વ્યાપે;"
"ખરે બ્હાર જેવૂં દિસે માંહ્ય તેવૂં, સિઝાતાં સહૂ દુઃખ ઝાઝૂં શું કહેવૂં," ૭[7]
"ભયંકાર દીસે સુકાં ખેતરો તો, ગધેડો હઠીલો ભમે ભૂંકિ રોતો;"
"સહૂ મંનની વૃત્તિયો શુષ્ક થાયે, બહૂ જીવ તો આમ ને તેમ ધાયે." ૮[8]
"પશૂ પક્ષિયો ને બધાં જીવજંત, બપોરે બખોલે ધસે રાખિ ખંત;"
"નહીં મંનમેદાનમાં કોઇ ઓથ, બધે તર્ફડી જીવ તો જોય મોત." ૯[9]
(દાસી)–"મથી તાપમાં ખેડુતો ઘાસ કાપે, બહૂ ઘામથી થાકિ ભીંજાઈ જાયે;"
(બાઇ)–"જળેતંનચળ્કેરિઝેમંનકલ્લે, પરંતૂફ્કિકીદેહ આ જીવ તલ્પે." ૧૦[10]

---

૭ દૃષ્ટિ ટુંકી થાયછે–ઘણો તાપ પડવાથી પ્રાણીઓ એક બિજાને જોઇ શકતાં નથી. દિશાઓ શૂન્ય થાયછે–કોઇ પ્રાણી ફરતું દેખાતું નથી કે કોઈ પ્રાણીનો શબ્દ સંભળાતો નથી. લુની વૃષ્ટિ થાયછે–લુ વરસી રહેછે, (ને તેમાં સાપવગેરેના ઝેરી દમથી હવામાં ઝેર વ્યાપી રેહેછે.) પણ એ જે બધું બ્હાર છે તેવુંજ વળી મારા અંતરમાં છે (ખુની જુદાઇના વિચારથી.) અરે સીઝાઇ જાઉંછું–બ્હાર ને માંહ્ય ધીકુંછ–દુઃખ ખમુંછ, રે વધારે શું કહું?

૮ કોઇ નથી હોતું તોપણ હઠીલો ગધેડો ભુંકતો (ને પછી ચરવાનું ન મળેથી) રડતો ભમેછે. (વિયોગને તાપે) મનની વૃત્તિયો સુકાઇ ગઈછે–મનની સ્થિતિરૂપી ખેતરો સુકાઈ ગયાંછ–(વિચારશૂન્ય થઇ ગઇછ). (તોપણ પેલા મુરખ ગધેડાની પેઠે મારો) જીવ, મન–વિચારનાં સુકાં ખેતરોમાં આમ તેમ ભટકેછે (પણ તેને કેથે ગોઠતું નથી). (ઉપમા–દૃષ્ટાંત).

૯ પશુપક્ષી સહુ હુનાળામાં બપોરે ખંત રાખીને બખોલોમાં ધસેછે–(તાપમાંથી બચવાને તેઓને ઓથ હોયછે) પણ મારાં મનરૂપી મેદાનમાં (જેમાં વિજોગનોતીત તડકો પડેલો છે તેમાં મારે) કોઈની ઓથ નથી. (કે જેથી હું જરા આરામ પામું. મારો જીવ તો આમ તેમ તરફડીને મોતને જોયછે–મોતની વાટ જોયછે કે કહારે છુટું?). (ઉલટાપણું બતાવ્યું છે માટે, વિરોધ અલંકાર અથવા વિષમ અલંકાર.)

(ઇંદ્રવજ્રા.)

"મોટાં વનોમાં ધુળકોટ થાયે, પક્ષી પશૂઓ ઘસડાઇ જાયે;"
"સમુદ્ર મોજાં ગગને ચ્હડાવે, થઇ ઘણો મસ્તજ ઝાઝ ડાબે." ૧૧
"રે તે પ્રમાણે સ્મૃતિવાયુ વાગ્યે, ડહોળાઇ જાયે દિલ ના સમાએ;"
"સંકલ્પ સંતાયે વિકલ્પહાકે, મારી ઉછાળા જિવ ચાંપિ નાખે." ૧૨[૧૨]
"પોચી કરે ખેડુત ભાંય ખેડી, આશા કરે તે પછિ મેઘકેરી;"
"આશા દઇ તેં તઇયાર કીધી, સૂકી છું કે દી હું થઇશ ભીની?" ૧૩
"કર્ડે ઘણા માકણ મચ્છરો જે, ના ના જણાએ નિજ દુઃખમાં તે;"
"પ્રયાણરૂપી વિષદંશ સાલે, કહેવાય શત્રૂ પ્રિય વ્હાલ આવે." ૧૪[૧૪]
"લાંબા છતે દી વધુ થાય લાંબા, દીલે દિલાસા દઉં શા હું સાંબા;"?
"મધ્યાન્હવેળા બનિ સુસ્ત સૂઉં, સાણે રમીને રડતી રહું હું." ૧૫[૧૫]
"ખુલ્લો ખમૂં તાપ હું જેમ તેમ, આસક્ત તે વાદળિ તાપ કેમ;"?
"રાતે હતી આશ જ સૂખ થાશે, વા બંધ છે દેહ બફાઇ જાશે." ૧૬[૧૬]

---

૧૨ (જેમ ધુળકોટ થાયછે આદિલઇ૦ તેમ એકાએક થઈ આવતી પિયુની જે) સ્મૃતિ (તે) રૂપ વંટોળિયાથી (રૂપક) દિલ (દિલદરિયો) ડહોળાઈ જાય છે. (દિલ) ના સમાએ—ધીરૂં પડતું નથી (દિલ દરિયાની મસ્તી નરમ પડતી નથી).
વિકલ્પહાકે સંકલ્પ સંતાઈ જાય છે એટલે પીયુસંબંધી તરેહ તરેહવાર ગાંડા ઘેલા તુરંગોનું જોર એટલું બધું છે કે બળાત્કારે કોઈ પણ વાતનો ઠરાવ કરવા જાઉંછું તો તે કરી શકતી નથી—(કામકાજમાં પડી દુઃખને વિસારવાને ઘણુંએ પ્રયત્ન કરૂંછુપણ તેમ થતું નથી). હાક એટલે દોર, ડરાવે તેવી વર્તણુક (જેવો રાજાનો હાક તેવો વિકલ્પ એટલે આ કરૂં કે તે કરૂં એ જેવૃત્તિ તેનો હાક). (વળી, તે) વિકલ્પ), (જેમ સમુદ્ર મોજાં ગગને ચહાડાવેછે ને ઘણો મસ્ત થઈ વ્હાણને ડાબી નાંખેછે તેમ) ઉછાળા મારી મારીને મારા જીવને ચાંપી નાંખેછે.

(૧૨ મો શ્લોક એ ઉપમેય છે ને ૧૧ મો ઉપમાન છે ને એ રીતે ૧૧ મો ૧૨ મો એ બે મળીને ઉપમા અલંકાર છે. ને એજ મુખ્ય છે પણ પાછા ૧૨ મામાં રૂપક નામના પેટા અલંકારો છે).

૧૪ (હુનાળામાં માકણ મચ્છરનું જોર હોયછે ને તે જે દુઃખ દેછે તે) મને મારાં પોતાનાં દુઃખમાં જણાતું નથી—રે (મારા પિયુનાં) પ્રયાણ (જવાં) રૂપી વિષદંશ—ઝેરી ડંખ બહુ બહુ સાલેછે જો! (તારા જવાથી મને દુઃખ થયું માટે) તું (મારો) શત્રુ કહેવાય ખરો; (પણ આ) પ્રિય—પ્યારા (તારા ઉપર તો) વ્હાલજ આવેછે. (તું મારો દુશ્મન નથી—તું તો મારો પ્યારોજ છે પણ તારૂં જુદું પડવું તે મને સર્પ વિછુના ઝેરી ડંખ જેવું થઇ પડયુંછે અને એ ડંખ મારો દુશ્મન—કાળ છે).

૧૫ (એક તો હુનાળાના દાહાડા લાંબા તેમાં વળી દલગીરીમાં રીબાયાં કર્યાથી તે વધારે લાંબા લાગેછે). (બપોરીવેળા હુનાળામાં સહુનેજ ઊંઘ આવેછે).

૧૬ (ખુલ્લો—વાદળી વગરનો તાપ ગમે તેવો સખત હોય તોપણ વાદળી

"જેવો તપે સૂરજ આ રતે રે, લોકો કહે વૃષ્ટિ-પડે છતે રે;"
"તે તો કદાપી કંઇ સાચું થાશે, દાઘેલિનો ના ઉકળાટ જાશે." ૧૭[૧૭]
"તાપે કરીને જળ બાફ થાયે, પાણી કુવાનાં બહુ હેઠ જાય;"
"રોયાં કર્યાથી ગયું પાણિ આલી, આંખોરુપી વાવડિયોજ ખાલી." ૧૮[૧૮]
"બાગો બગીચા ફુલવાસવાળા, વાડી વજીફા ફળથી રસાળાં;"
"દેખી અદેખી બહુ થાઉં આલી, ફૂટે નસીબે નહિં આહિં માળી." ૧૯[૧૯]
"ફૂટે ફુવારા ધણિ જુકિતવાળા, કુંડે પડે શીતળ બુંદ ધારા;"
"ધારા તિખાં તીર જ બુંદ ગોળા, વ્હાલા વિના તો ચ્હડિજાય ડોળા." ૨૦[૨૦]

---

તાપ વધારે દુઃખ દેછે) (પવનવના મુઝાવી નાખેછે) (વૈશાખમાં વાદળાં પણ થવા માંડયાં હોયછે). આસકત—આ સખત (તાપ). (એટલું બાહારનું મુખ્ય કરવાનું વર્ણન છે તોપણ તેમાંથી બીજી મતલબ પણ નિકળેછે કે સંજોગમાં પિયુ મને રડાવે—મારા ઉપર સખતી કરે તો તે જેમ તેમ ખમાય, પણ આ સકત—આ સખત વાદળી તાપ (પિયુસૂરજના પ્રેમકિરણને મારાપર પડતાં અ-ટકાવતો એવો જે વિજોગ તે) મારાથી નથી સંખાતો જો !) હું જુદાઇરૂપી વા-દળીમાંથી મારા પિયુસુરજને ઝાંખો જોઉંછું તારે વળી ઘણીજ દલગીર થઇ જાઉં છું કે મારા પ્રીતમનો પ્રેમ શું ઝાંખો થયો?). (એ બે લીટીના વર્ણનમાં દ્રષ્ટાંતરૂપક—સમાસોક્તિ અલંકાર છે) (પણ જો એ બે લીટીના વર્ણનને પે-ાવર્ણન ગણી વિરહવર્ણનને મુખ્યગણિયે તો તેમાં બિજી રીતનું દ્રષ્ટાંતરૂપક—અપ્રસ્તુત પ્રશંસા નામનો અલંકાર બનેછે) (પણ ઋતુવર્ણનમાં બંનેને મુખ્ય ગણીયે તો તે રીતે દૃષ્ટાંતરૂપકજ કેહેવું). (વળી આસકતનો બિજો અર્થ આ નિકળેછે કે(—હું જે) આસકત—આશક પિયુઉપર છઊં તે, વાદળી તાપ—જુદાઇનો તાપ કેમ ખમું ?)

(હુનાળામાં રે દિવસે તો તાપ હોયછે પણ રાતે ચંદની ને વાયુ હોવાથી સહુને સુખ થાય છે (ચૈત્રની ચાંદની વખણાય છે) પણ મને તો રાતે પણ ભિતરની આગે વા બંધ લાગેછ ને આ દેહ હવે બફાઇ જવાની)—(વિરોધ—વિષમ અલંકાર.) (રાતે સુખ થશે તેવું પણ નથી એમ અર્થ લેતાં વિરોધ—વિષાદ અ-લંકાર થાય છે). ૧૭ છતે—સારીપડે. (જેવો તાપ પડેછ તેવોજ વરસાદ પડશે એ વાત સાચી થશે પણ હું જે દાઘેલી—બળેલી તેનો ઉકળાટ કદાપી (હાલ થોડાક મહિના તો) જવાનો નથી).

૧૮ આલી—સખી. (ઓ સખી.) પાણી ગયું એટલે એટલું તો હું રડી ચુ-કીછ કે હવે આંસુ પણ આવતાં નથી (અથવા મારાં જોબનનો બ્હાર જતો રહ્યો છે). (એ ઉપમા—દૃષ્ટાંત છે).

૧૯ (પણ ઓ સખી મારૂં નસીબ તો ફુટેલુંછે કે મારો માળી—મારા આ તનબાગનો માળી—મારો પ્રીતમ આંહિ—પાસે નથી).

૨૦ (તરેહતરેહવાર રીતની ધારો અને તરેહતરેહવાર રીતનાં બુંદ—ટીપાં, શીતળ—થંડાં પડેછે, પણ એ થંડી ધારો તો મને તીખાં તીર જેવી અને થંડાં બુંદો તોપના ગોળા જેવાં સખત લાગેછે; રે વ્હાલા વિના તો મારા ડોળા ઊંચા ચ્હડી જાયછ જો ! (વિરોધ અથવા વિરોધનું એક પેટું—વિરોધાભાસ એ નામનો અલંકાર).

"દીનાન્ત લાંબા રળિયામણા રે, દેખાય રાને દરિયે કિનારે;
"મોટે વિચારે પડિ હૂં નિસાસે, દહાડો ગયો ને વળિ રાત જાશે." २१[२१]
"ગાજે તળેથી ઘુઘુઘૂ દરીયો, સૂણી સહૂની ઇંદરી ઠરીયો;"
"લ્હેરે રસાળી પવને કરીયો, શોકે ભુંડી હૂં અબળા પડી ઓ!" २२[२२]
"ઊંચી નિચી થાય કંઇ સપાટી, ધીમે ધિમેથી પથરા ઝપાટી;"
"મેદાન મોટૂં રળિયામણૂં રે, ઊપેર વ્હાણો રમતાં ઘણૂં રે." २३[२३]
"આ મંનસિંધૂ બહુ રે તુફાની, ગોંગાટ ભારી પવને ગુમાની;"
"મેદાન વિસ્તીર્ણ બિહામણૂ રે, ઊપેર તર્કો દમતા ઘણૂં રે. २४[२४]
"કાંઠાથકી વાય સવાર સાંજે, કુંજોથકી વાસિત શીત વા જે;"
"ઊભી કરેછે ઝટ તે રૂઆંટી, પેટે હુતું ને ઉર શોક આંટી." २५[२५]
"લેલી ફરે ચક્કર ઢેંચલી ને, માળે ભરાયે પછિ તે નિદાને;"
"દહાડે હું લેલી ચકરીજ ખાઇ, સાંજે રિબાઊં પડિ શોચખાઈ." २६[२६]

२१ દીનાન્ત એટલે દિવસનો અંત. (પણ એ શબ્દ જેને આપણે સવારનું ને સાંજનું ઝળઝળું–અંધારા અજવાળાની વચમાંનું સૌંદર્ય કહિએ છેયે તે.–એ સૌંદર્ય જે રાનમાં અથવા દરિયાકિનારે ઘણીવાર સુધી હોયછે તે જોતાં જોતાં હું) મોટે વિચારે–મોટા વિચારમાં પડી (અથવા) મોટે વિચારે (રહી) (અને) (પછી), પડી–ઘૂમ થઈ સુઇ જઇ, નિસાસે (બોલુંછ કે) 'દાહાડો ગયો ને વળિ રાત જાશે' (પણ પિયુ કાંહાં ?). (પ્રથમ દલગીરીના વિચારમાં ને પછી ઘૂમ થઇ ગયલી હાલતમાં આવી રહી પછી જાગતી વેળા નિસાસો મુકીને બોલુંછ કે 'દહાડો ગયો.'

२२ (સાંજની થંડી શોભાથી સહુ પ્રાણીમાત્રની ઈંદ્રીયો શાંતરસથી ઠરે છે–સુખ પામે છે પણ) ઓ–અરે હું (જ) અબળા ભુંડી (કે) શોકમાં પડી (છું–રીબાઊંછું).

२३ (દરિયાની સપાટી મોજાંથી કઇ કંઇ ઊંચી નીચી થાયછે). (કાંઠાના પથરાપર અથડાય છે). (દરિયાનું મેદાન–જેના ઉપર વ્હાણો રમતાં દેખાય છે). (જેમ મેદાનમાં બકરાં ઘેટાં ઉમંગથી કુદેછે, રમેછે, તેમ સમુદ્રમાં વ્હાણો ઉમંગથી કુદતાં રમતાં દેખાયછે).

२४ (પણ) આ (મારો) મનસિંધુ–મનનો દરિયો તોફાની છે. ગોંગાટ–આકળું આકળું બોલવું–ચિહડવું તે. પવને એટલે ગઇ ગુજરીનું સાંભરી આવવું એ જે કોઈ પવન તેથી. એ પવન ગુમાની છે એટલે ઘણો જોશવાળો છે. (જેમ દરિયામાં વ્હાણો તેમ મન દરિયામાં તર્કો–કુતર્કો. વ્હાણો રમેછે ને તર્કો દમેછે.)

२५ કુંજ–ઝાડી. વાસિત–સુગંધવાળો. શીત–ટહાડો. (નદિ દરિયાના કાંઠા તરફથી અથવા કુંજોમાંથી જે સુગંધ યુક્ત ટહાડો વા વાયછે–આવેછે, તેથી માહારી રૂઆંટી ઉભી થાયછે, પેટમાં હુતું હુતું થઈ જાયછે, અને ઉર શોક–એટલે હેડામાં શોકની–(શોકથી) આંટી–આંકડીયો આવેછે.

२६ લેલી ને ઢેંચલી (એ બે પક્ષીઓ સાંજે આગળથી ગોળકુંડાળામાં ચક્કર

“થાઉં ફરીથી દુખિ તંમરે રે, ખીજાઇ બોલૂં તમરાનિપેરે;”
“ઘેલી ભમૂં છૂં તમ તામસેરે, ક્હારે ઉજાસો થિરતા થશેરે.” ૨૭[૨૭]
“મેના પરોઢે બહુ રોવડાવે, કોયલ્ બપોરે અતિસેં ચ્હિડાવે;”
“ચકલી જ સાંજે કરિ બ્હાવરી દે, બુલ્બૂલ રાતે જિવ પીખિ નાખે.” ૨૮[૨૮]
“બેસૂં હું ખાવા રુચિ નાજ હોયે, ઉંડે વિચારે પડિ જીવ જોય;”
“થાળી ખસેડી ઝટ ઊઠિ જાઉં, વારે ઘડીયે તરસે પિડાઉં.” ૨૯[૨૯]
“સૂતાં પછી સ્વેદજ આ સતાવે, નીરાંતથી ના મિઠિ ઊંઘ આવે;”
“વ્હાણે ન વ્હેલૂં ખુશિમાં ઉઠાયે, મ્હોડૂં કટાણૂં તન સુસ્ત થાયે.” ૩૦[૩૦]

---

ફરે (છે) (ને પછી) નિદાને–આખરે (પોત પોતાના) માળામાં ભરાય છે (પોતાના નરની ઊંફથી સુખ પામેછે) પણ હું લેલી (પક્ષી લેલી અથવા ફારસી કિસ્સાનાં મજનુનની માશુક **લેલી-લેલે**) દહાડે પેલાં પક્ષીની પઠે ઉમંગમાં નહીં પણ દલગીરીમાં ચકરી ખાઉં છઉં–(મને ફેર આવેછે ને) સાંજે–રાતે (પેલાં પક્ષીની પઠે ઊંફમાં નહીં પણ) સોચ ખાઇ–શોકની ખાઇ–શોકની ખાડી (માં) પડીને રીબાયાં કરૂંછઉં.

૨૭ (એ દલગીરીના) તંમર–ફેર–ચકરીથી એકાએક વળી) ફરીથી દુઃખી–(બીજીવારના જોસ્સાથી) થાઉંછું તો તમરાંની પઠે ખીજાઈને બોલુંછ (લવારી કરૂંછ ને સહુને ચ્હીડુંછ.) (અરે) તમ–અંધારૂં (અંધકારરૂપ જે) તામસ તેથી ભમ્યા કરૂંછ (વિચારમાં ઘેલી બનીને ઘરમાં અહિંથી તહિં ને તહિંથી અહીં ફાં મારૂંછ) (વગર મતલબના ફેરા મારૂંછ) અરે! મારા મનમાં ઉજાસો (વિચારશૂન્યપણું જતું રહિને સારી સુઝ આવવી તે) અને થિરતા (જોસ્સાઓનું નરમ પડી જવું તે) ક્યારે થશે ?

૨૮ (મેનાંને સાંભળવાની મઝા સવારની, કોયલની બપોરી વખતના એકાંતમાં, ચકલીની સાંજે (સવારે થોડી) અને બુલ્બુલની રાતે હોયછે).

૨૯ (હુનાળામાં દિવસે ખાવામાં લ્હેજત લાગતી નથી) (હું બળાત્કારે ખાવા તો બેસુંછ પણ ત્યાંહાં ભાણાંઉપર પાછી એકાએક દલગીરીના ઊંડા વિચારમાં પડી જાઉંછ). તરસે પીડાઉંછ–પાણીની તરસ ઘણી લાગ્યાં કરેછે–પાણીની તરસથી પીડાઉંછ. (વારેવારે પાણી સારૂ ઉઠવું અથવા પાણી મંગાવવું ગમતું નથી) (ને પીયુની તરસથી તો પીડાતી હોઉંછૂંજ.)

૩૦ સ્વેદજ–મચ્છર, માકણ, ચાંચણ. (૧૪ મા શ્લોકમાં કહેછે કે માકણ મચ્છરનું દુઃખ જણાતું નથી, ને અહિં કેહેછ કે તે દુઃખ દેછે તે જણાય છે, એ બે ઉલટી વાત છે તોપણ તે ખોટી નથી. એક વખત પોતાનાં વિરહદુઃખની આગળ પેલું દુખ જણાતું નથી એમ કહ્યું, ને બીજીવાર એમ કહ્યું કે પિયુની દલગીરીના ખ્યાલમાં થાકી જઈ જરા ઝંપુંછ–સુઉંછ તો ત્યાંહાં પાછાં પેલાં જીવડાં સુવા દેતાં નથી. (કોઇને શંકા ઉઠશે કે શ્રીમંતને ઘેર જીવડાંનો ઉપદ્રવ હોય નહીં, એ વાત ખરી; પણ દુખમાં શ્રીમંતને ઘેર પણ ઝાઝી સાફસુફ રહી શકતી નથી એ પણ વાત ખરીછે. દુખિયારી ગમે તાંહાં પડતી, પોતાનું સુવાનું ઠેકાણું અવાવરૂં રાખતી, પોતાને સુવા બેસવાને ઠેકાણે તે સાફસુફ કરવા દેતી નોતી, અને વળી કુમળીને એકાદ જંતુની પીડા પણ ઘણી થાયછે ને પાછી વળી તેવી ઝંખના પણ થાતી તેથી ઉપદ્રવ). (શ્લોકની નીચલી બે

(માલિની.)

"કર ફુલ ગજરાંથી, શોભતા મ્હેકતા છે,"
"શિર સળિ ખુશબોની, ભાળમાં આરચા છે;"
"અમલથકિ જનો કો, દીપતા ઝૂજતા છે,"
"રસિક જનસું સાંજે સર્વ એ ડહામતાં છે." ૩૧[૩૧]
"પનઘટપર આવી, જાય સૌ ભામની તે,"
"રસથકિ ભરિ મ્હેડાં, પાછલે પ્હોર નીતે;"
"રમત ગમત માંડે, ભંગિ છેલાનિ લોક,"
હરખ અતિસ દેખી દાઝિ, હૂં મૂકું પોક." ૩૨[૩૨]

(શાલિની.)

"જાઈ જૂઈ મોગરો ને ગુલાબ, ચંપા ચંપેલી અને સેવતી જ;"
'એ તો ખીલી શોભિ મ્હેકી રહી જો, ફૂલી વેલી આ ન મ્હેકીગઇ જો!' ૩૩[૩૩]
"આંબાગાળો એકલાં હોય શાનો? પેઠો ભાલો નીકળે નાજ છાનો;"
"ઓ કાલેરા સૈયડો ધાણ વાળો, પિત્રાઈ, કાકા મને કેમ ના લો?!' ૩૪[૩૪]
"લીલી દ્રાક્ષો ફાળસાં રાયણોજ, જાંબૂ ખડ્બૂચાં અનેનાસ ફૂટ;"
"ચાંપાં સેતૂરો પપૈયા મહૂડાં, લેઈ ફેંકી દેઉં હૂં જાણિ રોડાં." ૩૫[૩૫]

---

લીટી ઉનાળાના પ્રાતઃકાળની સર્વ મનુષ્યની સ્થિતિ બતાવે છે; તેમ વિરહિણીની પણ.)

૩૧ (એ શ્લોકમાં સાંજે પનઘટપર અથવા ગુજરીમાં ફરતા છેલાની લોકનું વર્ણન છે). (કર–હાથ, ફુલના ગજરાંથી શોભતા ને સુગંધ આપતા છે; શિરે–માથે પાઘડીની બાજુએ ખુશબો–અત્તરની સળી અને ભાળ–કપાળમાં આરચા–ચંદનના લેપ હોયછે; અમલ–કેફથી કેટલાક દીપતા ને ઘુજતા હોયછે–એ સઘળું જોઈને દુખિયાં રસિકજનો બળી જાયછે–કે આપણે એવાં રંગીલાં કેમ નહીં?) ડહામતાં–ડહામ દેનારાં. ૩૨ ભામિની–સ્ત્રીયો (મ્હેડામાં પાણી નથી ભરી જતી પણ) રસ (પ્રીતમોને મળવું અને મળીને રંગ રમવો એ રૂપી જે આનંદ તે) ભરીને જાયછે. (રૂપક–અપન્હુતિ. ઉત્પ્રેક્ષા પણ).

૩૩ એ બધી ફુલ વાડીયો ખીલીને બેહેકી–સુગંધ આપતી થઈ રહીછે (પણ) આ (મારાં જોબનની) વેલી ફુલી ન–નહીં; (ઉલટી) મ્હેકી–વંઠી–બગડી ગઇછે.

૩૪ આંબાગાળો–સગાં સ્નેહીયે એકઠાં મળીને વરસ દાહાડાનો મેવો જે કેરી તેનો રસ ખાવો-ભોજનના બીજા પદાર્થો સાથે તે. ભાલો (વિજોગનો). છાનો--મ્હાર કોઇને ન દેખાય તેવો. (હુનાળામાં કાલેરા અથવા અઘોકનો રોગ અને સૈયડનો રોગ એ બે રોગ વિશેષે હોયછે માટે તેને સંબોધન). (સૈયડ તો કાકા કેહેવાયછેજ અને કાલેરાને પિત્રાઈ એટલે પિત્રાઈભાઈ કહ્યોછે).

૩૫ રોડાં--ઈંટાના કકડા. (જો કે પેલાં ફળો મને લલચાવેછ તોપણ ને યુવના એકલાં કોણ ખાય એમ કહીને રોડાં છે એમ જાણી ફેંકી દઉછ) (ઉત્પ્રે.

(ઈંદ્રવજ્રા.)

"લીલાજ આંબા વડ પીપળા રે, શોભી રહ્યા આ જિવ બાળવાને;"
"મોરો ખર્યા ને પસરી અળાઈ, કેરી ભરાતી રસથી સુકાઈ." ૩૬ ૩૬
"ધોળી અગાસી ખુબ ઢોળિ ચૂને, ચારૂ ખિલી ચંદનિ ચાર ખૂણે;"
"ધોળાંસુવસ્ત્રો નરનારિ પ્હેરી, ગાયે રસીલાં બહુ સૂર ભેળી." ૩૭ ૩૭
"એવી સુરાત્રી કરમે ન આવી, રંગીલિ હૂં કેમ લઊં નિભાવી;"
"છૂટે નિમાળે પગતાલ મારી, હાથે વગાડી ન સતાર સારી." ૩૮ ૩૮
"વાળાતણા ના વિંજણા ઉરાડયા, છાંટી ગુલાબે પ્રિય ના સુવાડયા;"
"કૂંળે અંગે ચંદનયુક્ત હાથે, માથૂં ન ચાંપ્યૂં રસ પાઈ ગાતે." ૩૯ ૩૯
"પંચાગ્નિયે સાધન સપ્ત સીધૂં, જોગીથકી મેં વધતૂંજ કીધૂં;"
"પૂરા થયા બે મહિનાગિરીશ, પીયૂ ન આવ્યો અરપૂં શું શીશ. ?" ૪૦ ૪૦

(અનુષ્ટુપ્.)

તંનમંનતણા થાકે, નિદ્રાવશ થઇ લહૂં;
રસસિંધુવિષે તર્તી, શબરૂપે દીસે કહૂં. ૧ ૧

---

૩૬ (હુનાળામાં ઝાડો નવાં પાંદડાંથી પ્રફુલ્લિત થાયછે, આંબા વડ પીપળા વગેરે; પણ હું જે આંબો તેના મોરો ખરી પડયા છે ને રસથી ભરાતી કેરી સુકાઇ ગઇછે (પિયુના દર્શનથી અથવા હાથની ઊંફથી મારાં સ્તન આતુર ઊંચાં થઈ રેહેતાં તે વિજોગના દુષ્ટ વાયુથી અને દુષ્ટ તાપથી સુકાઇ--બેસી ગયાં છે). (વિરોધ) ૩૭ ચારુ--સુંદર. ૩૮ કરમે એટલે ભુંડે કરમે--નસીબે. (વર્ણન, ચિતરી દેખડાવાય તેવું છે.) ૩૯ કુંળે--કુમળે. ચંદનયુક્ત--સુગંધીનાલેપવાળા. રસ પાઈ--સંભોગ કરાવ્યા પછી (થાકેલાનું માથું મેં ચાંપ્યું નહીં):

૪૦ (જોગી પંચાગ્નિ સાધેછે એટલે પોતાની ચારે બાજુએ ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ ધુણી લગાવીને અને માથા ઉપર ગ્રીષ્મનો સૂર્યરૂપ અગ્નિ તો હોયજ એ રીતે પાંચ અગ્નીનો તાપ ખમી તપશ્ચર્યા કરેછે તે. એ જોગીનું પંચાગ્નિ સાધન, મેં જે પંચાગ્નિસાધન સીધું--વિક્ષેપવનાનું--કંઇપણ કસર--ગફલત વગરનું--એક સરખું જારી રાખેલું કીધુંછે તેની આગળ કંઇજ નથી. મારા પંચાગ્નિ તે આ--વિરહાગ્નિ--પિયુના સંભોગસંબંધી કામાગ્નિ, ગ્રીષ્મનો દાવાગ્નિ (હુનાળાની બાહારની ગરમી), જઠરાગ્નિ (ખાતી નથી તેથી જે ભુખ પીડેછે તે ગરમી), ક્રોધાગ્નિ (ઘરમાં ને બાહાર ચિડિયાં કરૂંછ તે જોસ્સો) અને ચિંતાગ્નિ (પિયુને શું શું દુખ પડતું હશે તે સંબંધી ચિંતા--કુતર્ક). ઓ ગિરીશ--કૈલાસ પર્વતના ઇશ--શિવ, બે મહિના તો થયા ને હજી પિયુ તો આવ્યો નહીં હવે હું શું શીશ અર્પું?-મસ્તક રૂપી કમળ અર્પું? મસ્તક છેદી તુને ચડાવું ?)

૧ (અતિ દુઃખના વિચારથી થાક ચડેછે ને તેથી નિદ્રા આવી જાયછે) તે નિદ્રાવશ થઇ પડી. તે સુતેલી કેવી દેખાતી હતી કે (જાણે) શૃંગાર રસના સાગરમાં શબ--મુડદાંરૂપે તરતી હોયની કહું--શું ?! (ઉત્પ્રેક્ષા).

## વર્ષા.

(માલિની.)

*ઘડિ ઘડિ તડકોને, છાંયડો ફેરવાયે,
ગરમિથિ ઉકલાટો, પ્રાણિને ભારિ થાયે;
અહિં તહિં બહુ દીસે, દોડતાં અભ્ર[1] કાળાં,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા. ૧
ફડ ફડ ફફડાવે, ધૂળમાં ચલ્લિ પાંખ,
પસરિ જ બગ, બેસે પાંખ પોતાનિ સાફ;
અરણવથિ[2] કિનારે, આવતાં પંખિ ભાળ્યાં,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા. ૨
ફરફરફર આવે, થંડ વા રાત દહાડો,
ખરર થરર શબ્દે, હાલતાં થાય ઝાડો;
રસ[3] બહુ ઉતરે છે, યંત્ર[4] માંહે કૃપાળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા. ૩
અધિક ભિનિ હવા તો, નિત્યકર્તા જણાયે,
પસરિ ફુલસુગંધી, આવતી ખૂબ થાયે;
દુરથકિ સંભળાયે વાગતા ઘંટ[5] ઠાલા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા. ૪
કમિગરમિ હવાએ, ખાર તે પીગળાયે,
ઉધઈ કિડિ મકોડી, જોરમાં ઊભરાયે;
તજવિજ કરતા રહે, બાંધવે પંખિ[6] માળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા. ૫

---

* એ છ શ્લોકમાં વર્ષાદનાં ચિન્હ વર્ણવ્યાં છે.--(ગ્રંથો ઉપરથી અને ખેડુતોના કેહેવા પ્રમાણે). ૧ વાદળાં. ૨ અર્ણવ--સમુદ્ર; દરિયો. (કેટલાંક ગુલાબી રંગનાં ઉડતાં જીવડાં જેને રેલિયાં કેહે છે તેવાં જીવડાંઓ પણ કિનારા તરફ આવે છે) (વળી કેહવત છેકે 'વાદળમાં વાદળ પેસે, સમડી પાંખ પખાળે; જો ચલિયાં ધુળમાં ન્હાય; તો નિશ્ચે વરસાદ આવે.')

૩ પારો. ૪ વાયુમાપક યંત્ર--બરામિટર. (વરસાદના તોફાનથી હવાનો ડાબ થોડો થાયછે ને તેથી સાધારણ નિયમ કર્તાં યંત્રમાંનો પારો ઘણો નીચે ઉતરેછે) અથવા સતાર સારંગી વગેરે વાજિત્રોના સૂર એ રતમાં વિશેષે કરીને ઘણા મધુર નિકળેછે. ૫ (ઘંટના ટકોરા નક્કર નથી સંભળાતા પણ ખાલી-પોલા સંભળાય છે). ૬ (વિશેષે કરીને કાગડાઓ)

રૂડું ધનુષ જણાયે, પીત[7] સૂર્યાસ્તભાસ,
અતિ ઉજળું[8] કુંડાળૂં, ચંદ્રની આસપાસ;
વિજળિ ઘણિ ઇશાને[9], નૈરુતા[10] વા શિતાળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા. ૬

ચમક ચમક વીજે, વ્યોમને[11] ફાડિ નાખ્યું,
ગડગડ ગગડાટે, ધ્રુજવ્યૂં[12] અંડ આખૂં;
સરર ઘરર ગાજ્યો, તોરિ[13] વંટોળ વાત[14],
વળગિપડિજ[15] ચોંકી, દાસિને જાણિ નાથ. ૭

અવનિ[16] નભ[17] જુએ તો, ઊલટાં રે થયેલાં,
જન સહુ ચકડોળે, નેન ઊંચે ગયેલાં;
ચકર ભમર ફર્તું, વિશ્વ સંઘૂં જણાયે,
તડિત[18] પડતિ ઝાડે, પૃથ્વિ ફાટી જ જાયે. ૮[19]

---

૭ સૂર્યાસ્તનો ભાસ પીળો હોય તો; અસ્ત પામતો સૂરજ ખૂબ પીળો દેખાયતો. ('હસતો ભાણ ને વરસ્યા વગર વ્હાણું ન વાય'–સાંજે જો ઉપર પ્રમાણે સૂરજ દેખાય તો તે રાતે વરસાદ આવેજ આવે.)

૮ ઉજળું કુંડાળું એ વરસાદનું ચિન્હ કેહેવાય છે (રાતું કુંડાળુ એ, મોટી આગ અથવા બીજી મોટી આફતની નિશાની છે એમ લોકમાં મનાય છે). (મને ન્હાનપણની વાત સાંભરેછે કે જ્યારે હું ને મારી મા સુરતમાં ન્હાની છીપવાડમાંથી–માસીને ઘેરથી રાતે સાત વાગે હમારે ઘેર આવતાં હતાં તે વખત મેં રાતું કુંડાળું જોયું હતું ને તેજ રાતે ૧૧ વાગે, આતમારામ ભુખણના તબેલામાં આગ લાગી હતી ને ઘોડાઓ બળી મુઆ હતા).

૯ ઉત્તર તથા પૂર્વ એ બેની વચમાંનો ખુણો.

૧૦ (ચોમાસામાં વાયુની દિશાનો નિયમ નથી તોપણ તે ઘણું કરીને, દક્ષિણ, પશ્ચિમ અથવા એ બેથી થતો જે નૈરૂતકોણ તે દિશાયેથી વાયુ ફુંકતો હોયછે).

૧૧ (ઉપર પ્રમાણે ચિન્હ જણાયાં–ને વિજળીએ) આકાશને ફાડી નાખ્યું (વિજળીથી હવા ફાટી ગઇ ને પછી તે પોતાના સ્થિતિસ્થાપક ગુણથી, હતી તેવી ઝટ થતાં ગગડાટો થાવા લાગ્યા).

૧૨ બ્રહ્માંડ. ૧૩ મિજાજી; તોફાની. ૧૪ વાયુ; વા.

૧૫ (એ બધા ગભરાટથી પેલી સ્ત્રી જે થાકથી જરા નિદ્રાવશ થઇ હતી તે ચોંકી ઉઠી અને પોતાના પિયુની ઝંખનામાં હતી તેથી પાસે દાસી સુતી હતી તે પોતાનો પિયુછે એમ સમજીને તેને ભેટી પડી).

૧૬ પૃથ્વિ. ૧૭ આકાશ. ૧૮ વિજળી.

૧૯ (જે વેળા પેલી ઉઠીછને દાસીને ભેટી પડીછ તે વખત તેના જીવનો જે ગભરાટ–તેની આંખે જે જે જોયું હશે તેનું વર્ણન એ શ્લોકમાં છે.–ઊંઘ, જંખના, ને ભય એ ત્રણના એકઠા ગભરાટમાં એમજ થાય છે.)

(શાલિની.)

ધીમી પાડી હસિયે બાઇ હાહી,જાુકતીગે તે પ્રેમઘેલીજ વાહી[૨૦];
તે બોલી તૂં, મૂજસૂં ભેટિ ભારે,'સ્વામીનૂં શૂં,છે હવે કામ ત્હારે?' ૯

(મંદાક્રાંત.)

"જો જો બ્હેની, પૃથિવિપર આ, મેહુલે મ્હેર કીધી,"
"હૂં માંદીની, ખબર કંઈયે, નાવલે નાજ લીધી;"
"ટહાડેકી તો, થઇ ન મુજને, ટહાડિયો તાવ આવ્યો,"
"અગ્ની મેઘે, અતિસ પવને, સ્નેહરૂપે વધાર્યો." ૧[૧]
"અંધ્રાએલો, ખુબ ઝુમિ રહે, ગાજ ને વીજ સાથે,"
"મીઠૂં આપે, ધન ધન પડી, થંડ પાણી હવા તે;"
"પાડૂં ચીસો, ચમકતિ રહૂં, ધૂમરાયેલિ રોજે,"
"ખારૂં હૂનૂં, ધિક જળ દઊં, પ્રકૃતી તાતિ સોજે." ૨[૨]

---

૨૦ ફોસલાવી--પટાવી--સમજાવી થંડી પાડી.—(પ્રેમના જોસ્સાથી ઘેલી થઈ ગયલીને.) ૧ (પેલી ઝબકી ઉઠયા પછી જરાવાર ટકટક જોયાં કર્યા પછી પાછી પોતાનું દુઃખ રડવા લાગી તે આ પરમાણે.)—(ઓ) બ્હેની (તું) જો જો,-પૃથ્વિ (ઉનાળાથી તપી ગઈ હતી તે) ઉપર મેહુલાએ તો મ્હેર કીધી, પણ હું (જે વિજોગ દુઃખથી) માંદી (પડી રિબાઊંછ તે) ની ખબર કંઇયે (હજી લગી મારા) નાવલાએ-પરણ્યાને વરસ પણ ન થયલું એવા પ્રીતમે નાજ લીધી (જો)!. (વરસાદથી બધે ટહાડેક થઈ પણ) મને ટહાડેકી ન થઇ-ટહાડેક કરે તેવી ચીજ ન મળી; પણ ઉલટો, (વરસાદના ઝાપટાં દેખીને કંઇ કંઇ થાય છે તેથી આ) ટહાડિયો તાવ (વિરહદુઃખની સાથે ખરેખરો તનનો વ્યાધિ પણ) આવ્યો (છે); (એ અગ્નિ-વિરહાગ્નિ-તાવને મેઘે-વરસાદે સ્નેહરૂપે થઇ રહીને (અને) અતિશય પવનને સાથે રાખીને વધાર્યો (છે). (એ તાવવાળી પાછી જારે હું વરસાદની ઝાડિયો જોઊંછ ને પવનના ઝપાટા લઊંછ તારે મારો તાવ ઘણોજ વધે છે. અગ્નિ બે રીતે વધે.—એક તો તેમાં સ્નેહ-ચિકણો પદાર્થ પડેથી અને બીજું કે તેને પવન લાગ્યાથી. મારો તાવ, બાહારનો પવન લાગ્યાથી અથવા જોસ્સાના પવન--ઘેલછાથી અને મારે મન વરસાદનું પાણી જે ઘી તેલજ છે તેથી અથવા પ્રીતિની ચીકાસથી--ચિકણી પ્રીતીને લીધે વધ્યોછે.) (વિરોધ--વિષમ અલંકાર).

૨ ઘન એટલે વરસાદરૂપી પુરુષ--(કલ્પેલો). (એ) ઘનને ધન--ધન્ય (છે કે પ્રથમ તો તે) અંધરાયલો ખુબ ઝુમી રેહેછે-પડુંછ પડુંછ એવું ડોળ ઘાલી રેહેછે (પણ પછી ગાજવીજની સાથે પડીને તે) મિઠું ને થંડું પાણી અને મિઠી--ખુશકરતી ને થંડી હવા આપે (છે); (પણ હું તો) રોજ--રોજજ ધુમરાયલી રહુંછ, (વચમાં વચમાં) ચમકતી રહુંછ (મને ચમક વા થાયછ), ચીસો પાડુંછ (પણ મને) ધિક (છ કે હું) ખારૂં ને હુનું પાણી આપુંછ—આંસુ પાડુંછ (ને) સોજે—વિરહરોગના સોજાથી પ્રકૃતિ તાતી—ચિહડાયલી આપુંછ—દરસાવુંછ. (મેઘ અંધરાયલો ને હું ધુમરાયલી; તાંહાં વિજળી થાયછ ને અહીં મને

"જો જો પેલી, જડક્થિ જતી, હાથણી વાદળીઓ,"
"ભેટે કેવી, જુગતિથકિ રે, પર્વતોને વળી ઓ;!"
"કામેધૂરી, મદ ઝરતિ હૂં, કોદિ ના ચાલિ ધિક્ક,"
"લેઈ આંટી, સરપનિ પઠે, ભેટિ ભર્થારને ન." ૩[3]
"જો જો પેલી, ચતુર ચપળા, વીજ સંભોગઅર્થે,"
"ઊઠાડેછે, સુપતિ ઋતુને, વક્ત્રકાંતી કટાક્ષે;"
"ના ઊઠ્યો તે, તજવિજ છતે, તાહરે પાછિ ઊઠી,"
"ફેંકી જોરે, જળનિ મટુકી, મ્હોડ વાળી જ સૂતી." ૪[4]
"પાસે હોયે, વર વધુ કરૂં, ચાતુરી વીજકર્તાં,"
"શોભે પ્રેમે, વરવધુપણૂં, હોય સાથેજ તર્તાં;"

---

:મક થાયછ; તાંહાં ગગડાટ ને અહીં આ હું ચીસ પાડુંછ—એટલી વાતે તો ...મે મળતાં છૈયે પણ તેને ધન્યછે કે તે સારૂં કરેછ ને મને ધિક છે કે હું દુ:ખી થઇને બીજાંને દુ:ખી કરૂંછ).

૩ હાથણી જેવી દેખાતી ને ચાલતી વાદળિયો. વળી—નીચે વળીને (સ્ત્રી દોડતી દોડતી આવી પછી પોતાના પિયુની કોટે વળગી નીચે—શરમાતે મ્હોડે ટંગાઈ રેહે છે તેમ). ઓ—જોઈને આશ્ચર્ય પામ્યાનો પણ પછી નિસાસો મુકતાં કહાડેલો જે ધ્વનિશબ્દ તે. કામેધુરી—પ્રીતિરતિના જોસ્સામાં આગળ પડતી—ઉસકેરાયલી. મદ ઝરતી—જુવાનીના મદવાળી (મદ ઝરતી એ શબ્દોથી હાથણીની લક્ષણા થાયછે અને એ લક્ષણા પછી હસ્તિની જાતની સ્ત્રી એમ વ્યંજના નિકળે છે.) (મને) ધિક્ક છે કે હું હાથણીની પઠે ડોલતી ન ચાલી (ગજગામિની ન કેહેવાઈ).

૪ (અરે બેન તું) જો જો,—પેલી ચતુર ને ચપળ વિજળી (એ નામની સ્ત્રી) સંભોગસારૂ (પોતાનો) રૂડો પતિ જે ઋતુ (વર્ષાઋતુ એ નામનો પુરૂષ) તેને વક્ત્રકાંતિ કટાક્ષે—(પોતાનાં) મ્હોડાંનો ચળકાટ બતાવીને (અને) આંખની ઈસારતો—નેનની અદાઓ કરીને ઉઠાડે છે. (નિમાળા ગાલપર ફેરવીને પણ જગાડવામાં આવે છે.) (થોડીવાર બતાવી પાછી જરા જાગતી સુઈ રેહે છે, વળી પાછી ઉઠીને તેમ કરે છે) (માનિની—સ્ત્રીનું લક્ષણ છે કે મ્હોડેથી બોલવું નહીં—એમ કેમ કેહવાય કે પ્યારા મારી પાસે આવ) (ઘણુંએ મથી તોપણ તે પિયુ જાગ્યો નહીં ત્યારે પેલી પાછી ઉઠી અને પાણીથી ભરેલું બેહેડું ફોડી નાખ્યું ને પછી મ્હોડવાળીને સુઈ ગઈ.—એથી પેલો જાગી ઉઠયો ને પછી સંભોગ કીધોજ હશે તો). (પેહેલી થાય છે વિજળી. પછી ગગડાટ ને પછી પાણી પડે છે—સ્ત્રીયે ચળકાટ દેખાડયો, પછી બ્હેડું ફોડયું ને પછી તેમાંથી પાણી પડયું ને તેથી પછી પાણી પડયું. (મુખ્ય અલંકાર દ્રષ્ટાંતરૂપક—સમાસોક્તિ છે, પણ વિજળીયે વરસાદ પાડવાની જે તજવીજ કીધી છે તે તજવીજનું વર્ણન હેતુઉત્પ્રેક્ષા અલંકાર છે—જે કારણ નથી તેને કારણ કલ્પ્યું છે—બ્હેડાં વગેરેનું. સ્ત્રીપુરૂપની કલ્પના છે તેથી રૂપક તો છેજ.)

"ભેળાએ જો, અધરકણ તે, દૂધ થાઊં દહીં હૂં,"
"દૈવે નાખ્યૂં, ગમન ગુણ રે, તેથિ ફાટીગઈછૂં. ૫૫
"શોભે રાતી, પૃથિવિ જતુની, ઇંદ્રગોપે ભરીરે,"
"માતેલી તૂં, ધરડિ જ છતે, કાગછત્રે કરીરે;"
"લાલી ખોઈ, ફિકિ પડિ છઊં, સ્વામિ જાવાથકીરે,"
"સૂકી બેટી, તરુણિ હું છતે, છત્ર શીરે નહીં તે." ૬૬
"અંધારી આ, રજનિ સજની, મેઘબીહામણીરે,"
"વારે વારે, દરશન દઈ, ચોકવે દામણી રે;"
"ધો ધો ધો ધો, ઉદક પડતૂં, પ્હાણઉપેર ભારી,"
"દેખી સંધૂ, કયમ ન ટટળૂં, નાથસારૂ હું નારી." ૭૭
"કેવા આવે, છરરરર આ, મેઘ ઊતાવળેરે,"!
"કેવા વાએ, સરરરર આ, વાયુ મોટા બળેરે;"!
"કેવાં વાગે, સર સર શરો, કૂમળે કાળજેરે,"!
"કેવા લાગે, છર છર છરા, પાંસળાંમાં ખરે રે."! ૮૮

---

૫ (અરે વિજળીયે શું ચતુરાઈ લડાવી ? કંઈજ નહી) (મારો) વર (મારી) પાસે હોય તો વિજળીના કતાં વધારે ચતુરાઈ ચલાવું—(કારણ કે જારે વરવહુ) પ્રેમે—પ્રેમના કુંડમાં સાથેજ તર્તાં હોયછે તારેંજ વરવહુપણું શોભેછે—(લઘુમાન ગુરૂમાન વગેરે શૃંગાર સાહિત્ય ખુલી નિકળેછે); (રે) તે-પિયુરૂપી અધરકણ-મેળવણ હું (જે) દુધ (છઊં તે)માં ભેળાય તો હું દહીં-દહીં જેવી બંધાયલી-હૃષ્ટ પુષ્ટ થાઊં—(સુકલકડી સરખી ન રહું), (પણ) રે દૈવે-મારે ભુંડે નસીબે ગમન લુણ—પિયુનું જવું એ રૂપી જે મીઠું નાખ્યું (હું દુધમાં) તેથી ફાટી ગઇછું. (દુધમાં મીઠું પડવાથી તે ફાટી જાય છે) (હું બેહેકી ગઇછ—રિહડિયણ થઇછ, રડયાં કરૂંછ વગેરે).

૬ ઇંદ્રગોપ—વરસાદના દાહાડામાં રાતાં રાતાં જીવડાંઓના ઝુમખા જમીનઉપર પથરાયલા દેખાય છે તે. છત્ર—સુરખ્ખી—પિયુ. (રે પૃથિવ મા તું ઇંદ્રગોપથી ભરાયલી રાતી શોભે છે, રે તું ઘરડી—ઘણા કાળની છતે કાગછત્રથી—દાંડી ને ઉપર છત્રી એવા જે નાહાના છોડવા ચોમાસામાં ઠામ ઠામ ઉગે છે તેથી માતેલી દેખાય છે. તું ઘરડી છે પણ રાતી ને માતેલી છે અને હું તારી બેટી જુવાન છઊં તોપણ ફીકી—પિંડરોગિયણ અને સુકલકડી છઊં).

૭ સજની—ઓ સજની—સહી. રજની—રાત. મેઘબિહામણી—કાળાંવાદળાં પવન ગગડાટ વગેરેથી બિહામણી લાગતી (રાત). દામણી—વિજળી. ઉદક—પાણી. પ્હાણ—પાહાણા—પથરા.

૮ છરરરર મેઘ આવેછ તેતો મારે કુમળે કાળજે સરસર શરો—તીરો વાગેછે અને સરરરર વા આવે છે તે તો મારાં પાંસળાંમા છર છર છરા લાગેછે.

"માથાસાથે, પરવતતણાં અભ્ર ઠોકાયછે જો,"
"પાણી પાણી, વન ઉપવને, રેહ સંધે થઈ જો;"
"માથા સાથે, ભિતર વિષયી, તર્ક કૂટાયછે ઓ,"
"અગ્ની અગ્ની, પછિ તન વિષે, રોમ રોમે બળે જો." ૯[૯]
"મેઘે વાએ, મ્હસ ફિણ અને, રંગ કાળો કરીરે,"
"સિંધૂ ગર્વે, ઉછળિ ઉછળી, બૂમ પાડે ભરી રે,"
"મેઘે વાએ, મુખ ફિણ અને, રંગ ફીકો કરી રે."
"હૂંતો દુઃખે, ઉછળિ ઉછળી, ચીસ પાડૂં નરી રે." ૧૦[૧૦]
"રેલંરેલા, જમિનપર તો, ઝાપટાંથી થઈ જો,"
"રેલંરેલા, વિષયસુખની, ભૂજને ના થઈ જો;"
"થાયે જેવા, વળિ શરવડે, શ્રાવણે રમ્ય છાંટા,"
"તેવા એ રે, નથિ સુખતણા, રોજ ભોંકાય કાંટા." ૧૧[૧૧]
"આ તોફાને, ખુબ કરિ કળા, ડુંગરે નાચતા રે,"
"'ટેહૂ' 'ટેહૂ,' વદિ હરખમાં, મોર તે વૃંદમાંરે;"
"દેખી દાઝૂં, ઉંચકિ તન ના, જંગિ વીલાસ કીધો,"
"માદા પેરે, ઝિલિ સુરસ મેં, હાયરે નાજ પીધો!" ૧૨[૧૨]
"દીલાસાથી, ધિરજ ધરતી, ચાતકા જોઇ તૂંને,"
"તારૂં સીઝ્યૂં, મુજ નવ સિઝ્યૂં, લ્હાય વાધીજ મૂને;"
"રે દાદૂરા, ઘન વરસતો, જોઇ ફૂલાઇનેરે,"
"'ડ્રૌણ 'ડ્રૌણં,' અતિસ લવિ કાં, ચ્હીડવેછે મનેરે." ૧૩[૧૩]

---

૯ (વાદળાંઓ પવનના ધકેલવાથી પર્વતના માથાંઓ સાથે ઠોકાય છે.) ઉપવન–વાડી–બાગ. માથાંસાથે—મારાં માથાંસાથે (માંથામાં નીચેથી ઊંચેના ભાગ તરફ) વિષયી–વિષય સંબંધી તર્કો કુટાયાં કરે છે ને પછી તન વિષે—શરિરમાં રોમ રોમ–રૂવે રૂવે આગ આગ બળે છે–વ્યાપી રેહે છે. (વિરોધ—વિષમ). ૧૦ મેઘે–વરસાદને લીધે. વાએ–વાયુને લીધે. મ્હસ–બહુ. ભરી બૂમ–જરો ભર્યો અવાજ. નરી–તીણી. નરી ચીસ–કારમી તીણી ચીસ. (વિરોધ–વિષમ.)

૧૧ કાંટા—પિયુસંબંધી ખ્યાલો.

૧૨ વૃંદ–ટોળું–જુથ. (ઘણી ઢેલોમાં એક મોર ઘુમેછે). (મોરનેવિષે કેહેવાય છે કે તે સારીપેઠે નાચીને પછી હરખનાં આંસુ ઢાળે છે તે તેની ઢેલ પોતાનાં મ્હોડાંમાં ઝીલી લેછે ને એથી પેલી ગાભણી થાયછે). (મોરને ને ઢેલને વરસાદના તોફાનમાં તોફાન કરતાં દેખીને હું બળી જાઉંછું; રે મેં મારૂં શરીર ઊંચું કરી જંગી એટલે તોફાની વિલાસ ન કીધો અને મેં ઢેલનીપેઠે સારો રસ—રતિરસ ઝીલી નાજ પીધો જો!) ૧૩ ચાતક—બપૈયો. (તું વરસાદની

"શાસારૂ એ, દરદિ હું છતાં, બ્હેનિ કોએલડીરે,"
"'ટૂણ' ટૂણ,' કરતિ હું વના, મેધસૂરે ચ્હડીરે;"
"તોબાકારી, તિણિજ ચિસથી, સારસા ભાઇ તારી,"
"કેશો ઊભા, કરિ કણુકણે, પેટ બાળેછ ભારી." ૧૪[૧૪]

(ઉપજાતી.)

"આકાશ પેરે સુપ્રકાશ ખોઉં, મને ધુમાડો સઘળેજ જોઉં;"
"શોકોતણાં વાદળ ઘોર રાખે, વિચારકેરો રવિ ઢાંકિ નાંખે." ૧૫[૧૫]
"શોભેછ આ વાદળ જાંબુરંગી, ધનુષ્ય પેલૂં ખુબ પંચરંગી;"
"પ્હેલાં હું ભારી નવરંગિ સોહી, નઠારિ આજે નહિં રંગિ કોહાઈ." ૧૬[૧૬]
"ઢાંકેછ છાયાધન ચંદ્ર જેમ, વિરાગવાર્ત્તા રસબુદ્ધિ તેમ;"
"ઢાંકેછ નક્ષત્ર જ મેઘ જેમ, વિરાગવાર્ત્તા રસવૃત્તિ તેમ." ૧૭[૧૭]

(શિખરિણી.)

"પરંતૂં ચંદા હૂં, મથિ મથિ પડૂં બ્હાર રસિલી,"
"ગયેથી મૂઝાઈ, રુધિર બગડેથી છઉં પિળિ;"

---

વાટ જોતો હતો ને હું મારા પીયુની વાટ જોતી હતી;—તું ને હું એ સરખાં હતાં. તારૂં કામ થયું—વરસાદ આવ્યો ને મારૂં કામ ન થયું—પિયુ ન આવ્યો). દાદુર—દેડકો.

૧૪ (ઓ બ્હેન કોયલડી તું પણ ગાનારી ને હું પણ ગાનારી. આ હું માંદી મરૂંછ ને તું એકલીએકલીજ વરસાદનો જેવો ઊંચો જોસ છે તેવા ઊંચા સૂરમાં રે શાસારૂ ગાવા મંડી પડીછ? ઓ સારસ ભાઈ! તારી તીણી ચિસથી તો તોબા! તું કણકણાં આણી રૂવાં ઉભાં કરી પેટ બાળી નાખેછ;—શા સારૂ વારૂ?

૧૫ (ચોમાસામાં આકાશમાં સારો પ્રકાશ નથી હોતો તેવું મારાં મન રૂપી આકાશમાં છે; આકાશમાં વાદળાં સૂરજને ઢાંકયો રાખેછ તેમ દલગીરીનાં વાદળાં વિવેકવિચારના સૂરજને ઢાંકયો રાખેછે).

૧૬ નવરંગી—ઘણી ઘણી રીતે ખુશ મિજાજી—રંગીલી. સોહી—શોભી. (આજે હું નઠારી છઊં—રંગી એટલે રંગીલી નથી—કોહી છઉં—કોઈ સાથે બોલતીચાલતી નથી પણ ધુમરાયલી ઘરમાં બેસી રહુંછ).

૧૭ (જેમ છાયાઘન એટલે મેઘવાદળની છાયા ચંદ્રને ઢાંકેછ તેમ વિરાગ વાર્તા મારી રસબુદ્ધિને ઢાંકેછ; વળી જેમ મેઘ નક્ષત્રોને ઢાંકેછ તેમ વિરાગ વાર્તા મારી રસવૃત્તિને ઢાંકેછે) વૈરાગ્યની વાર્તા સાંભળવાથી મારો જોસ્સો અને મારા જોસ્સાની વર્તણુક નરમ પડેછે). (એ શ્લોક લખાઇ ગયો પણ પછી હુ ગભરાયો કે હવે આગળ ગ્રંથ લખવો નકામો છે—વિરહના જોસ્સાનું તો આગળ વર્ણન કરવું છે ને અહીં વૈરાગ્યથી તે જોસ્સો નરમ પાડી દીધો છે—પેલીનું દુઃખ જારે વૈરાગ્યથકી જવા લાગ્યું તારે તેણે તે વાર્તાથીજ મનનું સમાધાન કરવું ને રડવું બંધ કરવું હતું. મેં એ શ્લોક કાહાડી નાખવો ધાર્યો પણ

"રિસાણી વાગી છે, મૃદુ દિલ વિષે લોહનિ ખિલી,"
"મને થાયે મ્હોટી, ચટપટિ જ કહારે રહું ખિલી." ૧૮[૧૮]
"નદી જૂવાની આ, મદભરપુરી જાયજ વહી,"
"વધે પાણી દોડે, અતિસ ગભરાટે મળ સહી;"
"મણીમોતીવાળૂં, લુગડું ઘસડાતૂં કરિ ધસે,"
"મને એવૂં કહારે, રસિક પતિને હૂં મળું રસે." ૧૯[૧૯]
"પશૂ પક્ષી સર્વે, ખુબ કરિ વિહારો સુખ લહે,"
"અવશ્યે આ રૂતે, સરવ જિવ નામે રતિ ચહે;"
"સુણૂં સંભારૂં તે, નજરથકિ જોઊં કયમ સહૂં,"
"ચુંથાઈ જાયે રે, દુખણું અતિ પેટે શું શું કહૂં." ૨૦
"નવે ઘાસે ધાન્યે, રમણિય બન્યાં ખેતર ઘણાં,"
"થયાં તેથી હૈડાં, હરખહલકાં ખેડુતતણાં;"
"વને મેદાંને તો, તૃણ ઉપર ઘેટાં હરણ તે,"
"ચરે છે ઉલ્હાસે કયમ ન મુજ આવ્યૂં મરણ રે.!" ૨૧[૨૧]

---

પાછો વિચાર કીધો કે એ લખ્યો શ્લોક કાહાડવો તો નહીંજ ને આગળ ગ્રંથ તો લખવો ખરો.–પછી તર્ક દોડાવીને એ શ્લોક રાખીને આગળ ગ્રંથ ચલાવ્યો).

૧૮ (ગમે તેટલી વૈરાગની વાતો સાંભળુંછ પણ પાછી ઠેકાણેની ઠેકાણે.–જેમ વાદળાંથી ચંદ્ર જરાવાર ઢંકાય છે તોપણ તે મથીમથીને તેમાંથી બાહાર નિકળી આવેછે તેમ) (બે જુદાં જુદાં વર્ણન હતાં તેનું એક કરી નાખ્યું છે)–હું રસીલી–રસ ભરેલી એવી ચંદા (ચંદ્રને સ્ત્રીરૂપે કલ્પતાં) મથી મથીને બાહાર પડુંછ. સુકાઇ ગયેથી અને રૂધિર બગડેથી હું પીળી છઊં (ચોમાસાનો ચંદ્ર પણ પીળો દેખાય છે) મૃદુદીલ વિષે–કુમળાં દિલમાં લ્હોડાંની ખીલી (વિજોગરૂપી) વાગીછે તેથી રીસાણીછું.

૧૯ આ નદી ને આ જુવાની. નદીમાં પાણી વધી ગયાંછ તેથી તે દોડેછ ને ઘણું જલદીથી દોડેછ તે ગભરાટથી તેમાં મળ હોયછે; (રેલનું પાણી મેલું હોયછે); (એ દોડતાં રેલનાં પાણીપર વરસાદના બુંદ પડેછ ને તેથી કુંડાળાં થાય છે એ શોભાને મણીમોતીવાળું લુગડું કલ્પ્યું છે) એ લુગડું ઘસડાતું રાખીને નદી ધસીધસીને દોડે છે–મનમાં એવું છે કે કહારે હું મારા રસિકપતિ સમુદ્રને મળું. રસે–જોસ્સામાં. મારી જુવાનીનું પાણી વધ્યું છ–જુવાની વહી જાય છે ને પિયુ પાસે નથી એ વિચારના અતિ ગભરાટથી હું પરસેવા વગેરેથી મલીન છઊં–આ મારૂં (મારી જુવાનીનું) મોતી હીરાની ઝુલવાળું લાંબું પોહોળું અંબર પિયુને મળવાની ઉતાવળમાં જમીન ઉપર ઘસડાય છે; મારાં–મારી જુવાનીનાં મનમાં પણ છે કે હું મારા પ્રીતમને કહારે ઉલટ ભેર મળી ભેટી રહું! ૨૧ હરખથી હલકાં હૈડાં (ખુશી ખુશીના પવનથી ફુલાઈને ઉચાં આવેલાં). તૃણ–કુમળું ઘાસ; લીલી ચાર. (ઘાસ ઘણી જાતનાં હોય છે–ઘઉલો, ફુતરિયું, મોસી, બરૂ વગેરે).

"હળે છે ચાસે છે, ઉલટ ધરિને ખેતર સહૂ,"
"નિંદે છે ગોડે છે, ભિંજવિ તનને ખેડુત બહૂ;"
"ન ખેડાયે આ રે, અધવચ રૂડો ખેડુત ગયો,"
"પટાવીને ઊડયો, વિષયસુખવર્ષાદ ન રહ્યો." ૨૨[22]
"નવાં પાણીયોગે, જળ થળ જિવો જે બહુ થયા,"
"રુપાળા રંગે તે, વિવિધ રિત શોભી સહુ રહ્યા;"
"ખરેજહાં જહાં જોઊં, લલિત લિલિ લીલા હસિ રમે,"
"નિસાસે રે રોઊં, કઠણ હુનિ પીડા બહુ દમે." ૨૩[23]

(હરિણિપ્લુતા.)

"લિલિ આમલિ ને વડ પીપળા, નિરખતાં કદલીવન પાનનાં;"
"હુનિ આંખથિ સંધિ લિલોતરી, શું શું વિચાર પિયૂ કરતો હશે!" ૨૪[24]
"વન કેતકિનાં બહુ બ્હેકતાં, ભ્રમરઝુંડ કરે અતિ ગુંજરે;"
"ખુબ આશકમાશુક રંગ તે, શું શું વિચાર પિયૂ કરતો હશે.!" ૨૫[25]

---

૨૨ ચાસવું એટલે હળ ફેરવી કોરી જમીનનાં ઢેફાં કહાડવાં-(અંદર પાણી જલદીથી પચે તેને સારૂ) (વાવ્યા પેહેલાં). હળવું એટલે અનાજના કરસણો ઉગ્યા હોય તેવી ભાંયને ઘણી પોચી પાડવા સારૂ ચાસોની વચમાંથી પણ ઉપર ઉપરથી હળ ફેરવવી. (વાવ્યા પછી). ગોડવું એટલે શાકભાજી વગેરે વનસ્પતીના છોડવાઓની ચારે કોર વેંહેતહાથને અંતરે ખોદી ભાંયને પોચી પાડવી. નિંદવું એટલે નકામા છોડ-મૂળિયાં વગેરેને ખેતર બાહાર કાહાડી નાખવાં. 'ન ખેડાયે આ રે'-આ હુંરૂપી ખેતર. ખેડુત-પિયુ. ખેડુત ગયો રે પટાવીને-થોડા દહાડામાં હું પાછો આવીશ એમ સમજાવીને ઉડયો. (ખેડુત થોડુંક ખેડીને પછી ન ખેડે અને જો સારો વરસાદ આવે તો ધાન્ય પાકે ખરૂં પણ મને તો વરસાદજ-પાણીજ જોઇયે તેવી કંઇ લલુતા નહીં તો પછી મારે વ્યભિચાર કર્મથી વિષયસુખ મેળવવાનું તો હોયજ શાનું ને એટલે મારા પિયુ-ખેડુતની સાથે વિષયસુખવર્ષાદ પણ ગયો-ન રહ્યો).

૨૩ લલિત—કુમળી—નાજુક. લીલા-સૃષ્ટિસૌંદર્ય—કુદરત.

૨૪ (એમ વિચારે છે કે પિયુ મારી તરફ આવતો હશે પણ આ ચોમાસામાં રસ્તે તેને શા શા વિચાર આવતા હશે રે!) કદલી વન-કેળનાં વન અને વન પાનનાં-ખાવાનાં પાનનાં વન. (એ ઠેકાણે વન શબ્દથી ઉપવન સમજીયે તો વધારે સારૂં) હુંનિ આંખ એટલા માટે કે વરસાદના દહાડામાં શરીરની અંદરની ગરમી આંખનાં તેજ રૂપે વધારે બાહાર નિકળતી જણાય છે;—પિયુ રસિક છે ને સાથવગર એકલો હશે તેથી તેની આંખ કેફ ભરેલી હશે;—તેને હું સાંભરતી હોઇશ અને તેથી તેને દલગીરી હશે. (બપોરે).

૨૫ કેતકી-કેવડાની એક જાત. કેતકીનાં વનમાં ભમરાઓ ગુંજાર કરી રહ્યા છે રે એ તો આશકમાશુકનો રંગ છે—કેતકી માશુક ને ભ્રમર આશક.—(એ રંગ જોઈને પિયુને હું નહીં સાંભરતી હોઊં ને તે દલગીર નહીં થતો હોય?) (પાછલે પોહોરે).

"છુટતો બહુ સન્મુખ વાયુને, ડગમગે તર તો ધિર્મિ  ખાડિમાં;
"ફ્રિણના અફળાય તુરંગ તે, શું શું વિચાર પિયૂ કરતો હશે!" ૨૬[૨૬]
"ચમકે વિજળી પિળિ ધોળિ ને, ગડગડે ધુમ સંધું ખગોળ તે;"
"તડુકે રિસમાં ગજ સિંહડા, શું શું વિચાર પિયૂ કરતો હશે!" ૨૭[૨૭]
"ધનઘોર ઝુમ્યૂં અસમાન આ, ઉતરતાં નદિયે સમિસાંજરે;"
"ઝિઝિ ને ભિનિ ચારઉપેર તો, શું શું વિચાર પિયૂ કરતો હશે!" ૨૮
"ધુમતા તનશોભિત આગિયા, તમતમે તમરાં તમમાં સુરે;"
"સુણતાં વળિ ઘંટડિ બેલ્લની, શું શું વિચાર પિયૂ કરતો હશે!" ૨૯[૨૯]
"મનદુઃખ અને તનદુઃખ તે, અડચણો રસતે પડતી ઘણી;"
"કરવી બળિ એમ મુસાફરી, શું શું દુઃખ પિયૂ તુજને હશે!" ૩૦

(ઇંદ્રવજ્રા.)

"ખેલ્યોનહીં ચોપટ સાંમસામાં, બેસી સજીને પ્રિય ને હું રામા;"
"મોંરી મરાવી નવ સોકટીયો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો." ૩૧[૩૧]
"ખેલ્યો નહીં નાથસું સેતરંજ, હૈડે ધુમે આજ વિજોગરંજ;"
"ત્રંણે રમ્યાં ના વળિ ગંજિફે તો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો." ૩૨[૩૨]
"માંડી નહીં પ્રીતંનિ કોઇ બાજી, નીશો કરીને થઇ હૂં ન રાજી;"
"હારી હરાવી રસ નાજ ચૂસ્યો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો." ૩૩[૩૩]

---

૨૬ સન્મુખ–સાંમો. તર–મોટો મછવો; પોહોળા ઘાટની હોડી. ખાડિ–રયાની જે ખાડીમાં તોફાન થતાં હોય તે ખાડી. તુરંગ–મોજાંએ (હુબ્યા! ઓ ।! એવી વખતે મારા સંબંધી તે શું શું વિચાર કરતો હશે) (સમીસાંજે).

૨૭ રિસમાં એટલા સારૂ કે સિંહ હાથી એમ સમજે કે હમારાથી કોણ ર બળીયો છે જે હમારાથી મોટી ગર્જના કરે છે? (આકાશના ગડગડાટ બંધી ઉત્પ્રેક્ષા.)

૨૯ તન શોભિત–જેનાં આંગ ચળકતાં છે એવા આગિયા. તમમાં–અંધારામાં તમરાં–જીવડાં તમતમ એવો ધ્વનિશબ્દ કરે છે. ગાડીને જોડેલા બેલની કોટની ઘંટડી. (રાતે). (પછી તો ધરમશાળામાં–ઉતારે જાય ને ખાવાપિવાની ખટપટમાં પડે એટલે દુઃખ વિસરી જાય).

૩૧ રામા–સ્ત્રી. સજીને–સણગરાઇને. (વરસાદનાં ઝાપટાં પડતાં જાય ને સોકટી ટીચાતી–મરાતી જાય.

૩૨ વિજોગ રંજ–જુદાઇનું દુઃખ; જુદાઇમાં ઘણા દહાડા કાઢયાથી ચઢતો થાક. (ત્રણવના ગંજીફો રમાય નહીં.–હું, પિયુ ને દાસી–સહી અથવા બીજું કોઈ.)

૩૩ પ્રીતની બાજી માંડવી એટલે કોઈપણ રીતે એક બિજા સાથે લાડવું (માંગવું, રમવું, માન ધરવું, સરત કરવી વગેરે) આજં જોઇયે કોણ હારેછ એવું કહીને બાજી ખેલતાં હારી અથવા હરાવી મેં રસ–અધરામૃત આદિ લઈ

“સાથે ન કાશી પિધિ ચ્યાહ સારી, દૂ'નાં જમ્યાં ના દુધપાક ધારી;”
“જોતાં પડંતો વરસાદ મોટો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૩૪
“પાકાં ભરી ચેવલિ પાન રંગે, કાથે ચુને એલચિયે લવંગે;”
“ઘાલી ન બીડી મુખ લૈ ચુમીઓ, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૩૫
“ગાયાં ગવાડયાં નવ ગીત બાગે, તાનોથકી સોરઠ મેઘરાગે;”
“ઘેલી બની મસ્ત ન નાથ ચાંપ્યો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૩૬[૩૬]
“સેતાર સારંગિ મૃદંગ ચંગ, કાનૂં વિણા સાંભળું ના ઉમંગ;”
“ગાથા ગપાંસો કવિતા પુરાણો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૩૭[૩૭]
“મેળે ન જાઉં વળિ મંદિરે રે, ઘાલી ધરેણાં બહુ જુક્તિયે રે;”
“સાળૂ અને ચૂંદડિભાત વસ્ત્રો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૩૮[૩૮]
“ધીરે રહી શીતળ વાયુ વાયે, વૃષ્ટી બપોરે ઝુમઝૂમ થાયે;”
“ઝૂલ્યાં હિંડોળે નવ સાથ બંન્યો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૩૯
“બાગે હું જોઉં દિન ગાળું રોજ, ફૂલો સુરંગી બટમોગરો જ;”
“ગુલ્બાસ સાહિલિ ગુલાબ ગોટા, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૪૦[૪૦]
“અર્જૂન સર્જો વનકેસરો જ, નીપો કદંબો ખિલિ દેછ મોજ;”
“લીલાં તરૂ છોડ વળી લતાઓ, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૪૧[૪૧]
“આ જાસવંની ખિલિ પારિજાત, ધંતૂર ને સૂરજ બોરિયાં જ;”
“ચંપેલિ ને તન્મનિયાં બકૂલો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો.” ૪૨[૪૨]

---

રસ નાજ ચૂસ્યો)—(‘હારૂંગી તો કયા મુઝાખા હૈ, જિતૂંગી તો લાલ હમારા હૈ—સરારારે.—અરે બલ્બુલ૦’) (એનું નામ તે વિલાસ બાકી તે ધૂળ; એજ કોકશાસ્ત્રમાં કહેલો મોટો વિલાસ ને એજ કોકશાસ્ત્રનું બીજ કે પ્રથમ સ્ત્રીયે સંતોખાવું.)

૩૬ (ચોમાસામાં મેઘમલ્હાર રાગ અને સોરઠ રાગણીનો વિશેષ બ્હાર હોયછે.)

૩૭ (ચોમાસામાં બીજા દહાડા કર્તાં સહુને વધારે નવરાસ હોય છે ને તેથી તેઓ ગાથા ગપાંસો કવિતા ગાયન વગેરેની મઝા જે ચોમાસાના દાહાડાનાં હવાપાણીને વિશેષ અનુકુળ હોય છે તે લેછે.)

૩૮ (ચોમાસામાં મેળાઓ—જાતરા બહુ ભરાય છે.—અગિયારસ, દીવાસા, નાગપંચમી, સોમવારો, બળેવ વગેરે. શ્રાવણમાં ભાત ભાતના સાળુ ને ચુંદડી પેરીને મંદિરોમાં ભાત ભાતના હિંડોળાનાં દર્શન કરવા નથી જતી.)

૪૦ સુરંગી—સારા રંગનાં. ગોટા—ગલગોટા (પીળો અથવા રાતો.)

૪૧ અર્જુન—સાદડાનું ઝાડ. સર્જ—રહાળ. વનકેસર—નાગકેસર. લતા—વેલી.

૪૨ જાસવંની—જાસવન ફુલનું ઝાડ.

"બિંદૂ પડેછે ભરપાણિમાંહે, ઝાઝાં કુંડાળાં પરપોટ થાયે."
"લ્હેરે ન ખોળે પિયુને સુતી ઓ, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો." ૪૩[૪૩]
"રાતેજ રેલે સુકુસુંબ વસ્ત્રે, વર્ષાદથી છેક ભિંજાઈ રસ્તે;"
"ચોંટેલ ચીરે નથિ નાથ જોતો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો." ૪૪[૪૪]
"ટાણે સુપર્વે રહુંછૂં ઉદાસી, આખાડિ પાંચેમ બળેવ આ શી;"
"વ્રતો હું પાળૂં પણ શો ભરોસો, લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો." ૪૫[૪૫]

(મંદાક્રાંત.)

"અભ્રો રાતાં, રજનિ પડત્તે, આ ભયંકાર થાયે,"
"મોટી લાગી, ચમકિ ઉઠુંછૂં, આગ જેવૂં જણાયે;"
"સાચી આગે, બળુ બળું અરે, ને વળી જોઉં આને,"
"આરો આવે, છુટું હું મરું તો, મોત તો નાજ આવે." ૪૬[૪૬]
"પેલો આવે, ગડડડડ ધુમ્, ગાજતો હાથિયો જો,"
"વાયૂ વેગે, સકળ ચિજને, દોડિ ઊરાડતો જો;"
"ચારે પાસે, જળભરિત તે, ફેરવે સૂંઢ ગાંડો,"
"તેવો નાથે, સુજસું રસિલો, દેખડાવ્યો ન દહાડો." ૪૭[૪૭]

---

૪૩ (બપોરી વેળા કુંડાળાં ને પરપોટાની મઝા જોતાં લ્હેરમાં પિયુને ખોળે ન સુતી જો!)

૪૪ (જેમ સ્ત્રીયોને એવું કોડ હોયછે તેમ પુરુષને પણ હોયછે—રજવાડામાં ઠાકોર કસુંબા પીને ઘોડાપર સ્વારી કરીને વરસાદથી લાલચોળ પાઘડીનો રંગ અંગરખાપર ઉતરેલો જોવાનું અને એ હાલતમાં સ્ત્રીપુરુષોને મ્હોડું દેખાડવાનું ઘણું કોડ રાખે છે.)

૪૫ આખાડી—આષાઢી પુનમ. પાંચેમ—શ્રાવણ સુદ પાંચેમ—નાગપંચમી. (રે) આ શી આખાડી-પાંચેમ-બળેવ (એ ટાણાં શા કામનાં પિયુવનાં); (ચોમાસામાં વ્રત કરવાનાં ઘણાં હોય છે; હું એ-) વ્રતો કરૂં છઊં (કે વેહેલુ વેહેલુ મારાથી પિયુનું મ્હોડું જોવાય) પણ રે (વ્રત ઉપર) ભરોસો શો? —ભરોસો નથી પડતો કે તે ફળે-(એટલું જુદાઈનાં દર્દના જોસ્સાનું અને તેથી થનથન કરતા તરકના તોફાની ઘોડાઓનું જોર છે.)

૪૬ (હું મારી પ્રિયા સાથે વાત કરતો હતો ને એવામાં એકાએક આકાશ તરફ જોતાં તે લાલચોળ ભયંકર દેખાયાથી હું ચોંકયો હતો કે શું આગ લાગી?) (આકાશમાં તો આગ જેવું જણાય)છે, પણ હું તો સ્નેહની આગે જે ખરેખરી આગ છે તેથી બળી બળી થાઊંછ; રે તેમાં વળી) આને—આ ભયંકર આકાશને જોઊંછ (એટલે મને ભય પણ બહુ લાગેછ) હું મરૂં તો (દુઃખથી) છુટું—દુઃખને આરો--પાર આવે (પણ રે) મોત (પણ) નથી આવતું).

૪૭ હાથિયો—હસ્ત નક્ષત્રમાં મોટા ગાજવીજ સાથે થતો વરસાદ. (એ નક્ષત્ર શરદ ઋતુમાં આવે છે, પણ વર્ષાનાં બીજાં નક્ષત્રોની મસ્તિ વર્ણી

(ઇંદ્રવજ્રા.)

"વર્ષાતણા આ ઉતપાત શેળે, મોટાં તપસ્વીમન છેક ડોલે;"
"જોદ્ધા સહૂ તે પડતા વિચારે, શા આસરા તે અબળાતણારે." ૪૮ ૪૮
"જો વાવડીયો સર ને તળાવ, પાણી ભરાયે ઉભરાઇ જાય;"
"પાણી ભરાવ્યૂં મુજને અનંગે, પાણી ભરાયાં નથિ લોહિ અંગે." ૪૯ ૪૯

(વસંતતિલકા.)

"અત્યન્ત વૃષ્ટિથિ વધ્યો વિરહાગ્નિ જાણૂં;"
"અત્યન્ત અગ્નિ વધવે બિજિ વૃષ્ટિ માણૂં;"
"અત્યન્તવૃષ્ટિથકિ છેક તણાઈ જાઊં."
"ઓ પ્રાણનાથ તુજસૂં નહિં રે મળાયૂં." ૫૦ ૫૦
"વક્ત્રારવિંદ કરમાઇ ગયૂં જળે છે,"
"આ જીવહંસ વણઓથ રડી મરેછે;"
"આ દેહ-હોડિ નબળી પવને હુએછે,"
"ઓ બ્હેનિ વ્હાલિ પિયુને ધણિ ધીર દેજે." ૫૧ ૫૧

---

તેની સાથે માંહે મળતી હસ્તની પણ વર્ણી છે) (રૂપક). (હાથિયાની પેઠે તોફા કીધુંછ એવો દહાડો–એ રસિલો દાહાડો પિયુએ ન દેખાડયો જો !--પિયુ દેખાડવાનો વખત ન આવ્યો.)

૪૮ ઉત્પાત--તોફાન. તપસ્વીમન--તપસ્વીજનોનાં મન. વિચારે પડતા વિચારમાં પડતા—ડરતા. (એ શ્લોકમાં મુખ્ય અલંકાર એક રીતનો વિરોધ –કાવ્યાર્થાપત્તિ–પણ પેટા અલંકાર અતિશયોક્તિ છે.)

૪૯ સર—સરોવર. અનંગે-કામદેવે.—પાણી ભરાવ્યું—(મને) હરાવી થકવી—હેરાન હેરાન કરી નાખી. (મારાં) પાણી ભરાયાં—આ તન વાહાણમ પાણી ભરાઇ ગયાં—સોજા આવ્યા—મારૂં મોત પાસે આવ્યું છે.–અંગમાં લોહી નથી (લોહીને ઠેકાણે પાણી ભરાઇ ગયાં છે.) (એમાં ચમક નામનો શબ્દાલંકાર છે.

૫૦ (અનર્ગળ વરસાદથી મારો વિરહ અગ્નિ વધ્યો જાણુંછું—વધ્યો છે અગ્નિ—અગ્નિથી થતો બાફ વધવાથી બીજી વૃષ્ટી—પાછો બીજીવાર વરસા થાય છે પણ એ ઉપરથી વ્યંજના કે, વિરહાગ્નિ અતિસે વધવાથી મને અ જોભો છુટી જાય છે–ગયો છે. અતીસેં વરસાદ થયાથી—રેલ આવેથી ઝાડ, પશુ પક્ષી વગેરે તણાઇ—ઘસડાઈ જાય છે પણ એ ઉપરથી વ્યંજના, કે, જોભે છુટવાથી—છુટયો છે ને હવે આ હું તણાઇ જાઊંછું--મને તાણ ચાલીછ--આ મરી જાઊંછ; ઓ પ્રાણનાથ તુને ન મળાયું જો!) (એ શ્લોકમાં ઉત્કૃષ્ટ ર વ્યંજના અને અનુક્રમ--કારણમાળા અલંકાર છે.)

૫૧ વક્ત્ર–મ્હોહું. અરવિંદ–કમળફુલ. વક્ત્રારવિંદ–મુખરૂપ કમળ અથ મુખ અને કમળ (જળે–વરસાદથી–ડહોળાતાં પાણીથી કરમાઇ ચકદાઇ–તેજ વગરનું થયુ છે.–આ વરસાદથી વધી ગયલી એવી વિરહ જવાળાથી મારૂં

(અનુષ્ટુપ.)

શરદિ આધિથી ગાત્રો, શિથિળ તે થઇ પડી;
સજ્જડ ટહાડિ ને ફીકી, જાણે કરાંરુપે ઘડી. ૧[1]

---

## શરદ્.

(વસંતતિલકા.)

"ઓ બ્હેનિ વ્હાલિ પિયુને ઘણી ધીર દેજે,"
એ વાણિ દાસિ સુણિ એભકથી ઉઠી રે;
ઢંઢેળિ તો સળવળી નહિં તે લગારે,
બોલાવિ તો ન વદિ મૂર્છિત[1] નાર ભારે. ૧
જોઈ દશા અતિસ તે દિન દાસિ રોઈ,
બોલી ધ્રુજી 'પ્રથમ[2] હાય હું કાં ન મોઈ;
માથે પડી ધિરજથી લિધિ તે નિભાવી,
તાકીદથી સમજિ બોલવિ વૈદ લાવી. ૨

(ઇંદ્રવજ્રા.)

સીસી[3] સુંઘાડી વળિ વૈદરાજે, માત્રા ચટાડી પછિ નારિ જાગે[4];
સારી થઈ પંદરએક દહાડે, તે તો કહૂં દાસિતણે સપાડે[5]. ૩

---

કરમાઈ ગયું છે અથવાં મુખરૂપ કમળ કરમાઇ ગયું છે,) (હંસાદિક જે, સરોવર ને તળાવ ઉપર રેહેનારાં તેને વરસાદથી બચાવાને ઓથ નથી હોતી–તેઓને દુઃખ હોય છે.–મારો જીવ પણ પિયુની ઓથ વના રડયાં કરે છે. અથવા જીવરૂપ હંસ રડે છે;) (દરિયામાં નબળી હોડી જબરા પવનથી ડુબે છે–આ નબળી દેહ, (જીવતર–ભવદરિયામાં) પવનથી–અતી થંડા વરસાદની સાથે આવતા પવનથી–મોતના પવનથી ડુબે છે–ઢળી પડે છે–તળિયે બેસે છે–મરે છે અથવા દેહ હોડી ડુબે છે,) ઓ બ્હેની વ્હાલી મારા મુવા પછી મારા પિયુને ધીરજ આપજે--તેને શોક કરવા દેઇશ નહીં.) (ઉપમા--પરિણામ અલંકાર.)

૧ (બાહારની શરદીથી અને ઘણા જોસ્સાથી ઘણીવાર રડવાથી જે થાક ને પછી શરદી થાય છે તે અંદરની શરદીથી. અને આધિ--ચિંતાથી તે સ્ત્રી, ગાત્રે ઢીલી થઇ પડી--તેના માત્ર--શરીરના સાંધા અવયવો નરમ ઘેંસ ઢીલા થઇ ગયા ને પછી તે સજ્જડ હાલે ન ચાલે તેવી, ટહાડી ને ફીકી થઇ પડી-જાણે કોઇ કેહેશે કે આકાશથી પડતાં કરાં–બરફ રૂપે તેને ઈશ્વરે ઘડી હોયની શું?) (ઉત્પ્રેક્ષા.)

૧ મૂર્છા આવેલી–બેહોસ થયલી. ૨ (પેહેલી કાં ન મોઇ–શેઠને શો જવાબ આપીશ?) ૩ ઓસડની–આમોનિયા વગેરેની. ૪ જાગે છે–જાગતી–હોશિયાર થવા લાગે છે. ૫ સપાડું–સામો પાડ–ઉપકાર.

એવી કરે તે તજવીજ રોજ, બાઈ કરે નાજ વિજોગશોક;
વાયૂ ફરયો ને રચના ફરી તે[૬], જોવાથિ ખોલી સખિને ફરી તે.[૭] ૪
"વૈદ્દો ઉપાયે તનવ્યાધિ કહાડે, રે ના સમાવે મનઆધિ કાંકે;"
"ઉપાય થાયે સઘળા અપાય, ધારયૂં થયે કારજ એ ઉપાય." ૧[૧]
"આકાશ આ સુંદર સ્વચ્છ શોભે, ધોળાં રૂપેરી ક્લેક વાદળાંએ,"
અંધારુ કોઠે વિરહાગ્નિધૂમે, ચારે ખુણે વાઘ કુતર્ક ધૂમે. ૨[૨]
"તારા ગ્રહો ને સુઉપગ્રહો ત્હાં, આકાશગંગા ન ધરાઉં જોતાં;"
"એવી સુરાતે નહિં નાથ પાસ, નીચે હું જોઈ રહુંછૂં નિરાસ." ૩[૩]
"જેવો ભુંડો આ તડકો શરદ્‌નો, તેવો ભુંડો નાથવિજોગકેરો;"
"દીસે સતાવેછ ભલો શરદ્‌નો, દીસે નિશાએ નરસો બિજો તો." ૪[૪]

(શાર્દૂલવિક્રીડિત.)

"જો જો બિંબ તું પૂર્વમાં શુભ કંઈ પીળૂં ઘણૂં લાલ તે,"
"થાળી જેવડું મ્હોટું ષોડશ કળે, સંપૂર્ણ શોભી રહે;"
"ધીમે ન્હાનું સફેત થાય ચ્હડતાં, આકાશમાં તેહ રે,"
"હેદૂં- કોમળ કીરણે નયનમાં, પેસીજ ઠારે ખરે." ૫[૫]

---

૬ રચના. ૭ તે સ્ત્રી.

૧ કાંકે–કંઇએ; કેમકે. અપાય–નઠારૂં ફળ થાય તેવા ઇલાજ (મનનું દુઃખ કહાડવાને વૈદ્દો જે ઉપાયો કરે છે તે અપાયજ થાય છે–જે ઉપાયો કરે છે તથી તબિયત સારી થયાને બદલે ઉલટી વધારે બગડે છે–કારણકે નિરોગી પણ નબળા કોઠામાં ઓસડ ગયેથી શરીર રોગી થાય છે. મનનું દરદ તો, ધાર્યુંકારજ થાય તારેજ મટે ને એ થાય એટલે એને ઉપાય થયો જાણવો.–કાર્યં તેજ કારણ).

૨ કોઠે–મારા કોઠામાં–મનમાં વિરહ અગ્નીના ધુમાડાથી અંધારૂં થઇ ગયું છે (વિચાર શૂન્ય છઉં); મન જંગલમાં ચારેખુણે કુતર્કરૂપી વાઘ ધુમે છે---(ભય દુખ થાય છે). (આકામ તો સુંદર સ્વચ્છ છે, પણ મારી આ દશા છે).--(વિરોધ–વિષમ અલંકાર).

૩ ત્હાં–ઊંચે આકાશમાં.'ગ્રહ–બુદ્ધશુક્રાદિક. ઉપગ્રહ–મુખ્ય ગ્રહની આસપાસ ફરતા અને વળી તેની સાથે સૂર્યની આસપાસ તો ખરૂંજ એવા ગ્રહો ચંદ્રાદિક. આકાશ ગંગા–ઝીણા ઝીણા તારાઓના ઝુમખાઓથી આકાશમાં જે લાંબો સફેત લીસોટો પડેલો દેખાય છેતે. (એ લીસોટો નદીના જેવો દેખાયાથી ગંગા નામ કલ્પ્યું છે–આકાશમાં જે ગંગા તે આકાશગંગા--સપ્તમિતત્પુરુષ). નીચે--ઊંચે જોઈ પછી દલગીર થઇ નિસાસો મુકી ભાંય તરફ (જેવુ).

૪ (શરદનો તડકો તો હછ ભલો કે દિવસે દુખ દેછે--રાતે તો ચાંદની સુખ આપેછ પણ બિજો તો—નાથ વિજોગનો તડકો તો એવો નરસો છે કે દિવસે ને રાતે પણ સતાવે છે--બાળી નાખેછ--દુઃખ દેછ).

૫ (માણેકઠારી પુનેમના ઉગતા ચંદ્રનું વર્ણન છે--ચિતરી દેખડાવાય તેવું

"રાતે એ શશિ નિર્મળો અમૃતથી, તાજી કરે ઔષધી,"
"પ્રાણીનાં તનમંનતાપ સમવી, આનંદ આપે વળી;"
"એવો એ પણ માહરી બળતરા, જાયે ન ભારી વધે,"
"દોષો શૂં દઉં એહને કરમના, લેખો નડે રે બધે." ૬
"આહા પેલું ચકોર પંખિ ખવિષે, કેવૂં પડયૂં ધીરું છે,"
"ચાંદાને સુખથી સુધા પિઇ કરી, ટહાડીજ આંખે જુએ;"
"આઠે જામ હું વલ્વલાટ કરછૂં, કહારે પડૂં ધીરિ રે,"
"ચાંદાને નથિ દેખતી સુરજથી, તોબા થઈ ભારિ રે." ૭
"પાણીમાં રમણીય મંદ પવને, લ્હેરો ધિમી ચાલતી,"
"તેમાં ચંદનિ ખીલતી શશિલિટી, શોભા અતી આલતી;"
"એ વેળા વળિ હોડિ તે હળુહળૂ, ચાલે ચ્હડાવી સ્હડો,"
"તેમાં ગાઉં ન નાથસૂં વળગિને, બેસી હું જીવ્યૂં જળો." ૮
"આજે માણકઠારિ આ પિયુ વિના, જાયે વૃથા બ્હેનરે,"
"બેસી સાથ અગાસિમાં દુધ અને, પૌંઆ ન ખાઊં અરે;"

---

છે. ચિતારાએ એ ચંદ્ર ચિતરતાં કોઈ સ્ત્રીને અગાસીમાં અથવા મેદાનમાં-એકાંતમાં એકલીનેજ તે ચંદ્રને જોતી--તેનાં કિરણો આખમાં લેતી બેસાડવી--ઉભી રાખવી). ઉગતો ચંદ્ર જરાક પીળો ને ઘણો લાલ--કેસર જેવો હોય છે. ષોડશ--સોળ. તે બિંબ, પોતાના કુમળા કીરણને યોગે--કીરણરૂપ તેજ લીટી જે ચંદ્રને ને આંખની કીકીને જોડી નાખે છે તેની મારફતે આંખમાં પેસીને હૈડું ઠારે છે--ખરેખર (સહુનું પણ મારૂં નહી).

૬ શશિ--ચંદ્ર. અમૃત—ચંદ્રકિરણરૂપ અમૃત (અમૃતના જેવી થંડક કરે છે માટે). ઔષધિ--વનસ્પતિ (દિવસના તાપે કરમાઇ ગઈ હોય તેને તાજી કરે છે).

૭ ચકોર (કલ્પિતપક્ષી--એને વિષે એમ કેહેવાય છે કે એ ઘણું ચંચળ છે તથાપિ ચંદ્રને દેખે છે કે ઉડતું બંધ થઈ અદ્ધર સ્થિર રેહે છે અને મ્હોડું વકાસી ચંદ્રની અમી પિયાં કરે છે). ખવિષે--આકાશમાં. ચકોરપંખી સુધા--અમૃત પીઇ કરીને સુખેથી સંતોષે ટહાડીજ એવી આંખથી ચાંદાને જોયાં કરે છે. જામ—પોહોર. ચાંદાને નથી દેખતી—પિયુને નથી દેખતી; સૂરજથી તોબા—વિજોગરૂપીસૂરજથી તોબા.

૮ શશિલીટી—ચંદ્રના કિરણો પાણી ઉપર જહાં સીધાં પડે છે તાંહાં કંઇક લાલ એવો પ્રકાશનો લીસોટો પડેલો જોવામાં આવે છે. (શશિથી--શશિનાં સિધા પડતાં કિરણોથી થતી જે લીટી તે શશિલિટિ. (તૃતિયાતત્પુરૂષ સમાસ). હળુહળૂ--ધિમેધિમે. (મારૂં) જીવ્હું જળો--જીવવાંને ધિક છે. (હોડીના ભંડારઉપર ધણીધણિયાણી નિશો કરી જમીને બેઠાં હોઇયે, થોડેક દૂર ગવૈયા ગાતા હોય અથવા બંને ગાતાં હોઇએ, વળગતાં હોઇયે, હોડી ધીમે ધીમે ચાલતી હોય, સ્હડોમાં થોડો થોડો પવન ભરાતો હોય, ચાંદની ખુલી રહી હોય, એવી સ્હેલ મેં ન કીધી જો !)

"આગે પૂલનિ વાડિમાં જઇ કરી, ગાનો હું સૂણૂં ન રે,"
"સૂણિં માણક ઝીલવા સજિ કરી, ના ના પલંગે હરે।" ૯
"આજે માછલિ ચંદ્રની અમિ પિઈ, મોતી કરે અંગમાં,"
"તેવી ગર્ભ હું નાથની રતિ પિઈ, રેં ના ધરૂં રંગમાં;"
"લ્હાવો લેઇશ કેદિ રે અધરણીકેરો વળી જંનમાં,"
"પૂલાઇશ હું કેદિ પુત્ર જણિને, સંતોષથી મનમાં." ૧૦[૧૦]

(તોટક.)

"નદિનાં સરનાં નિર થીર રહ્યાં, મળથી છુટિ આરસશુદ્ધ થયાં;
"સઘળે સ્થિરતાજ સફાઇ થઈ, પણ જેવિ હું તો હતિ તેવિ રહી." ૧૧[૧૧]
"દરિયો તજિ ગર્વ ધિમોજ પડયો, બહુ થાકથિ વ્હાણસું નાજ નડયો;"
"સહુ બંદરકેરિ જુદાઇ મટી, પણ જેવિ હું તો હતિ તેવિ રહી." ૧૨[૧૨]
"જુથમાં સર ઊપર રોજ રમે, બતકો બહુ હંસ કલોલ કરે;"
"હિલવે જિભ માછલિયો રસથી, પણ જેવિ હું તો હતિ તેવિ રહી." ૧૩[૧૩]
"ખુબ ઇંદિવરો સુરબિંબથકી, કુમુદી વળિ કેરવ ચંદ્રથકી;"
"સરમાં પુલ શોભિ રહ્યાંજ ખિલી, પણ જેવિ હું તો હતિ તેવિ રહી." ૧૪[૧૪]

---

૯ ગાનો-- ગાયનો. માણક--માણકના રંગ જેવું રેત--ધાતુબુંદ (ઝીલવા) સજી--સણગરાઇને. (અફસોસની વાત છે કે ગુજરાતીઓમાં બૈરાં બાહાર જાય છે તાહારે સણગરાય છે ને ઘરમાં નઠારાં લુગડાં પેહેરે છે--તેમાં ઘણેક ઠેકાણે ચોખ્ખાઈને બાહાને બૈરાંઓને સુતી વેળા પેહેરવાનું લુગડું જુદું કરી મુકેલુ હોય છે--જે ઘણે દાહાડે ધોવામાં આવે છે. ધણીની સાથે સુતી વખત નઠારૂં લુગડું બૈરાં પ્હેરે છે એવો ગંદુ ગુજરાતીઓનો વિલાસ છે.--ના ઠીકજ છે, લોકને મ્હો દેખાડવાને બૈરાંએ બનવું ને ધણીની પાસ સુતી વખત મેલાં ગંધાતાંજ લુગડાં પેહેરવાં!) હરે--ઓ રામ (નિસાસો).

૧૦ (બૈરાંને અધરણીનું-અધરણીરાત થવાનું ઘણું કોડ હોય છે).

૧૧ સર-સરોવર, તળાવ. નીર-પાણી. આરસપાહાણનાં જેવાં શુદ્ધ-સાફ. (વિરોધ-વિષમ--વિષાદ).

૧૨ (વર્ષામાં દરિયો તોફાની હોય છે તે શરદઋતુમાં ધિમો પડે છે-જાણે કે તેને મસ્તીનો થાક લાગ્યો હોયનીશું?). (વરસાદના તોફાનને લીધે બંધ પડેલાં વાહાણો પાછાં ચાલવાં જારી થયેથી) બંદરોની એકમેકની જુદાઇ મટી.

૧૩ જુથ-ટોળું. કલ્લોલ-ખુશીનો પોકાર. પાણી સ્વચ્છ થયેથી માછલીયો નિર્ભય ઉપર રેહે છે ને રસથી-ખાવાનું મળેથી-મળવાની આશાથી જીભ હલાવ્યાં કરે છે.

૧૪ ઇંદિવર લાલ કમળ એ સુરજથી ખીલે છે ને કુમુદી-પોયણી અને કેરવ એ કમળો ચંદ્રથી પ્રફુલીત થાય છે.

"ખુલતૂંજ બપોરિયું માલતિ ને, પૃથિવી ભરપૂર સફેત ફુલે;"
"વળિ કાશતણી દિપતી ચમરી, પણ જેવિ હું તો હતિ તેવિ રહી." ૧૫[૧૫]

(ચામર.)

"બાજરી જુવાર કેટલાંક તો કઠોળ ને;"
"ભાત આદિ ધાન્ય તે તયાર પાકિને બને."
"પંખિયો કરે કલોલ લૂટતાં અનાજને;"
"ગોફણો ઘણી ઉડે જમે સુરંગ ખેતરે." ૧૬[૧૬]
"દેહડી ફુલી રસે ન દીસતીજ દેઅડી;"
"થાય લીલ રે પરંતુ ન્હેસ હૂનિ આ પડી."
"લોક હર્ષ પામતા પિયૂ વળી ચિહડાયરે;"
"હાય હાય રંગ આ જમ્યો ન દિવ્ય ખેતરે." ૧૭[૧૭]

(ભુજંગી.)

'સવારે ફુલો શ્વેત ઠારે ભિંજાએ, ઘણી લ્હેજતે વાસ આપેછ ભારે;"
"બહૂ મોડિ ઊઠી કરૂં અહીડિયાંઓ, નહીં ગાઉં ભેરો અને ભેરવીઓ." ૧૮[૧૮]
"બપોરે દિશા શોભતી જોઉં રંગે, ફુલોથી ભર્યાં વૃક્ષ ને વેલિ કંપે;"
"ફરી ના દશા છેક શીકિ હું અંગે, સુકો એકલો જીવ તો નાજ ઝંપે." ૧૯[૧૯]

---

૧૫ કાશ—એક જાતનું ઘાસ. એ ઘાસની ચમરી સુરજના પ્રકાશથી દીપે છે.

૧૬ (એ ધાન્યો વર્ષામાં વવાયલાં શરદ્‌માં તૈયાર થાય છે) જમે—જામે; મચે.

૧૭ (મારી દેહડી—દેહ, રસે—ખુશીથી ન ફુલી, પણ ઉલટી સન્યાસીની—સાધુની દેઅડી—સમાધ જેવી દેખાય છે. રે દેઅડી તો સારી કે તે ઉપર લીલ હોય છે (કંઇ પણ લીલોતરી હોય છે પણ આ દેહ તો ભિતરના તાપથી હુની થઇ રહી છે—જોબનની લીલોતરી બળી ગઇ છે એવી નેહેસ છે. (હું ને મારો ધણી સાથે ચાલતાં હોઇયે ને લોક મારા સામું જોતા જતા હોય ને મારો ધણી મનમાં ચિહડાતો હોય એ રંગ આ (પ્રથમ શોભીતું પણ હમણાં નહીં એવા) દિવ્ય ખેતરમાં ન મચ્યો જો!) (આ શ્લોકનો ઉપરના ૧૬મા શ્લોક સાથે સંબંધ છે. ખેતર શોભતાં છે, આ ખેતર શોભતું નથી; તાંહાં પંખીયો લુટે, અહીં લોક પોતાની નેનોએ મારી ખુબસુરતીનો રસ લુટે; ખેહુતો ગોફણો ઉરાડે, પિયુ ચિહડાય—ચેળાયે કોઈ મશ્કરી કરે તો તેને ગાળ દે—તેની સાથે લડે વગેરે.)

૧૮ શ્વેત—ધોળાં. ભેરવ રાગ અને ભેરવી રાગણી.—(એ રાગ ગાવા—સાંભળવાની વિશેષ લેહેજત શરદ્ ઋતુનાં પરોઢિયાંના પ્રારંભમાં હોય છે.

૧૯ વેલિકંપે—વેલ હાલતી હોય તે (જોઉછું.) દશા ના ફરી—મારી અઉ દશા ના ફરી. સુકો—રસહીણ. ઝંપે—નિરાંતે બેસે.

"સમી સાંજરે વન ગોવાળું શોભે, સહૂ પક્ષિઓ પર્વતે સાથ બેસે;"
"છુટી જાય ઇંદ્રી પડે ફીકિ જોભે, અરે સ્હોડમાં કોનિ તે જીવ પેસે?." ૨૦[20]

(ઇંદ્રવજ્રા.)

"જોયાં નહીં રે સસરાતણાં મેં, સાસ્યાં સરાધો પિયુએ રૂડાં તે;"
"જોયા નહીં બ્રાહ્મણને જમેલા, જે દક્ષણાના બહુ થાય ઘેલા." ૨૧[21]
"ગાઊં શું ગર્બા સહિસંગ રંગે, હોળી ઉઠીછે દિન રાત અંગે;"
"તેલાં કર્યાં તોપણ નાજ સીઝે, આજે દસેરા નહિં મંન રીઝે." ૨૨[22]
"આનંદ મોટો સહુને દિવાળી, મારે બળાપો કરિ રોવું આલી;"
"મંદીર સર્વે દિપતાં અતીસ, મંદીર આ આપણું છે મસીત." ૨૩[23]

(અનુષ્ટુપ્.)

રચના જોઇને લ્હેરે, આવ્યૂં ઝોકું જ તેહને;"
દીસે નમી ગઈ પીળી, પાકેલાં શાળછોડવત્." ૧[1]

---

## હેમંત.

(ઈંદ્રવજ્રા.)

ઝોકૂં ઉઝૂને થઇ જાગતી તે, વાતો ચલાવે સખિસાથ નીતે;
પૂરો કર્યો કાળ શરદ્ વળી તે, આવે શિઆળો વદિ આવિ રીતે.—૧

---

૨૦ વનમાં ચરતું–વનમાંથી પાછું વળતું. ગોવાળું–ગાય ભેંસ બકરાં વગેરે. (એ બધું જોઇને–એ સાંજની શોભા જોઈને એકદમ દલગીરી થઈ આવેથી જોભો છુટેછે ને તે જોભેથી ઇંદ્રીઓ છુંટી જાય છે ને ફીકી પડી જાયછે–ગાત્ર ભંગ થાય છે ને હું ફિકી પડી જાઉંછે).

૨૧ (ભાદરવા મહિનામાં શ્રાધપક્ષ આવે છે.) રૂડાં–યથાવિધિ–ભાવથી. કપાળે આરચા, છાતીને ભુજે મળિયાગડાં–ચંદનના લેપ, ગળે ફુલના હાર, અબોટિયાં પેહેરેલાં, હાથમાં વાસણ રહી ગયલાં, મ્હોડાં તકતક થતાં વગેરે વિચિત્રના વેશના, જમેલા ને દક્ષણાથી સંતોપાયલા એવા બ્રાહ્મણોને મેં ન જોયા.)

૨૨ (આસો સુદમાં--નવરાતમાં સાહેલીઓની સાથે ગરબા ન ગાયાં) નવરાત્રીનું નવ દિવસનું વ્રત તો નહીં પણ એમાં ત્રણ દિવસ ઉપવાસ કરવાનું માતાનું જે વ્રત તે કીધું પણ કંઈ સિઝયું નહીં--પિયુ ન આવ્યો; રે આજ દસેરા છે પણ મન નથી રીઝતું જો!)

૨૩ મંદીર--મોટાં ઘરો; દેવસ્થાનો. આપણું મંદિર--આપણું ઘર મસીદ જેવુ છે. (તારો ને મારો કોઠો એ જે અક્કેકું મંદિર તે ખુશીના દીવાવના મસીદ જેવું છે.)

૧ રચના--શરદ્ ઋતુની શોભા. શાળ--ભાત--ડાંગરના છોડવા સરખી.

"જાદિ રૂતણી તળાઇ ઓસિકાં રજાઇ ને,"
"કસ્તુરી લવંગ એલચી જ દાલચીનિ ને;"
"ચારૂ ચારૂળી દરાખ પીસતાં બદામ ને,"
"ભાત ભાત પુષ્ટિપાક પાન ના ગમે મ્હને." ૭[7]
"દૂધઘીતણા પદાર્થ સાકરે મળેલ ને,"
"જોઇ શાક ભાજિ તાજિ રાજિ થાઉં ના મને;"
"સેરડી સિતાફળો લિંબૂં સુપેર હુડિમો,"
"જોઈ સંતરાં વળી ચ્હડીજ આવતો ડિબો." ૮[8]

(ઇદવ.)

વા ફુલ ચંદન ચંદ્ર અગાસિ જલાશય બારિક વસ્ત્ર ધરેણાં,
એ જનને ગમતાં ન ગમે ભલું ઓઢવું ખાવું સુવૂં દિન રેનાં;
તોપણ પેલિ કરે બહુ સેવન વચ્ચેસમાં હુંઠવાતિ ડરે ના,
રીસથકી કરિ દૂર સહૂ પછિ રોઈ વદે "પ્રિય પાસ તું શેં ના." ?૧[1]

(અનુષ્ટુપ્.)

હુંઠવાતી ધુમાતીનો, ચાળો કાંઇ પ્રસ્યો કહૂં;
સંકોડાઇ દિસે ટહાડે, જેવૂં સાપતું ગૂંછળૂં. ૨

---

## શિશિર.

(શાલિની)

દાસી આપે હોડવા વસ્ત્ર જારે, ફેંકી દેછે રીસમાં બાઇ તારે;
ઊંઘે તારે છેક હોરાડતી તે[1], ઊંફાળી જે શાલ ઊંચી હતી તે[2]. ૧

---

૭ દાલચીની–તજ. (શિયાળામાં શરીર પુષ્ટિને માટે નાના પ્રકારનો પાક ખાવામાં આવે છે.–બૈરાંઓ ગુંદરપાક, મેથીના લાડવા વગેરે ખાય છે–પેલી કહે છે કે એમાંનું મને કંઇજ ગમતુ નથી–પિયુ વના એકલી શું ખાઉં?)

૮ (શિયાળામાં શાક ભાજીની છત વિશેષે હોય છે.) ડિબો—દલગીરીથી એકદમ છાતી બંધ થઇ જવી તે.

૧ વા–પવન. જલાશય–પાણીનાં ઠેકાણાં–નદી, સરોવર, તલાવ, કુવા વગેરે–(એ થંડા ઉપચારો જનને–લોકને ગમતા નથી;–તેઓને તો ઓઢવું, ખાવું ને સુવું ગમે છે; વળી દાહાડો ને રાત બંને ગમે છે, તોપણ પેલી વચ્ચેસમાં–મમતથી–વેરમાં–ચિહડમાં એજ થંડી વસ્તુનું સેવન કરે–હુંઠવાય પણ બીહે નહીં; ઝીણાં વસ્ત્ર પેહેરે કે ટહાડ વાય; ઘરેણાં ઘાલે કે ટહાડાં લાગે; પણ થોડીવાર પછી રીસમાં કાહાડી દુર ફેંકી દઈને રડે ને કેહે કે ઓ "પ્રિય તું મારી પાસે કેમ નથી?")

૧ તે–દાસી. ૨ તે–શાલ.

"ઝાડો ફુલે ને ફળથી ભરેલાં, વાએ કરીને હિલતાં થયેલાં;"
"પત્રે દિસે ઓસતણાં સુમોતી, શોભા સવારે અતિસેં હું જોતી." ૧[૧]
"ધાન્યો સિમાડે પરિપક્વ શોભે, પોંખો પડે તે જન ખાય હોંસે;"
"ખેડૂ કરે કાપણિ ગીત ગાયે, જેની મઝે તો કહિ નાજ જાયે." ૨[૨]
"જોતાં કુદે તે હરણો વનાંતે, શબ્દો સુણે ક્રૌંચપિકોતણા તે;"
"જાગે રૂડો દેવ અનંગ એથી, ખાળેછ મૂને બળિ ના મળેથી." ૩[૩]

(શાલિની.)

"વાવા માંડી, લોકને ટહાડ ઝાઝી, થાયે એવૂં, મૂજને દાઝિ દાઝી;"
"જે જે વસ્તૂ, લોકનાં દુઃખ કાપે, તે તે મૂને, વ્હીડવી દુઃખ આપે." ૪[૪]
"મ્હારે માટે બ્હેનિ તૂં કહાડ મા રે, પેટીમાંથી વસ્ત્ર તે ઊનનાં રે;"
"સાડી ચોળી કામળી શાલજોડ, મારી તૂને આણ છે રોજ હોડ." ૫[૫]

(ચામર.)

"હૂનું પાણિ નાહતાં પિતાંજ હૂતું દૂધ ને;"
"હૂનિ ચાહ હૂનિ કાફિ હૂતું ખાવું ભોજને;
"સૂર્યકીર્ણ અગ્નિકીર્ણ ધૂપ અત્તરો વળી,"
"મોગરેલ તેલ દેખિ થાઉછૂં બળી બળી." ૬[૬]

---

૧ પત્રે--પાંદડાં ઉપર. ઓસ--એક જાતનો ઠાર. (સવારનાં પોરમાં ઘાસ-પાંદડાં ઉપર જે પાણીનાં બુંદો દેખાય છે તે) મોતી--મોતી જેવાં ગોળ ને ચળકતાં બુંદ (ઠારનાં.)

૨ સિમાડે--ખેતરોમાં. (બૈરાં ને ભાયડા કાપણી કરતાં 'સખિ આવિયો કારતક માસ કે કંથ સધાવીયા૦' એવા એવા ગરબાઓ ગાય છે.)

૩ વનાંતે--વનના મધ્યમાં અથવા છેડાના ભાગમાં. ક્રૌંચ ને પીક એ પક્ષીયોનાં નામ છે. (હરણોને કુદતાં જોતાં અને પક્ષીયોના શબ્દો સુણે--સુણતાં--સુણવાથી) રૂડો દેવ અનંગ--કામદેવ જાગી ઉઠે છે પણ જાગ્યો કે તરત એને બળી--ભોગ મળવો જોઇએ--ખાવાનું જોઈએ તે ન મળેથી તે રૂડો છતે ભુંડો થઇને મનેજ બાળી નાખે છે.) (સ્ત્રી પુરૂષના સંભોગરૂપી બળી). (એ વિચાર, ભેરવ, કાળીં વગેરેની સાધના કરનારાઓ, પેલાંઓ જે ખાઉખાઉ કરતાં આવે છે તેઓને આગળથી બળિદાન તૈયાર રાખી મુકે છે તે ઉપરથી લીધો છે.)

૪ (લોકને શિયાળામાં ટહાડ વાય છે પણ મને તો અંદરના બળાપા રૂપી ગરમીથી ઓ દાઝી ઓ દાઝી એમ થાય છે).

૫ દાસી પેટીમાંથી શાલ કામળીયો વગેરે કાઢવા માંડે તો તેને પેલી કેહ કે મારે માટે ન કહાડ--એ કહાડીને તું તારે હોડ;--મારી આણ છે--મારા સમ છે તુને.) ૬.(શિયાળામાં હુનિ વસ્તુ તો પ્રિયકર હોય છે પણ પેલી કહે છે કે એ ગરમ વસ્તુઓ મારી ગરમીમાં વધારો કરે છે) અગ્નિકીર્ણ--સગડીમાં ધગધગતા દેવતાનાં કીરણો.

"જાદિ રૂતણી તળાઇ ઓસિકાં રજાઇ ને,"
"કસ્તુરી લવંગ એલચી જ દાલચીનિ ને;"
"ચાર ચારળી દરાખ પીસતાં બદામ ને,"
"ભાત ભાત પુષ્ટિપાક પાન ના ગમે મ્હને." ૭[૭]
"દૂધઘીતણા પદાર્થ સાકરે મળેલ ને,"
"જોઇ શાક ભાજિ તાજિ રાજિ થાઉં ના મને;"
"સેરડી સિતાફળો લિંબૂં સુપેર દાડિમો,"
"જોઈ સંતરાં વળી ચ્હડીજ આવતો ડિમો." ૮[૮]

(ઇંદવ.)

વા ફુલ ચંદન ચંદ્ર અગાસિ જલાશય બારિક વસ્ત્ર ઘરેણાં,
એ જનને ગમતાં ન ગમે ભલું ઓઢવું ખાવું સુવૂં દિન રેનાં;
તોપણ પેલિ કરે બહુ સેવન વર્ચસમાં હુંઠવાતિ ડરે ના,
રીસથકી કરિ દૂર સહૂ પછિ રોઈ વદે "પ્રિય પાસ તું શેંના." ૧[૧]

(અનુષ્ટુપ્.)

હુંઠવાતી ધુમાતીનો, ચાળો કાંઇ પ્રસ્યો કહૂં;
સંકોડાઇ દિસે ટહાડે, જેવૂં સાપતું ગૂંછળૂં. ૨

## શિશિર.

(શાલિની)

દાસી આપે હોડવા વસ્ત્ર જારે, ફેંકી દેછે રીસમાં બાઇ તારે;
ઊંધે તારે છેક હોરાડતી તે[1], ઊંફાળી જે શાલ ઊંચી હતી તે[2]. ૧

---

૭ દાલચીની–તજ. (શિયાળામાં શરીર પુષ્ટિને માટે નાના પ્રકારના પાક ખાવામાં આવે છે.–બૈરાંઓ ગુંદરપાક, મેથીના લાડવા વગેરે ખાય છે–પેલી કહે છે કે એમાંનું મને કંઇજ ગમતુ નથી–પિયુ વના એકલી શું ખાઉં?)

૮ (શિયાળામાં શાક ભાજીની છત વિશેષ હોય છે.) ડિમો—દલગીરીથી એકદમ છાતી બંધ થઇ જવી તે.

૧ વા–પવન. જલાશય–પાણીનાં ઠેકાણાં–નદી, સરોવર, તલાવ, કુવા વગેરે–(એ થંડા ઉપચારો જનને–લોકને ગમતા નથી;–તેઓને તો ઓઢવું, ખાવું ને સુવું ગમે છે; વળી દાહાડો ને રાત બંને ગમે છે, તોપણ પેલી વર્ચસમાં–મમતથી–વેરમાં–ચિહડમાં એજ થંડી વસ્તુનું સેવન કરે–હુંઠવાય પણ બીહે નહીં; ઝીણાં વસ્ત્ર પેહેરે કે ટહાડ વાય; ઘરેણાં ઘાલે કે ટહાડાં લાગે; પણ થોડીવાર પછી રીસમાં કાહાડી દુર ફેંકી દઈને રડે ને કેહે કે ઓ "પ્રિય તું મારી પાસે કેમ નથી?")

૧ તે–દાસી. ૨ તે–શાલ.

જાગે તેની પેહલાં પાછિ લેતી, એવી રીતે રોજ સંભાળ લેતી;
દાસી બોલે 'ના થવૂં આકળાં રે,' બાઈ બોલે "કેમ સંખાય આ[૩] રે." ૨

(ઇંદ્રવજ્રા.)

"સૂંઆળિ આ ચામડિ ફાટિ જાયે, ચીરા પડેથી બહુ દુઃખ થાયે;"
"ચાઠાં પડયાં છે સઘળેજ અંગે, થાતે હતે તો ચિકણી હું રંગે." ૧[૧]
"કંપેછ કાયા નયનો તણાયે, રૂવાં ઉભાં ને કટિમાં પિડાયે,"
"વાએકરી આ ચિથરાં ઉડે રે, હીમેકરી આ ધઉં તો બળે રે." ૨[૨]
"ના ના સુઆલિંગન થાય રોજ, ભેંટી સુતાની ઘણી છેજ મોજ;"
"વાએ નહીં ટહાડ પછી જરાએ, નીરાંતની ઊંઘથિ સૂખ થાએ." ૩[૩]
"નાનાવિધે ચુંબન થાય ગાલે, હોઠે કુચે મસ્તક ડોક આંખે;"
"ઉછ્વાસથી ઊંફ વળે અતીસેં, આવ્યો ન દહાડો શુભ એ નસીએ." ૪[૪]
"છાતી કરો ને ઢગરાં સુજાંધ, ના ના પિયૂના કરથી ડબાય;"
"સંભોગ મેં ના રગડી કરાવ્યો, થંડો ન વાયૂ દુર મેં નસાડયો." ૫[૫]

---

૩ આ—આ દુઃખ.

૧ (શિયાળામાં ચામડી ફાટી જાય છે માટે તેલ મોગરેલ લગાડવાં પડે છે) (મારો પિયુ જો મારી પાસે હોત તો હું રંગે—રંગવિલાસે—ખુશીથી ચીકણી [થ]ાત). અથવા (ખુશીમાં હોત તો મોગરેલ વગેરે ચોળીને નાહાત કરત ને તેથી [મ]ારી ચામડી સુંઆળી રહત).

૨ કટિમાં—કંમરમાં વાની સુળ આવેછ. (એ ઋતુમાં પવન ઘણો ફુંકેછ.) પવનથી આ મારાં પેહેરેલાં ફાટાં તુટાં લુગડાં પણ ઉડે છે—આ ઋતુની મજા એટલી બધી છે કે તેનો ઉપભોગ કરવા તરફ મન દોડે છે તેને હું અટકાવી શકતી નથી—હું ઘણી ચિહડુંછ—ફાટેલ થાઉંછ ને એથી મળવા આવનારામાં—લોકમાં હું ઘેલી ગણાઉંછ. ચિથરાં ઉડવાં—એટલે નઠારૂં કેહેવાવું, આબરૂ જવી. હીમ પડવાથી ઘઉં બળી જાય છે. વિજોગ રૂપી હીમથી આ ઘઉં—આ હું બળુંછ.

૩ સુઆલિંગન—રૂડાં આલિંગનો—(કોક શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે) ભેટવું તે; કોટી કરવી તે. (એ) આલિંગનો (રે) ના, ના થાય—નથી થતાં (એ બોલવું ચ્હીડનું છે). (આલિંગન જો થતાં હોય તો ટહાડ ન વાય વગેરે) (શિયાળામાં—ટહાડમાં (આલિંગન જોઇયેજ) (કોકશાસ્ત્રમાં એવો વિધિ છે કે પુરૂષે ધીર રાખી પ્રથમ બાહ્યોપચાર—બાહારના વિલસ કરવા ને એથી પેલીને તૈયારીપર આણી પછી સુરત કરવું—એમ કીધેથી ખરો વિલાસ થાય છે. સ્ત્રી પ્રથમ દ્રવે છે ને બંને એક બિજાપર પ્રસંન રેહે છે—કોઇ વ્યભિચાર કરતું નથી).

૪ નાનાવિધે—ઘણી ઘણી રીતે. ઉછ્વાસ—ઊંચો શ્વાસ. (ચુંબન કરતાં જરા ઊંચો શ્વાસ લેવો પડે છે) (ટહાડમાં ચુંબનથી પણ કંઇ ઊંફ વળે છે.)

૫ કરો—હાથ (બે.)

"સીત્કાર શબ્દો પિસતાંજ હોઠો, થાયે વળી રે કકડે સુદાંતો;"[૬]
"સીત્કાર શબ્દો સુરતાંતકાળે, કહાડયા નહીં મૂખથિ શીતકાળે." ૬
"જાયે ધનુર્માસ જમી ન વ્હાણે, ધાયૂ ધનુર્ છે હું તણાઉ ટાણે,"
"સંક્રાંતિ આવી પણ શૂં ઉકાળે,? ભાગ્યો વિના શૂં શિવરાત્રિ આલે?." ૭[૭]

(અનુષ્ટુપ્.)

ટૂંટિયાં વાળિને સુતી, ટહાડે ને પવનેકરી,
વિલીન અબ્જનીપેરે, ચૂંથાએલિ પડી રહી. ૧[૧]

---

## વસન્ત.

(માલિની.)

વળિ રત બદલાઇ, પૂર્વનો[૧] વાયુ વાએ,
ફુલ ખગ[૨] ખુબ ખીલે, ખેલ ખેલે સહૂએ;
રતનિ અસર ભારી, નારિ ઊપેર દીસે,
તનમન રુપરંગે, નિર્મળાં છે અતીસેં. ૧
પણ પછિ વિહિરિ બોલી, દાસિને તે અધીરી,
"જાુઠું જાુઠું સમજાવી, કાં તું પાડેછ ધીરી;"
"વરસ થયુંજ પૂરૂં, રે થયાં બાર લાંબાં,"
"રહિ કરવિ હવે તો, આત્મહત્યાજ સાંબા." ૧[૧]

---

૬ સુદાંત--શોભીતા દાંત. સીત્કાર શબ્દો--ટહાડથી દાંત ને ઓઠ પીસતાં જે 'સીઇઈ સી', એવો ઉંચો શબ્દ નિકળે છે તે. સુરતાંત કાળે--સુરત પૂરૂં થતે--(સ્ત્રી દ્રવી કે તે સંતોષમાં 'સીઇઇ' એવો જે નીચો શબ્દ કહાડે છેતે પણ સીત્કાર શબ્દ.)

૭ ધનુર્માસ--માગસર પોસ મહિનામાં--ધન સંક્રાંતિમાં સવારના પોહોરમાં ટહાડમાં લાડુ ને ખીચડી ઘી જમવાં તે. (એ ભોજનનો મહિમા ગણાય છે). ધનુર એટલે વાગ્યા ઉપર ખાટું અથવા નબળે કોઠે કેળાં ચાંપાં વગેરે ખાધાથી શરીરમાં તાણ છુટે છે ને પછી બકવા ચાલી મોત થાય છે તે રોગ; ધનુરવા. (ધનુર ધાયું એમ કેહેવાય છે (ધનુરવા ધાયો--દોડયો). ટાણે--સપરમે દાહાડે. સંક્રાંતિ--મકરસંક્રાંતિ. શિવરાત્રી--મોટી શિવરાત્રી જે માહા વદ તેરસે આવે છે તે--એ વ્રત કીધું પણ ભાગ્યવનાં ફળ કેમ મળે--પિયુ કેમ વ્હેલો આવે?

૧ વિલીન--ચકદાઇ ગયલું. અબ્જ--કમળ.

૧ (આપણા ગુજરાતમાં વસંતમાં વાયુ પૂર્વનો અથવા દક્ષિણનો અથવા અગ્નિકોણનો હોય છે.) ૨ પક્ષી.

૧ (પિયુને ગયાને એક વરસ થવા આવ્યું રે લાંબાં લાંબાં બાર વરસ થયાં હોય એમ-મને લાગે છે). સાંબા--ઓ સાંબ!

"અરરરર શું આ તે, આત્મહત્યા ન હોએ?"
"રિબિ રિબિ રિબિ મારે, રોજ વીજોગડો રે;"
"કયમ મરિ નથિ જાતી, લાવિ દે ઝેર મૂને"
"અતિશય પુન સાચે, લાગશે બ્હેનિ તૂને." ૨[2]

(ઇંદ્રવજ્રા.)

"નીહારમાં વાયુ મળીથ થંડો, ઝાડોનિ સાથે અથડાઇ મંદો;"
"ફૂલો હિલે થાય સુગંધવાળો, બાળે મને ના વધુ શૂં સુખાળો." ૩[3]
"વ્હાણે ખગો ગાય બહૂ ઉમંગે, આવી રહે ફૂલઘટા સુરંગે;"
"કુંજે ફરી ના લઇ પીયુસંગે, સાલે મને ના કયમ સૂળ અંગે?" ૪
"થાકી ગયે તો વળિ બેસિ બાગે, જોયો ફુવારો ઉડતો ન આગે;"
"જોયો ન કૂંળો તડકો સુકાચે, જોતી નથી શૂં પરિતાપ સાચે?" ૫[5]
"બેઠો ન દીઠો પિયુ આંગણે જે, થંડૂં થયેલૂં ખુબ છંટકાવે;"
"જોતો મને ને મુજ સાથિયાને, સાથી વના શૂં નથિં ઘેલિ રાને?" ૬[6]

(શાલિની.)

"ગુલ્લાલા ગૂલાબ મુચ્કુંદ જાઈ, પારીજાતે કેવડે વાડિ છાંઈ;"
"જૂઇ ચાંપાં મોગરો ને બકૂલો, બાળે ફૂકી વાસને અજબફૂલો." ૭[7]

---

૨ (તલવાર વગેરેથી અથવા તોપીકુવો કરેથી અથવા ઝેર વગેરે પીધાથી પોતાનું મોત આણવું તે આત્મહત્યા કેહેવાય છે. આત્મહત્યા એટલે પોતાને હાથે પોતાની-પ્રાણની હત્યા કરવી તે. પેલી કેહેછ કે વિજોગના દુઃખથી આ હું રિબાયાં કરૂંછ તે શું આત્મઘાત નથી? મોટી હત્યા તો એ છે).

૩ નીહાર-પાહાડના ઝરણનાં થંડાં બુંદ; પાણીના થંડાગાર જેવા લાગતા કણો. (શીત મંદ ને સુગંધયુક્ત એવો વાયુ. શીત શાથી, મંદ શાથી ને સુગંધ યુક્ત શાથી? એનો ખુલાસો એ શ્લોકમાં કર્યો છે). સુખાળો-સુખથી ભરેલો-સુખ આપતો (લોકોને) તે શું મને વધારે નથી બાળતો?

૫ આગે-આગળ (હમારી સામે.) કુંળો-કુમળો (સવાર અથવા સાંજનો

“ફૂલો શોભેછે કરેમ્દીકડાનાં, કેસૂડાનાં સાગસામેરકેરાં;”
“ખૂલે રાતાં આ બપોર્યાં કરેણાં, ખૂણે મારાં તો રડેછે ઘરેણાં.” ૮[૮]

“આશોપાલો મલ્લિકા ઘટ્ટ ખૂલે, આ શો મારો હાલ કે ચર્મ ઝૂલે;”
“કેવી બ્હેકે ચારુ વેલી લવંગ, કેવી ઝ્હીડે દેહ આ રે અપંગ.” ૯[૯]

“આંબાઓળો લ્હેકતી ચારુ શોભે, ઝૂમે ડાળો ગુચ્છમાં લાલ મોરે;”
“ઊંચે સૂરે ગાય કોએલ ડાળે, બાંધી હારો રંગમાં ભૃંગ મ્હાલે. ૧૦[૧૦]

“હાલે રાતાંચોળ ખાખેરપત્ર, દીપે ફૂળાં ત્હાં તમાલે સુપત્ર;”
“કુંજે ઝાડે ગુચ્છમાં પીમળે તે, ફૂલો જોતાં આંસુડાં ના ખળેરે.” ૧૧[૧૧]

(માલિની-)

“ચુતરસમદમાતો મર્દ કોકીલ પેલો,”
“પળપળ ચુમિ લેતાં સ્ત્રીસું થાકે ન ઘેલો;”
“મધુરસુર મધૂપો જૂથમાં આ ઘુમેછે,”
“કમળગરભ હર્ષે ઠેઠ પેસી ચુમેછે.” ૧૨[૧૨]

“કહુકુહુહુ કરેછે પીક કોએલ ટૂળે,”
“ગુતુનુતુતુતુ ભૃંગો ને કપોતો ઘુઘૂળે;”
“સુરુપ મયુર મેના કીર કલ્લોલ કુંજે,”
“સરવર નદિ તીરે સારસો હંસ રીઝે.” ૧૩[૧૩]

---

૮ ઘરેણાં પેહેરતી નથી (પિયુવના કોને દેખડાવું?)

૯ (આશોપાલો એ નામનું મોટું ઝાડ થાય છે-એની ઘટા ઘણી હોય છે). આ મારો હાલ શો થઇ ગયોછ કે મારાં—આ ચામડાં ઝુલી ગયાંછ રે! લવેંગની વેલી કેવી બ્હેકી રહી છે: (અપંગ-એક બે અંગ ગયલાં એવી-આંધળી લુલી બેહેરી વગેરે અથવા જેમ સ્ત્રી, પુરૂષનું અર્દ્ધાંગ તેમ પુરૂષ, સ્ત્રીનું અર્દ્ધાંગ ને એ રીતે પિયુરૂપી અડધું અંગ સ્હોડમાં નથી એવી હું અપંગ)

૧૦ આંબાઓળો—આંબાઓની હાર. (હારોહાર આવી રહેલા એવા આંબાઓ). ભૃંગ-ભમરાઓ. મ્હાલે-ઘુમે.

૧૧ ખાખેરપત્ર—ખાખરનાં પાનડાં, આંસુડાં ના ખળે—આંસુ પડતાં ન અટકે—આંસુની ધાર ચાલ્યાંજ કરે છે.

૧૨ ચૂત—આંબો. (આંબાના મોરના રસે મદમાતો થયલો એવો નર કોકીલ—કોયલનો નર, સ્ત્રીસું—કોયલને ચુંમી લયાં કરે છે). મધુર સુર મધૂપ—મધુર છે સુર જેના એવા ભમરાઓ—(ઉમંગથી ઠેઠ અંદર પેસીને કમળના ગરભને ચુમેછે—ચુસેછે.)

૧૩ કપોતો—ખબુતર. મયુર—મોર. કીર—પોપટ. સરવર—તળાવ.

"મછ કછ બતકો તે પાણિમાંહે રમેછે,"
"ખુશિથિ હરણ ઘેટાં ઢોર બાણે ભમેછે;"
"વિધવિધ કલ મીઠા સૂણતાં કાં ન ફ્રાટૂં?"
"નિરખિ નવલશોભા રે બળી કાં ન જાઊં." ૧૪[૧૪]

(ઇંદ્રવજ્રા.)

"કૂંળાં નવાં પલ્લવયુક્ત ડાળાં, કંપે વળી વૃક્ષ સુપુષ્પવાળાં;"
"વેલી ફુલો મંડપની ઘટાઓ, આણેછ પેલા સુરતીવિચારો!" ૧૫[૧૫]
"તે પર્વતો વાસિત પુષ્પવૃક્ષે, શોભે સુનેરી સુરને પ્રકાશે;"
"હારો ન ટોંચોપર મ્હારિ હાલે, શેનીજ ટોંચો ગઈ બેસિ ભાલે!" ૧૬[૧૬]
"જોડાંઇ પક્ષી કરતાં વિહાર, જોતાં ન થાયે દુખ કેમ ધાર?"
"દીસે લડેલાં નરનારિ ભેગાં, થાયે નિશાએ પણ જાઉં કાંહાં!" ૧૭[૧૭]
"દી રંગિ રાત્રી સુખકારિ રમ્ય, ભાનૂ સુંઆળો શશિ શીત સ્વચ્છ;"
"દી જંગિ મારે ચ્હિડતાંજ જાએ, રાતે સુતાંતો રડવૂંજ આવે." ૧૮[૧૮]
"નાના તરંગો નદિના સરોના, મીઠાં જ ઠંડાં ઝરણો નગોનાં;"
"નાના તરંગો દમતા ઉઠે છે, ખારો ઘણો સ્વેદ તને ઝરે છે." ૧૯[૧૯]

---

૧૪ બાણ—નદિ દરિયા કાંઠાને લગતું જે વિશાળ મેદાન તે. કલ પ્રક્ષીઓના અવ્યક્ત શબ્દ—પુરા સ્પષ્ટ નહીં તેવા તોતલા શબ્દો (સુણીને હું મિજાજમાં કેમ ન ફાટી જાઊં? એ મઝામાં મને પિયુ કેમ ન સાંભરે?) નવલ—નવી.

૧૫ (કુમળાં નવાં નાનાં પાનડાંવાળી ડાળીયો હાલે છે તે, વળી શોભીતાં ને સુગંધી આપતાં ફુલનાં ઝાડો હાલે છે તે, વેલીયો, ફુલના માંડવાઓની ઘટાઓ,—એ બધાં, આગળ જે હમે વિલાસો કીધાછ તેના વિચારો સ્મૃતિમાં આણેછ) સુરતી—સુરત—રતિક્રીડા સંબંધી.

૧૬ સુર—સૂરજ. જેવી પર્વતની ટોંચો (શિખરો) તેવી મારી પણ ટોંચો ને એ ઉપર—છાતી ઉપર ફુલના હારો નથી હાલતા જો! રે શેની ટોંચો? (એ પણ બચારી) ભાલે—વિજોગને ભાલે—દુખથી બેસીજ ગઈ છે.

૧૭ (વસંતઋતુમાં કેટલાંક પક્ષીના જોડાં બંધાય છે. નરમાદા થઈને વિહાર કરે છે) (ઓ બેન તું) ધાર—સમજ. (વસંતઋતુનો એવો મહિમા છે કે દિવસે ધણી ધણીઆણી એક બીજા સાથે ચડભડેલાં હોય તોપણ રાત્રે માન—રીસ મુકીને ભેગાં થઇ રંગ રમે છે પણ હું કહાં જાઊં.)

૧૮ રમ્ય—રમાડે તેવી ખુશી ઉપજાવે તેવી. ભાનુ—સૂરજ. સુંવાળો—કુમળો લીસો. (સૂરજ સુંવાળો ને શશિ—ચંદ્ર સ્વચ્છ ને ટહાડો); (પણ મ્હારો તો) દી—દિવસ જંગી—તોફાની—લડાઇના જેવો ગભરાટ કરાવતો હોય છે.

૧૯ તરંગ—લેહેરો. (નદિ સરોવરના પાણીમાં થતા તરેહતરેહવાર તરંગો એટલે પવનથી થતી પાણીની સપાટીની આકૃતી. ઘણો પવન હોય તારે મોજાં, છેકજ મંદ હોય તારે લેહેરો પણ એ અને એ બેની વચમાં જે જે રચના થાય

"પાકયાં ઘણાં સેલડિ રૂ અનેક, પાકયૂં ન મારૂં ગયું પાકિ છેક;"
"વસંતપૂજા કરવી જ ભાવે, તોએ ન કાંઈ પિયુ મૂજ આવે." ૨૦[૨૦]
"હોળી ન ખેલી સહિસ્વામિસંગે, હોળી ન ગાઈ સુરમાં ઉમંગે;"
"હોળી ન મેં ચંતનિ ચોટલી રે, લાવૂં ન કાં ઓ ઘડિ અંતરની રે?" ૨૧[૨૧]
"હોળી ગઈને પિયુડો ન આવ્યો, હોળીતણો રંગ ન સાથ લાવ્યો;"
"હોળી હુલાઈ પણ આ ન હોળી, સૂણેં ન કાં પી અફુ તેલ ઘોળી?" ૨૨[૨૨]

(અનુષ્ટુપ્.)

શોધિ મૂકયું હતૂં છાનૂં, પેટીમાંથિ અફીણ જે;
ઘોળી તે તેલમાં રાખી, સંધી જોતિ હતી અરે! ૧

(શાર્દૂલવિક્રીડિત.)

ટાણૂં સાધિ રૂડૂંજ રામનવમી આઠેક વાગે નિશે,
પ્યાલૂં ઝેરતું તે લઈ ગઇ છુપી શૂરે અગાસી વિષે;
ચાંદાને નમનો કરી સુતિ થઈ લાંબી ચતીપાટ ને,
ઉઘાડી મુખ મીચિ આંખ કરથી લેતી હતી પ્યાલું તે. ૨[૨]
મૂર્છા તર્તજ આવિને ઢળિગયૂં ઘોળે સુવસ્ત્રે વિષે,
આહા તૂં વણ કો કરે પિડિતની સંભાળ તો ઓ ઇશ;

---

છે તે બધાંને માટે તરંગ શબ્દ છે) તરંગો છે, ને નગોનાં—પર્વતોનાં થંડા ઝરણો મીઠાં છે; (પણ મારા મનમાં) તરેહ તરેહવાર તરંગો—તુરંગો—બુટ્ટાઓ દુઃખ દેતા ઉઠે છે અને ઘણો ખારો અથવા ખારો એવો સ્વેદ—પરસેવો તને—શરીરથી શરીરે—શરીર ઉપર ઘણો ઝરી આવે છે.

૨૦ (વસંતમાં એ સહુ પાકે છે). મારૂં ન પાકયું--સીઝયું (પિયુ ન આવ્યો), મારૂં છેક પાકી ગયું છે (માથું)--હું અકળાઈ ગઈછ. વસંતપૂજા--બ્રાહ્મણો પાસે વેદના મંત્ર ભણાવી ઇશ્વરસ્તવન કરવાની એક રીત છે અથવા વસંતના આનંદ નિમિત્ત જે પૂજા કરાવવી તે. ભાવે—ભાવથી—સાચે મને.

૨૧ હોળી—ગુલાલ અબીલ કેસર કેસુડી વગેરેથી ખેલવું તે (સખીયો સાથે ને સ્વામી સાથે), હોળી—માહા સુદ પાંચેમથી તે ફાગણ વદ ૧ લગી ગાવાનાં અમુક જાતના ગાયનો. હોળી—ચુપેલ ઘાલી કાંસકીથી ચંતની—જેની ચિંતા કર્યાં કરૂંછ—જેનું હું ચિંતન કરૂંછ તે પિયુની ચોટલી. (ન હોળી).

૨૨ હોળી—હોળીના દાહાડા. હોળી હોલાઇ--હોળીનું તાપણું હોલાયું (પણ) આ હોળી (ભિતરની) ન—નથી હોલાઇ—નથી હોલાતી. અફુ—અફીણ.

૨ રામનવમી—ચૈતર સુદ નોમ. નિશે—રાત્રિયે. શૂરે—જોસ્સામાં. (સાક્ષીભૂત) ચાંદાને નમન કરી લાંબી થઈ ચતીપાટ સુતી ને (પછી) આંખ મીચી, મુખ ઉઘાડું રાખી, કરથી—હાથેવતી ઝેરનું પ્યાલું ઉઠાવીને મ્હોડામાં રેડવા જતી હતી—એટલામાં)—(એ વર્ણન, ચિતરી દેખડાવાય તેવું છે.)

એવામાં પતિ દૂર દેશ ગયલો આવીજ પ્હોંચ્યો વળી,
જાણે આંખથકી પતીજ કરવા સ્રીવ્રત્તપીડાતણી. ૩[3]
ઊઘાડયાં ઉઠિ દાસિયે ઝટ લઈ મંદીરનાં બારણાં,
કહેવા દોડતિ બાઇને હરખમાં 'લો લો સુઓવારણાં';
દેખાઈ ન પથારિમાં ઉઠિ ગયે જીવેજ પાછી વળી,
દાસી ને ધણિ બે જણાં લઇ દિવો શોધેછ સાથે મળી. ૪
પેસંતાજ અગાસિમાં શબરુપે ફીકી પડી નારિ તે,
દાસી ને ધણિ ફાળમાં સુમ થઈ ઊભાં રહી જોય રે;
નાથે ધીરજ લાવિને ઉચલિને વ્હાલીસું બેસીકરી,
ખોળામાં લઇ ફેરવ્યો કર બધે પેલી પ્રિયાને વળી. ૫
થોડીવાર પછી બહૂ તજવિજે નારીસું ઊંફો વળી,
શુદ્ધી આવતિ તેમ તેમ નિરખે રૂપાળિ વાંકી વળી;
વીચારે ચિતમાં ઘણૂં પણ નહીં બોલાય તો તેથકી,
પ્રેમીસ્હોહડ એ સેકથી રસિકડી ઊઠી કળેથી નકી. ૬[6]

(માલિની.)

ટક ટક ટક જોએ બેજણાં પ્રેમઅંધ,
ગદ ગદ ગદ બોલે બેજણાં પ્રેમબંધ;
ખર ખર ખર ચાલે આંસુની ધાર અંગ,
(પણ) કંઇ કંઈ કંઇ ભાસે ગાલ ઊપેર રંગ. ૭[7]

---

૩ (મ્હોડામાં રેડવા જતાંમાં તેને મૂર્છા આવી ગઇ). (આ કંઈ તાલમેલ નથી. કેટલીક નાજુકડીયો એમ બેહોશ થઇ જાય છે ખરી). (પિયુ આવ્યા પછી તેની આગળ પેલી જો પોતાની વાત કહેત તો વેળાએ તે માનત નહીં, પણ આ તે એવી વખત આવી પોંહોંચ્યો કે તેની પતીજ થયા વગર રહીજ નહીં) સ્રીવ્રત પીડા–પોતાની સ્રીનું પતિવ્રત--પણ અને પીડા–વિરહવેદના.

૬ વાંકી વળીને પોતાના પિયુને નિરખતી. પ્રેમી–પિયુની જે સ્હોડ ને એ રૂપી જે સેક–ગરમી તેથી પેલી બેહોશ–થંડી થઇ ગયલી રસિકડી–રસિક સુંદરી, કળેથી–તજવીજથી (આળસ મરડીને) ઉઠી.–નકી–નક્કી–ખરી.

૭ પ્રેમઅંધ–સંકટના ધાસકાથી અને પાછાં પ્રેમથી એવાં તો બાવરાં ને ગાભરાં થઇ ગયાં હતાં કે જોકે એક બીજાની સામે જોતાં હતાં તોપણ તે જોવાથી મનમાં જે જે સામાંની છાપ પડવી જોઇયે તે તે નોતી પડતી.–એટલે મુડદાંની—આંધળાંની—વગેરેની ખુલ્લી આંખ જેવી તેઓની આંખ હતી—અર્થાત્—અંધજ. પ્રેમબંધ—અતિસ પ્રેમથી ગળાં બંધ થઇ ગયલાં એવાં. (એટલું છતાં પણ તેઓના ગાલ ઉપર કંઈ કંઈ રંગ આવતો—ભાસતો હતો ખરો.)

(ઈંદ્રવજ્રા.)

છૂટાં પડીને વળગ્યાંજ પાછાં, અંગે ચુમીઓ લઇનેજ રાચ્યાં;
ઘેલાઈ ઘેલાં કરતાં હતાં તે, જોઈ ગયાં રે ઘરમાં બિજાં તે. ૮[૮]
રાંધી જમાડયાં વળિ રાંધનારે, સૂખે સુવાડયાં પછિ દાસિયે રે;
બિજે દિથી તો ખુબ રંગ મ્હાલે, આનંદમાં બે જણ કાળ ગાળે ૯

## સંયોગવર્ણન.

સંયોગ ટૂંકો વરણૂં હવે તે, વાંચી સુણીને સુખિ રોહ હેતે;
ડાહ્યાં થઈ જે કરશે વિલાસ, તેને જ સાચી મુકતીનિ આશ. ૧[૧]
વ્હાણે ઉઠી સાથ ફરે સુબાગે, જોતાં ફુલો સાંભળતાં ખગોને;
આવી ફરી તે દુધ ચાહ પીએ, વાંચે લખે ને ઘરકામ જોએ. ૨[૨]
ન્હાડેદશે તો જમવાતું થાએ, કામે પિયૂડો પછિ રોજ જાએ;
કોટી કરીને ચુમિઓ લઇને, આંખો ઘણી ચંચળ મેળવીને. ૩[૩]
સીવે ભરે ને લખતી હિસાબ, સૂએ બપોરે પછિ થોડિ વાર;
ત્રંણેક વાગે ઉઠિ કેશ હોળે, ધોઈ પછી તે ઘસિ મ્હોડૂં લોહે. ૪[૪]
પ્હેરે ઘણી તસ્તસ કાંચળી જ, જે લાલ કાળી લિલિ ને સફેત;
સાડિ રૂડી રેશમિ લાંબી પ્હોળી, કાળી પિળી લાલ ગુલાબિ ધોળી. ૫[૫]
શોભે સુનાની કર પાટલીઓ, જાંબૂડિયા બેસતિ બંગડીઓ;
કંઠો બિરાજે મણિયુક્ત કંઠે, મોતીતણા હાર રમે સુહેડે. ૬[૬]

---

૮ ઘેલાં—પેલાં પ્રેમઘેલાં સ્ત્રી પુરુષો. (બીજાં માણસો તેઓની પાસથી ઉઠીને ઘરમાં જતાં રહ્યાં).

૧ વસંતમાં ચૈતર સુદ ૯ સુધી વિજોગ રહ્યો ને પછી સંયોગ થયો. હવે એ બાકીના વસંતમાં જે રંગભોગ કીધા તેનું વર્ણન કરૂં છઊં. શૃંગાર મુખ્ય બે છેઃ—સંયોગ ને વિયોગ.—તેમાં વિયોગ વર્ણન કર્યું હવે સંયોગ વર્ણન કરૂં છઊં. એમાં ઉઠે ત્યારથી તે સુએ તાંહાં સુધીનું વર્ણન છે. (તેઓ નિત્ય એ પ્રમાણે કરતાં એમ ન લેવું—ઘણું ખરૂં એવીજ રીતે તેઓ વસંતકાળ ગમન કરતાં).

૨ (બાગમાં ફરે;—ફુલોને જોય ને ખગો—પક્ષીયોને સાંભળે).

૩ (જે વેળા પિયુ પોતાને કામે જાય તે વખત તે પોતાની પ્યારીને કોટી કરે, ચુમીઓ લે, ચંચળ આંખોને સામસામી મેળવી—થોડીવાર તેમ રાખી પછી ઉતાવળે પગે ચાલી ગાડીમાં બેસે). ૪ પેલો ગયો કે પેલી સીવવા ભરવાનું કરે, ઘરનો હિસાબ લખવાનો હોય તે લખે ને એમ કરતાં ઊંઘ આવે તો થોડી વાર સુઇ જાય.) ૫ (જે રંગની સાડી હોય તેથી જુદા, પણ મળીને વધારે શોભે તેવા રંગની કાંચળી). ૬ કરપાટલી-હાથને કાંડે પેરવાની સુનાની ચીપ-ચપટી બંગડી અકકેકીજહોય છે તે. જાંબુડિયા—જાંબુના રંગની. બેસતી—ઢીલી નહીં—ઝુલતી નહીં. કંઠે—ગળે, મણીવાળો કંઠો—હીરાનો હાર.

ઝીણી સુચાંઈ કરિ હીંગળોકે, વસ્ત્રો સુવાસે ભરિ નાખિને તે;
શૃંગાર એવો જુગતે સજીને, જોતાં સુખાપે રસથી ફૂલી રે. ૭[૭]
આવ્યો ઉમંગે પિયુ એટલામાં, બેસે સુબાગે પછિ સામસામાં;
જાઈ જુઈ ને ખુલતા ગુલાલા, તેની ઘટામાં રમતાંજ કાલાં. ૮[૮]
પ્હેરે ફુલો ને સુંઘતાં ફુલો ને, ખાતાં સુમેવો જ લિલો સુકો તે;
દીપે પિઇને પનિયાં સુમારે, ઘેલે મુખે તે હસતાં સુગાલે. ૯[૯]
વસંત ખીલે બહુ ચાર પાસ, વસંત જામે ખુબ તાનસાથ;
અતીસ જોરે છુટતાં કટાક્ષ, ઉઠાઉિ ભેંટાઉિ જ દે ન લાજ. ૧૦[૧૦]
નીશા પડેથી પછિ તે ઉઠેછે, ધીમે ધિમે ચાંદનિમાં ફરેછે;
સાતેક વાગે ઘરમાં જઇને, વસ્ત્રો ઉતારિ જમવા જ બેસે. ૧૧[૧૧]
ગાએ પછી બે લઈ તાન રાગ, વાંચે કવીતા રસની સુહાગ;
એ રીતથી તે રહિ ખૂબ રંગે, ઊઠે પછી તો ઝટ તે ઉમંગે. ૧૨[૧૨]
ધોળાં ઝિણાં વસ્ત્ર જ પ્હેરિ બંને, જાએ સુવાને ઉલટે પલંગે;
જાએ છુટી બંધન સેજ જોતાં, જાએ છુટી બંધન સેજ જોતાં. ૧૩[૧૩]

---

૭ સુવાસ—સુગંધિવાળા પદાર્થો. અત્તર, ગુલાબજળ વગેરે. જુગતે--ખીચ નહીં—આછો પણ ખુબ શોભે તેવી રીતે. (સણગાર કરીને પછી સુખાપે--રૂડા આરસામાં પોતાનું મ્હોડું જોય છે તો તે જોતાં ઘણી સારી દેખાઉંછ એવા મનોભાવના આનંદથી ફુલીછ એવું તેને લાગ્યું).

૮ બાગમાં જઇ જુઇ ને ગુલ્લાલાની ઘટામાં તેઓ બેઠાંછ.

૯ (એવામાં માળીયે ફુલો આણ્યાં, જેમાંના કેટલાંક તેઓએ હારગજરાંરૂપે અંગે ધારણ કીધાં છે ને કેટલાંકને તેઓ હાથમાં રાખી સુંઘે છે; એટલામાં ચાકરે આવીને પનિયાં—થોડો કેફ હોય એવો પાતળો પ્રવાહી—ભાંત, કસુંબો, દારૂ વગેરે--આપે છે તે પીઇને ઉપરથી લીલો ને સુકો મેવો ખાય છે ને પછી ઘેલે મ્હોડે ગુલાબી ગાલોમાં હસે છે) (એ વર્ણન, ચિતરી દેખડાવાય તેવું છે).

૧૦ વસંત--ઝાડપાન ને પક્ષીયોઓની શોભા. વસંત-વસંતરાગ (થોડેક દૂર ગવૈયા બેઠેલા તેના મ્હોડાંનો). કટાક્ષ નેનની ચંચળ અદાઓ (તીરની પેઠે) છુટી રહી છે.—(જેથી તેઓ વચમાં વચમાં પોતાને આસનેથી ઉઠતાં જાય છે ને એક બિજાને ભેટતાં જાય છે--શ્રીમંત અને વળી ધણિ ધણિયાણી એટલે પછી લાજ હોયજ શાંની(!)

૧૧ (પછી નીશા--રાત પડવા આવી કે બાગમાંથી ઉઠે છે ને ચંદનીમાં ચાલતાં ચાલતાં ઘેર આવીને વાળુ કરવા બેસે છે).

૧૨ (જમ્યા પછી આઠ નવ વાગે) સંયોગ શૃંગાર ને હાસ્ય રસની કવિતાઓ વાંચેછ, સાથે સુર મેળવીને ગાયછ વગેરે વગેરે. સુહાગ—કુમળા કુમળા શબ્દો હોય તેવી.

૧૩ ઉલટે—ઉમંગથી. બંધન—પ્હેરેલાં લુગડાંની ગાંઠો, સટકિયાં વગેરે. સેજ—શય્યા પાથરણું. બંધન ધાતુનું બંધન (બંધન છુટવું ખલિત થઇ જવું). સેજ સેહેજ જોતાં જોતાંમાં (ઘણીવારનાં ગભરાએલાં તેથી ઝટ દ્રવ્યાં).

આળોટતાં તે વળગીજ સૂઈ, પ્યારા અને પ્યારિ વદે તુટૂં ઈ;
પાછાં ઉઠીને ખુબ ચાંપિને તે, ઊંચે દમે કોટિ કરેછ હેતે. ૧૪[14]
બાહ્યોપચારો કરિ લેઈ પ્હેલાં, સંગ્રામ માંડે પછિ મોટ ઘેલાં;
નાનાપ્રકારે રમતાં રસીલાં, અંતે પછી ખૂબ જણાય ઢીલાં. ૧૫[15]
આંખો મિચાએ બહુ લ્હેર આવે, મ્હોડૂં હસંતૂં રહિ ઘેલું જાએ;
વાંસો અને મૂખડું ખૂબ ફાટે, છૂટયા નિમાળા વિટલાય ગાલે. ૧૬[16]
ચૂમી કરીને પછિ હાથ નાખી, ઊંઘે પછી એહુ નિરાંત રાખી;
પ્રીતીજ આનંદ સુખાળ શીત, એવો બિજો તો અહિંયાં નથીજ. ૧૭[17]

(અનુષ્ટુપ્.)

એ પ્રમાણે સુખી જોડૂં, આનંદો ઉરમાં ભરે,
ઋતઋતતણા રંગી, કામકલ્લોલને[1] તરે. ૧
દંપતી[2] સાંબકેરી તે, પૂજા નિત્ય કરે ઘણી,
માને પાઠ વળી ઝાઝા, ગાઈને સ્તુતિ તેતણી. ૨

---

## *સાંબસ્તુતિ.

(ગીતિ.)

આહા આ શી લીલા, લાહી લાલા લખી સમજ લાખો;
ચાતુરિ ડહાપણ શક્તી, અનંત એવો પ્રપંચછે આખો. ૧[1]

---

૧૪ પ્યારમાં એવાં ગદગદિત કે સ્પષ્ટ શબ્દ પણ બોલતાં નથી. એ ને ઓ એ સંબોધનને બદલે ઈ બોલતાં. તુટું પ્યારો ને પ્યારી સ્પષ્ટ નહીં પણ અડધા અડધા બોલરૂપે. ઉંચે દમે કોટિ કરવી અને ઉંચે દમે સુરત કરવું એ ઉત્તમ નાયકનો વિલાસ છે (કામશાસ્ત્રમાં). ૧૫ બાહ્યોપચાર—આલિંગન, ચુંબન વગેરે. સંગ્રામ--રતિયુદ્ધ. ૧૬ (એમાં સુરતાંતનું--સંભોગ કરી રહ્યાપછીનું વર્ણનછે). ૧૭ પ્રીતીજ--પ્રીતીથી ઉત્પન્ન થયલો (આનંદ). સુખાળ--સુખથી ભરેલો--સુખ આપતો. શીત--થંડો મીઠો. અહિંઆં આ દુનિયાંમાં.

૧ કામકલ્લોલ એટલે કામ--રતિવિલાસરૂપી સમુદ્રના વોહળાઓ--મોજાંઓ.

૨ સ્ત્રી પુરૂષ (બે); વહુવર; પ્યારી પ્યારો.

* એમાં એવું કલ્પ્યું છે કે આ પૃથિવ, રંગભૂમિ છે; પાતાળ, રંગભૂમીની અંદરનું ભાંયરૂં છે કે જેમાંથી પણ કોઇ વેશ આવે; આકાશ, એ રંગભૂમીની ઉપરની છાજ અથવા ઉપરનો ચંદરવો છે. ઋતઋતના જે ફેરફારો છે તે રંગભૂમીપર દેખાડવાના પડદાપરનાં ચિત્રો છે જેને અંગ્રેજીમાં 'સીન્સ' કેહે છે તે. એ રંગભૂમી ઉપર ઈશ્વર, નટ છે--સોંગ આણનારો--વેશ ભજવનારો છે.--એણે જુદા જુદા વેશો ભજવીને જોનારાઓના ઉપર--માણસ જાત ઉપર જે અસર કરીછે તે અસરનાં ચિન્હો અહીં વર્ણ્યાં છે. પ્રત્યેક રસના અનુભાવોનુ વર્ણન છે.)

૧ (જેમ કોઈ ગૃહસ્થ નાતમાં લ્હાણું કરેછે ને લ્હાણાંની વસ્તુ ઉપર

ઋત ઋત બદલાબદલી, બાહ્યાંતરમાં રહી રસે ખૂલી;
ગુણ ગંભીરા રસિયા, ગાતાં જઇયે બની બગો ભૂલી. ૨[૨]
રે એ નટવર રંગી, મંડપરચના સુરંગિ આ તે શી?
નવરસ મ્હસ દરસાવે, ભાવે શિક્ષા મળેછ જેમાંથી. ૩[૩]
પાતાળે સહુ શોભે, ધાતૂઓના થરો ઘણે રૂપે;
યૂગાંતરનાં પ્રાણી, ઉદ્‌ભિજ સંધાં બનેલ પથ્થર તે. ૪[૪]
પૃથવીપર સહુ શોભે, ઝાડ જનાવર ઘણાંક માણસ જ;
નદિ નાળાં સર સિંધૂ, પર્વત ખિંડો વિશાળ મેદાન. ૫
**આકાશે** સહુ શોભે, સૂરજ તાગ ગ્રહો ઉપગ્રહને;
કેતૂપ્રકાશ ન્યારા, વાયુ હવા ને ખગો બહૂ બહુ તે. ૬
અતિશય તાપે બાફે, ઘામે થાકે તુરે ફિકાસે ને;
ઝાડે ફુલ ફળ ઝૂમે, **ગ્રીષ્મઋતૂ** તે રસેથિ આવે રે. ૭
વિજ ગર્જન તોફાનો, પાણીપાણી બધી જગામાં ને;
લિલોતરિ જિવજંતો, મૃતક સજીવન કરેછ **વર્ષા** તે. ૮
સ્વચ્છાકાશ શશી ને, ધાન્યો પાકેલ ખેતરે જોય;
જળથળ નિર્મળસઘળાં, જનતન મનધન **શરદ્**વિષેસ્હોય. ૯[૯]
કંઇ કંઇ વધતી ટહાડે, ધાન્ય કપાએ નિરોગિ રંગેજ;
પીપળપાન ખરેથી, ઓસ પડેથી જણાય **હેમંત**. ૧૦
અતિશય ટહાડે વાએ, ઠુંઠવાતે છે તને તરૂ પ્રાણી;
દી ટૂંકા નિશ લાંબી, ખાવે પીવે મઝો **શિશર** જાણી. ૧૧

---

પોતાનું નામ લખેછે તે પ્રમાણે એ રસિક) લાલા તેં લાખ્ખો લીલા, માંહ્ય સમજ લખીને લાહીછે--બધે વેહેંચી છે. (જેની ખુબીયોની સમજ ઉપરથી તું ઓળખાઈ આવેછે). અનંત--પારવનાનો--ખુબીનો પાર ન આવે તેવો પ્રપંચ--સંસાર છે.

૨ જેવો બાહાર ફેરફાર થાય છે તેવો આપણી અંદર પણ થાય છે. (ઘડીમાં શૂરવીરના જોરસામાં, ઘડીમાં પ્યારના જોરસામાં, ઘડીમાં દલગીરીમાં, ઘડીમાં ગુસ્સામાં વગેરે એ પ્રમાણે હોય છે. ખુલી—શોભી રહી. રસિયો—રસ ઉપજાવનારો. બગો—બગલા (તટસ્થ—હાલતા ચાલતા બંધ આશ્ચર્યેથી)

૩ નટવર—નાટક નૃત્ય કરનારાઓમાં જે સહુથી શ્રેષ્ટ તે. ભાવે—રસ પ્રકરણના અનુભાવે અથવા આસ્થાથી—દિલની ચાહેનાથી. ૪ યુગયુગનાં.

૯ (જનનાં તન નિરોગી બની દીપેછે, જનનાં મન, સારી હવાથી લખવાને અને વિચારવાને પ્રવૃત્ત થાયછે અને જનનાં ધન પણ શોભેછે—ધનતેરસ જે આસોમાં આવેછે તે દિવસે ધન ધોવાય છે; વળી એ ઋતુમાં ટાણાં ઘણાં આવેછે તેથી લોક ઘરેણાં ગાંઠાં પેહેરીને બાહાર નિકળેછે).

શીતળ સુગંધ વાયૂ, કલોલિ પંખી લતા નવલ ફૂલો;
રાગ વસંત હિંડોળો, સહુએ આણે **વસંત** ઋતુ દૂલો ૧૨[૧૨]
**પ્રીતિ**તણા તે ઉભરા, મુખહાસ્યે ચપળ ચક્ષુ ચળકાટે;
હર્ષફુલેલે હૈડે, મ્હોટું જણાતે તને તુટૂં ભાખે. ૧૩[૧૩]
**હાસ્ય**તણા તે ઉભરા, દાંતો કહાડે કંઈ સજળ આંખે;
ડૂંટિઉમળકે દુખતૂં, પેટ ડબાયે જણાય છે ગાલે. ૧૪
**શોક**તણા તે ઉભરા, આંસૂં લાળે લિંટે બહૂ નિસરે;
કફ્ફ ભરેલે કંઠે, કુકણુકણાએ ઉભે નિમાળે રે. ૧૫
**ક્રોધ**તણા તે ઉભરા, ડોળા કહાડે પિસે ધણા દાંત;
ઊંચે જાડે શબ્દે, કપાળ ખેંચે ઉભા કરે હાથ. ૧૬
**ઉત્સાહ**તણા ઉભરા, ઉંચકાએલે તને શુરે મોટે;
ધીરી સાવધ નજરે, ને ભારેખમ મુખે ખુલ્લે હોઠે. ૧૭
**ભય**કેરા તે ઉભરા, ધ્રૂજતી દેહે મિચાતિ આંખે ને;
ધબધબ છાતિ થયેથી, હુસકાં ખાતાં લુલેજ પાગે રે. ૧૮
**કંટાળા**ના ઉભરા, કરચલિવાળે મુખે છિછી બોલે;
આંખ મિચાએ ધ્રૂજે, પાછે હઠતે શરીરથી જોરે. ૧૯
**આશ્ચર્ય**તણા ઉભરા, ડોકૂં હાલે ઉતાવળે શબ્દે;
ઊંચી ફરતી આંખે, પછી થયેથી તટસ્થ પડિ ધીમે. ૨૦
**શમથી** સમતા ઉભરા, ગરદન નાખે નિરાંતમાં સ્કંધે;
નીચી નજરે જોએ, સંકોચાતે તને ભિતર થંડે. ૨૧[૨૧]
એ પરમાણે નિત્યે, તૂં ને તારી જુદી જુદી શકતી;
૩૫ અનેક ધરીને, નાચે ગાએ કરાવવાસકતી ૨૨[૨૨]

---

૧૨ (વસંતમાં વસંતરાગનો ને હિંડોળરાગનો મહિમા વધારેછે.) દૂલો—ખુશ મિજાજી ફાંકડો સખી દીલનો છેલ અથવા પરણવા જતી વખત સણગરાઇને ઘોડે ચ્હડેલો જે વરરાજા તે.

૧૩ (એ શ્લોકથી માંડીને તે ૨૧ મો શ્લોક પૂરો થાયછે ત્હાંસુધી પ્રીતિ, હાસ્ય, શોક વગેરે જે શબ્દો છે તે નવ સ્થાયીભાવ છે.)

૨૧ સમતા—સમીજતા—જતા રેહેતા. સ્કંધ—ખભો.

૨૨ કરાવવાસકતી એટલે આસક્તિ પ્રીતિ (તારા ઉપર) કરાવવાસારૂ.

માણસઅર્થે સંધૂ, સર્વ પ્રસંગે સુનીતિયે ચાલે;
સુખદુખ સમાન માની, જ્ઞાનથયે તે સુમુક્તિયે મ્હાલે. ૨૩
જ્યારે તારી ઇચ્છા, આવી સંધે જણાય છે **યાર**;
કાં ના ભક્તી કરિયે, જોઈ રંગો શરીરમાં બ્હાર. ૨૪[૨૪]
જય જય જય **જગજીવન**, તારૂં નામ જ સદા રુડૂં સાચે;
જુગલ સ્વરૂપ **સાંબા**, શુભ દર્શનથી જિવો જરુર રાચે. ૨૫[૨૫]

---

## નીતિ.

(દોહરા.)

સિંહણ ભુખથી જો મરે, તોય ઘાસ નવ ખાય;
પતિવ્રતા મદને[૧] મરે, પરપાસે નવ જાય. ૧
મેઘ વીજ વાયૂથકી, ડોલે નહિં ગિરિરાય;
આધિવ્યાધિઉપાધિથી[૨], વ્રતાળિ[૩] ચળિત[૪] ન થાય. ૨
(૧-૧)

---

## લઘુઋતુવર્ણન.

(લાવણી.)

કેવું નિર્મળ રે આકાશ, રૂપેરી ભાસ, મંન નીરાસે;
થઇ હાય ગઈ તે હાસ, કેમ રહેવાસે! ટેક.
આ ઉભાં ખેત ચોપાસ, નરસ મુજ રાસ[૧], જોબનૂં જોસે;
આ ઉડી ગયો ફુલવાસ[૨], આશ[૩] નહિં પાસે. ૧

---

૨૪ યાર દોસ્ત; સાચા સ્નેહી!
૨૫ જગજીવન—જગતનુંજીવન; ઈશ્વર. જીવો પ્રાણીયો.
૧ મદને—મદનથી; કામની પિડાથી; કામદેવના કોપથી.
૨ આધિ—મનનું દુઃખ,—વ્યાધિ તનનું દુઃખ, ઉપાધિ—સંસારસંબંધી જે બાહારની ખટપટ તે. ૩ વ્રતવાળી—પતિવ્રતા.
૪ વિચારમાં ફરતી; ધચુપચુ.
૧ રાશી, ગ્રહ, નસીબ. ૨ હુંરૂપી જે ફુલ તેનો વાસ.
૩ જેથી મને સુખ થવાનું તે વસ્તુ પિયુ અથવા બાળક.

જયમ ન્હસાય સમરે ન્હાસ[4], મને તું ખાસ, રિસાયો ભાસે;
રે વણમોલી[5] જે દાસ, માર પણ ખાસે. ૨

(ઝુલ.)

શાં સ્વચ્છ શોભતાં નીર!
રડે ઝાંખું નેનનૂં હીર[6]!

આ તીર કાળજાૂં કોર, કરાવે શ્હોર, પ્રેમને પાશે. થઇ૦ કે૦ ૧
વહિન્તય શિઆળો આમ, ઘણૂં છે કામ, પિડાઊં કામે;
પિયુ પડયો દૂર પરગામ, રંગ શો જામે! ૧
જિવ જપે ભાવથી નામ, સુનૂં આ ધામ, સિદ્ધિ[7] ના પામે;
રહું ઉદાસ આઠે જામ, જોઈ છબિ સાંમે. ૨

(ઝુલ.)

છબિ જોઉં નાજ ચૂમાય[8],
દિલ કંપથકી[9] મૂઝાય,

સહુઝાડ[10]પઠે મેં બ્હાર, ગુમાવ્યો યાર, ઝંપ નહિ નામે. થ૦ કે૦ ૨
ઘણી ટહાડ વાય છે બ્હેન[11], મને નહિ ચ્હેન, ખાલિ આ પ્યાલૂં;
લહું ખાવું પીવું સહુ ખેન, અરે કયમ ફાલૂં. ૧
મને ઘણી વાતનૂં કોડ, સરખિ છે જોડ, જીવવૂં ઠાલૂં;
રે શેમાં હૂં વણ સ્હોડ[12] સ્હોડવણુ ઘાલૂં? ૨

---

૪ તુ મારાથી આઘો જાયછ—રેહેછે, પણ મારો તો તું ખાસ છે; તારા જેવું મને કોઈ વાહાલું નથી; તું મને રિસાયલો દેખાય છે (એવા પેલીનાં મનમાં બુદ્ધા ઉઠેછે.)

૫ પૈસા લઇને પ્યાર બાંધ્યોછ એવું કંઇ નથી.

૬ તેજ (આંખનું તેજ રડી રડીને ઝાંખુ થયુંછ.)

૭ જપ ફળવો જોઇએ તે ફળતો નથી–તું ઝટ આવતો નથી.

૮ વિચારમાં તારી છબી જોઊંછ પણ તેને ખરેખરી બચ્ચી કરીશકતી નથી.

૯ શિયાળામાં પવન ઘણો ફુંકે છે તેથી ઝાડ જનાવર ધ્રુજયાં કરે છે તેમ મારૂં દીલ ધ્રુજે છે; મને કણકણા આવી કંપારી છુટે છે. ૧૦ શિયાળામાં ઝાડે પાતરાં નથી હોતાં. ૧૧ સખી. ૧૨ પાસું; બાજુ; (પણ કવિતામાં આધારને બદલે આધેય મુકાય છે માટે સ્હોડ ઉપર ઓઢવાનું ઊંફાળું ઉનનુ. કપડું, ગોદડું વગેરે; પણ એ ઠેકાણે સ્હોડે સુનારો પિયુ; સ્હોડ ઉપર લેવાનુ. પિયુરૂપ ગોદડું. પણ એવાં ઉનનાં કપડાં ગોદડામાં પાછું પાતળું લીસું વોયલુ. કપડું–સ્હોડવણ–સ્હોરણ ઘાલવામાં આવે છે તેમ એ ઠેકાણે સ્હોડવણ એટલે પ્રેમવિલાસ. એ પ્રેમવિલાસ પિયુવના બીજા કોનામાં ઘાલું–કોની સાથે કરૂં?

(ઝુલ.)

દી ટુંકા[૧૩]લાગતા મોટ,
મને છટ સાતમની ઓટ[૧૪],
કહાં પુનેમથી તે વીળ[૧૫],નર્મદા[૧૬] દીલ, થયૂંછે આળૂં[૧૭]થ૦કે૦ ૩

---

શો પ્રચંડ[૧] તપતો સૂર, ધગધગે ઊર, બળી બળી થાઊં;
રે કાળું પડી ગયું નૂર, પિયૂ કહાં પાઊં[૨]. ટેક.
આ ઊંનાળો તો કાળ[૩], વરસિ રહિ ઝાળ, તપી ગયું લ્હોઇ;
આ મરવાજેવી ભાળ, થતી નથિ મોઈ[૪]. ૧
રુડિ કેરિ[૫] તણો આ ફાલ, પાસ નહિ લાલ; બની ગઇ કહોઈ[૬]
રે કરે[૭] કૂટું હું ભાળ[૮], રહૂંછૂં રોઈ. ૨

(ઝુલ.)

વડ પીપળ લીલા જોઈ,
જન રહે રંગમાં મ્હોઈ,
શા ઋતૂતણા વીલાસ, પીયૂ નહિ પાસ, સુઝાઈ જાઊં. રે કાળું૦ ૧
ખુબ બન્યો નદીતટ[૯]બાગ, નામ નહિ આગ; ફળ્યો[૧૦] ને ફૂલ્યો
પણ ફાવે નહિ કંઇ લાગ[૧૧], જીવડો ભૂલ્યો. ૧
રે દિપક [૧૨]ગ્રીષ્મનો રાગ, તોય આ જાગ, મલ્હારજ ધૂમ્યો;
પણ મને નહીં અનુરાગ[૧૩], વધૂ જીવ ધૂમ્યો[૧૪]. ૧

---

૧૩ શિયાળાના દાહાડા ટુંકા હોયછે, પણ દલગીરીમાં બેસી રહ્યાથી મોટા લાગેછે. ૧૪ છટ સાતેમે દરિયામાં ઓટ ઘણી હોયછે તેવી મને સુખની ઓટ છે.
૧૫ ભરતી (પુનેમ અમાસના જુંવાળ મોટા હોયછે) ભોગવેલું સુખ.
૧૬ સુખ આપનારીનું દીલ. ૧૭ જરા જરા વારમાં અને જરા જરા વાતમાં લાગી જાય—દુઃખ થાય તેવું. ૧ આકરો. ૨ મળે; જોઊં. ૩ મોત.
૪ મુએલી થતી નથી—મરતી નથી. ૫ ઉનાળામાં આંબે કેરી આવેછે (કેરી-સ્તન). ૬ કેરી કહોઇ ગઈ (નઠારા પવનથી જુદાઇથી) અથવા હું ચિહડિયણ થઇ ગઇછ; કોઈ સાથે બોલતી ચાલતી નથી. ૭ હાથે. ૮ કપાળ.
૯ કિનારો. ૧૦ બાગ ફળ્યો ને ફુલ્યો–બાગ ફળ ફુલે ભરેલો.
૧૧ બાગમાં મઝા મરાતી નથી (પિયુવનાં એકલાં). ૧૨ મુખ્ય છ રાગ તેમાંના અક્કેકને અક્કેકો ઋતુ વિશેષે અનુકુળ કસ્યોછે.—ગ્રીષ્મઋતુ છે પણ આ બાગમાં મલ્હારજ ધુમ્યો છે—ચોમાસાની થંડક છે. ૧૩ પ્રીતિ. ૧૪ ધુમાયોછે—મલ્હારની અસર નથી પણ દીપકનીજ છે—બળી બળી થાઊંછ.

(ઝુલ.)

બળ્યા ગ્રીષ્મતણા ઉપભોગ,
બહુ વધારિ દે મુજ રોગ,
રે પીયૂવના કંઈ થંડ, સૂખનૂં કંદ, ગ્રહેવા[૧૫]ધાઊં. રે કાળું પડી, ૨
ખિલી ચૈત્રચાંદની ખૂબ, રહૂં શૂં ચૂપ, એકલી આંહીં;
રે મારે મન છે ધૂપ, શીળૂ નહિ કાંહીં. ૧
મુજ તંનભુવનના ભૂપ, છેલ રસરૂપ, ગયો શૂં વાહી ? (મને)
રે આવી જો મુજરૂપ[૧૬], નથી તેં ચાહી ?

(ઝુલ.)

જયમ ચહે ચકોરૂં ચંદ,
જયમ ચાતક સ્વાતીબુંદ[૧૭],
છું દુખી નર્મદા[૧૮]નાર, આવ દિલદાર, તુનેજ હું ગાઊં. રે કા. ૩

---

શી છાયી ઘટા ઘનઘોર, વૃક્ષનો દોર[૧], લીલોછમ ડોલે;—
કોયલ મોર કરે શો શ્હોર, બપૈયો બોલે! ટેક.
પણ કહાં પિયૂડો આજ, કરૂં શૂં સાજ, એકલી હૂંતો;
બળ્યાં ખાનપાન સહુ કાજ, હશે કહાં સૂતો ? !
અરે પ્રાણતણા આધાર, કહાં તું આ વાર[૨], ખૂંચેછે ખૂંટો[૩];
થઈ પૂરી થંડી હું ગાર, ગમે ત્યમ ચૂંટો[૪].

(ઝુલ.)

બહુ ધ્રુજે[૫] પંખિયો ખૂબ,
પણ રહે સ્હોડમાં ચૂપ,
અરે પંખિ[૬] પાંખમાંહોઊં, પછી શી સ્હોઊં, રંગ સહુ ખૂલે. કોયલ.૧

---

૧૫ લેવાને દોડું. ૧૬ વિજોગના દુઃખે બગડી ગયલું રૂપ—અરે તેં મને આગળ કેવી ચાહી હતી ને હમણાં શું તું નથી ચાહતો ? ૧૭ સ્વાતીનક્ષત્રના વરસાદનું ટીપું. ૧૮ (તેમ) સુખ આપનારી છતે દુઃખી છઊં.

૧ ભભકો (ઝાડનો લીલો ભભકો ડોલેછે) ૨ આ વખત. ૩ વિજોગરૂપી. ૪ (જેમ જેની નજરમાં આવે તેમ મને ટુંપી ખાઓ.) ૫ ચોમાસામાં પક્ષીયોને દુખછે પણ નર માદા એકમેકની પાંખમાં ભરાઈ રેહેછે. ૬ ઓ મારા પંખી-

શો મ્હેકી રહ્યો આ બાગ,૭ મારે મન આગ, ધુમાડે ઝાંખી;
રે કહારે આવશે લાગ, કરૂં પિયુઝાંખી૮.
અરે માળિ કેમ રહે દૂર, આવ્યુંછે પૂર,૯ કેમ રહું સાંખી;
પડિ રહૂં ચ્હડયૂં જવ૧૦ શૂર, તેલમાં માંખી.

(ઝુલ.)

જ્યમ હસાય હસ ગૂલાબ૧૧,
રસ વધૂ કેતકી આપ,
ફુલસેજવિષે ના રમૂં, રસે ના જમૂં, મોગરો ઝૂલે. કોયલ શી૦ ૨.

જો ગગડાટો આ થાય, વિજે ચમકાય, કોને હૂં ભેટૂં;
બહુ ધસે પડી જાઉંહાય, ઘણૂં છે છેટૂં.
રે હરણ નાચતૂં જેહ, થયૂં છે તેહ, ગરિબડૂ ઘેટૂં.
કયમ માંદુ જીવતૂં રેહ, ચાર વણ એઠૂં૧૨

(ઝુલ.)

શૂં પડે પાણિ તિર ધાર!
વા છરા લાગતા યાર!
મુઇ મુઈ કરૂં પોકાર, ચકવિ આ પાર, પિયૂડો ઓલે૧૩ કો૦ ૩.

પિયુ થતૂં હશે નહિં તને, થાય જ્યમ મને, રસિકડો પ્યારો;
નહિં હોય કોઇ તુજ કને, સાથિડો સારો!
ભુંડિ૧૪ ઝટ મૂકી દે શોક, હસે સહુ લોક, ભુંડો છે મારો૧૫;
કહું દર્દિ કહાડશે કોક૧૬, વાંક નહિં ત્હારો

પિયુ. ૭ બાહારનો અને તન જોબનનો. ૮ દરશન; જોવું તે. ૯ નદીનું પૂર; આંસુની રેલ. ૧૦ જારે. (મળવાનું શૂર ચઢયુંછ તારે હું તેલમાં માખી પડી હોય તેવી થઇ આ રહુંછ. ૧૧ ગુલાબફુલનો ને કેતકીનો બ્હાર ચોમાસામાં ખુબ હોયછે. (ઓ ગુલાબ, ઓ કેતકી) ૧૨ મંદવાડથી બેહેલ થયલું. 'ફરે તે ચરે ને બેઠું ભૂખે મરે.' (હરણરૂપ હું). ૧૩ પેલે પાર ચકવો. 'ચાકર ચકવા ચતુર નર, નિત પત રહત ઉદાસ.' ૧૪ (સંબોધન) પોતે પોતાનેજ સીખામણ દેછે. ૧૫ મેહેણાં; નિંદા. ૧૬ (કોઇ તારા જેવો દર્દી હશે તે તારો વાંક મ્હીં કહાડે એમ પોતાનેજ કેહેછે.)

(ઝુલ.)

જોજો સૃષ્ટીના બંગ[17],
વર્ષા પછિ વસંત રંગ,
સ્તવ પ્રભૂ નર્મદા હાલ, મળી સુખ કાલ, હોલિ[18] હોલો લે. કો૦ ૪.

---

( લાવણી—બિજો ઢાળ. )

પડી રહ્યા પરદેશ કેમ તૂં પ્રાણજીવન પ્યારા,
દયા આણિ ઉર[1] આવ અહીં છે હાલ બુરા મારા !—ટેક.

આ શીઆળો ઊંઢ્વના તુજ કેહડાય કયમકીધો,
વિજોગડે આ નવલ[2] જોબનનો હર્ખ હરીલીધો;
વિરહ[3]અગ્નિયે જઠરઅગ્નિને ખુબ ડાબી દીધો,
તન મન બગડે મરી જઈશ કહિ[4] રસ મેં ના પીધો!

(ઝુલ.)

સહુ ઝુમી રહ્યાં ખેતરો[5] ધાન્યભર ભારી,
ધણિ ટહાડ વાય થરથરૂં સેજ સુનકારી,
બહુ ખાનપાન ઉપભોગ કરે નર નારી,
વળી વસ્ત્ર ઊંઢ્ળા ઊંચ સજે સુખકારી,
આ[6] હિમે બળે જોબંન રાત દિન વિચારમાં તારા—દયા૦પડી૦ ૧

હુનાળે કયમ લાલવિના[7] રહે લલનાની[8] લાલી,
વિરહઅગ્નિ આ નાજુકડો બહુ છોડ દિએ બાળી;
સહૂ સહિઅરો ઝાડપઠે ખુબ જોબનમાં ફાલી,
હિણા કરમની વાલિ વગરની વ્હીડાઊં ખાલી;

---

૧૭ રચના. ૧૮ હું હોલી ને મારો પિયુ હોલો. હોલી હોલો (નર માદા પક્ષી.)

૧ દિલમાં. ૨ નવાં. ૩ જુદાઈના આતશે, ખોરાક પચવનારા આતશને ડાબી નાખ્યો—મને છેક નબળી કરી નાખી છે. ૪ રસ મેં ના પીધો એવું કેહેતી મરી જઈશ. ૫ ખેતરો ઝુમી રહ્યાં, પણ મારૂં તનખેતર નહીં એમ સમજવું. ૬ જુદાઇના હીમથી (ધણીની પઠે). ૭ પ્યારો. ૮ પ્યારી.

(ઝુલ.)

ઋત વસંતકેરો બ્હાર ખિલ્યો ચોપાસે,
ફુલ નવાં નવાં રંગીન દિસે ભરઆશે[૯],
સુખદેતિ ચાંદની મને કેવારે થાશે,
શું લ્હેર પ્રમાણે ખરે જોબનિયૂં જાશે,
આ બળ્યું જીવવૂં સજનસજન ઊમંગ સહુ હાસ્યા-દયા૦૨.

ચોમાસાંમાં ઝાડજંતુની તેજીને ચ્હાઊ[૧૦],
પણ પ્રીતમપય[૧૧]પિધાવિના કયમ તરસી સોહાઊં,
લાલવિના કયમ એકલડી હૂં બાગોમાં જાઊં,
ઝાડવગરની વેલ જીવું કયમ ઉશીઆળી થાઊં;

(ઝુલ.)

આ લીલાંછંમ શાં ઝાડ બુંદે નીગળતાં[૧૨],
વળી રમે વાયુથી સર્વ કેવાં તે ઢળતાં;
નભ[૧૩] દિસે કેવું જુક્તિએ રંગ બહુ મળતાં,
સજી નારી નીરખી કેમ મરૂં નહીં ઢળતાં;
હવેઝટ્ટ આવ નર્મદ રસિકનર અંમૃતપાનારા-દયા.પડી.દયા.૩.

(૧-૨)

## પ્રેમનીશો.

(ગરબી.)

પ્રેમનીશો મા કરશો કદારે, કહુંછૂં સાચૂં.
વલખાં મારીને મરશો મા યાર, તનડે તાવ ધીકે હો-કહુંછૂં૦ટેક.
ઉનું ઉનું આ થઇ જાયછે રે, કહુંછૂં સાચૂં.
ઊંચો નીચો ના ઠરતો તે તારં[૧],તનડે તાવ ધીકે હો. કહુંછૂં૦ ૧.

---

૯ આશાભેર. ૧૦ જેવાં ઝાડ જંતુ તેજદાર થાયછે તેવી થવાને હું ઈછુછું.
૧૧ પિયુના મિલાપરૂપી પાણી. ૧૨ વરસાદના ઝાપટાંથી ઝાડના પાંદડાપરથી મોટાં મોટાં ટીપાં નીચે પડેછે. જેવાં ઝાડો પાણીથી નિગળતાં થાયછે તેવી હું રસે નિગળતી ન થઇ એવી વ્યંજના લેવી. ૧૩ આકાશ.
૧ નીશાનો તાર કેહેવાયછેજ; તંબુરાનો તાર અથવા તેનું સુર. એ તાર કાંતો છેક ઉંચો રેહેછે અથવા છેક નીચો રેહેછે પણ ઠરતો જેવો જોઇયે તેવો

ડહોળાઇજાએ જીવ આંખડી રે, કહુંછૂં સાચૂં.
ઉછળે તોફાને દરીયો તે જેમ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં.
કરવત વ્હેરે જતી આવતી રે, કહુંછૂં સાચૂં.
ચ્હડતો [2]પડતો દમ તો છે પ્રેમ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં૦ ૨.
જેરવવો તે બહુ દોહલોરે, કહુંછૂં સાચૂં.
ડસકાં ખાયાં કરવાં ઘૂમાઇ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં સાચૂં.
કહુંછૂં તેવૂં સાચે સાચ છે રે, કહુંછૂં સાચૂં.
તોયે[3]ઘેલાં જવાય કહડાઇ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં સાચૂં. ૩.
મારૂં હું મન[4] દૃઢજ્ઞાનથી રે, કહુંછૂં સાચૂં.
તોયે સેહેજ જવાય પીવાઇ[5], તનડે તાવ ધીકે હો. કહુંછૂં.
લેખ લખ્યા ન ટળાય તેરે, કહુંછૂં સાચૂં.
પીવો પડતો તે ચ્હાઇ ધાઈ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં. ૪.
પ્રેમ આગળ નેમ ના નભેરે, કહુંછૂં સાચૂં.
હીરો કાળો ચૂરો થઈ જાઉં, તનડે તાવ ધીકે હો. કહુંછૂં સાચૂં.
નેમ રાખે છે પ્રભુ એટલો રે, કહુંછૂં સાચૂં.
પ્રીતી ઉજળીમાં ઝંપલાઉ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં. ૫.
થઇને મરણીયાં વર્તવૂંરે, કહુંછૂં સાચૂં.
કરતાં નીશો નીશો દીનનીશ[6], તનડે તાવ ધીકે હો. કહુંછૂં.
રખડી લથડી મરવૂં ભલેરે, કહુંછૂં સાચૂં.
અથવા પાડયાં તે કરવી ચીસ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં. ૬.
કાળું ગોરૂં સહુ સમાન છેરે, કહુંછૂં સાચૂં.
બ્હરવૂ ફુટડૂં કાંઈ ન જોઉં, તનડે તાવ ધીકે હો. કહુંછૂં સાચૂં.
જોઉં ખરો પ્રીત શુદ્ધ છે કે, કહુંછૂં સાચૂં.
સ્હોણે[7] સાથ કે ઉલટો ખોઉં, તનડે તાવ ધીકે હો. કહુંછૂં. ૭.

---

નથી રેહેતો. છેક ખુશીમાં અથવા છેક દલગીરીમાં રાખે છે. ૨ ચ્હડતો પ્રેમ-થતો પ્રેમ-હમેછ-મેહેનત આપેછ.—પૂરી પ્રીત બંધાતાં ઘણુ સોસવું પડેછ. પડતો પ્રેમ તો દુઃખ દેજ છે-(થંડુ થઈ જવું-બેવચની થવું-પ્રદેશ જવું-મરી જવું આદિ લઈ કારણોથી જે દુખ થાયછે તેથી સર્વ રસિક જન જાણીતાં છેજ). ચડતો પ્રેમ જે મેહેનત આપેછ તે ઘણી છે તોપણ આશાનેલીધે ઘણી જણાતી નથી. ૩ (તોપણ ઘેલાં કહડાઇ જવાય છે.) ૪ (હું મન મારૂંછ.) ૫ (નિશ્ચે કરૂંછ કે કોઇ સાથે પ્રીત નહીં બાંધું તોપણ પ્રેમ પ્યાલો પીવાઈ જવાય છે.) ૬ દાહાડો ને રાત. ૭ ઘણીવાર નીભે કે પછી ખોઈ બેસું ગમે તે થાઓ.

કરમે લખાવ્યૂં એહવૂં રે, કહુંછૂં સાચૂં.
પીવો પીવો તે પ્રેમરસ રોજ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં સાચૂં.
એમ કરતાં કદી જો બનેરે, કહુંછૂં સાચૂં.
પ્રેમી જીવડો તે શીવ [૮] મોજ, તનડે તાવ ધીકે હો. કહુંછૂ. ૮
નામ મારૂં નર્મદ રૂડૂં રે, કઉછૂં સાચૂં.
કુળે ઊંચું તે નાગર નામ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં.
બાહાર રંગીલો બહુ દીસતો રે, કહુંછૂં સાચૂં.
રહૂં દાધ્યો[૯]અંતર આઠ જામ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં. ૯.
જ્ઞાની ઘણો છઊં તોય હૂં રે, કહુંછૂં સાચૂં.
સ્હેજે સ્હેજ લાગી જાય દીલ,તનડે તાવ ધીકે હો. કહુંછૂં સાચૂં.
નર્મદ તો પ્રેમચૂર છૂં રે, કહુંછૂં સાચૂં.
ઠાંસ્યા ઉપર ઠાંસૂં વણ ઢીલ, તનડે તાવ ધીકે હો. કહુંછૂં. ૧૦.
(૧-૨)

---

## પ્રેમનીતિ-(દોહરા-૨૦૦).

### રાયરંકની પ્રીતિ.

માયા તૂં બાંધે ઘણી, રંકનિસાથે એમ;
રહાવવા શૂં આખરે, કહિ દે સાચૂં કેમ ? ૧
બહૂ બિહૂંછૂં મંનમાં, કરતાં તુજસૂં પ્રીત;
આડું પડે વળિ સ્હેજમાં, એ મોટાંની રીત. ૨
પ્રીત થવી તો સ્હેલ છે, નિભાવવી નહિં સ્હેલ;
'પીતાં કેફ પડે મઝો, જેરવતાં મુશ્કેલ.' ૩
બિલોર વાપરવો ભલો, પણ ટકવે નહિં ઠીક,
નિર્મળ નહિ તે પ્રીતની, થાયે ગંદી નીક. ૪
જનમ ધરી અનુભવ્યું નથી, બ્હેનતરફનૂં સૂખ;
એ સુખ લેવા બહુ ફર્યો, દીઠૂં સગળે દૂખ. ૫
ઈશ્વરની મરજીથકી, તુજ મુજ થયો મિલાપ,
નથી થયો કંઇ મ્હેનતે, સ્હેજે ઈશ્વર આપ. ૫

---

૮ અહીંની સુઘડ પ્રીત ઉપરથી પ્રભુ સાથે પ્રીત બંધઇને જીવનો શિવ થાયછે.) ૯ બળેલો.

એથી હૂં જાણૂંછઊં, પ્રીતી નિભશે સાર;
જોરજુલુમની પ્રીત તે, ના ના ટકે લગાર. ૭
જે જે મરજી થાય તે, કહિદે ઝટ નિઃશંક;
આશ પુરી કરશે પ્રભૂ, સત કહૂંછૂં હૂં રંક. ૮

## પૈસાની આપલેથી પ્રીતિ ટકતી નથી.

પ્રીત પ્રીતથી પ્રીતડી, પિંડ[1] બંધાએ પ્રાણ;
તે જીવે જમિ પ્રીતને, નહિં જમિ જરને જાણ. ૧
જુગાર જુસ્સો જાર જર, જમિન જુવંતીનાર;
વનસ્પતી ઝેરી ઘણી, આણે પ્રીતડિકાળ. ૨
રાયરંક જરથી જુદા, તૂં ને હૂં નરમૂઢ;
એકરૂપ બે પ્રીતથી, તૂં તે હૂં નરમૂઢ. ૩
માટે મોટી પ્રીતડી, આ સંસારે સાર;
સમજી સજ્જન સમવયી[2], નિત નિત તેજ વધાર. ૪
બક્ષિસ આપે તૂં ઘણૂં, એ મોટો ઉપકાર;
ઝીલૂં કયમ આ ભારને[3], દાખવ રે સરદાર. ૫
આગળથી જાણુત વળી, કરત વિચારી કાજ;
કિધા પછી પસતાવ તે, થાય મને બહુ આજ. ૬
શરમાવેછે રે મને, ત્હારૂં રૂડૂં નામ;
દલગિર થઇને માનુંછૂં, તારૂં ખોટૂં કામ. ૭
હૂં નથિ ભૂખ્યો દ્રવ્યનો, પ્રીતભુખ્યો છૂં સાર;
સમજીને પ્રિય ચાલજે, પ્રીત ટકે બહુવાર. ૮
પરમેશ્વર જાચૂં તુને, સર્વ પ્રીતના બાપ;
રાયરંકની પ્રીતડી, અમર અમર કરિ થાપ. ૯

## પ્યારીની જુદાઇના દરદથી રિબાતા દોસ્તને દિલાસો.

રસડૂબેલા દોસ્તને, કહાડૂં હૂં શી પેર;
કેમ કરી આણૂં ફરી, ઝટ તેને નિજ ઘેર. ૧

૧ કલ્પિત શરીર જીવ. ૨ સરખી ઉમરનો. ૩ આ બોજ અથવા આભાર–ઉપકાર.

મુઓ નથી પણ પાણિમાં, લીલાં રાતાં જોય;
બહુબહુ તે મૂઝાય છે, થાકયો ગુંગળ્યો રોય. ૨[1]
માથાને જળ ડાબતૂં, દ્વારોમાં જળ જાય;
જિવ ચિકણો જાયે નહીં, હોલાયે નહિં લ્હાય. ૩
તરપડ તરફડ બહુ કરે, જિવવાને ના ચ્હાય;
મોતસું મળવા આકળો, મોત ન તેને સ્હાય. ૪
ઘણા આગ્રથી મોત પણ, સુખિ કરવાનેકાજ;
તેને લઇલેશે અરે, પછિ મારી શી લાજ?. ૫
હૂં તારો[2] અનુભવિ છતે,કયમ હુબવાદઉં યાર;
હરિ સુઝાડ જુકતી મને, પ્રેર હામ આ ઠાર. ૬
કિયે ઠામ હૂંબ્યો વળી, તે હું જાણૂં સાચ;
ઘસડાઈ અન્દર ગયો, તેહૂં તણૂં ખાંચ. ૭
હરિતું ધ્યાન કીધા પછી, વિચારતાં ઉપાય;
સૂઝી આવ્યા તે ખરા, જેથી સંકટ જાય. ૮
મન મારી ધીરો થશે, રાખી હરિવિશ્વાસ;
ઊગરસે તે[3] ઘાતથી, નહિં બીજાની આશ. ૯
ધીરજ ધીરજ રાખવી, ગાવા હરિના ગૂણ;
શી માયા[4] છે તેહની, નથિ તેમાં કંઇ ઊણ[5]! ૧૦
રસદરિયો હરિયે કર્યો, સુખ દુખ માન સમાન;
દુખમાં પણ મીઠાસ રે, અંશિ[6] કરે રસપાન. ૧૧
એ રસ પીતાં જે જનો, જો ગભરાયાં જાણ;
દુખિયાં તે હંમેશનાં, નહિં આરો[7] નિરવાણ[8]. ૧૨
શુભ વિચાર જે મેં કર્યો, મિત્રે[9] કીધો તેજ;
હરીકૃપાથી ઊગર્યો, સુખી થયો તે સ્હેજ. ૧૩
માટે તૂંને પણ કહૂં, તે નહિં ખોટી લેશ[1]
ધીરજ રાખી રામને, સંભારે સુખ લેશ[1]

જુવાનિને વશ નવ થવૂં, ખુબ વશ કરવી તેહ;
રસસાગર બીહામણો, સમજી સાવધ રેહ. ૧૫

## પ્યાર નિભાવવાવિષે.

ડહાપણ ભણતર ગુણ ઘણા, તેણે[1] ડહોળ્યૂં ચીત;
મંથનથી[2] તરિ નીકળી, લગ્નનિ મન્જિં ખચીત. ૧
ચાતુરિ બાબત શક હતો, પણ જોઈજ અપાર;
ચતુરો પણ ચૂકયો ખરે, છે તૂં જીવન યાર. ૨
તપ કીધૂં મેં રાત દિન, પૂરા મહિના પાંચ;
સફળ મનોરથ માહરો, નહિં આવે કો આંચ. ૩
રાતે જે હિંમત ધરૂં, દીસે ન્હાસી જાય;
એવી રીતે પળપળે, પેટે ઊનૂં થાય. ૪
થઇ મરણિયો આખરે, હિંમત કીધી કાલ;
પસ્તાયો પછિ કે રખે, નહિં હોયે તુજ વ્હાલ. ૫
પ્યાર ઘણો જે મંનમાં, નથી લખાતો પ્રાણ;
સુખદુખની તૂં ભાગિયણ, ખરેખરી દિલજાન. ૬
ચતૂરને ના હોય પણ, યાદ કરૂં છૂ શીખ;
ચતુર જંનની રાખજે, મૂરખની નહિં બ્હીક. ૭
પ્રેમતણે મ્હાસાગરે, વિધ્નો અપરમપાર;
જો ડર ખાધો લવ કંઇ, ડુબિ જાતાં નહિં વાર. ૮
તરતાં રહેવૂં રંગમાં, એકમેકને જોઇ;
રહેવૂં સાવધ સર્વથી, નહિં તો મરવૂં રોઇ. ૯
ભીતરની ખરિ પ્રીતડી, દેખડાવ નહિં બ્હાર;
રહિયે ઊંડે પાણિ જો, તોજ પ્રીતનો બ્હાર. ૧૦
ઘણી નમ્રતા દાખવે, તેથી બહુ શરમાઉં;
મનશુદ્ધી તૂં રાખજે, કે કરિ[3] સુખી હું થાઉં. ૧૧
એક દુઃખ તો વીસર્યો, બીજૂં ના વિસરાય;
વખત મળેથી સામટૂં, વિસ્તારે કહેવાય. ૧૨

---

૧ તારા ગુણોથી મારૂં ચીત ડોહોળાયું. ૨ વલ્હોવવાથી.
૩ તને સુખી કરી પછી હું થાઉં.

આંખ નાકનાં ચીકણાં, પાણી જે ઉભરાય;
પ્રીતભીંત તેનાંથકી, ખુબ મજબૂત ચણાય. ૧૨
ધન ધન ઈશ્વરકેરિ એ, માયા[૧૨] અપરમપાર;
માયાની[૧૩] માયા[૧૪] ભુંડી, પાઈ મારે ઠાર. ૧૩
દુ:ખ ઘણૂં રતિસાગરે, તોપણ અંશી ન્હાય;
જેણે એ જાણ્યૂં નહીં, ફોગટ જાયૂં[૧૫] જાય. ૧૪
એ અનુભવ વણ ઈશ્વરી, પ્રીત નાજ બંધાય;
એકતરફિ જો હોય તો, જલદી તૂટીજાય. ૧૫
સંધા કહેછે પાપ બહુ, પ્રીત[૧૬] કરંતાં થાય;
પાપ નથી તે પુણ્ય છે, તપથી સંપાદાય. ૧૬
સંધા કહેછે દેવ તહિં, કરશે શિક્ષા મ્હોટ;
વાત જૂઠિ તે જાણવી, અહિ નથિ મુકતો ઓછ[૧૭]. ૧૭
પ્રીત કસાતી જુલમિ છે, જાણે ક્રૂર કસાઇ;
અતિ કુમળિ કસાયા પછી, શુદ્ધ ઈશ્વરી ભાઇ. ૧૮
દુ:ખ ઘણૂં વીજોગનૂં, તોપણ કંઇ નહિં જાણ;
પાસ છતે ન મળાય તો, દુ:ખ મરણતુલ માન. ૧૯
એ વેળા ગભરાટથી, ઘણો થાય ઉત્પાત;
ગાભન્નીજ વંટોળિયો, પણ નહિં રે ઘનપાત[૧૮]. ૨૦
એવી વેળા અનુભવી, પીશે પાણી યાર;
જોર કરી ધીરૂં થશે, દઈ દિલાસા સાર. ૨૧
તજવીજે ઊઠી જશે, પ્રેમિ પ્રેમિથી દૂર;
દૂર છતે મથિ કામમાં, મચીજશે ભરપૂર. ૨૨
ગમે ન કરવૂં તોયપણ, કરવૂં જરૂર જાણ;
નહિ તો કોઈ પ્રેમિની, ઘાત થાય પરમાણ. ૨૩
એક કદાપી જાણશે, મરણે છૂટૂં ભાઇ;
એ દુખથી બીજો મરે, એપણ છે સાચાઇ. ૨૪
આવે મરણ ન માગતાં, તન દુ:ખે મનસાથ;
ફળ પાકે મોડૂં અને, આવે મોડૂં હાથ. ૨૫

---

૧૨ કુદરત; લીલા. ૧૩ પ્રીતી. ૧૪ ભાંગ. ૧૫ જન્મ્યું તે. ૧૬ અલબત ઉત્તમ જાતની સુઘડ પ્રીત. ૧૭ (થોડું દુખ નથી દેતો) ૧૮ વરસાદનું પડવું (મળવું.)

ગભરાએ નહિં ફાયદો, સમજી મન મરાય;
થાય કાયદો ફાયદો, ધીરજથી સુખ થાય. ૨૬
દશા ફરેછે સર્વની, ઇશ્વિર કરશે સાહ્ય;
પ્રથમ દુઃખિ તે સુખિ પછી, એવો સાચો ન્યાય. ૨૭

## પ્યારી-કવિતા ઉપર પ્યારા-કવિનો પ્યાર.

મિઠિ[1] કવિતા મેં તૂજસૂં, પૂરણ બાંધી પ્રીત;
સૂખ આપ દુખ આપ વા, હૂં ત્હારે વશ નીત. ૧
મિઠિ કવિતા હૂં તાહરાં, રોજ ગાઉં ગુણગીત;
ઝાંખિકરી હૈડે પુજૂં, જહાંલગિ મનમાં વીત[2]. ૨
મિઠિ કવિતા ઇશ્વરથકી, ભય દુખડાં ન ખચીત;
નિભાવ જહેવૂં દાખવે, પ્રોવાયૂ મુજ ચીત. ૩
મિઠિ કવિતા વીજોગની, આડિ પડે કદિ ભીંત[3];
ક્ષણ વિસરૂં નહિં તૂજને, ખરા પ્યારની રીત. ૪
મિઠિ કવિતા ગમતી મને, અવર વાતની છીત[4];
પ્રેમ પરસ્પર સત હશે, મળશે મનવાંછીત[5]. ૫
મિઠિ કવિતા ગુણ તાહરા,કહાડે તનમન પીત[6];
જીતી લીધો તેં ખરે, હૂં તો હતો અજીત. ૬
મિઠિ કવિતા તૂં સમજજે, મુજને આજ્ઞાંકીત;
થઇશ થયોછૂં તૂંથકી, જગમાં નામાંકિત. ૭
મિઠિ કવિતા હૂં તૂજપર, રાખૂં રીસ ક્વચીત;
માફ કરી કરજે ધિરો, ગાઈ ગીત કવીત. ૮
મિઠિ કવિતા બીજા ભણે, થાઉં વેરિ નહિં શીત[7];
યોગ્ય હોઉં તો રાખજે, મુજપર પ્યાર અમીત[8]. ૯
મિઠિ કવિતા સંકટ સમે, કર ઉપાય ઊદીત[9];
શત્રુ શીરપર ચાલતો, કર છઉં નીરાશ્રીત. ૧૦

---

૧ પ્યારીને મીઠીપણ કેહેછે. ઓ મિઠી અથવા ઓ મિઠિ કવિતા.
૨ કૌવત (બુદ્ધિનું.)
૩ કવિતા ન લખાય અથવા પ્યારીને ન મળાય તોપણ. ૪ કંટાળો.
૫ મનનું ઈછેલું. ૬ રોગ. ૭ થંડો. ૮ માપ વગરનો-ઘણોજ.
૯ ઉદય થયલા; દેખાતા.

મિઠિ કવિતા વણ વાંક જો, કરિશ મને વજીત:
ઘર છોડી રખડયાં કરૂં, ઘેલો થઈ અતીત[૧૦]. ૧૧
મિઠિ કવિતા હૂં તૂજથી, થયો છઊં નવનીત[૧૧];
પથ્થરરૂપે રહિ વળી, કરતો કામ અનીત[૧૨]. ૧૨
મિઠિ કવિતા સુજસૂં જડી, કુંદન નંગ જડીત;
પંડિત પ્રીછે[૧૩]મુરખ ના, પ્રીતિ રહે મંડીત[૧૪]. ૧૩
મિઠિ કવિતા તુજ વ્હાલને, જોઇ થયો વિસ્મીત[૧૫];
ભાવીનો[૧૬]કરૂં શોક શૂં, થશે હશે સર્જીત[૧૭]. ૧૪
મિઠિ કવિતા મન તાહરૂં, રોજ કરૂં પીડીત;
બદલામાં ખુશ રાખતી, પ્યાર ન કરે ચળીત[૧૮]. ૧૫
મિઠિ કવિતા છે તાહરી, સુંદર જાત લલીત[૧૯];
કે દી જોઇશ તૂજને, થયલી પ્રફુલ્લીત. ૧૬
મિઠિ કવિતાસૂં દેખતાં, ચમકે ચિત્ત તડીત[૨૦];
ક્હારે પડશે પાણિ કે, સુખથી સુઊં નચીંત. ૧૭
મિઠિ કવિતા ઉત્તમ સુઘડ, હું તો હીણ પલીત[૨૧];
ચતુર ડાહિ ને ધર્મિ તૂં, હું તો મૂઢ પતીત[૨૨]. ૧૮
મિઠિ કવિતા કરવીશ મા, કોઇ કાજ અઘટીત;
ગુંચવણમાંથી ક્હાડજે, કરવિ કાજ નિયમીત. ૧૯
મિઠિ કવિતા મા બ્હેન રે, બેટિ વહૂ શોભીત;
નીતિલાડમાં રાખજે, રોજે જ યથાસ્થીત[૨૩]. ૨૦
મિઠિ કવિતા રસમાં પુરી, કરતી જો વિપરીત[૨૪];
ધન નર્મદનૂં અહિં તહીં, ખરે કરે બહુ હીત. ૨૧

---

૧૦ ફકીર; જોગી. ૧૧ કુમળો માખણ.
૧૨ અનીતીનાં. ૧૩ પ્રીતિની વાત પંડિત સમજે, મૂરખ નહિ.
૧૪ શોભીતી. ૧૫ અજબ. ૧૬ ભવિષ્યનાં દુખનો. ૧૭ ઈશ્વરે ઠેરવેલું.
૧૮ ખસેલો; ફરતો. ૧૯ નાજુક. ૨૦ વિજળી. ૨૧ મેલું; પિશાચ; મેલો. ૨૨ પાપી; નાપાક.
૨૩ જેવી ને તેવી; ઘટતી હાલતમાં. ૨૪ (ઉલટું આસન આપીશ અથવા નુકશાન કરીશ–દુખ દઇશ તોપણ તું અંતે મને સુખીજ કરીશ.)

## પ્યાર બાંધવા વિષે.

રસ પાનારો ચંદ્ર છઉં, પણ પીનારી ક્યાંહ;
પ્યારિ પોયણી તૂં વિના, જિવ તલપાપડ આંહ. ૧[1]
આશથકી વધું ને ઘટૂં, આશભંગથી રોજ;
સ્થિર વૃત્તી નહિ માહરી, એમાં સંધૂં ખોજ. ૨[2]
સૂર્ય ચંદ્ર સાથે મળ્યા, એવૂં નહિં કો વાર;
તોપણ સૂર્ય ઉપર સદા, ચંદ્રતેજ આધાર. ૩[3]
ચતુર જાણિને ચેતવૂં, ચિતમાં મા ચોળીશ;
પ્રેમિઅંશ[4] તૂં સામું જો, તજી શરમ ને રીસ. ૪
રસ સમજે છે પોયણી, કમળ કેતકી જેહ;
ચંપા તો સમજે નહીં, શી વસ્તૂ છે નેહ. ૫
'કમળપાસનો દેડકો, સમજે નહિ રસભોગ;'
'ભ્રમર ભોગિ તે દુરથકી, કરે આવિ સંજોગ.' ૬
લોકથકી બહુ સાંભળ્યો, રૂપગૂણ મહિમાય;
ચતુર ડાહિ તૂં હોય તો, જન્મજોડું બંધાય. ૭
તૂંતો મન મારે વસી, હું શું વસ્યો તુજ મંન?
જણાવજે અક્ષર લખી, હોય ખરી સજ્જંન. ૮
મારાપર તુજ ભાવ તો, શીલ[5] રાખિને રેહ;
મરી જતે પરપુરુષને, કદી ન આલિશ દેહ. ૯
સ્ત્રી તો હોવી સુંદરી, પુરુષ પ્રતાપી[6] જાણ;
સુઘડ રસિક બંને મળે, સાચાં અને સુજાણ. ૧૦

---

૧ (ચંદ્ર જગતને આનંદ પમાડે છે.—સંજોગમાં પ્રીતમ પ્યારીને સુખ કરેછે. ...ી સફેત ફુલ થાયછે તે ચંદ્રથીજ ખીલેછે-જેમ સુરજફુલ સુરજથી તેમ. ...ંદ્ર છઉં ને તું પોયણી અથવા કુમુદ છે.) ૨ ચંદ્ર વધેછે ને ઘટેછે—હું ચંદ્ર તારી આશાથી સારો રહુંછ, પણ તું નહિ મળે એ વિચારથી આશા ભંગથી મારૂં નુર ઉતરી જાયછે.—તું ચતુર હોય તો એટલાજ ઉપરથી સમજજે કે મારો પ્યાર તારાપર કેટલો ને કેવોછે.) ૩ (ચંદ્ર પ્રકાશે છે તે અસ્ત થયલા સૂર્યનાં કીરણો ચંદ્ર ઉપર પાછાં પડવાથી.—જેમ ચંદ્ર પ્રકાશને માટે સૂરજ ઉપર આધાર રાખેછે તેમ તાહારા પ્યારની ઉપર મારાં નુરસુખની વધઘટ છે.)

૪ (જનમથીજ પ્રેમમાં સમજનારી-દેખાદેખીથી અભ્યાસે નહિ.)

૫ (પતિવ્રત.) ૬ (સ્રીને વિશેષે રૂપ ને પુરૂષને વિશેષ પરાક્રમ—યશ

પ્રેમ-ઉપરનો, ઉકરડો[૭], જન અપ્રેમી ભૂંડ;
રગડોળાયે રત્ન ત્હાં, નસીબ એવૂં કૂડ. ૧૧
પ્રેમ-ભિતરનો, બાગ છે, પ્રેમી માળી જેહ;
કળી કેળવી ફુલ કરે; શોભિત વાસિત[૮] તેહ. ૧૨
પડ્યૂં ઉકરડે રત્ન તે, ખોળૂં રાખી ચોટ;
ઘસી જડી પછિ કુંદને, દિપવી દિપવૂં કોટ. ૧૩[૯]
પ્રેમભિતરના બાગનો, ધણી માળિ હું થાઉં;
ફુલ ગૂંથી કરૂં માળ ને, માળે પછી ગુંથાઉં. ૧૪[૧૦]
કર મુજ સાથે પ્રીતડી, નિભાવવી જો હોય;
સગાં લોક ફિટફિટ કરે, તોય ન પાછું જોય. ૧૫
નથી ભુખ્યો સંભોગનો, સ્નેહભુખ્યો છું સાર;
વિજોગિસ્નેહતણો નહીં, સ્હોડસ્નેહનો ધાર. ૧૬
ખરાં દીલથી ચાહતાં, ખમવૂં દુઃખ અપાર;
દુઃખ ઘણૂં સુખ તો કંઈ, પ્રીત ન પાડે પાર! ૧૭
લેખ લખાયા જો હશે, તો કયમ થાશે ફોક;
એકમેકનાં મન મળ્યાં, પછી કરે શૂં લોક. ૧૮
પ્યારાના સમ ખાઇને, કહે 'મ્હારે તૂં એક';
મન વાણી ને કર્મથી, રાખ પ્રીતનો ટેક. ૧૯
'મરીજઇશ પણ નહિં મુકૂં', વચન એમ આપીશ;
બનશે આપણને બહૂ, જસ દેશે જગદીશ. ૨૦
જેમ બને ત્યમ રાખવો, છુપો આપણો પ્યાર;
મૂર્ખ ન સમજે પ્યારને, માટે મારે માર. ૨૧

---

જોઇએ) ૭ (ઉપર ઉપરનો છાલકો પ્રેમ તે ઉકરડો અને શુદ્ધ પ્રેમને નથી સમજતા તે ભુંડ છે.) ૮ (સુગંધ આપનારી.—લોકમાં ગુણ ગવાય કે ધન્ય છે પેલીને કે પોતાના પ્રીતમને મરતાંસુધી વળગી રહી ને બીજી સ્ત્રીઓને પોતાના દાખલાથી સુઘડ પ્રીતની રીત શિખવી ગઈ.) ૯ (મારી ટેવ એવીછે કે ઉકરડે પડેલાં રત્નને ચાનક રાખી ખોળવું અને પછી તેને ઘસી સુનામાં જડી શોભિતું કરી પછી મારી કોટને શોભાવવી—તને રસિક બનાવી તુંથી હું વધુ શોભું—કોની પ્યારી? તોકે ફલાણાની). ૧૦ (ખરા પ્યારના બાગનો હું ધણી પણ છઉં ને માળી પણ છઉં. ફુલ ગુંથી—મારી પ્યારીને સારી કેળવણી આપી પૂરી રસિક બનાવુ ને પછી તેવી પ્યારીના પ્યારની જાળીમાં હું રોજ ગુંચવાયલો રહુ.)

મનન કરી આ કવનનૂં, ફરિ ફરિ વાંચી જોઇ;
હિંમત ને ચતુરાઇથી, મને જોઇ રહે મોહિ. ૨૨
પ્રીતભુખી કે ધનભુખી, કહિદે સાચૂં નાર;
મ્હોજ્જેણાંમાં ધન દઊં, કે અધરામૃત[11] સાર?. ૨૩
જહાંલગિ તજવિજ ના બને, મળવાની એકાંત;
ઉભરા કહાડી કાગળે, કરજે મૂને શાંત. ૨૪
યુક્ત વિચાર કર્યા પછી, કરજે મુજસૂં પ્યાર;
નર્મદ[12] તો ઘેલો અને, ડાહિ નર્મદા[13] નાર. ૨૫

### પ્યારીની વરસગાંઠે પ્યારાએ મોકલેલી ભેટ.

સહુથી ઉમદા પ્યાર છે, આ દુનિયામાં જાણ;
તે હૂં સાચો આપુછૂં, આજ તને ઓ પ્રાણ. ૧
કુળ–ધન–રૂપ–ગુણથી દિપી, ઝરતી રસ હરદંમ;
હૂં સાચો આશિષ દઊં, 'અહિં તહિં સુખમાં રંમ.' ૨[2]

### નિરાસ થયલા આશકે માશુકને કહેલા બોલ.

થઇ નિરાસ ભમરો જશે, કેતકિ ચતુર સુજાણ;
મનમાંની મનમાં રહી, શરમે વાળી ધાણ. ૧
પ્રેમવાત તો સમજશે, હશે કેતકી જેહ;
લવ નવ સમજે રે કદી, ચંપા સુંદરિ તેહ. ૨
જેવી પ્રીતી દાખવે, તેવી સદા નિભાવ;
આચર ના એવૂં કદી, આવે વેરી ભાવ. ૩

---

### પ્રેમવર્ણન.

જોતાં સુણતાં કેહતાં, જુસ્સો પેદા થાય;
સ્હોડે રહિ સુખ પામવે, પ્રેમનામ કહેવાય. ૧
પરસ્પરે મળિ રેહવે, નરનારી સંબંધ;
ચમકપ્હાણ ને લોહ જયમ, તેવો તે અનુબંધ. ૨

---

૧૧ નીચલે હોઠે ચંબુન. ૧૨ સુખ આપનારો. ૧૩ સુખ આપનારી નાર.
૨ (તું દરેક દમ—શ્વાસ લેછ તેનીસાથે તારા સઘળાં અંગમાંથી રસ ઝરેછે—બોલતાં કામ કરતા તારો અંદરનો પ્રેમરસ બાહાર ઝરી આવેછે તે નિમાળા ઉભા થયેથી ને પછી અંગ જરાક થંડું થયેથી માલમ પડેછે).

પ્યારી ટૂંકામાં કહૂં, પ્રેમનીતિની રીત;
સાચાં આશકમાશુકે, કેમ ચાલવૂં નીત. ૩
પ્યાર થવાનાં કારણો, જાણી લેવાં પ્હેલ;
રૂપ-ભોગ[1] જે કારણો, જાણ પ્યારને ફેલ. ૪
એથી[2] આયે પ્યાર તે, જાયે સાંજ સ્હવાર;
જોકે કો કો ઠામમાં, ટક્યો જણાયે યાર! ૫
ટકવાનાં કારણ બિજાં, પછી મળેલાં જાણ;
દયા ચાતુરી આદિ ત્હાં, સાચ પ્યારને નાણ. ૬
અરણી[3] અરણીને મળે, બળે ઘસારે જેમ;
આંખ આંખને જો મળે, કાન કાનને તેમ[4]. ૭
પ્રેમીયોનાં કાળજાં, સળગી બળતાં રેહ;
સાચાં[5] ધીરાં હોય તો, હોલાયે[6] નહિં તેહ. ૮
પ્યાર અગન પ્રગટે તહાં, લગન[7] ચ્હાય સહુ કોય;
લગનમાંહિ તે રહે મગન, વધન પડે બહુ તોય. ૯
મિલાપમાં તે આગ તો, સમિજાઇ થાયે અર્ફ;
જુદાઇમાં બહુ બાળતી, જેમ ઝેરિ સ્ત્રી-સર્પ. ૧૦
આકુળવ્યાકુળ જીવ તે, બિજૂં ન ચ્હાયે કાંઇ;
ચિંતે[8] નિશદિન ચિંત્યને[9], બળે જુદાઈમાંહિ. ૧૧
પ્રેમિ પ્રેમિને જો મળે, તો સુખસાતા થાય;
રામબાણ ઓસડ બિજૂં, કોથિ કો ન કહેવાય. ૧૨
હામ ઠામ ને કાળ ને, વચલૂં જન નવ જયાંહ;
આશકમાશુકનો કદી, રોગ જાય નહિ ત્યાંહ. ૧૩
વિવેકિ ને નિર્લોભિ ને, રસીક બંને હોય;
પ્રેમરંગ જામે ઘણો, તેજથકી બહુ સ્હોય. ૧૪

---

૧ સંભોગ. ૨ રૂપથકી ને સંભોગઇછાથી.
૩ એક જાતનું ઝાડ—લાકડું. ૪ એકબિજાને જોયાથી અથવા એકબિજાને વિષે સાંભળ્યાથી પ્રેમનો અગ્નિ પેદા થાયછે ને તેથી પ્રેમીયો બળેછે.
૫ કાળજાં. ૬ (પ્રેમ નિભ્યો જાય.) ૭ મેલાપ—સંજોગ. ૮ ચિંતા—ચિંતન કરે. ૯ ચિંતા—ચિંતન કરવાજોગ. (આશક અથવા માશુક.)

કોને કો વળિ ભાવતૂં, જોકે સરખાં[૧૦] ધાર;
કો ઈછે કો નર અને, કો ઇછે કો નાર. ૧૫
ગમે તેમ બંધાય પણ, ટકતી સાચી પ્રીત;
લોભ અને બહુ હઠથકી, ખોટિ ઘટે છે નીત. ૧૬
સાચિ પ્રીત તે ઊજળી, ટકતી પુણ્યે યાર;
ખોટિ પ્રીત પાપી બલા, ટકે ન ઝાઝી વાર. ૧૭
જાય ધન ને માન ને, થાય પ્રાણની હાણ;
તોપણ જે પણ[૧૧]નાં મુકે, તે પામે નિરવાણ[૧૨]. ૧૮
પ્રેમીજનથી પણ પળે, પ્રેમામૃત પીવાય;
જંગલમાં મંગળ મળે, સત્ય સદા સચવાય. ૧૯
એમ કરંતાં એક જો, નિજપણ મૂકીદેય;
દુખી બિજો પણ, પણથકી, કદી ન નિંદે તેહ[૧૩]. ૨૦
દુઃખ થાય તે જ્ઞાનથી, વિસરીજાયે છેક;
કદી ખુશામત ના કરે, એજ ટેકિનો ટેક. ૨૧
(પણ) ધિક્ પડો બેવચનિને, ધિક્ તેહ અવતાર;
નીચ કૂળ તે જાણવૂં, મૂરખમાં સરદાર. ૨૨
ફરવાથી[૧૪] મરવૂં ભલૂં, સમાલિલેવૂં યાર;
પ્રથમ ચાહિને છોડતૂં, તે જન જાણ ગવાંર. ૨૩
(તેમ) બેવચને દુઃખી થયૂં, તે જો રાખે ખાર;
તો તે પણ ખોટૂં કરે, ઉત્તમ તે ન વિચાર. ૨૪
પ્રેમીયો પણ પાંળતા, દુઃખી થાયે રોજ;
ડંખીને ઉડવાતણી, કાં ન મારવી મોજ? ૨૫[૧૫]

---

૧૦ જાણે રૂપગુણમાં ઘણુંકરીને સરખી એવી સ્ત્રીયો બેઠી હોય ને તેની સાંમે રૂપગુણમાં ઘણુંકરીને સરખા એવા પુરૂષો બેઠા હોય તો ત્હાં એકજ સ્ત્રીના ઉપર સઘળા પુરૂષની આંખ ઠરે અથવા એક પુરૂષની ઉપર સઘળી સ્ત્રીયોની આંખ ઠરે એવું તો બનવાનુંજ નહીં—એ કેવી કુદરત! કોઈની નજર ક્હીં ઠરવાની ને કોઇની ક્હીં. ૧૧ વચન; ટેક. ૧૨ મુક્તિપદ; પરમપદ.

૧૩ બેવચની થનારને.

૧૪ વચનમાં ફરવાથી.

૧૫ (જેમ અરસિકજનો ચૂસીને ફેંકી દેછ ને તેને દુઃખ નથી થતું તેવું

કાચી કેરી લીલિ તે, ઘણી મનોહર હોય;
તાપ ખાઇ પીળી બને, તોજ રસેભરિ રહોય. ૨૬
રૂડી નવી પ્રિત લાગતી, પણ નહિ ગળપણ ત્યાંહ;
અનેક દુખથી પાકિ થઇ, એ રસ તેમાં[16] ક્યાંહ? ૨૭
પ્રથમ પ્રેમિને દુખ બહૂ, પણ તે પ્રેમીનેજ;
અપ્રેમિને દુખ નહીં, ખરૂં સૂખ નહિ તેમ. ૨૮
સાચિ પ્રીતડી થાયછે, ઘણિવારે સુખકાર;
અંતલગિ રહિ ત્હેવિ તો, અમૃત તે પાનાર. ૨૯
ગમે તેમ લોકો કહે, જ્ઞાનિ ન નિંદે કોય;
સાચિ પ્રીતથી પ્રેમિ તો, હરીભક્ત થઇ રહોય. ૩૦
શુદ્ધ પ્રેમથી થાય જન, અપાત્ર[17] તેપણ પાત્ર;
દૂષણ તે ભૂષણ બને, દુખ તે સુખ દિન રાત્ર. ૩૧
પ્યારિ પ્રેમબળ શૂં કહૂં, શૂરો કાયર થાય;
કાયર ઝટ શૂરો બને, ગમેતેમ થઇ જાય. ૩૨
પ્યારિ પ્રેમબળ શૂં કહૂં, છળે ચતુર ને સ્હેજ;
જોગિભક્તને પણ છળે, ધન્ય ધન્ય તે તેજ. ૩૩
પ્યારિ પ્રેમબળ એહવૂં, સ્નેહે[18] જોડી દેય;
જાત રંગ જાણ્યા વિનાં, આશકમાશુક બેય. ૩૪
પ્યારિં પ્રેમબળ કેટલૂં, વરણું પામર રંક;
પ્રેમાકર્પણથા[19] થયા, ગોલ અનંત નિશંક. ૩૫
પુરો પ્રેમિ તે નહિ દુખી, દુખી અધૂરો હોય;
રહ્યો તવાઈ[20] ધાટ તે, નવા રંગનો રહોય. ૩૬
બળવામાં મળ જાય છે, શુદ્ધ સોનું જ્યમ તેહ;
શુદ્ધ પ્રેમથી જીવ તો, ઝટ શીવ થઈ રેહ. ૩૭
એ પરમાણે ચીતર્યૂં, ચારૂ[21]પ્રેમ ચરીત[22];
પ્રેમશુદ્ધિથી મુક્તિ છે, નર્મદની ખચ્ચીત. ૩૮

કેમ ન કરવું?) ૧૬ (કાચીમાં). ૧૭ નાલાયક; નાપાક. ૧૮ ચિકાસે.
૧૯ પ્રેમ—ઇચ્છા અને આકર્પણ એ બેથી અનંત સૃષ્ટિયો થઈ છે.
૨૦ (પ્રેમ દુઃખથી જે પુરો રહ્યો તે પછી ઈશ્વરી થાય છે.) ૨૧ સુંદર
૨૨. ચરિત્ર.

## પ્રેમભક્તિ.

આગ્રહ ધરિને એક જો, બિજાસું કડવૂં કેહ;
પ્રેમ તકતકે ત્હાંલગી, બીજે કરવૂં તેહ. ૧
કરે તોજ ભક્તિ ખરી, પછી ગમે તે હોય;
મુખ્ય ધર્મ સેવાતણો, પ્રેમભક્તિમાં સ્હોય, ૨
જો ન કરાયે જે કહ્યૂં, કરવૂં જે કંઇ થાય;
રીસ મંનમાં રાખતાં, ભક્તીનૂં પણ જાય. ૩
સખાપણાંમાં દાસનૂં, કામ કહેવું નહિ જોગ;
તોય કહ્યૂં જો ના બને, થાય પ્રેમને રોગ. ૪
વિચારિને કરશૂં પછી, એમ કહે સહુ લોક;
(પણ) મૈત્રીમાં અદકૂં હવૂં, એજ મૈત્રિની નોક. ૫
પ્રેમભક્તિ ત્હાં ભેદ નહિ, મ્હારૂં ત્હારૂં ના હોય;
સંસારી સહુ વાતમાં એકરૂપ બે જોય. ૬
સ્વભાવ જૂદા તોય પણ, કો ન ધરે કો ગર્વ;
જુવો પાંડુના પુત્ર તો, એકસંપ તે સર્વ. ૭
એક સૂખ બહુ ભોગવે, બીજૂં પામે દૂખ;
ધિક્ક ધિક્ક તે સૂખિને, ખરે કરે તે ચૂક. ૮
પ્રસંગ નહિ તાંહાંલગી, મિત્ર ન ગણવો કોય;
પ્રસંગપર આધાર સહુ, કોણ હસે ને રોય. ૯
દુખમાં સાથે રેહિને, સેવા કરતો હોય;
નીજ ભૂંડું કદિ થાય તો, કો દિ ન રડતો જોય. ૧૦
સાચૂં રહેવૂં સ્નેહમાં, કહિદેવા નિજ વાંક;
'મિત્ર ભૂલ થઇ મૂજથી,' માર ગમે તો સાંખ. ૧૧
ટેક રાખવો સ્નેહમાં, મરતાં લગી નિભાવ;
સંકટ સમયે સાથ રહિ, ધરવો મરવે ભાવ. ૧૨
કનક કામિનીથી અધિક, એકકને જે ચ્હાય;
પ્રેમભક્ત સાચા પુરા, મરવા તત્પર થાય. ૧૩
ચાર મળ્યા ત્હાં એક જો, સાહસ કરવા ધાય;
સમજાવ્યો સમજે ન તો, ત્રંણે સામિલ થાય. ૧૪

આજકાલ સંસારમાં, સ્વાર્થ સાધવા કાજ;
મિત્ર થાય એકેકનાં, અંતે ખોયે લાજ. ૧૫
કનક કામિની ચોરવા, પદવી લેવા જંન,
પ્રેમ દાખવે મિત્રનો, રાખે મન પરસંન. ૧૬
ધિક્ મૈત્રિ તે મિત્રની, કપટ હૃદેમાં હોય;
ચોરબુદ્ધિ ને વેશ બહુ, વેર ઘણૂં જહાં કહોય. ૧૭
પ્રેમ નહીં તો મૈત્રિ કહાં, એ નહિતો કહાં ભક્તિ?
ભક્તિવિના મુક્તી કહાં, કહાં પ્રેમ—આસક્તિ? ૧૮
સાચું બોલવૂં પ્રેમમાં, મરવું તેને કાજ;
પ્રેમ શૌર્ય એ ગૂણ વણ, કદી ન સુધરે કાજ. ૧૯
પ્રેમ શૌર્યના લાભ તો, હિંદુ ન સમજે હાલ;
દેશતણૂં હિત કયમ કરે, અનીતિથી બેહાલ. ૨૦
યુરોપકેરા લોક તો, પાળે સદ્‌ગુણ તેહ;
પ્રેમશૂરના ટેકથી, દીપાવે નિજ દેહ. ૨૧
એ વસ્તૂ શૂં તેહનૂં, નથી આપણે ભાન;
ઝગમગ જ્યોત દિપે તહાં, પાસે સુખની ખાણ. ૨૨
એ પ્રભુ દહાડો કાહરે, હમે જોઇશૂં તેહ;
પુરુષ અને સ્ત્રી કાહરે, સમજીશૂં સત્સ્નેહ. ૨૩
પ્રેમભક્તિથી ઐક્ય ને, ઐક્યથકી જય થાય;
ભણીગણીને સાધિયે, તો તૂઠે જગરાય. ૨૪

## સ્નેહ.

સજંન નેહ જો બાંધવો, બાંધ જોઇને જાત;
થાય ન પસ્તાવો કદી, સુખ રહે દિન રાત. ૧
સજન નેહ નીભાવવો, ઘણો દોહલો યાર;
તરવો સાગર હોડકે, સુવૂં શસ્ત્રપર ધાર. ૨
સજંન નેહ ત્હાં ભેદ શો, ભેદ તહાં શો નેહ;
ભેદ તહાં તો છેદ છે, મર્મ ઊઘડી રેહ. ૩
સજન નેહ કરવા ઘણા, સુખમાં મળે અનેક;
દુખમાં ના છોડે અને, સ્હોડ દિયે કો એક. ૪

સજન નેહ કરવો ભલો, ભુંડો તેહનો છેહ;
નિર્દોષી જિવતો મુઓ, ગાંડો થઇ તે રેહ. ૫
સજન નેહ તો દેહને, અર્પી પામે નાશ;
સુકેડપેરે આપતો, કપાય તો પણ વાસ. ૬
સજન નેહમાં દુઃખ પણ, એ દુખ ઉત્તમ સૂખ;
મરે દુઃખમાં અશિ પણ, કરે કોદિ નવ ચૂક. ૭
સજન નેહ નાણે નહીં, કરે નેહની વાત;
નિંદે જન જે નેહને, જાણ પાપિ કમજાત. ૮
સજન નેહ શો શઠકને, સુખ દુખ ઊર સમાવ;
રાખે કૂવો છાંયને, પોતામાં એ ભાવ. ૯
સજન નેહ તો આદ છે, નેહથકી સંસાર;
નેહ દેહ શોભાવતો, નેહ ઊતારે પાર. ૧૦
સજન નેહ ઊંચો કરે, પડેલને તો સ્હેજ;
નેહતણા અગ્નીથકી, આવે મ્હોડે તેજ. ૧૧
સજન નેહ અમૃત ખરૂં, મુંવૂં સજીવન થાય;
પણ સંસ્કારિ ન હોય તો, જન મરી ઝટ જાય. ૧૨
સજન નેહનાં નીરમાં, જ્ઞાનીથીજ તરાય;
ઉતાવળો શઠ મૂર્ખ તે, તણાઇ ડૂબી જાય. ૧૩
સજન નેહ શીતળ ઝરો, પણ કાચાને એહ;
જ્ઞાનિ, નેહમદઝરણનાં, રમણે રંગી રેહ. ૧૪
સજન નેહ સંસ્કારિ ને, શુદ્ધ થયેલો હોય;
ખરે નર્મદો નેહમાં, મુક્તિ પદારથ જોય. ૧૫
(૧-૧)

---

## માતપિતાનું સ્તવન.

### માતાનું.

(ભુજંગી.)

થયો ગર્ભરૂપે જિદહાડેથિ પેટે, ઉછેર્યો સુસંભાળથી ભારિ નેટ[૧];
જમ્યાં સાનું[૨] સારૂં રહ્યાં રાજિ રાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧

---

૧ ખરેખર; નક્કી. ૨ (કેમકે ગર્ભને સારી સેવાળ જાય. અઘરણીરાતને–પેહેલી

થયા પાંચ જ્યારે અભાવો[3] થયા જી, તિખૂં ખાટું ખારૂં ન ખાવે ગયાં જી;
કદાપી થતી રૂચિ તોએ ઉં ના જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨
થયો પૂર્ણ હૂં ને પડ્યૂં માથું હેઠાં[4], તમે દુઃખ મારે લિધે મોટ વેઠ્યાં;
અરે છેક જ્યાંહાંસુધી થાળિ વાજી[5], વળાએ નહીં પાડ માયાળુ માજી. ૩
નહીં એટલેથી તમે આટક્યાં જી, અસંખ્યાત દુઃખો પછી તો સહ્યાંજી;
કર્યાં કાજ તે સાનમાં જે કહ્યાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૪
ભુખે રોઉં તો થાનનૂં દૂધ પાતાં, જમાડી પછી પ્રેમથી આપ ખાતાં;
સુવાડ્યા વિના દૂર તો ના જતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૫
દુખે રોઉં તો મીઠડાં ગીત ગાતાં, કિલા ભાઇ બાપૂ કહી પેટં વ્હાતાં[6];
વદી પ્રેમ ને ગોદ[7] ઊછાળતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૬
રમાડ્યો કરાવી બહૂ વાર 'ઝા,' 'ઝા[8]' બહૂ વાર કહાડયાંજ ગૂમૂત્ર ઝાઝાં;
ન્હવડાવી નહીં સૂક લેશે કદા જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૭
સુકામાં સુવાડી ભિની ભાંય વેઠી, સુતાં ભારી ભેંટી પથારી ન છેટી;
ગમી જો ન પીધી તથાપી દવા[9] જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૮
રમૂં ઝાલિને જો કને આસપાસ, ઉછાળી ઉંચાં[10] પ્રેમશૂરે જ હાસ!;
પ્રિતે દાંત ને હોઠ સંકોચતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૯
પછી ઊપરા ઊપરી ઝટ્ટ ઝટ્ટ, બહૂ બોકિથી ચૂસતાં પ્રેમઘટ્ટ[11];
કંઈ વ્હાલમાં ઊણું ના રાખતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૦
પ્રિતે ધાવતો ધાવિને મારિ માથૂં, ઉમંગેથિ હૈડૂં તમારૂં ભરાતૂં;
સદા સ્નેહના રંગમાં રોળતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૧
રડ્યો ભારિ તો ઘોડિયે હાલહાલ,[12] સુવાડી ભણ્યાં ગીત જે હાલવ્હાલ[13];
તજી કામ ને હીંચકા નાંખતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૨

---

વખતની દાહાડાવાળીને સારૂં સારૂં જમાડવાનો ચાલ છે; પછી બીજી વાર દાહાડાવાળીની કોઈ દરકાર રાખતું નથી.)

૩ સારૂં ખાવા ઉપર રૂચી નથી થાતી પણ તીખું ખાટું ખાવાપર મન દોડે છે પણ એથી નુકસાન થશે એમ સમજીને તમે એવું ન ખાધું મારી ખાતર ઊંઃ કહીને ના કેહેતાં. ૪ પૂરે મહિને એવી ગર્ભની સ્થિતિ હોય છે.

૫ વાગી. (હું જન્મ્યો,)

૬ કિલા, ભાઇ, બાપુ, પેટ એવે શબ્દે મને બોલાવી વ્હાતાં—સમજાવતાં.

૭ ખોળો—(ખોળામાં રાખી પ્રેમનાં વચન બોલતાં જઇ ખોળો હલાવ્યાં કરતાં. ૮ આહું સીધું જોઈ રમાડવાની એક રીત છે. ૯ દવા પીવી નોતી ગમતી તોપણ મારે માટે પીતાં. ૧૦ ઉભાં રહીને બાળકને ઊંચકી ઊછાળી ઝીલી લેવાનું લાડ. ૧૧ પ્રેમનો ઘાટ જે હું તેને. ૧૨ તરતને તરત. ૧૩ ઘો-

સુતો પારણે નીરખી આંસુ આણ્યાં, નહીં સૂખડાં તો વિનાપ્રેમ[૧૪] જાણ્યાં;
બહૂ બેસિને પાસ સંભાળતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૩
રડયો દુઃખને મંદવાડે હું જ્યારે, ભયે જોયું આંખોભણી ધારિ ત્યારે;
રડયાં દુઃખથી મોત વીચારતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૪
પડૂં આખડૂં ને બગાડૂં હું ભાગૂં, લડૂં લોક સાથે વળી મારિ ભાગૂં;
કરી માફ ને સ્હોડ તો આપતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૫
અરે લાત ને ટપ્પલા[૧૫] ટપ્પ માર્યા, તમે વેર ને ખારના નાજ ધાર્યા;
ક્ષમાથી સહૂ વાંક સૂધારતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૬
કદી વાગતૂં ખેલતાં ઝટ્ટ લેતાં, ફુંકો ચુંમિ દૈ કૂમળા શબ્દ કહેતાં;
જુઠી વાત ગાયાથિ ઊંઘાડતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૭
મને અન્ન ખાવાનું પાણી પિવાનૂં, વળી બોલવા ચાલવા પ્હેરવાનૂં;
ઘણી મ્હેનતે શીખવ્યૂં વાચતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૮
રૂડી નીતિની વાત જાથૂ જણાવી, પ્રભૂપ્રાર્થના રીત પ્રીતે ભણાવી,
કુછંદો તજાવ્વા બહૂ બોધતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૧૯
ખરેખાત માપુત્રસંબંધ કેવો, ખરે જાણવો પૃથ્વિ ને વૃક્ષ જેવો;
કૃતઘ્નિ છતાં વ્હાલ તો આણતાં જી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨૦
અરે કેમ હૂં વીસરૂં ઊપકાર, ગણેથી નથી આવતો કાંઇ પાર;
કૃપાવૃષ્ટિ જોઇ રહ્યોછૂંજ લાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨૧
જી પ્રીત મોટી દિસે તેવિ તેવી, કરૂં કાં નહીં હૂં તમારાજ જેવી;
હૂ ધારુંછૂં વાળવા પ્રીત ઝાઝી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨૨
થશો જી અવસ્થા થયેથી અશક્ત, કરૂં તો ખરો ચાકરી રૂડિ સખ્ત;
પ્રભુ રાખશે જો વળી દેહ સાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨૩
પિડા પામશો મંદવાડેથિ ભારે, પથારી[૧૬] કને રોજ બેસીશ ત્યારે;
ન સંભાળ લેઊં ઠરૂં હીણ પાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨૪

---

ડિયામાં હીચ ઘાલતાં ગાવાનું ગીત; હાલોહાલો. ૧૪ મને વ્હાલ કરવામાંજ તમે સૂખ જાણ્યું–બીજા કશામાં નહીં. ૧૫ (મને સાંભરેછે કે એકવાર મેં ટપલા મારયા હતા–ક્હારે કે જ્યારે હું બાળપણામાં એકવાર નવરાતરમાં રાતે ચોંકી ઉઠતો તેને લીધે મારી માએ એક ગુણીની પાસે એક દાહાડો મગ ચાડદ મારાપર નંખાવ્યા હતા. તે મંતર ભણીને મારાપર દાણા નાખતો હતો ને હું ચ્હિડાઇને માને ટપલા મારતો હતો.)

૧૬ (હું નોતો બેસતો–તે બચારી ખાટલામાં પડી મને તેડાવતી ને પછી મારૂં માથું તેના પેટપર મુકાવતી ને પ્રેમના આંસુ ચાડતી–પણ હું વ્હેલો

રહેવા સુરવર્ગે અરે જીવ જાશે, તમારે વિજોગેથિ ગાલો ભિંજાશે;
પ્રિતી ના ભુલાવે પ્રભૂ રોજ તાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨૫
અરે નિર્મળી પ્રીત આનંદકારી, અરે ના ભુલૂં પ્રીત માજી તમારી;
જગે રેહશે સર્વદા પ્રીત ગાજી, વળાએ નહીં પાડ માયાળુ માજી. ૨૬
રૂડાં છોકરાં સર્વે તે એવિ રીતે, નિતે માનશે માતણા પાડ પ્રીતે;
થશે સંધિ વાતે સુખી રોજ રહેજે, કહ્યું નર્મદાશંકરે એમ છે જે. ૨૭

---

## પિતાનું.

(ભુજંગી.)

હતો માતણાં પેટમાં ગર્ભરૂપ, ધર્યો માહરે કાજ વીવેક ખૂબ;
જરા દુઃખ ના દીધું રાખ્યાંજ રાજી[૧], વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧
બહૂ કષ્ટથી માજિ જારે રિબાતાં, દિલાસે ઉપાયે કરી સૂખસાતા;
રડયો[૨] સૂણવા રાખિ આતૂરતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨
કર્યાં માજિને સૂખ જે મૂજમાટે, નથી આપવાનૂં કને તેનિ સાટે;
સુણી જન્મ મારો ફુલાઈ જતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૩
વધાઇ[૩] કહેનારને આપિ ઝટ્ટ, પહેરાવિ સોંપાણિને સાડિ સટ્ટ;
ખરો પ્રેમ પ્હેલાંથિ દેખાડતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૪
બહૂ હર્ષથી ઉદ્યમે જન્મ જાણે, કરાવ્યાં ગળ્યાં લોકને ગોળ ધાણે;
અરે [૪] ગૂણ ને રૂપ જોયા વિના જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૫
ઘણી રીતથી પાળિ પોષી ઉછેર્યો, વિવેકે[૫] વધૂ પ્રેમપાશેજ ઘેર્યો;
બજારે તમે બ્હાર તેડી જતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૬
કરી કામ ને બ્હારથી ઘેર આવ્યા, મને આપવાને રૂડૂં ખાવું લાવ્યા;
પછી પાસ પ્રેમેજ બોલાવતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૭

---

વ્હેલો તાંથી ખસી જતો. મારૂં ચિત ભણવાનાં કામમાં મસ્ત રેહેતું—માનાં વ્હાલની મને અસર થતી નોતી. હવે મને ઘણા ઘણા વિચાર આવે છે.) (એ કવિતા, મા મરી ગયા પછીની છે.)

૧ તમે મારી માને દુખ ન દીધું તે મારે માટે કે હું દુખ ન પામું. ૨ની મારો જનમ થયો એમ સાંભળવાને. બાળક રડવા માંડે કે અડોસીપડોસીને માલમ પડેછે કે જનમ થયો. ૩ વધામણી. ૪ (એવું તમારૂં હેત) ૫ જેમો બીજાના બાપ, છોકરાને હદથીજયાદે લડાવે છે તેમ નહિં પણ વિવેક પણ એ વિવેક સાથે પાછો વધારે પ્રેમ રાખ્યો.

ઘણૂં નીરખી ને નમાં નીર આણી, દઈ ઝટ્ટ બોકી લિધો પાસ તાણી;
કરી કોટિ ને ખૂબ ખીલાવતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૮
અરે બોલતો કાલું-કાલૂં હું બાપ, ઉમંગે તમે મારતા પ્રેમથાપ;
વળી મંદ[૬] નીહાળિ સંભાળતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૯
ઘણી વાર સામૂં બહૂ બોલતો જી, ઘણાં નૂકસાનો પહોંચાડતો જી;
ક્ષમા આપિને આપ[૭] તો બોધતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૦
અરે છાતિ ને મૂછના વાળ તાણ્યા, તમે રીસ ને વેર લેશે ન આણ્યાં;
દઈ શીખ ને ખોડ ભંગાવતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૧
ઘણૂં દ્રવ્ય ખર્ચી શિખાડયો મને જી, ઘણી મ્હેનતો જાતથી લૈ અને જી;
બતાવ્યાજ સંસાર રસ્તા ઘણા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૨
ભરી મૂજમાં નીતિ તો ઠાંસિ ઠાંસી, થયો યોગ્ય વિદ્યા વિવેકે ન રાસી[૮];
કુડા વ્હેમિ વીચાર સૂધારતા જી, વળાએ નહીં પાડ વ્હાલ પિતાજી. ૧૩
હતો છેક ન્હાનો ઘણી ધામધૂમે, કર્યાં લગ્ન મારાં બહુ પ્રેમઝૂમે[૯];
સહૂ કામકાજે સજી મ્હાલતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૪
અભીમાન રાખીજ હૂં દીકરાનૂં, લડાવ્યો કરી વ્હાલ મોટી તરહાંનૂં;
થઈ પ્રેમઘેલા બહૂ ઘૂમતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૫
વયે મોટ મારે પડે નાજ ભારી, કિધાં લગ્ન વ્હેલાં ખરે એમ ધારી;
અતી પીડ મારે લિધે સોસતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૬
પુઠો ફેરવી ખર્ચતાં ના લગારે, શિખાડી લગાડયો રૂડે રોજગારે;
ઇછી શૂભ પાણી[૧૦] શિરે મૂકતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૭
ઘો શાહ નીતીતણો તે જણાવ્યો, તમે બ્રહ્મનો ધર્મ હેતે ભણાવ્યો;
ઘણીવાર રે સાહ્યતા આપતા જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૮
કદી ના સુણાવ્યાં કુડાં વેણ કોઇ, હસ્યા કાળજે રોજ પ્રેમે હું જોઇ;
કહ્યું મેં કંઈ તો ભણ્યા હાજિ હાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૧૯
કમાણી છણી ધંન ને આબરૂ હૂં, શરીરે સુખી આ જુઓ રૂબરૂ[૧૧] હૂં;
અનૂકૂળતાના[૧૨] તમે તાત તાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨૦
તમે તાત કીધા ઘણા ઉપકાર, ગણાએ નહીં કેમ કીધા અપાર;
અરે વીસરૂં તો ઠરૂં મૂર્ખ પાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨૧

---

૬ માંહો; આજારી. ૭ તમે. ૮ નઠારો (નહી). ૯ પ્રેમના નીશાની ઝુમ.
૧૦ હાથ (શુભ કલ્યાણ ઇછી મારે માથે હાથ મુકી આશીરવાદ દેતા).
૧૧ પ્રત્યક્ષ. ૧૨ તાજી અનુકુળતાના—મને જે સર્વ ચીજ મળી આવેછે

કદાપી કર્યો હોય જો કોઇ વાંક, પિતા માફ આપો તમારો છું રાંક;
ધર્યું નાક કીધાં ભુલૂં જો હું લાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨૨
તજી સર્વ કામો કરૂં સેવ સારી, ફરી ના મળે મા અને બાપ ધારી;
ખરા સ્નેહમાં એજ માતા પિતાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨૩
કરે મા અને બાપ તે નાજ થાએ, ખરે કોઇ બીજાથિ સૌ હારિજાએ;
તમે આસરો ઝાડ ને હૂં લતા [૧૩] જી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨૪
થશે વૃદ્ધ કાળે અશકતી શરીરે, વિહલા [૧૪] નાજ મૂંકૂં તમોને જરી રે;
હયાતી તમારી મને રોહ છાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨૫
સદા પૂછિને કામ જો હૂં કરૂંજી, નિરાંતે વિના કાળજી હૂં ફરૂંજી;
કદી કોથિ ખાઊં નહીં રે ખતાજી, વળાએ નહીં પાડ વ્હાલા પિતાજી. ૨૬
રૂડાં છોકરાં સર્વ તે એવિ રીતે, નિતે માનશે તાતના પાડ પ્રીતે;
થશે સંધિ વાતે સુખી રોજ સ્હેજે, કહ્યૂં નર્મદાશંકરે એમ છે જે. ૨૭
(૧-૨)

## આગગાડી.*

(કટાવ.)

ખસા ખસો સહુ, બાજૂ આંવો, જુઓ જુઓ રે, પેલૂં ઘેલૂં, જંગલી ગજનૂં, જુથડૂં મ્હોટૂં, ખૂબ હોંકતૂં, ફૂંફૂંફૂંફૂં, ફૂંફૂં કરતૂં, વરાળરૂપે, દંમ કાઢતૂં, ચીંઈ શબ્દે, ચીસ પાડતૂં, સાવધ કરવા, મુકામપરના, રખેવાળને, બેસનારને, જોનારાને, કે હૂં આવૂં, સહૂ સલામત છે વા ગરબડ, નીજ જાતને, રસતામાંની પગથીયોને, અથવા બીજી, મારગમાં કો, થઈ હોય તે, પ્રથમ જણાવે, તારઘંટથી; ભય બહુ હોએ, ચીંઈઈ કરીને, ચીસ કારમી, તાણી પાડી; ત્યમ ચેતવણી, મુકામપરના, રખેવાળ તે, નીજ તરફથી જો કંઈ હોયે, તો બતલાવે, ઉંચે કાષ્ટની, ફળી ટાંગિને, વાવટા

તેના પણ તમે બાપ છો—તમારી કાળજીથી મને પ્રાપ્ત થાયછે. ૧૩ વેલી.

૧૪ (મને મોટા સંતોષછે કે મેં મારા પિતાને તો વીહીલા નથીજ મુક્યા, જેટલી બનીછ તેટલી સેવા કીધીછ ને તેપણ વીરપુરૂષની પેઠે મોટા સંતોષે સુઆછે (માની સેવા ન થયલી તેથી મને પસ્તાવો થયલો ને તે ઉપરથી બાપની સેવા કીધી એમ નથી, પણ હું પ્રેમમાં સમજતો થયો હતો તેથી.)

* એમાં જંગલી હાથ્થીનું સેન ડોલતું આવતું હોય તેવી કલ્પના લેવી. આગગાડીનું વર્ણન હાથ્થીને નામે કર્યુંછે. (રૂપક.)

ઉડવી, દીવા રાખી, સિગનલ રૂડી, રાતી જણવે, ભય છે માટે, ઊભૂં, રેહવૂં, લીલી જણવે, સંભાળીને, હળવે હળવે, જોતાં આવ્વૂં, ધોળી જણવે, નથી હરકતો, પુરી દોડથી, ઝટ ઝટ આવ્વૂં, વળિ કો ઠામે, હવા ધુમસથી, જણાય નહિં ત્હાં, સીસાંકેરા, દારૂ ભરેલા, ડબ્બા જાણે હોય પતાસાં, તેને રાખે, વળગાડીને, પગથીસાથે, આગળથી કે, જેના ઊપર, પગલાં પડતાં, થાય અવાજો, જાણે ફૂટી તોપ હોયની, એ તજવીજે, સાવધ રહે જુથ, ઘણૂં ડાહ્યું તે, સમજવાળૂં, ખુબી ભરેલૂં રમાડનારૂં, ગુણકરતારૂં; તોપણ દીસે, બ્હારથકી તે, ગાંડૂ ઘેલૂં, ઘણીક રીતે, બરાડવામાં, વળી ચાલવે, પગલાં મુકવે, સરખી રીતે, વેળાએ તો, ધીમે ધીમે, વેળાએ તો, ઉતાવળાં ખુબ, વાયુપઠે તે, ઊડી જાએ, જે કારણથી, પગથી બોલે, ઠબ્બ ઠબ્બ ઠબ, ઠબ ઠબ ઠબ ઠબ, ધપ ધપ ધપ ધપ, ટકઢક ટકઢક, ટ્રકઢ્રક ટ્રકઢ્રક ટ્રકઢ્રક ટ્રકઢ્રક, ખડ ખડ ખડ ખડ, ખરરર ખરરર, સરરર સરરર, ટક ઢક ટક ઢક ટક ઢક ટક ઢક ટક ઢક ટક ઢક, વાયૂં બોલે ખરરરરરરર ખરરરરરરર, હાંક્યો ચાલે, ફૂંઊંફૂંઊં, વચમાં મોટી, બોલે સૂઉઉ, પાછી પગથી, ટ્રક ઢક ટ્રક ઢક, ઉભૂં રેતાં, કચૂં ઊં ઊં ઊં, ધન્ય જૂથને, પીઠે આણે, બોજા મોટા, માલ અને સહુ જનાવરોને, લોકોને પણ, બેસાડીને, અંબાડીમાં, જેમાં શોભે, છાજોવાળા, ઘણા ઓરડા, કો કો દીસે, સણગારેલા, શ્રીમંતસારૂ, કો કો સાદા, ગરીબસારૂ, એ સંધાંને આંચવગરની, ખૂશાલીમાં, સૂખ આપતાં, આણેછે જુથ, કાપી ઝટઝટ, લાંબા મારગ, જે બહુ શોભે, સડક થવાએ, સડક જોઈજે, અનહદ લાંબી, જેની વચ્ચે, પગથી રૂડી, એકમેકથી, પાંચ ફુટ નવ ઇંચ દૂરછે, લોઢાની કહુ, જમીનસાથે, બેસાડેલી, થાય ઘસાઈ, લીસી ચકચક, તડકે ચળકે, રૂપાંસરખી, જે વળિ કદમાં, પુણા પાંચ ઇંચ ઊંચાઈમાં, પોળાઇમાં અઢી ઇંચ પણ, જુથ પગં મુકતૂં, સફાઇથી રે, જેમ જાદુગર, દોરડિઊપર, દોડે તેમજ; સડકતણી બે બાજુઓએ, હદ્દકટેરા, એક પાસ તો વિજળીકેરા તારો ઊંચે, લટકે શોભે, થંભે બાંધ્યા, જેનૂં અંતર, એકમેકથી, સાઠ વાર છે; હદ્દ પેલિગમ, બે પાસે છે, રૂડાં ખેતર, જે ચોમાસે, લીલે ઘાસે, લીલે ઝાડે વાયુલ્હેરમાં, રમ્યજ લાગે, વળી પર્વતો, લિલોતરીથી, ભરેલ સુંદર, પણ જારે જુથ, નદિ દરિયાપર, પૂલોપરથી, આવે તારે, શોભા અનુપમ, વિશેષ વર્ણૂં ચોમાસામાં, ભરપુર પાણી, રગડો રાતો, થંડું ભારી, ખુબ

વિસ્તારે, ચાદરરૂપે, દેખાયે ને દોડે જબ્બર, ઝુમઝુમ ઝુમઝુમ, મેહુલો વરસે, પર્વત ભૂરા, જણાય સારા, મીઠો લાગે, શબ્દ પાણિનો, મળેલ જેને, ગજ જુથડાંનો, ધધધધધધધધધ, ખરે બપોરે, ઘન અંધારાએ, તારા ચળકે, જુથ દોડે જહાં, લોઢાના પુલ, કારિગરીનાં, કમાન ઊપર, બંધાએલા, વળિ કો મારગ, પ્હાડો વચ્ચે, ખોદી કાઢયા, બાજુ જોતાં, કાપ્યા લાગે, કરવતથી ખુબ, સફાઇથી તે, જેમાં જુથડૂં, ચીંઇંઇ કરીને, જાએ તારે, અંધારૂ ઘન, અજંબ પમાડે, પછી જતૂં રેહ, ને અજવાળું, પાછું આવે, આહ કેવું, વિસ્મય કરતૂં, બેસનારને, પવન મઝેનો, દીસે લાગે, એ સઘળાંથી, તન મન ઊપર, થાય અસર બહુ, હરખ હરખમાં, લ્હેરે ઊંઘે, એવી રીતે એક જગેથી, બિજી જગોએ, કામકાજપર, મોજ મારવા, થોડે પૈસે, ત્રીજે વર્ગે, બે પાઇમાં, બીજે વર્ગે અડધે આને, પેહેલે વર્ગે એકજ આને, એક મૈલની, લોકો કરતા, સવારિ ખાસી, જુથપર બેસી, તે કેવૂં ? તો, બહૂ દોડતૂં, સરતી ઘોડો, તેની આગળ, શૂંજ દોડશે ?, જરૂર પડેથી એક તાસમાં, સાઠ મૈલનૂં, અંતર કાપે; રોજ કામમાં, ઘણીક વેળા, લોકોનો તો, હજાર પંદર, મુંબઈ મણનો, ભાર લઇને, તિસનૂં જુથડૂં, દર કલાકે, વીસ મૈલનૂં, ફકત માલનો, કહું પિસતાળિસ હજાર મણનો, બોજો લઈને, પચાસનૂં જુથ, બાર મૈલનૂં અંતર કાપે; અવઘડ વેળા, અતીસ ચાલે, કદી ન થાકે, બેસનારનૂં પાણિ ન ઉછળે, એવૂં દોડે, ઝુલતૂં ઝુલતૂં, મદે ભર્યૂં પણ માવધકેરી, આજ્ઞા ઝટલઈ, માનિ કરીને, અટકે ચાલે; સહૂ ખરૂં પણ, જારે કરિયે, વિચાર કે એ રૂડૂં જુથડૂં, માનવિ જાતે, બુધ્ધી જોરે, ઘણી મ્હેનતે, ઘણેજ પૈસે, ઉપજાવ્યૂં છે, તારે તો વળિ, આંખો ફાટે, મ્હોડાંમાંથી થાએ હેં હેં, ધન્ય ધન્ય છે, માનવિ તૂને, તૂં ન કરે શૂં ? ; લાભ થાય તે, ગણાય નહિં રે, સહુ જન કેહે, લાભો મોટા, દેશાટન ને, વેપારોથી, થાએછે પણ, તેનાં સાધન આવાં જુથ છે, ઘણે દૂરથી, માલ લોક તે, આવે સ્હેજે, એક જગે જો, પડે કાળ તો, બિજી જગેથી, ધાન્યો આવી, છત થઈ રેહે, એક જગે જો, બંડો થાએ, બિજી જગેથી, ઝટકરિ આવે, લશકર મોટું, એક દેશની, વસ્તૂ રીતો, બિજા દેશમાં, આવી મચતી, વળિ વેપારો, શરાફિ ધંધા, વિદ્યા હુન્નર, વધે બહૂ જહાં, અછત હોય ત્હાં, કુસંપ અંતર, તૂટી જાએ, સંપ વધેથી, સુખ ને સંપત, વધે દેશમાં, ખરે કહૂંછૂં, આવાં જુથડાં, જગે જગેરે,

ભમતાં થાશે, રમતાં રહેશે, પ્રવાસવધશે, ધંધો વધશે, તારે પાછી ભર્તખંડની બઢતી થાશે, નક્કી નક્કી, શુકન થાયછે, ભાવી વાતો, હમણ દીસે, ન્હોતૂં આવું, દીસે આવું, લાભ જોઇયે, એ ઊપરથી, જણાય છે કે, હરિ અનુકુળ છે, એણે ધારી, પાપ કરેથી, સર્વ માનવી, રીત ભાતમાં, વિચારમાં બહુ, જુદાં પડીને, ખૂબ રિબાયાં, હવે ફરીથી, ખરૂં સૂખ તે, તેઓ પામે, થાય એકઠા, જમિન હવા ને, બોલીકેરા, વિચારકેરા, તફાવતો તે, જતા રેહ ને, એકમેકનૂં, જોઈ લઇને, વ્હેમો કાઢે, રીત સુધારે, તેને સારૂ, જેમ્સ વાટને, કરી પ્રેરણાં, જેણે બુદ્ધી, ઘણી વાપરી, વરાળબળને ઘણીક રીતે, યંત્રામધ્ય, લાગૂ પાડ્યૂં, તેમાં આ પણ, ગજ જુથડાંને, અને તેમની, રીત ભાતનો, ચાલ ચલણનો, રસ્તાઓનો, કર્યો સુધારો, જેનેયોગે, સૂખ સર્વને, થાએછે બહુ, શોધક નરને, છે સાબાશી; એ પરમાણે, ઇશ્વર બાપો, પુત્ર પુત્રિને, સુખિ કરવાને, નિજ કુદરતની જાણ કરે કે, તેઓ તેની, સ્તુતિ પ્રાર્થના, કરે અહોનિશ, નીતી પાળે, સૂખી થાએ, માણસ અમથું, તેના વણ શૂં, કરી શકેરે, ભિતરતણી જે, કૂંચિ ફેરવે, ઘટતી રીતે, તે હરિ જગપતિ, અતી દયાળૂ, દરિદ્રિ સામૂં, જોએ હમણાં, તેની સેવા, ખરા ભાવથી, રોજે કરવી, જરૂર છે પણ, છતૂં ટાણું ને, સમરણ કાં ના, કરવું સાચે, માટે તેના આજ પ્રસંગે, પાડ માનવે, સામેલ સહુ જન થાઓ થાઓ; જય જય શબ્દે ગુણ ગાઓ ગાઓ.

(૨-૧)

---

## બ્રહ્માંડલીલા.

### પાતાળ.

( કટાવ. )

અદ્ભૂત કૃત્ય પાતાળે,
સંતોષે હર્ષે ભાળે,
સૃષ્ઠિક્રમ કાળે કાળે,
કીધાં જે દેવ દયાળે,
મૂએલાંને પણ પાળે,
આવે નહિં ખૂબી ખ્યાલે ખ્યાલે;
ખ્યાલે,

બહુ બહુ ઢાળે,
બહુ બહુ તાળે,
બહુ બહુ ચાળે,
ભમતે ઢાલે,
શું ગાઉં રાળે,——

ભિન્ન ભિન્ન બહુ, પ્રવાહિ નક્કર, અધવચરા વાળ, ધાતુ થોક તે થ-રરૂપે સહુ, જેની સંખ્યા, ચાળિસ ઊપર, જેનામાં કો, સરખા ગૂણો, જણાય તેથી, ગણાય દશ તળ, જે સર્વે છે, એકમેકપર, અમુક ક્રમે ને, વિસ્તારે પણ, અમુક જગામાં, આદિ હારમાં, અગ્નિ પાણિથી, બન્યા થશે તે, રેતિ માટિના, અનેક જાતી, છારૂં કાંકરી, ચૂના પથ્થર, રેતીપ-થ્થર, સ્લેટી પથ્થર, ઘંટીપથ્થર, પથ્થરચૂરો, સ્લેટી ચૂનો, પ્હાડી ચૂનો, ચાક સફેતો, ચકમક સાથે, ચકમક વીના, અબરખનાં પડ, કોયલાનાં પડ, ઇત્યાદી સહુ, સુથાર કડિયા, કુંભાર ખેહુત, લુહાર વગેરે, કારિગરોને, ઉ-પયોગી બહુ; માણુસ જાતી, બિજાં જનાવર, હમણાંદીસે, તે પૃથ્વીપર, નહી, પ્રથમથી, તેમજ પૃથ્વી, નહીં ઉજડ પણ, જુદાં પ્રાણિને વનસ્પતીથી, અનુક્રમે તે વસેલિ હૂતી, એમ માનવા, ઘણાં કારણો, જૂગ જૂગનાં, જે જે પ્રાણિ, જે જે ઉદ્‌ભિજ, ભૂચર જલચર, દાટેલાં સહુ, પથ્થરરૂપે, આ-ખાં મજબુત, પડે દ્રષ્ટિએ, તે સઘળાં કો, કોઇ વાતથી, હમણાંનાંને, નથીજ મળતાં, અસ્થિશૃંગ વળિ, ખાંગડ કોડાં, શંખ ચક્ર ને, સીપ જાત તો, લ્હેરેલ્હેરેની, ચિત્ર વિચિત્રજ, રમ્ય ભયાનક, કો કો પડમાં, આ સૃષ્ટીમાં ઘણીજ સુંદર, ધાતુ ખાણમાં, હીરા માણક, સોનૂં રૂપૂં, તાંબૂં લ્હોહૂ, ઉપયોગીને, શોભિતી ચિજ, દિસે અતીસેં; ફેરફાર સહુ, થયા સૃષ્ટિના-શામાટે ને, શી શી રીતે, તેનો જ્ઞાતા, નહીં માનવી, મથી મથીને, કરે કલ્પના, તોપણ હારે, એવિ ગહન ગતિ, અતિ પ્રભૂની, નાયક મોટો, રં-ગભૂમિમાં, નાટક ખેલે, વેશો અદ્‌ભુત, ભજાવિ ભારિ, પરબ્રહ્મ ને, દયા-નિધી તે, આ સૃષ્ટીમાં, સઘળાં કરતાં, માણસને બહુ, વ્હાલું કરીને, અ હિં ને તહિંનાં, સુખનાં સાધન આલે આલે, આવે નહિં ખુબી ખ્યાલે ખ્યાલે. ૧

---

## પૃથ્વી.

(કટાવ.)

અદ્દભૂત કૃત્ય આ લોકે,
સઘળે છે થોકે થોકે,
ગુણ રૂપે રંગે નોકે,
નહિં ખુબીવનાતું કોકે,
સર્વસ રસમય જ અશોકે,
જોતાંજોતાંદીલચોંકેચોંકે;
ચોંકે,
રસલીન ઝોકે,
પણ પછિ ઓકે.
સ્તુતિ સંતોષે,
યશ બહુ ગોખે,
ભૂલે જોખે—

પૃથ્વિ નામનો, નક્કર ગોળો, અધર રહેલો, આસમાનમાં, પૃષ્ટ ભાગ તે, ચારે મેરે, વાતાવરણે, વીટલાયલો, જમીન જળેથી, દિસે ભરેલો, જળવિશેષ તો, મહાસાગરો,[સાગર ને વાળ, ઊપસાગરો, જળસંયોગી, અખાત, ખાડી, નદી સરોવર, વળી ધોધવા, કેટલાંકને, ભરતિ ઓટ છે, પ્રવાહ અંતર, નરમ તુફાની, દિશા દિશાના વાયૂએકરિ અસર થાયછે, જેને યોગે, મોડાં વ્હેલાં, ચાલે વહાણો, એક જગેથી, બિજી જગોએ, બંદર શોભા, દીવાદાંડી, પુસ્તા કિલ્લા, ગોદી ઘાટો, દરિયા વચ્ચે, જમીન તેતો, દ્વીપ નામથી, ઓળખાય છે, કો કો ઠામે, જનાવરોએ, પરવાળાંના, કરેલ પ્હાડો, લાંબા પ્હોળા, બેટરૂપ વળિ, બીજા ખડગો, જનાવરો ને, મચ્છ માછલી, વનસ્પતીયો, દરિયામાં ને, કાંઠે કાંઠે, જાત જાતની, જણાય ભારી,–જમિન વિશેષે, મહાદ્વીપ બે, ખંડ ચાર વળિ, ખંડ ખંડમાં, ઘણા ઘણા છે, નાના મોટા, દેશો પ્રાંતો, શ્હેરો કસ્બા, ગામ ગામડાં, રસાળ ઉજ્જડ, જમીન કિત્તા, મેદાનો તે, લીલાં સૂકાં, અઘોર રાનો, ખિંડ ટેકરી, પ્હાડો મ્હોટા, કો કો બળતા, જાત જાતનાં, પશૂ પક્ષિઓ અનેક કીડા, ઝાડપાન ને, ધાતુ સર્વ ને, માણસ જાતી, ત્હરે ત્હરેની, રૂપરંગ ને, પ્હેરવેશમાં,

વળી બોલવે, રીત ભાતમાં, કામકાજમાં, તેમજ બુદ્ધી, નીતિ ધર્મમાં, વિદ્યામાં ને સ્વભાવમાં પણ, એમ છતે તે, ઘણીક વાતે, સરખાં દીસે, એજ ખુબી છે, કરનારાની, આ સૃષ્ટીમાં, ઈશ્વર કૃત ને મનુષ્યકૃત સહુ, અદ્‌ભુત કામો, પડે દૃષ્ટિએ, તે સઘળાંઓ, બાળકથી તે, ઘરડાંઓની, સ્ત્રી પૂરૂષની, આંખે આણે, ઝળઝળિયાં બહુ, સૂખ દુઃખનાં, વારેઘડિએ, ઈશ્વરકેરા સ્તવન કરવવા, જીવને બહુ બહુ ટોકે ટોકે, જોતાં જોતાં દિલ ચોંકે ચોંકે-૧.

---

## આકાશ.

(કટાવ.)

અદ્‌ભૂત કૃત્ય આકાશે,
વ્હાણૂં ને સાંજ પ્રકાશે,
બહુ વર્ષ થયાં ને થાશે,
દેખાયૂં ને દેખાશે,
તોપણ પ્રાણી હરખાશે,
શૂં ભક્ત કવી યશ ગાશે ગાશે;
ગાશે,
હારી જાશે,
ભમત ભરાશે,
ઠોકર ખાશે,
એમ અવિનાશે,
રચ્યું ચોપાસે,—

સૂર્યમંડળે, મધ્ય બિરાજે, સૂર્ય તેજમય, ગ્રહો ઘણા પણ, કહૂં મુખ્ય અહિં, ગ્રહ એકાદશ, બુદ્ધ શુક્ર આ પૃથ્વી ચંદ્ર સહ, મંગળ વેસ્તા, જુનો સાતમો, પાલસ સીરિઝ, બૃહસ્પતી તે, ચાર ચંદ્રસહ, સાત ચંદ્રસહ, શનિ તો શોભે, હરશલ નામે, ગ્રહ જે આઘો, છ ચંદ્રસાથે, પ્રદક્ષિણા શુભ, કરે સૂર્યની, અનેક અચલિત, પાર વનાના, સૂર્ય સરીખા, તારા મ્હોટા, દીઠા તેના, બાંધ્યા રૂડા, ગણ સત્તાવિશ—અશ્વિનિ ભરણી, તથા કૃત્તિકા, રોહિણી મૃગસર, આરદ્રા ને, પુનરવસુ પુષ, અશ્લેષા વળિ, ભલીમઘા તો, પૂર્વા ઉત્તરા, હસ્ત તેરમૂં, ચિત્રા ચૌદે, સ્વાતિ વિશાખા, અનુરાધા ને, જયેષ્ટા રૂડૂં, કહૂં મૂળ પછિ, પૂર્વષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ ધનિષ્ટા, શત્ત-

તારકા, પૂર્વા ઉત્તરા ભાદ્રપદા ને, રેવતિ છેલ્લે, નક્ષત્રો એ, અનુક્રમે સહુ, પડે દૃષ્ટિએ, ઠામ ઠામમાં, બાર રાશિ તે, મેષ વૃષભ ને મિથુન કર્ક સિંહ, કન્યા તૂલા, વૃશ્ચિક ધન ને, મકર કુંભ મિન, ધ્રુવનો તારો, અચળજ અ-ળગો, ખુબી ભરેલો, શોભે સારો, વ્હાણવટી ને, જોષીઓને, ઘણાં કામનો, ચમત્કાર બહુ, ધૂમકેતુના, અસંખ્યાત છે, અતી ભયાનક, ગતી તેમની, ાય દિવસ ને, રાત્ર ઋતૂઓ, ભરતિ ઓટ વળિ, ગ્રહણ ચંદ્ર ને, સૂર્યત-ણા સહુ, રાહુકેતુને, નામે થાંયે, એ સર્વે તો, આકર્ષણ ને, ગમનથકી છે, પરસ્પરે બહુ, શૂં શૂં વર્ણૂં, નંગ જડિત શુભ, છાજ અનૂપમ, પોલી સ-ઘળી, ઘડી ઘડીના, ચિત્ર વિચિત્રજ, બને નવા રંગ, વાદળકેરા, ઇં-દ્રધનુષ ને, વીજ ચમક વળિ, ગરગડાટ ધુમ, ઇત્યાદિ કૃતિ, રમ્ય મનોહર, વળી ભયાનક, પ્રૌઢપણે તે, દરસાવે છે, ગુપ્ત શક્તિને, છે જે કર્ત્તા, સર્વેશ્વર હરિ, સર્વ શક્તિમાન, સર્વ જાણતો, અંતરજામી, બહુ બહુ નામી, અવિચ-ળ ધામી, ઘટ ઘટ વ્યાપક, આપ અલેપજ, નિરંજન ને, નિરાકાર ઓમ્, તથાપિ જ્ઞાને ભાસે ભાસે, શૂં ભક્ત કવી યશ ગાશે ગાશે. ૧

## બ્રહ્માંડ.

(કટાવ.)

અદ્ભૂત ચૌદ બ્રહ્માંડે,
નીતીમય જોત અખંડે,
કરે બંડ ખંડ બહુ દંડે,
હરે ઝટ્ટ ભક્તપિંડ પંડે,
મનવાંછિત દેવા મંડે,
સચ્ચિદાનંદ રૂપ હરિ વંદે વંદે;
વંદે,
શીતળ ચંદે,
આનંદકંદે,
મુકતાનંદે,
કીર્ત્તિ વૃંદે,
શું ગાઉ છંદે;—

એક અજર અજ, અમર અમળ ઝળ, ઝળ ઝળ ઉજવળ, અચ

ળ અકળ કળ, અરૂપ સરૂપરમ, અનાદિ અનુપમ, અગમ નિગમ ગંમ, અગાધ ગુણ ધન, જન તન મન ધન સુખતણું કારણ, ખળબળ મારણ, ભક્ત ઉધારણ, સતત નરાયણ, બ્રહ્મ પરાયણ, જગતકરણ તૂં, નાટકરમણં, ૩તાપોસમનં, વેદે મનનં, જનનં મરણં, ભવભયહરણં, ધરણીધરણં, તારણતરણં, અભરાભરણં, અંમૃતઝરણં, પ્રભુ તવ ચરણં, અશરણશરણં, જય જગજિવંન વિજયાનંદે, સચ્ચિદાનંદરૂપ હરિ વંદે વંદે. ૧

(૨-૧)

---

## વનવર્ણન.*

(દોહરો.)

થળને ઠામે જળ કરે, વળિ થળ જળને ઠામ;
ભેગાંનાં જૂદાં કરે, જૂદાં ભેગાં રામ. ૧

(ઈંદ્રવજ્રા.)

જાણીશ મા કે કદિ ભૂલું તૂને, લાગે ભયો ને દુખ થાય મૂને;
વ્હીડાઉં ભારી વળિ દેહધર્મે, તોએ હું પાછો ભજું ભક્તિમર્મે. ૧[1]

---

*ખેવચનીપણાં–ખેવફાઇનાં જખમથી હું રાત દાહડો એટલો રીબાતો હતો કે જોકે દર્દી ગ્રંથો વાંચવામાં, નાટકો જોવામાં, ગાનતાન સાંભળવામાં, મિત્રોને મળવામાં ઘણો કાળ ગાળતો, તોપણ એકલો પડતો કે પાછો 'મ્હેલ કરવત મોચીના મોચી'–એ હાલતમાં આવી રેહેતો–ગઈ વસ્તુના શોકથી નહી, પણ સાચને આંચ કેમ લાગેછ, ને ઈશ્વર પણ એમ સાચ ને આંચ કેમ લાગવા દેછ અને અપરાધીને અહીં શિક્ષા કેમ નથી કરતો–એ વિચારોથી હું ઘણોજ ખિન્ન રેહેતો—મને ઘરમાં રેહેવું કે કોઇને મળવું ગમતું નહીં. મેં મહાલક્ષ્મી, વાલકેશ્વર, કુલાબા, પરેલ વગેરે મુંબઈનાં દૂરનાં એકાંત ઠેકાણાંમાં, અને બ્હાર ગામડાંઓમાં ફરવા માંડ્યું. હું ભરચોમાસાંમાં એ ડુંગરોપર જઈજઈને બેસતો, ને એ રીતે મને સૃષ્ટિસૌંદર્યમાં જરા વિશ્રામ મળવા લાગ્યો. હું એકાંતમાં કુદરતના વિચારમાં બેસતો ત્યારે મને લાગતું કે હું સૃષ્ટિસૌંદર્યનાઆનંદમાં તરું છઊં—એ આનંદમાં મેં વનવર્ણન રચ્યું છે. (આગસ્ટ ૧૮૬૨.) પેહેલો દોહરો ને પછીના પાંચ શ્લોક ઉપલી વાતનું સ્મરણ કરાવેછે. એ લખવું બે મતલબ સારેછે —જેમ પ્યારાપ્યારીને લાગેછે તેમ જીવશિવને પણ લાગેછે–ઈશ્કે મીજાજી ને ઈશ્કે હકીકી.

૧ માણસને અત્યંત દુખ પડેછ અને તેમાં સગાં માણસને સાચવટથી ચાલતાં ઘણીવારસુધી ઘણું દુખ સોસવું પડેછ તારે તેનાથી ઘણું વ્હિડાઇજવાય છે અને ઈશ્વરનેવિષે ખોટા વિચાર થઇજાયછે (એવો દેહનો ધર્મજછે) તોપણ, જ્ઞાનીજન જ્ઞાનથી પાછો ભક્તિનો મર્મ સમજી (કે ઈશ્વર કસેછે), ઈશ્વરપાસે ક્ષમા માંગી તેની સારીપઠે ભક્તિ કરેછે.

તારે ગમે તો સુખ પાછું આપ, તારે ગમે તો દુખમાંજ દાબ,
તારો ગયો જો કદિ છેક પ્યાર, મારો વધ્યોછે નકિ જાણ યાર. ૨
પ્હેલાં ઘણો તેં રસ જે ચખાડયો, તેનો મને તો ગળકોજ લાગ્યો;
પાછો ન પાએ હઠથી કદાપી, તોએ હું રાજી રહું ગૂણ ગાઈ. ૩
સંયોગકેરાં ફરિ સૂખ નાવે, તોએ વિયોગી ખમું દુઃખ ભાવે;
કાંકે દિધૂં એ પણ મૂજ યારે, મારે ઉગારે મન જેમ ધારે. ૪[4]
તારાં ચરિત્રો ખુશિથી હું ગાઊં, સંતોષિ એમાં બહુ નિત્ય થાઊં;
લીલાનિમાંહિ મન મેળવૂં કે, તૂંમાંજ ભેળ્યૂં સમજૂં ખરૂં રે. ૫[5]

## શીયાળામાં.

કેવાં દિપે જો સહુ ખેતરો જે, લીલાં પિળાં નૂતન ભાતથી તે;
કોણે ગલીચો ખુબ છે બિછાવ્યો ? જેની પટીએ જરને લજાવ્યો. ૧[1]
છોડો નમેલા કણથી ભરેલા, ગર્ભે પુરે કષ્ટિત જેમ બાલા;
જોએછ તે વાટ જ દાઇકેરી, જેઓ થઇછે હરખાઇ લ્હેરી. ૨[2]
ઊભૂં રૂડૂં ખેતર જવારકેરૂં, જોતાં રસેથી દિલ થાય ભીનૂં;
શોભે ઉભામારગ આરપાર, એપાસ છોડો ઝુમતાજ ધાર. ૩[3]

---

૪ મિલાપના અથવા આગળ ચ્હડતી હાલત હતી તે વખતનાં સૂખ. વિજોગનાં દુઃખવના સંજોગ સુખની લ્હેજત નથી. (તેંજ મને ચ્હડાવ્યો હતો ને તેંજ મને પાડયોછ—ચ્હડાવનાર પણ દોસ્ત ને પાડનાર પણ દોસ્ત ખરો, માટે દોસ્તિની ખાતર દુઃખ પણ ખમીશ ને તે વળી બબડયા વગર.)

૫ તેં જે લીલા કીધીછે તેમાં હું મનગમાડો કરીશ ને એટલે મેં તારામાંજ મન મેળવ્યું—મને તારો સંજોગ થયો એમ હું માનીલઇશ.

૧ નૂતન–નવાં. ભાત–ડાંગેરનાં ખેતરો પાકી તૈયાર થયાં હોય ને તેનાપર તડકો પડતો હોય તો તે દુરથી જાણે એક મોટો ગલીચો પાથરેલો હોય તેવું દેખાયછે. ગાલીચાને પટી હોયછ તે એ ઠેકાણે ભાતનો એકેકો પાતળો લાંબો નાજુક છોડ સમજવો—એના ચળકાટની આગળ જરકસબનું તેજ કંઈજ લેખામાં નથી. (પ્રતીપ અલંકાર.)

૨ જેમ કોઇ સકુમાર ઠિંગણી છોકરી પૂરા દાહાડાવાળી નીચી વળીગયલી જણવાની તૈયારીમાં કષ્ટાતી માલમ પડેછે, તેમ પેલા છોડવાઓ જાણે પોતાનો ભાર ઓછો કરવાની કાળજીમાં વળીગયલા હોયની તેવા લાગેછે. જેમ પેલી, દાઇ–સોયાણીની વાટ જોયછે તેમ છોડવાઓ ખેડુત કાપનારની વાટ જોયછે. જેમ સોયાણીને કમાઈ જગેથી તે હરખાયછે તેમ ખેડુઓ ખેતર પાકેલાં જોઇને હરખાઇને લેહેરી–આનંદી રંગીલા બની જાયછે (તૈયાર છે તે હવે કાપણી કરશુંજ તો ? થાયછે એવું લ્હેરનું બોલવું.)

૩ ઉભું–પાકીને તૈયાર બનેલું. ઉભામારગ–ચાસથી પડેલા જુવારના સાંટાઓની વચમાંના તે;–જેનીઉપર લીલી પાતરીયો વાંકી ઝુમીરહી હોયછે. (ખરેખર ઘણા રમણીય લાગેછે.)

હીઆ સુડા તીતર કાગડાઓ, કાબેર ચક્લી, ટિડ જીવજંતો;
ઊપેર નીચે ઘુમતાંજ રંગે, તે જોઇ કોને નહિં ખૂશિ અંગે. ૪[૪]
આનંદમાં ખેડુત બેસિ માળે, ફેંકે ભુંડી ગોફણ પંખિ ભાળે;
ટાંપી રહીછે બ્હિક ચોભણી જો, પક્ષી લુટે અંન ઉમંગથી જો !. ૫[૫]
કાપે અનાજો વળિ ખેડુ કોઈ, ગાએ જ ગીતો શુભ રંગ જોઈ;
ઉદ્યોગિ સાચા જ નિરોગિ રાતા, થાએ નહીં કો દિ મદેથિ માતા. ૬
પત્રે ઠર્યાં ઝાકળ બિંદુ સોએ, મેદાન સંધૂં થયું ભીનું જોએ;
કેવૂં મઝેનૂં ફરવૂં પ્રભાતે, લાગે જનોને ખુબ છે હવા તે. ૭
વાએ ઘણી ટહાડ સવાર સાંજે, ખેડૂ ઉંફાળાં પટ કાંધિ લાવે;
બેસે કુંડાળે કરિ તાપણી ને, ખાએછ પોંખો પછિ પાડિને તે. ૮
વ્હાણે ચઢતો શ્રમથીજ દીઠો, લાગે રવી ધૂમરમાંથિ મીઠો;
શોભી રહેછે વન તેમ સાંજે, પ્હાડો સુનાના ઢગ જેમ ભાસે. ૯[૯]
વાએ ઘણો જોરથિ વાયરો ને, કંપે ઘણાં ઝાડ જનાવરો ને;
ઝાડોતણાં પાન ખરી પડે તે, જોતાં દિલાસો દિલને મળે રે. ૧૦[૧૦]

## ઉનાળામાં.

(માલિની.)

સરસ પવન ટહાડો મંદ વાસીત આવે,
સકળ વસતુ અંગે હોંસ આનંદ લાવે;
વન ઉપવન સંધા દીસતાં રમ્ય રંગી,
નવલ જ અનુરાગે પ્રાણિઓ છે ઉમંગી. ૧[૧]

---

૪ ઉપેર–પક્ષી; નીચે–જીવજંત.

૫ ગોફણ હત્યા કરનારી છે માટે ભુંડી. ભાળે–ભાળીને–જોઇને–તાકીને. જોકે ચાર પાસ બીક પક્ષીયોનો કાળ આણવાને ટાંપી રહીછ. જોકે પક્ષીઓ જાણેછ કે અહીં ગોફણો પડશે ને આપણે મરણની ધાસ્તી છે તોપણ અનાજની લુટાલુટ કરી મેહેલે છે (શી કુદરત) ?!

૯ એટલું તો ધુમર વરસી રહ્યું હોયછે કે સુરજને ઊંચે ચ્હડતાં ઘણી મેહેનત પડેછે એવું લાગેછે.

૧૦ શિયાળામાં ઝાડોનાં પાંદડાં ખરી પડેછે તે જોઇને દિલને દિલાસો મળેછ કે ચડતી પડતી સહુની છે–ઝાડ ઉનાળા ચોમાસામાં શોભી રેહેછે ને હમણાં આવાં છે; પ્યારી પ્યારાની–ઇશ્વરની કૃપા હતી તારે મારો પણ બ્હાર હતો–હમણાં વળી નથી–હોય સંસારજ ફેરફારનો છે તારે મારે શું કરવા રડવું જોઇયે.)

૧ (એકથી તે પાંચ શ્લોકલગી વસંતનું વર્ણન છે.)

વિધ વિધ વિધ રંગે ફૂલડાં શોભિ લ્હેકે,
ઉંચિ નિચિ ઘટ પત્રે વેલિયો ખૂબ લ્હેકે;
મધુરરસફળો તે સર્વને પાસ તેડે,
વળિ મિઠું પચરંગી પંખિયો ગાય કોડે. ૨[2]

વિવિધ ફુલલતાએ ખૂલતા માંડવાઓ,
તરુણ તરુતણા છે ડોલતા છાંયડાઓ,
હરખથિ નર માદા પંખિ ઝૂલે હિંડોળે,
મધુરસ સુખ તે લે ભાગ્યશાલી જ હોએ. ૩[3]

પરવતતણિ ટાંચે મોર કોએલ આંબે,
મધુર રવ કરે છે ધન્ય સાદે જ લાંબે;
ચૂત તરુપર તાજા મોરના ગુચ્છમાં તે,
મધુકરજુથ ઘૂમે હર્ષ ઘેલાઇમાં રે. ૪[4]

દિવસ સુરખિ મારે કૂમળે સૂર્યતાપે,
નિરમળ શશિયોગે રાત તો રમ્ય લાગે;
સરસ ફુલ પરાગો ઠામઠામે જ ઊડે,
નિરખિ સકળ તૂમાં ભાવથી કો ન બૂડે. ૫[5]

---

૨ ખીચોખીચ પાનડાં આવી રહ્યાંછે એવી વેલીયો (પવનથી) ઊંચી નીચી થયાં કરેછે અથવા લ્હેકો કરી કરીને ઊંચી નીચી થાયછે, અર્થાત્ ઝાડ વેલીયોનું મંદ મંદ પવને હાલવું થાયછે તે ઘણું આનંદ કરનાર છે. મધુર–મીઠો છે રસ–સ્વાદ જેનો એવાં ફળો સહુને–લોકને પોતાની પાસ તેડેછે. લોકો લલચાઈને ફળોનાં ઝાડ પાસે જાયછે.

૩ ખુલતા–શોભતા–તરુણ–લીલાંછંમ–નવાં જોબનના બ્હારવાળાં ઝાડ નહીં પણ તેના ઓળાઓ ડોલેછે. (ઓળાઓ હાલેછે તે ઉપરથી.) અને જ્યારે ડાળીઓ ઉપર નર માદા પક્ષીઓ બેઠાં હોયછે, ને પવનથી જે ડાળીઓ–ડાળીઓના ઓળાઓ હાલેછે, તારે એમજ લાગેછે કે આ પક્ષીઓ પણ હિંડોળાનો વિલાસ કરેછે. સાથે બેઠેલાં છે–હીંચકા ખવાતા જાયછે, મ્હોડામાં મ્હો ઘલાતાં જાયછે વગેરે. મધુના ઘણા અરથ થાયછે–વસંતઋતુ, આકાશ, મદિરા, ભમરો, દુધ, પાણી, મધ, અમૃત આદિલઇ, પણ એ ઠેકાણે વસંતઋતુજ.

૪ ટાંચે મોર ને આંબે કોયલ. મધુર રવ–મીઠા શબ્દ. (ધન્યછે તેમને). ચુત–આંબો. મધુકરજુથ–ભમરાઓના ઝુંડ. હર્ષ ઘેલાઇમાં–હરખની ઘેલાઇ.

૫ જેમ હિંગળોકિયા ગુલાલ ઉડી રહ્યું હોય ને તેની કેવી દુરથી સુરખી મારેછે તે પ્રમાણે વસંતઋતુના દાહાડાનો રંગ ભાસેછે–મતલબ કે સૂરજનો મદારા કુમળો હોયછે; વાદળ પણ સુશોભિત હોયછે વગેરે. નિર્મળ શશિયોગે

અતિશ ગરમ કીર્ણે સૂર્ય સંધે પ્રકાશે,
મૃગજલ બહુ ભાસે ક્ષારવાળી જગાએ;
સખત લુ વરસે ને એદિશા શૂન્ય થાએ,
નદિ સરવરકેરાં પાણિ સૂકાઇ જાએ. ૬
બહુ ડર ઉપજાવે ખેતરો તો તપેલાં,
ધર મુકિ કરવા તે રે પ્રવાસો ન સ્હેલા;
અતિશય ઉકળાટો વાદળી તાપ લાવે,
શ્રમ સહજ કરંતાં લોક થાકીજ જાએ. ૭
ખુબ લટકતિ આંબે દીસતી કેરિઓ ને,
અવર ફળ ધણાંઓ દે રસો મિષ્ટ મોને;
હરિત ગુરૂ તરૂઓ શોભતાં પાતરાંથી,
સુખ સરવ જિવોને આપતાં છાંયડાથી. ૮[૮]
પરવતનિ તળેથી તેથિ થોડેક દૂરે,
સુણું અટકતિ ગાતી કુંજ ધીમેજ સૂરે;
સરખિ મધુર ચૂં ચૂં કૂપ સારંગિ વાગે,
છરર પડતું પાણી નિર્મળૂં રમ્ય લાગે. ૯[૯]
ચરિ કરિ વળતૂં તે પાછું ગોવાનું જોઉં,
રૂડું કરતુંજ એં એં ટોળું ઘેટાનું જોઉં;
વળિ રમણિય જોઉં થંડ દીનાંત સીમા,
રસ પિઇ બનિ કેરી રે સમૂં પોકળીમાં. ૧૦[૧૦]

---

(સુદમાં છઠ પછીનો અને વદમાં દસ્સેમ લગીનો) આકાશ સ્વચ્છ તેથી ચંદ્ર પણ સ્વચ્છ પ્રકાશતો (ઝાંખો નહીં) તેને લીધે. એ વસંતલીલા જોઇને તુમાં-ઓ ઇશ્વર તારામાં ભાવથી-પ્રેમથી કોણ ન બુડે એટલે લીલા જોતાં તારા વિચારમાં કોણ ધૂમ ન થઇ જાય-હું તારી લીલાના દરિયામાં કેમ ન બુડી જાઉં-હું તારામાં કેમ ન સમાઇ જાઉં.

૮ હરિત-લીલા રંગનાં. ગુરૂ-મોટા. તરૂ ઝાડો.

૯ (જેણે સુરતની પાસેનાં કતારગામમાં, પુનાની પાસેની પર્વતી આગળ, અને પાહાડની તળેટીમાં કેટલાંક ગામોમાં સમીસાંજ ગુજારી હશે તેને એ શ્લોકની મઝા લાગશે). કુંજને ધીમેજ-ઘણે ધીમે સુરે (જાણે ખરજમાં) અટકતિ-રહી રહીને ગાતી (કુંજમાંના પક્ષીયોને માળામાં ભરાતાં અથવા ભરાયા પછી તરત થોડીકવાર બોલેછે તે). કૂપ સારંગી-કુવાની સારંગી-કોસ-રેંટ. રેંટનું પાણી જે હવાડામાં પડેછે તે. છરર પડતું પાણી.

૧૦ દીનાન્તસીમા-સાંજનાં ઝળઝળાંની આખર અથવા એ સમેની જે શોભા

## ચોમાસામાં.

(મંદાક્રાંત.)

તૈયારી છે ચુપચુપ કહે કાગડાઓ નકીબ,
સંધૂ દીસે પવન ન હિલે શાંત રૂડૂ ગભીર;
શોભા વર્ણૂ શું હું ઝટ પછી મેઘરાજા પધાર્‌યા,
વૃક્ષાદીએ હરખથિ નમી સ્વસ્તિ શબ્દો પુકાર્‌યા. ૧[1]
કેવો થંડો પવન અતિસે જોરમાં આવતો રે,
ઓ આ આવી ઝડપથિ બહૂ વાદળી કાળિ જો રે;
આહા કેવૂ પડું પડું કરે ઘોર આકાશ ભારે,
ઓહો: આવ્યો ખુબ તુટિ પડયો મેઘ મોટીજ ધારે. ૨[2]
ચારે પાસે વિજળિ ચમકે ઊપરા ઊપરીરે,
ગાજી રેહે ગરજનથકી રાન આખૂં વળીરે;
વ્યાઘ્રો સિંહો અતિસ તડુકે ઝાડ મોટાં પડે રે,
જોતાં ત્રાસે પ્રથમ નિકળ્યો તે પ્રવાસી મરે રે. ૩
જોગી બીજા જન હું સરખા કષ્ટ જેને પડેલાં,
તેઓ રાને લવ નવ બિહે જોઇ ઉત્પાત ઘેલા;
જોગી હર્ષે ચિંતન કરતા સચ્ચિદાનંદનૂં ને,
દુ:ખી અજ્ઞા: મરણ ઇછતા સુજ્ઞ તે રંગ જૂએ. ૪[4]

---

અથવા એ શોભા બીજી શોભાની સીમા-હદ્દ છે-હવે બીજું કંઈ જોવાનું રહ્યુંજ નહીં. એ શોભા જોતાં વિચારની પોકળીમાં-આકાશમાં કેરીનીપઠે ઘુમ થઈ જાણેછ.

૧ કોઈ સભામાં કોઈ રાજા-સુબા આવવાનો હોયછે ને તેની આવવાની તૈયારી થઈ રહીછે તો નેકીદાર-સિપાઇયો સહુને કેહેછે કે મુગા રોહો મુગા રોહો ને પછી કોઈ બોલતું કે ચાલતું નથી, પણ આમ કરીને રાજા પધારેછે કે સભાના બેસનારાઓ હરખથી નમન કરીને કલ્યાણ કલ્યાણ એવા શબ્દો ઉચ્ચારે છે. વન એ કચેરી, ઝાડ પશુ પક્ષી આદિ લઈ એ સહુ કચેરીમાં બેસનાર. મેઘ એ રાજા, કાગડા-આદિપક્ષી-એ નકીબ-સીપાઇ. (એવું ઘણીવાર જોવામાં આવે છે કે વરસાદ આવવાની પેહેલાં પવન બંધ થઇ જાયછે, ઝાડ હાલતાં નથી, પક્ષી બોલતાં નથી ને સુનકાર જેવું થઇ રેહેછે, પણ વચમાં વચમાં કાગડાઓ બોલતા હોયછે-એ લુચ્ચા શાણા રેહેતા નથી માટે એ નકીબ; એને જાણે શ્રુષ્ટી-ભાનુ આમ કરીને ઝાપટું આવ્યું કે પવન છુટેછે, ઝાડો ડોલવા માંડેછે ને શબ્દો કરેછે-સિંહાદિ ગર્જના કરેછે. ઝાડો ડોલેછે એ જાણે નમન કરેછે, ઝાડને આમ્રી શબ્દ કરેછે તે જાણે સ્વસ્તિ સ્વસ્તિ બોલતાં હોયની શું?)

૨ (વરસાદ નહીં પણ આકાશજ પડું પડું કરી રહ્યુંછે.)

૪ હું સરખા એ ખોટું નથી. (પ્યાર અને પૈસા સંબંધી જે મારી

ચાલ્યા જાએ ગડ ગડ ગડી આ ભડાકા કડાકા,
વીજો ચળકે જળ ખુબ પડે વાયુ લેતા તડાકા;
વાંસો ફૂટે તડ તડ કરી રાન થાએ કરાળ,
ઓથો વીના સરવરતટે બૂમ પાડે મરાળ. ૫[5]

મ્હાડે મોરો થન થન કરે સૂર ઊંચું લઈને,
આંબા ડાળે કરતિ ટઉકા ખૂબ કોએલડી તે;
દાદૂરો તે સરવર વિષે બોલતા કૂદતા ને,
પીએ તોએ પય પય કરે આકળા ચાતકો તે. ૬[6]

પાણી પાણી સકળ વનની કુંજમાંહે મચે ને,
મ્હાડી ભૂમી ચકચક બને સાફ ધોવાઈને રે;
થંડી મીઠી અનુકુલ હવા થાય તાંહાં પછીરે,
દર્દો જાએ દરદ્રિ જનનાં રમ્ય પાણી હવાએ. ૭

ખેડૂ લોકો શરિર ભિજવી ખેતરે કામ કર્તા,
જેને થાએ શરદિ ગરમી થોડિ રે અન્ય કર્તાં;
આહા જોતાં બહુ નવ નવા રંગના જીવજંતો,
થાએ ડાહ્યો સમજણથકી જીવ મારો નચંતો. ૮

મ્હાડો લાગે રમણિય બહૂ છેક જંગાલિ લીલા,
કોઇ ભૂરા ધુમરથકિ તો કોઇ આછાજ લીલા;

---

ગભરામણ તે હુંજ જાણું. દયા ઉપજાવવાને અથવા બડાઇ હાંકવાને એ શબ્દો નથી લખ્યા) એવાં તોફાનમાં જોગીને અને મારા સરખા જ્ઞાનીને સૂર ચડેછે ને તેઓ સચ્ચિદાનંદનું ચિન્તન કરેછે, પણ જેઓ અજ્ઞાઃ જ્ઞાની નથી તેઓ તો અતિ દુઃખથી કંટાળીને મરણ ઇછેછે—આત્માઘાત કરવા ધારેછે પણ સુજ્ઞ—સમજુકતો રંગ જુએછે—દુનિયાના ઢંગ જોઈને પછી કુદરતના રંગ જોયછે ને પછી ઇશ્વરની સ્તુતિ કરેછે.

૫ વાંસો—બાંબુઓ; વાંસનાં ઝાડ. કરાળ—બિહામણું. ઓથો—વરસાદથી બચવાના આશ્રમો. મરાળ—હંસ.

૬ પય પય—પાણી પાણી એમ બોલવાની ટેવ પડી ગયલી એવો જે ચાતક—બપૈયો—પપૈયો તે સારી પડે વરસાદ પડયા પછી તેનાથી પયપય બોલાઈ જવાય છે. ઘણાએક જણ કેહેછે કે પપૈયો પિયુપિયુ કરે છે પણ તે એવી કલ્પના ઉપરથી કે વિરહિણી પિયુ પિયુ કરે છે ને ચાતક પણ વરસાદને માટે તરસે છે તારે એ બે સમ દુઃખી છે માટે ચાતક પણ પિયુ પિયુ કરે છે એમ વિરહિણીને કાને ધ્વનિ પડેછે. આકળો—પ્રથમ પાણી ન મળેલું તેથી આકળા અને મળ્યા પછી પણ ફરી નથી મળવાનું એ વિચારથી જેટલું પીવાય તેટલું

ઊંચે જોઉં પરવત ચડી તો ઘણાં અભ્ર રંગી,
નીચે જોઉં ભરપુર ખુલ્યાં ઝાડનાં ઝુંડ રંગી. ૯
આડો જાતો બહુ પવનથી મેઘ ઊંચેથિ જોવો,
એતો લાગે ધુળ ઉડિ રહી વા દિસે ધૂમ્ર ગોટો;
સિંધૂ પ્હાડો તરુ નભ સહૂ એક રંગે મળ્યાં રે,
માટી રાતી ભિનિ ભિનિ અને ઘાસ લીલાં ભિનાં રે. ૧૦
ઊંચે તર્તાં વિધ વિધ કહૂં શોભતાં વાદળાંઓ,
આકારે જે તરુ પશુ જિવો પંખિ જેવાં ઘણાંઓ;
કાંણાંવાળા ધું ધું ધું ધું ધું ધૂં વાંસ પોલા કરે રે,
તેતો કુંજે પ્રિય કરણને ખૂબ લાગે ખરે રે, ૧૧[૧૧]
કો કો ઠામે ડુંગરપરથી ધોધ મોટા પડે રે,
જેમાં રૂડા સુરજ કિરણે રંગ ઝાઝા બનેરે;
એને જોતાં અચરત થઈ કાં ન તૂને સ્તવૂં રે,
ધો ધો ધો ધો મધુર સુણતાં કાં ન લ્હેરે સુઊં રે. ૧૨
વ્હાણે સાંજે રૂડું ધનુપ જે આસમાને જણાએ,
જોતાં તેને નિરભય તરે કો ન આનંદમાંહે;
ધાએ જોતાં નદિ ભરપુરી કેમ ના મંન મોટૂં,
સૂણે પાણી ખળ ખળ થતૂં કેમ ના સ્હેજ લોટૂં. ૧૩[૧૩]
હોડી ચાલે છર છર કરી કાપતી પાણિને ને,
ખેંચી બાંધ્યા પવનથકિ આ તોય ફૂલે સઢો તે,
બારા વાળી નમિ રહિ જુઓ બાજુ પાણી ભણીરે,
સંધ્યાકાળે તટ નિરખવૂં મોજ આહા ઘણી રે. ૧૪[૧૪]
શોભે કેવાં બહુ ખડ અને ધાન્ય તે ખેતરોમાં,
ઝાડો લીલાં વિવિધ ફુલડાં વંન ને વાડિઓમાં;

---

મોટ સેવામાં–ધરાયલા તોપણ આકળા. ૧૧ વાદળાં તરેહ તરેહવાર આકારનાં તરતાં દેખાય છે.–કોઇ ઝાડ જેવાં, કોઇ પશુ જેવાં, કોઈ પક્ષી જેવાં વગેરે.

૧૩ આનંદમાં કોણ ન તરે ? (નદીને ભરપૂર જોઈ મારૂં મન કેમ ન મોટું કરૂં–દુખ દેનારને મારી કેમ ન બક્ષું ?–પેટ મોટું કેમ ન રાખું ?.) લોટું લ્હેરમાં ઊંઘી જવી. ૧૪ બારો–સઢને નીચલે છેડે બાંધેલું દોરડું જે, સઢ ઉઘડ્યા પછી અંદર તરફ બાંધવામાં આવે છે ને જેથી સઢ ઢીલો–તંગ થાયછે તે. એ બારા તરફની હોડીની જે બાજુ તે નમી રહેલી હોય છે. (મેં હોડીની

મીઠાં ખાસાં સરવરતણાં નીરતો નિર્મળાં ને,
મેદાનોમાં હરણ બકરાં ગાય ઘેટાં ચરે રે. ૧૫[૧૫]
આકાશે તો ચકચક થતો શ્વેત વાગો સજ્યો રે,
તારાઓ જે મુઝઈ રડતા શોક તેણે તજ્યો રે;
પીડાતો તે અતિસ કમળે ચંદ્ર સારો થયો ને,
પાવા માંડી ફરિ મિઠિ સુધા ધન્ય તેણે સહૂને. ૧૬[૧૬]
રાતે ચાંદો અધવચ ઠરે થંડ આકાશમાં ને,
તારા સંધા ચળકિજ રહે ખૂબ ગંભીરતાએ;
શબ્દો લાગે દુરથકિ થતા માછિના મિષ્ટ કાને,
વાયૂ આવે ફરફર વળી એ મઝા કોણ જાણે!. ૧૭[૧૭]

(પદ.*)

પ્રેમચંદાની બલીહારી રે, રસીક જન સોએ;
પીએ અંમૃત તો નરનારી રે, અંશી જન હોએ. ટેક.
ચંદા મળે હવે માહરે રે, કરવી તે કોની આશ;
જંજાળથી છુટકો થશે રે, પીઊં અમૃત હોંસે હાસરે. અં૦ ૧

---

મોજ ઘણી કરી છે–રેલમાં પણ એરિયાં ખાધાં છે) તટ–કિનારો. ૧૫ (એ શ્લોકથી તે ૧૭ મા સુધી અને પાછું પદમાં શરદ્ વર્ણન છે.) ૧૬ (ચોમાસાંમાં આકાશે શ્યામ વસ્ત્ર પેહેરયું હોય છે તે તે બદલી સફેત વસ્ત્ર પેહેરેછે–આકાશ સ્વચ્છ સફેત દેખાય છે. કમળે–કમળાના રોગથી ચંદ્ર દુઃખી હતો (ચોમાસાની ચાંદની પીળી હોય છે) તે સરિ થયો છે (શરદનું ચાંદરણું જેવું બીજું ચાંદરણું નહીં.) તેણે–ચંદ્રે સહુને નિર્જિવ સજીવ પદાર્થોને ફરીથકી મીઠું અમૃત પાવા માંડયું (ચાંદનીની લ્હેજત આપે છે) ધન્ય છે તેને ! ૧૭ (એમાં મધરાતની ચાંદની ને એકાંતની મઝા વર્ણી છે)–એવી વેળા ખારૂવાઓના દુરથી સંભળાતા શબ્દો ખરેખર ઘણાજ સારા લાગે છે!

* (હું જારે વાલકેશ્વરથી અંગ્રેજોને શિખવીને રાતરે ૧૧–૧૨ વાગતે ઘેર આવતો તારે બગીમાં એકલાં ચંદ્રનાં સામું જોયા કરતો. એમ જોતાં એક દાહાડે 'પ્રેમચંદાની બલિહારી રે રસિકજન રહોયે' એટલું મ્હોડાંમાંથી નિકળી ગયું ને પછી ઘણે દાહાડે તે કકડો હાથ લાગાથી પદ પુંરૂં કરયું છે) એ પદમાં મૂળ ચંદ્રનું વર્ણન છે. પ્રેમચંદ્ર–પ્રિયા–પ્રીતમનું વર્ણન છે, અને બ્રહ્મ જ્ઞાનચંદ્રનુ વર્ણન છે અને ત્રંણેને સરખી રીતે લાગુ પડે છે. એ પદની લ્હેજત ઉપલી ત્રણે વાતનો જે અનુભવી હશે તેનેજ પૂરી લાગશે. પ્રથમ એકાંતમાં સુવું ને સુતાં સુતાં ચંદ્રને જોયા કરવો–પછી એની મેળે ઊંઘ આવી જશે–પછી તેમાં ખુશીનું સ્વપ્નું આવે તે અનુભવવું–પછી ઘોર નિદ્રા થવાની–પછી ઉઠવું–ઉઠીને પાછું ચંદ્ર સામું જોવું–એ વખતે જે શરીર મનની હાલત તે હાલતમાં નિરંતર રેહેવાને કોણ ઇચ્છા ન કરે? એ શું મુક્તિ નથી? શૃંગાર રસનો સારી પઠે અનુભવ કરેલો એવા આશક માશુક કોઇ દાહાડો ધરાયલાં એકમેકની સામાં જોયા કરતાં હોય–જોતાં જોતાં બંનેને ઊંઘ આવી જાય ને ઉંઘી ઉઠયા પછી તરત

એ અંમૃત એવું વ્યાપિ રહે રે, તનમન ભરપૂર થાય;
બાહ્યાંતર આનંદમાં રે, સહુ તાપ સમૂળા જાય રે. અં૦ ૨[૨]
રૂવે રૂવે થંડક બહુ ઝરે રે, લ્હેરથી આંખ મીચાય;
ચંદા ચરીત્ર સંભારતાં રે, સેજ સૂખેથી ઊંઘાય રે. અં૦ ૩
સ્વપ્નમાંહે ફરી જો રમૂં રે, શુભ રંગ ચંદા સાથ;
રસ ઘૂંટડે પી પીપિ ધરૂં રે, છાતી સરસી સલૂણી જાત રે. અં૦ ૪
ઘોર નિદ્રા કરી જાગું તારે, સત્વ ગૂણી સોહાણી;
ચંદા ફરી નીહાળતાં રે, બનું સચ્ચિદાનંદ શૂં ગાણીં રે. અં૦ ૫
ચંદા નર્મદ તે એક જગે રે, પાસે પરસ્પર જોય;
રંગે રૂપે એ સરીખડાં રે, ખૂબ અનુપમ રસમાં સોય રે. અં૦ ૬[૬]
ચંદા નર્મદ પછી બે નહીં રે, એકજ બીંબ દેખાય;
જે પિગળી ગંગા બન્યૂં રે, જેમાં બીજાં પ્રેમીજનો ન્હાય રે. અં૦ ૭[૭]

---

# પ્રવાસવર્ણન.*

(તા. ૧૦ મી સપટેંબર ૧૮૬૨ થી તે ૯ મી અક્ટોબર ૧૮૬૨ સુધીનું.)

## ભાગ ૧. નાશકત્ર્યંબક.

(વસંતતિલકા વૃત્ત.)

મ્હારીભણી ખરિ અડી વખતેજ જોયૂ,
આંસૂથકી મલિન તેં મુખ મારું લોહ્યૂ;

---

એકમેકને જોતાં હોય (એ વેળા વિકાર હોતોજ નથી) એ શું મુક્તિ નથી? ને જેને અનુભવ વેદાંતનું ચોખ્ખું ભાન થાય છે ને જે બ્રહ્માનંદમાં રેહેછ તે મુક્ત છે એ વિષે તો કેહેવુંજ શું? કુમળાસને માટે પુલ્લિંગ ચંદ્રને બદલે સ્રીલિંગ ચંદા લખી છે—ચંદા એટલ ચંદ્ર;—ચાંદરણું નહીં. જો કે પદ ત્રણ મતલબ સારે છે તોપણ વિશેષે વેદાંતને લાગુ પડે છે. એ—પદની ખુબી મને જે લાગેછ તેમાંની કંઇ પણ ખરેખર હું સમજાવી શકતો નથી.

૨ જ્ઞાનચંદ્રથી—જ્ઞાન થયા પછી આધિ વ્યાધિ ઉપાધિ એ ત્રણ તાપનું મુળજ જતું રેહે છે.

૬ જ્ઞાનચંદ્ર—બ્રહ્મ ને હું એક જગોએ છેયે એવી અવસ્થા (સલોકતાં મુક્તિ); પછી પાસ પાસ આવી રહીછ (સમીપતા મુક્તિ); બે સરખાં (સરૂપતા મુક્તિ). ૭ એકજ બિંબ (સાયુજ્ય મુક્તિ)—'તત્વ' 'સોહં' 'કૈવલ્યં.' સચ્ચિદાનંદ રૂપ જે પ્રેમબિંબ તે પિગળી ગયું તેની પ્રેમગંગા થઈ ને એ પ્રેમગંગામા બિજાં મોક્ષને ઈચ્છનારાં પ્રેમીજનો નાહાયછે. અર્થાત્ જે સુઘડ પ્રેમીઅંશ જનોછે તે સુઘટ પ્રેમનો અનુભવ કરી—એ ગંગામાં ન્હાહી અંતે પેલાં પ્રેમબિંબરૂપ થઈ રેહે છે.

*વનવર્ણન લખ્યાથી જીવને કરાર વળવા માંડ્યો, પણ કારી જખમ એવું

ડૂબેલને સહજમાં તરતો કરયો આ,
વિશ્વેશ તેં કરિ કૃપા કરુણાભર્યા આ!. ૧
આપી સુબુદ્ધિ મિઠિને મળવાનિ મૂને,
જેથી ઠરયોજ જિવડો ઝટ ખોળિયે રે;
જો નાસુદર્શન[1] થયૂંહત તો રિબાતે,
ભારે વિયોગથિ–સુદર્શનતાપથી[2] રે. ૨

(ઇંદ્રવજ્રા વૃત્ત.)

(કેમકે) જેને ન ચાલે ઘડિ હૂં વિના તે, મૂને ન મ્હોડૂં શુભ દેખડાવે;
નક્કી લહ્યૂં મેં ઉતર્યોછ પ્યાર, ફીંપી નથી કો તકશીર યાર. ૩
લાંબે વિયોગે અતિસેં પિડાયો, કાયાથિ છૂટાં પડવા હું ધાયો;
કાંકે શું રહેવૂં વણ હેત આંહી, સાચાનીસામૂં નવ જોય સાંઇ[3]. ૪
રહેવૂં વિચાર્યૂં જઇ જંગલોમાં, પાછૂં ન આવ્યૂં અહિં ધાંધલોમાં;
થાતે અહીં[4] શી ભુંડિ હાલતો તે, વર્ણૂ હવે શૂં ગઈ રે બલા તે. ૫
જેને કર્યો અર્પણ પ્રાણ મ્હારો, જેને વડે હૂં રહું રોજ સારો;
જેનાં હું વેણો અડધાંજ ઝીલૂં, જેની કરી ચાકરિ ખૂબ ખીલૂં. ૬

---

તો લાગેલું કે રહી રહીને ગટકા ભરીજ આવે. એવોજ તુરંગ ઉઠયો કે હવે મુંબઈમાંજ રેહેવું નહીં–બસ મુસાફરી કરયા કરવી ને અરણ્યોમાં ફરયાં કરવું પણ વળી ઘરડા બાપને એકલા મુકીને જવું તે મન કહ્યું ના કરે, માટે થોડા મહિના–દાહાડા પણ જવું તો ખરૂં એવું નક્કી કર્યું–મનના દુખથી શરીર પણ લેવાઇ ગયલું. એવામાં વળી જેની જુદાઇ હતી તેનું રહેજ મળવું થઇ ગયુ તેથી બાહાર જવાનો જોસ્સો નરમ પડી ગયો પણ ઘરમાં કહેલું તથા તૈયારી કરેલી તેથી અને શરીર બગડી ગયલું તેથી ભર ચોમાસે સૃષ્ટિસૌંદર્ય જોવા નિકળ્યો. વિશેષ વાત, પ્રવેશકમાંથી માલમ પડશે.

ખરેખર એ મહિનામાં હું સૃષ્ટિસૌંદર્યરૂપી બ્રહ્મમાં લીન હતો—ઝાડ કે પાહાડ, કે નદી કે નાળું, પશુ કે પક્ષી, રે ખરડાયલું તરણું દેખતો કે આનંદ થતો ને ઉપરા ઉપરી એવો આનંદ થયાં કરતો તેથી હું આનંદમય થઈ ગયો હતો. ચોમાસામાં મુસાફરીનું ઘણું દુઃખ અને તેમાં વળી નબળે શરીરે પાહાડો ઉપર ચઢવું, નદી નાળાં ઓળંગવાં અને કાદવ કીચડમાં ચાલવું એ ઘણુ દોહ્યલું તોપણ મને કંઈજ જણાતું નોતું–(એ વિષે વિસ્તારે બીજે ઠેકાણે લખીશ.) એ પ્રવાસવર્ણનમાં અતિશયોક્તિ જેવું થોડુંકજ છે–એ મારૂં કવન શુદ્ધ શાંતરસ ભરપૂર છે.

૧ (તારૂં સારૂં દર્શન.)

૨ સુદર્શન નામનું ચક્ર (વિષ્ણુનું આયુધ.) સુદર્શન તાપ એટલે તે ચક્ર વાગ્યાથી શરીરમાં થાતી વેદના. વિયોગ જે સુદર્શનતાપ તેથી. સુદર્શન તાપથી જે પીડા તેવીજ પીડા વિયોગની છે.

૩ ઈશ્વર. ૪ ઘેર, કુટુંબમાં.

તેણે મને ના પડતો મુક્યો રે, દેખાડી મ્હોડું હસતો ક્યોં રે;
ધીરેજ પાડયો કરિને ખુલાસો,ત્હારે થયો આજ નચિંત ખાસો. ૭
છૂપા કરો જે હળવે ડબાયા, ચાવેલ દાણા ફરિથી ચવાયા;
ધીરે રહી જે થઇ વાત થોડી, ના હૂં ભુલૂં તે ઘડિકેરિ ગોડી. ૮
મ્હારે શરીરે નબળાઇ જોઇ, સલ્હા બતાવી ફરવા જવાની;
રે તે પ્રમાણે ફરિને હું આવ્યો,સાથે વળી ટિપ્પણ થોડું લાવ્યો. ૯
મિત્રે કહ્યૂં કે કવિતા રચીને, જોયૂં રુડૂં તે બધું ગા મચીને;
તેથી હું દહાડા તિસનો પ્રવાસ, વર્ણૂંછ તે તેનિ પુરોજ હાંસ. ૧૦

## મુંબઈથી તે રણતુંડીસુધી આગગાડીમાંથી જોયલો દેખાવ.

(કટાવ.)

ગાડીમાંથી, રચના જોતાં, હરખ્યું મન મુજ, ડુંગર મ્હોટા, પડેલ લાંબા, અજગર જેવા, દેખાયા તે, રંગ રંગના, કેટલાકના, કળોઠિ જેવા, રંગ ચળકતા, કેટલાક તો, કાળાબલ્લક, કેટલાક તો, ભૂરા રાતા, કેટલાક તો, ઝાડ ઝૂમખે, પાકા લીલા, કેટલાક તો, ફક્ત ઘાસથી, કાચા લીલા, જેની માંહે, વચ્ચે વચ્ચે, લાલ માટિના, ઢળતા લીટા, શોભે સારા, કો[1] લીલાપર, કાળિ વાદળી, ઝૂમી રહેલી, કો કો ઠામે, ઝાડ તાડનાં, ઊભાં ઊંચાં, આગળ જાતાં, ખેતર તેમાં, ઝાડો વચ્ચે, કંઇ કંઇ અંતર, જે માંહેથી, આરપાર ખુબ, નીરખતાં તો, ચકચકતો બહુ, દરિયો દીસે, ડૂંગરપરનાં ઝાડોકેરી, ઘટા અને બહુ, ઝાડ ઝૂંડનાં, વન રઢિઆળાં, જેમાં હજાર જીવજંતુનું, રક્ષણ થાએ, કોઈ ખાતાં, કોઇ વઢતાં, ક્રીડા કરતાં, સુતાં ચાલતાં, નાનાવિધના, વ્યાપારો તે, કરતાં હોશે, ગાડી જારે, જાય ટનલમાં[2] ચિંઈંઇં કરીને, તારે સહુ જન, થાય અજબ બહુ, એવી વેળા, થોડિવારનાં, અંધારાંમાં, નિજ પ્રિયજનને, છાતી સરસૂં, ખૂબ ચાંપવૂં, એ સુખરૂતો, સ્વર્ગનું સાચે, વળી ટ્રેનને[3], કોઇ જગાએ, અરકતરાતી, વર્તુળાર્ધમાં[4], દોડી જાતી, અને ધુમાડો, તડકામાંથી, વિધવિધ રંગે, બહૂ ચળકતો, કુંડાળામાં, ઊંચે જાતો, એ જોવૂં ને, ક્રમે[5] સુરંગો, ઘન અંધરાયે, ફુટતી ગંભિર, ઝરણો છણ છણ, કરતાં સુણવાં, એ સંધાંથી, વિસ્મય પામી,

---

૧ કોઇ ડુંગર. ૨ કોરેલો ડુંગર. ૩ આગગાડીની હાર. ૪ અડધા ગોળનો આકાર. ૫ એક પછી એક.

કુદરતકેરાં, વખાણ ઝાઝાં, કરતાં કરતાં, કોણ નહીં રે, થઇ આનંદી, લ્હેર લ્હેરમાં, આંખ મીચીને, ડોલે ડોલે!

---

## નાશક અને ત્ર્યંબક એ બેની વચમાંનો માર્ગ.

(ચંદ્રાવળા.)

મારગડો બહુ ઝાડે શોભે, વડ પીપળ ને સાગ;
જમરુખડી જાંબૂડી મ્હોડાં, આંબા જાગે જાગ;
આંબા જાગે જાગ તે આવે, છાયાનું સુખ લે જન ભાવે;
કેળ ભણી મન વળતૂં લોભે,—મારગ૦ વડ૦ ૧
વળી કરમદી બોરડી બાવળ, કાંટાસરિયા હોય;
થુએરિઆ[1] ઝુંમર જેવા ને, ઊંટકટાફુલ સ્હોય;
ઊંટકટાફુલ સ્હોય છે પીળાં, ખેતર તો દીસે બહુ લીલાં;
શાળ નાગલી[2] છતમાં આવલ[3],—વળી કર૦ કાં૦ ૨
ઊપરથી વરસે મ્હે ભારી, ઝાડ તળે પશુ જાય;
ભેંસ ગાય બકરાં ને ઘોડાં, બહુ દુબળાં દેખાય;
બહુ દુબળાં દેખાય પણ સારાં, કામ કરે પ્હાડે વસનારાં;
ઘુંગટીમાં લપટાય રબારી,—ઊપરથી૦ ઝા૦ ૩
હોલા લક્કડખોદ બપોરે, વનમાં કરતા સ્હોર;
ચકલીઓ તો ચકચક કરતી, માખીનું બહુ જોર;
માખીનું બહુ જોર પણ લાગે, જાણે વાજું મધૂરૂં વાગે;
બોલે કુકડૂ કુઃ કુઃ તોરે,—હોલા૦ વન૦ ૪
ચઢ્યા એક ડુંગર કે આવે, બહુ મોટું મેદાન;
જેની પણ ચોપાસે ડુંગર, ઝાડવનાનું રાન;
ઝાડવનાનું રાન છે જાંહે, શાળ[4]તણાં ખેતર કો તાંહે;
ઝરણાં વ્હેતાં તે મન ભાવે,—ચઢ્યા૦ બહુ૦ ૫
એવાં મેદાનો છે ક્રમમાં, કહૂં આસરે સાત;
એકલડો શૂરો પણ હબકે, કાયરની શી વાત;

---

૧ થુએરિઆની ઘણી જાત હોય છે તેમાંની એક—જેને કાંટાવાળા આડા ઉભા કોઇ કોઇ પાંદડાંવાળા દાંડા હોય છે તે. ૨ ઝીણું અનાજ છે. જેને દળીને ગરીબ લોકો રોટલા કરી ખાય છે. ૩ આવેલાં. ૪ ભાત ડાંગેર.

એની પડોસે લઘુ કુંડ બે છે, ઉંડાણમાં છાતિ બરાબરે છે;
પાણી હમેશાં બહુ વાસ મારે,(તોએ) ન્હાવે જનો[૫]ના નિજ મંન મારે. ૪
જાત્રાળુકેરી બહુ મોટી આશ[૬], તે જોઇ હૂં-તો અતિસેં નિરાશ;
જોવાતું એમાં નથિ કાંઈ રૂડું, ન્હાવે[૭] પિવેથી તન થાય ભૂંડૂં. ૫
આવ્યા ઉંચેથી બહુ વાંદરાઓ, ખાવા ચણા-તે પછિ જોઇ રાચ્યો;
એકે ફુલાવ્યૂં નિજ ડાચું એવૂં, ફાટીજશે તે હમણાંજ તેવૂં. ૬
ત્યાંથી ગયો હૂં પછિ કાંઇ છેટે, વર્ષાદથી તો બહુ ભીનું નેટે[૮];
જોયો ઊંચે ગૌતમ[૯] ગોખલો જ્યાં, સો આઠ લિંગો શિવનાં થપાયાં. ૭
ત્યાંથી વળી આગળ જો જવાત, દેખાત તો ગોરખની[૧૦] ગુફાય;
ત્યાં ના ગયો હૂં પડવાનિ બ્હીકે, ઊભો રહ્યો ગૌતમની[૧૧] નજીકે. ૮
જોતાં નિચે ડુંગરની અહીંથી, ઝાઝો થયો હૂં મનમાંહિં રંગી;
આહા શું શોભા વરણી શકૂં રે, જોતાં થયો સ્તબ્ધ જ છેક હૂં રે. ૯
ઝાડોતણા તો ઘટ ઝૂમખાઓ, ઘેરો લિલો છે બહુ રંગ જેનો;
કો કો જગાએ નરચું ઘાસ ઉગ્યૂં, રંગે દિસંતૂં ખુલતૂં જ લીલૂં ૧૦
વાંસો અને જંગલિ અંબવૃક્ષો, જોતાં મને રે ઉપજ્યા બહૂં ભો;
દેખાયું ટાંકી સરખૂં તળાવ[૧૨], મોટૂં ઘણૂં જે જિવતૂં મનાય. ૧૧
આઘે દિઠાં ત્ર્યંબક છાપરાંઓ, ઊપર જેના જુજ ઝાડવાંઓ;
દેખાવ તેથી ખુશિ આપતો છે, નાના પ્રકારે ગિરિ શોભતો છે. ૧૨
ચોપાસ સંધૂં સુનકાર લાગે, વચ્ચે ઝરાના મૃદુ[૧૩] શબ્દ થાએ;
લ્હેરો વળી વાયુનિ મંદ આવે, જોઊં રુડો ડુંગર પૂર્ણ ભાવે. ૧૩

---

૫ પાણી ગંધાય છે તોપણ ધરમઘેલા ભોળા ભાવિક લોકો તેમાં નાહે છે.

૬ એ ગંધાતા પાણીમાં ન્હાવાસારૂ લોકો આટલું કષ્ટ ભોગવી આવે છે એમ હું જાણતો નહતો. ખરેખર તેઓ કોઇ બીજી સૃષ્ટીની રચના જોવાસારૂ જાતરા કરવા આવતા નથી.

૭ તે પાણીમાં ન્હાયાથી અને તે પાણી મ્હોડાંમાં ઘાલ્યાથી શરીરમાં બગાડો થાય છે. (અસલ પાણી એવાં નહિં હોય.)

૮ ખરે; નક્કી.

૯ ગૌતમ ઋષીને રેહેવાનો ડુંગરમાંનો ગોખલો;-બાવાઓની બેઠક હોય છે તેવો, એણે ૧૦૮ શિવલિંગ પાસે પાસે થાપ્યાં છે.

૧૦ એ અંધારી ગુફામાં ગોરખનાથનાં પગલાં છે. એ ભયંકર છે ખરી. એમાં માણસને સેહેલથી લુંટી મારી સંતાડી રાખવામાં આવે ખરૂં. (એવુ ભોમિયાયે કહ્યું.)

૧૧ ગૌતમ ગોખલો. ૧૨ ગંગાસાગર. ૧૩ કુમળા.

જોતાં નવૂં વિસ્મય મંન પામે, ગંભીરતાથી ભય ભારિ જામે;
આનંદ તોએ પછિ વ્યાપિ રેહે, એવો ચમત્કારિક પ્હાડ છે એ. ૧૪
ટોંચે દિસે બેઠક પેશવાની, કૈલાસ[૧૪] નામે રૂડિ ઓળખાતી;
કૈલાસ[૧૫] છે બ્રહ્મગિરી ઉંચાઇ, એમાં ન ચાલે તકરાર કાંઇ. ૧૫
સંસાર સંધો વિસરી જવાએ, પાપી પ્રપંચો મનમાંથિ જાએ;
લીલા પિતાં હૂં નથિરે ધરાતો, એવો તપસ્વી ગિરિ છેજ આ તો. ૧૬
એ સર્વ જોતાં ચિત તો સમાયૂં, વિશ્વેશમાં ને બિજું કૈં ન ભાવ્યૂં;
આનંદમાં નર્મદ છેક ડૂબ્યો, એવો દિઠો બ્રહ્મગિરી જ ઊભો. ૧૭
પાછો નિસંડી[૧૬] ઉતરી પડી મેં, નીલે[૧૭] ચઢી જોયું તળાવ[૧૮] છે તે;
ત્યાંથી પછી ત્ર્યંબકનાથ[૧૯] વાડી, જોઇ રુડી તે ફળવૃક્ષવાળી. ૧૮
કેળો ખજૂરી બહુ નાળિએરી, શોભા રૂડી એળચિ ઝાડકેરી;
દાડેમ પૂગી[૨૦] ફળ રામ[૨૧] સીતા, અંજીર લીંબૂ જમરૂખ મીઠાં. ૧૯
નીલે[૨૩] ફરીથી ચઢિ હાંફતાં ત્હાં, કીધાં પછી દર્શન દેવિ[૨૪] કેરાં;
વિશ્રાંતિ પામ્યો લગરીક વાએ, થાકયો ભુખ્યો મેં કંઇ ના ચલાએ. ૨૦
ઊભાં રહી નીલ[૨૫] પલાંઠિ ખોળે, જોયો ફરી બ્રહ્મગિરી બપોરે;
વાંકો પડયો અંતરગોલ જેવો, જોતાં ધરાયો નવ તે હું તેવો. ૨૧
માથૂં ઉંચૂં વાદળિથી સફેત, ઝાંખૂં ભુરૂં પેટહું પથ્થરે જ;
ઝાડોથકી ચિન્હિત[૨૬] કાંઇ થાએ, જોતાં ન મારો જિવ તો ધરાયે. ૨૨
ઉલ્ટો[૨૭] સુદીનો બિજચંદ્ર જાણે, વક્રાકૃતી[૨૮] ને ભુરું ધાભું રાખે;
જેમાં કંઇ છે મૃગલાંછનો[૨૯] તે, જોતાં ન મારૂં મનતૃપ્ત થાએ. ૨૩
પાછો ઉતારે મથિને હું આવ્યો, તારે સુયંત્રે વળિ એક વાગ્યો;
ચારેક વાગે જમિ ખૂબ ઉઠયો, સાંજે ફરીથી ફરવા હું ચાલ્યો. ૨૪

---

૧૪ એ ઉચી ટેકરી—શીખર શંકરે જટા પછાડી ગંગા કાહાડી હતી.
૧૫ શિવનું ધામ. ૧૬ સાતશેં પાયરી. ૧૭ નીલ નામના પહાડની એક ટેકરી ૧૮ એ તળાવ બાંધેલું નથી. ૧૯ ત્ર્યંબક ગામમાં ત્ર્યંબકેશ્વર નામના મહાદેવ છે તેની વાડી એટલે તેનું ઉત્પન્ન તે મહાદેવને અર્પેજ વપરાય. ૨૦ સોપારી. ૨૧ રામફળ. ૨૨ સીતાફળ. ૨૩ નીલ પર્વતની બીજી ટેકરી. ૨૪ એ ઉપર એક દેવીનું દેરૂં છે.
૨૫ એ નીલની ટેકરી બ્રહ્મગીરીની સામે છે. ૨૬ ડાઘવાળું; નિશાણીવાળું.
૨૭ દેખાવમાં એ પહાડ, જાણે સુદબીજનો પણ ઉલટો ચંદ્ર હોયની એવો લાગે છે. ઉલટા એટલે પ્રકાશવાળો ભાગ જે નીચે હોય છે તે ઉપર ને માથું નીચે એમ સમજવું. એ ઉત્પ્રેક્ષાલંકાર છે.
૨૮ વાંકા આકાર. ૨૯ હરણના જેવા આકાર—આભાસ.

જોયાં ફરીને બહુ દેવ-દહેરાં, અંધારૂં ઘૂમે કહું ઝાઝું જેમ;
શોભીતું છે ત્ર્યંબકનાથદેરૂં, મોટી જગાથી ઠરયું મંન મારૂં. ૨૫
બાંધેલ મોટો બહુ ચોક ખુલ્લે, લીલે ભરયું ન્હાતું તળાવ ખૂણે;
દેરાંતણી બાંધણિ તો નમૂના, શોભે સુનાનાં કળશો ઉંચેનાં. ૨૬
અંધારુ ઝાઝું શિવ જયાં બિરાજે, ના ના જણાએ કંઇ લિંગ સાંજે;
ખાડોજ વચ્ચે ત્રણ બાજુ ઢેકા, એવી રિતે તે ત્રિગુણેશ[૩૦] બેઠા. ૨૭

---

## ઈગતપોરથી નાશક જતાં અને ત્ર્યંબકથી નાશક આવતાં સવારની શોભા.

(પ્રભાતિયું.)

જૂવો જૂવો રે, મેદાનોમાં આવી કે, વ્હાણેલાં કેવાં વાયેરે! ૧
કેવૂં કેવૂં રે, સહુ શાંત ગંભીર કે, વ્હાણેલાં કેવાં વાયેરે! ૨
ધોળાં ધોળા રે, નિરમળ નીર[૧] નીરજ[૨] કે, વ્હાણેલાં કેવાં વાયેરે! ૩
સૂણો સૂણો રે, છેટેના અવાજ કે, વ્હાણેલાં કેવાં વાયેરે! ૪
છૂપાં[૩] છૂપાં રે, ઝરણો કરે છણ છણ કે, વ્હાણેલાં કેવાં વાયેરે! ૫
વાયે વાયે રે, ધીમે શીતળ વાયુ કે, વ્હાણેલાં કેવાં વાયેરે! ૬
બોલે બોલે રે, પંખી દુર ક્રમમાં કે, વ્હાણેલાં કેવાં વાયેરે! ૭
ઊગ્યો ઊગ્યો રે, પેલીગમ સૂરજ કે, વ્હાણેલાં કેવાં વાયાંરે! ૮
શોભે શોભે રે, ડુંગર ને મેદાન કે, વ્હાણેલાં કેવાં વાયાંરે! ૯
અભ્રે[૪] અભ્રે રે, વીટલાયલ પ્હાડ કે, વ્હાણેલાં કેવાં વાયાંરે! ૧૦
જાયે જાયે રે, તરતાં સહુ અભ્ર કે, વ્હાણેલાં કેવાં વાયાંરે! ૧૧
દીપે દીપે રે, તડકે તરૂ[૫] લીલાં કે, વ્હાણેલાં કેવાં વાયાંરે! ૧૨
ગાયે ગાયે રે, જોગી જન ગીત કે, વ્હાણેલાં કેવાં વાયાંરે! ૧૩
વાગે વાગે રે, દેહેરાંઓના ઘંટ કે, વ્હાણેલાં કેવાં વાયાંરે! ૧૪
દેખી દેખી રે, નર્મદ મન રીઝયું કે, વ્હાણેલાં ભલાં વાયાંરે! ૧૫

---

૩૦ એ ટેકા બ્રહ્મા વિષ્ણું ને રૂદ્ર એ ત્રણને દેખાડે છે. ને એ ત્રણ, ૨જ સત ને તમ ગુણનાં રૂપકો છે.
૧ પાણી. ૨ કમળ ફુલ.
૩ ડુંગર ઉપરનાં ઝાડથી ઢંકાયલાં.
૪ વાદળીએ ૫ ઝાડ.

## ગોદાવરી અને તેનું તટ—સાંજે.

(ગરબી.)

હૂં તો ધારતો હતો તું મોટી અહીં[1] જો;
તે આ જોઈ ચાતુરમાસમાં[2] ન્હાની સહી જો. હૂં૦ ૧
બોલૂં વાત તે શું તારી મુગધાતણી[3] જો;
મને તો ગમે છે પ્રૌઢ[4] રસિકતા ઘણી જો. હૂં૦ ૨
તારો ઠાલો ઠમઠમાઠ[5] ઝાઝો ખેરે જો;
ઓછું પાત્ર જેમ શબ્દ મોટો કરે જો. હૂં૦ ૩
ધેનૂ[6] એક પછી એક ઓળંગતી જો;
તારાં માનને ઊતારનારી મળી જો. હૂં૦ ૪

(શાર્દૂલવિક્રિડિત વૃત્ત.)

સાંમે પારથિ આવતી તરિ કરી ધેનૂ ઉંચી ડોકથી,
સંધ્યા કાળતણે સમે નદિવિષે જોવૂં શું રૂડૂં નથી!?
શોભીતા વડ પીપળા તરૂ બિજાં બંને કિનારે બહૂ,
દહેરાં પથ્થરનાં ઉંચાં નિરખીને હરખ્યો શું, ઝાઝૂં કહૂં?!. ૧.

### (ભાગ બીજો–ગુજરાત.)

(માલિની વૃત્ત.)

દિલતું દરદ ડાબ્યૂં છેક મૂસાફ્રીએ,
દરશન શુભ દીધું માહરે પ્રીય મિત્રે;
કરૂં બહુ જગલીલા પાન હર્ષે નિરાંતે,
દુખડું ગણું છું એ કે તે[1] નહીં મારિસાથે. ૧.

---

૧ નાશકમાં. હું એમ જાણતો હતો કે, જેવી સુરત ભરૂચ આગળ તાપી નર્મદા તેવી નાશક આગળ ગોદાવરી હશે, પણ એતો મૂળ આગળ માટે ઘણી ન્હાની છે.

૨ વરસાદ નોતો પડયો તેથી. ચોમાસાંમાં તો મોટી હોવી જોઈએ તે પણ નહીં.

૩ બાળક જુવાન; સંસારની ઘણી વાત ન સમજે તેવું.

૪ ડાહ્યું; પુક્ત; ઊંડું.

૫ નદીમાં કુંડો બાંધ્યા છે તેથી પાણી ઊંચું નીચું વેહે છે તેથી ઘણો ગોંઘાટ થાય છે.

૬ ગાય.

૧ પ્રિયમિત્ર.

દુખ બહુ બહુ થાએ તંનને તો પ્રવાસે,
પણ નવું નવું જોઈ જીવને સૂખ થાએ;
અતિશય દુખ હોએ સર્વ પ્રેમીજનોને,
પણ સુખતણિ આશે તે જણાએ ન તેને;
વિરહપિડિત જે કો હોય લેમેલ[૨] જેવો,
નિજ જન નિરખી તે તુર્ત ઊઠેજ તેવો. ૨.

---

## સુરતથી તે મેંમદાવાદ સુધી આગગાડીમાંથી જોયલો દેખાવ.

(કટાવ.)

બાવળિયાનાં, ઝાડો ઝાઝાં, છેટે છેટે, ઘાસખેતરાં, પવનલ્હેરથી, ઘણાં નમેલાં, પછી દૂરથી, ભરુચ શ્હેરને, બહુ શોભીતૂં, જોતાં ચાલ્યો, પૂલ ઉપરથી, એ ટાણે તો, કહૂં વિશેષે, પૂલ થાંબલા, પાણી વાદળ, કાંઠા હોડી, જોઈ રાચ્યો, ભરુચ મૂકતાં, આવ્યાં પાછાં, ચમરીવાળાં, ઘાસખેતરાં, પીળાં ફુલનાં, આવળ રાનો, જેમાં હરણો, બહુ તડકામાં, દૂર દૂર પણ, પાંચ સાતના, જુથમાં ચરતાં, નિચી ડોકથી, કોક દોડતાં; રંગ રંગનાં, પતંગિયાંઓ, અહિં તહિં ઉડતાં; આગળ વધતાં, રસાળ ભૂમી, આવિ એટલે, તેમાં થઈને, પવન આવતો, તેની લ્હેરે, ગાડીમાં હૂં, લોટયોતો તે, જાગી ઊઠયો; ખેતર ઝાડો, જોયાં તેથી, વિસ્મયપૂર્વક, આનંદી બહુ, થઈ રહ્યો જો, જાર બાજરો, જેમાં થાએ, ખુબ સુસવાટા, પ્રૌઢપણે સહુ, પાંદડિ ડોલે, ઘાન્યો બીજાં, ઘણૂં કરીને, કહૂં કોદરા, વળી બાવટા, અનુક્રમે સહુ, આવ્યાં રૂડાં, તંબાકૂ ને, સણનાં ખેતર, ઉભી સોટિને, પીળાં ફુલનાં; આંબાંઓ તો, અસંખ્યાત છે, કો કોને તો, વાંધા[૧] વળગ્યા, રાયણ ઝાડો, કોઠીઓએ, કોઠ લટકતાં, કેળ વાડિયો, એ પરમાણે, વડોદરાને, લગતી ભૂમી, રસાળ ઝાઝી, જોઈ આગળ, મહીનદીને, મહીકોતરાં, જેમાં પૂર્વે, ભીલ ઘાતકી, વટેમાર્ગુને, લૂટી મારી, સંતાઈ ઝટ, રહેતા નિર્ભય, ખરે જગા એ, અહિં વસનારા, ભીલ લોક તે, અને નદી પણ, આકૃતિપરથી, કાળાં કામો, કરતાં હોએ, એમ નથી શું, જણાવતાં[૨] રે ?, નદી વળી તે, ચંડિ

---

૨ મરવાની તૈયારીપર. ૧ એ વેલો આંબાને વિટલાઇ રેહે છે. એ, આંબાનો રોગ છે. એવા વાંધાવાળા આંબાને ફળ આવતાં નથી.

કાળિકા; એ દેવીના, મહતું ઝરણ થઇ, શૂં નથિ વ્હેતી,[3]? ત્યાંથી દોડી, નડીયાદની, રસાળ ભૂમી, જોઈ જાંહાં, સાંજ સમે તો, રવિ આથમતે, પવને હિલતાં, લીલાં લીલાં, વિશાળ મોટાં, ઝાઝાં ખેતર, વાડીઓમાં, જાત જાતનાં, ફુલ ફળ ઝાડો, શોભિ રહ્યાં છે, વાયુસુગંધી, ફૂલોમાંથી, મંદ આવતી, એ સંધાંથી, આનંદે હૂં, સૂઇ જાત પણ, બિજે મુકામે, જાવૂં હૂતૂં, તેથી શોભા, અનુપમ સાચે, આગળ ચાલી જોતો જોતો !! ૧.

---

## મેમદાબાદથી તે અમદાબાદ જતાં ને અમદાબાદથી ખેડે આવતાં—સવારની શોભા.

(પ્રભાતિયાં.)

ઊઠની ઊઠ તૂં ઊઠ આળસ તજી, વ્હાણું વાયૂં રહ્યો સૂઈ કાં રે;
સરસ શોભા સહુ સીમને ચાંપતાં, જોઇ ગોવિંદના ગૂણ ગા રે. ઊ૦ ૧
ઝાડપર બેસિને સાંમસાંમાં કરે, મોર મોટા મિટાઊ મિટાઊ;
ઝાડિમાં જીવડાં ટ્રૂન્ ટ્રૂન્ ટ્રૂન્ કરે, કાગ વચ્ચે કરે કા ધુતારૂ. ઊ૦ ૨
વાયુની લ્હેર તે જોરમાં આવતી, અંગને અડકતાં થંડિ લાગે;
વનતણા વાયુ ને માર્ગને સેવતાં, આધિવ્યાધિ સહૂ જાય આઘે. ઊ૦ ૩
એ સમે ખેડુના બેલ ચરતા દિસે, સીમમાં પરસણો[1]નીચિ ડોકે;
દાંતથી બળ કરી ચાર કો તોડતા, વાગતી ઘંટડી ખૂબ ઝોકે. ઊ૦ ૪
ચારૂ[2]અજવાળું તે જાય વધતૂં અને, પૂર્વદીશા બહૂ લાલ થાએ;
બિંબ સૂર્તોરિ તે નીકળે ઝટ પછી, દિગતણો રંગ બદલાઇ જાએ. ઊ૦ ૫
નજર ઠરિ રાખતાં તેજમાં ઝાંખતાં, બિંબમાં બિંબ તરતૂં જણાએ;
ચક્ર આકારમાં ફરિ ઉંચૂં આવતૂં, કૂદતૂં દેખિ આનંદ થાએ. ઊ૦ ૬
ચિબરિ ટીટોડિયો લેલિ પીંજરિયો, ચક્લિ કાબેર હોલા ઘણાએ;
કાગઋષિઓ[3] અને લકડખોદો બહૂ, સુસ્વરાં ગાયનો ખૂબ ગાએ. ઊ૦ ૭
એ બધૂં જોઇને વળી ઉભાં[4]ખેતરો, છાતિ નર્મદતણી ખૂબ ઠરતી;
પાપબુદ્ધી સહૂ જાય સંતાઈ ને, ધર્મબુદ્ધી બહૂ બ્હાર પડતી. ઊ૦ ૮

---

૨–૩ એ બંને ઠેકાણે ઉત્પ્રેક્ષાલંકાર છે. ૧ કાઠિયાવાડ તરફ પહર અથવા આડ કેહે છે. ૨ સુંદર. ૩ પાંખ કાળી અને શરીર રાતું એવું કાગડાના જેવડું પક્ષી. ૪ પાકીને તૈયાર થયલાં–(ઢળેલાં નહીં)

સપ્તઋષિ[૧]તો ગ્રયા ન્હાઇ ઋષિ આવિયા, ધર્મશાળા બધી ખાલિ થઈ રે;
કિરણ કો ફૂટિયાં ઢોર સહુ છૂટિયાં, કીર્ત્તિ કરતારની ગા ઉઠી રે. સ૦ ૧
જો નદી[૨] નિરમળી નીલ[૩] અંબર સજી, ગંભિરાઈ ધરી બ્હાર નેટે;
ચોરિથી દોડતી વાટ ઢુંકિ શોધતી, સંગ સખિ લેઈ સિંધૂસું[૪] ભેટે. સ૦ ૨
પાણિમાં રહિ ઉભાં પાર બે નિરખતાં, સંધું દીસે રળીઆમણૂં રે;
વૅચે વૅચે પગપ્રતિ માછલાં સળવળે, તાણથી લાગતૂં ભય ઘણૂં રે. સ૦ ૩
આવિ રહિ ડાળિયો પાણિ ઉપેર કો, ઝાડની જેતું મોટૂંજ થાળૂં;
[૫]તટતણા ઝાડથી પાણિ આછૂં લિલૂં, ડાળઓળાથકી કાંઇ કાળૂં. સ૦ ૪
લાંબિ બહુ ડોકના ધોળિ બહુ પાંખના, બગ બધા બેસિ તાકે કિનારે;
કો તરી પાણિમાં મારતા આંચ ડબ, કો વળી બોલતા ઉડતા રેહ. સ૦ ૫
મળસકે ઊઠિને નદિતટે ચાલ ત્હાં, જહાં ભિની ઠારથી ચાર દૂર્વા;[૬]
જહાં નહીં બહુ જનો જહાં દિસે ઢોર કો, જહાં પડે[૭] દૂરના કલ[૮] મધૂરા. ૬
થંડિની લ્હેરમાં નદિતણી લ્હેર જો, મંનમાં લ્હેર આવીજ રહેશે;
સૃષ્ટિસૌંદર્ય તો ઠામ ઠામે બહૂ, પામરો નર્મદા શૂં શું કહેશે?! સ૦ ૭

---

## અમદાવાદથી ખેડે જતાં લાલીગામ આગળ રાતની શોભા.

(ઢાળ—ઓખાહરણનો.)

દીઠું આકાશ ખુબ ઘનઘોર, નહીં બાકિ દિગંતની[૧] કોર;
બંને બાજૂએ તારા ચળકે, કોઇ કહે ઊડે તનખા સળગે. ૧
ઊડે આગીઆ ખેતરે ઝાઝા, તેમાં ચળકે તે લીલી માદા;
નરને લલચાવવાનો ઠાઠ, જેને હોતો નથી ચળકાટ ૨
એમ ખેતર તે શોભાયે, શબ્દ તમરાંના તમતમ થાયે;
બેલ બરડ બરડ ઘાસ ચાવે, કચ કચ્ચ વાગોળે તે ભાવે. ૩
શબ્દ ઘૂઅડ ને ઘો કહાડે, તે તો ભારી ભયંકર લાગે;
વચ્ચે ગર્ધભ ભૂંકે એવો, જરા સંખાએ ના તેવો. ૪

---

૧ નક્ષત્ર; સાત તારાનો ઝુમખો. ૨ વાત્રક, સાબરમતી એવી. ૩ લીલે પોશાક; (રૂપક.) ૪ દરિયાને. (એ વર્ણન પ્રૌઢ વ્યભિચારિણીને પણ લાગેછો
૫ કીનારો; કાંઠો. ૬ એક જાતનું કુમળું ઘાસ—ગણપતીને ચઢે છે)
૭ ગાયનનુ સુર બંધ થતી વખતે તે ઘણું મધુરૂં લાગે છે.
૮ અર્થ ન સમજાય તેવો પણ મીઠો લાગતો સ્વર.
૧ દીશાનો અંત બતાવનારી લીટી.

એવી બીહામણી કહી રાત, તોએ આનંદ રહે મુજ સાથ;
ઘણો ગંભીર દેખાવ જોઈ, રહ્યો ઝાઝો લીલાપર મોહી. ૫

---

## ભરૂચથી કબીરવડ જતાં હોડીમાંથી જોયલી નર્મદાની શોભા.

(ગરબી.)

નર્મદા શૂં ગાઊં શોભા સાંજની;
હાંરે પવન પાણિ વાદળ રંગના સુસાજની–હોજીરે. ન૦ ૧
હાંરે પાણી જોરમાં ઉછાળા નોતૂં મારતૂં;
હાંરે પ્હોળા પટથી દેખાતી પ્રૌઢ નાર તૂં–હોજીરે. ન૦ ૨
હાંરે વીળ[1] ખળખળી ધીમે ચઢીને આવતી;
હાંરે તેતો હોડિમાંથી જોઇ સુણી ભાવથી–હોજીરે. ન૦ ૩
હાંરે ડહોળાએલ નીર રંગ તે ભૂરો હતો;
હાંરે ઝાંખો શ્વેત[2] આસમાનતણો દીસતો–હોજીરે. ન૦ ૪
હાંરે પાકા રંગના ભૂરા તે સાંમે ડુંગરા;
હાંરે ગળી રંગનાં ટોંચે તો ભૂરા વાદળાં–હોજીરે. ન૦ ૫
હાંરે કાંઠે ઘાસ લીલાં ઝાડ બહૂ શોભતાં;
હાંરે ચાર ગાય ભેંસ ઢોર ખાતાં હતાં–હોજીરે. ન૦ ૬
હાંરે આવે મંદ મંદ વાયુ ખૂશ લાગતો;
હાંરે હોડી ચાલતી તેને ઘણો સવા[3]હતો–હોજીરે. ન૦ ૭
હાંરે એક વાછડી કાંઠે રે ભથતી ઘણી;
હાંરે પડી જાતી તે ઊંચે જતાં જી[4]નીભણી–હોજીરે. ન૦ ૮
હાંરે ગુલાબી ઘેરો તે રંગ આસમાનનો;
હાંરે ગુલાબી ફુલોનો પાણિના મેદાનનો–હોજીરે. ન૦ ૯
હાંરે સુદી તીજનો ઉગેલ ચંદ્ર તે સમે;
હાંરે લ્હેરિયાંની રમ્ય લ્હેરમાંહી મન રમે–હોજીરે. ન૦ ૧૦
હાંરે પવન સામટો પડી ગયો પછી ખરે;
હાંરે લીલા બહુની જોઈ શી આંખો ઠરે!–હોજીરે. ન૦ ૧૧

---

૧ ભરતી ૨ ધોળું. ૩ સારો પીઠનો પવન. ૪ ગાય; વાછરડીની મા.

## કબીરવડ.

(શિખરિણી વૃત્ત.)

ભુરો ભાસ્યો ઝાંખો, દુરથિ ધુમસે પ્હાડસરખો,
નદીવચ્ચે ઊભો, નિરભયપણે એકસરખો;[1]
દિસ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હૃદે ધ્યાન ધરતો,
સવારે એકાંતે, કબિરવડ એ શોક[2] હરતો. ૧
કદે દેખાવે એ અચરતિ જણાએ જગતમાં,
ખરે એ મ્હોરાંનો, મગરુબ રહે દેશ નવ કાં?
મનાએ સત્સંગે,[3] પવિતર કબીરાભગતમાં,
પ્રજાની[4] વૃદ્ધીએ, નિત અમર કહેવાય નવ કાં? ૨
જતાં પાસે જોઊં, વડ નહીં વડોનૂં વન ખરે,
મળે આડા ઊભા, અતિ નિકટ[5] નીચે ઉપર જે;
વડો ઝાઝા તોએ, સહુ ભળીગયે એક[6] દિસતો,
વળી સંધાઓનૂં, અસલ જિવતૂં એક મુળ તો. ૩
કિયૂં ડાળૂં પ્હેલૂં, કંઇ ન પરખાએ શ્રમ[7]કરે,
ધસેડયો પાડીને, અસલવડ[8] રેલે જન કહે;
તણાયાછે ભાગો, ધણિ વખત જો એ વડ[9] તણા,
તથાપી[10]એ થાએ,ફુટ વિસગુણ્યાંસો[11]પરિધમાં[12] ૪
ફુટી ડાળોમાંથી, પ્રથમ તરુકેરી[13] નિકળતા,
ખુંચે તેવા તંતૂ, વધિજઈ નિચે જે લટકતા;

---

૧ ઢળતો નહીં પણ ટટાર સીધો.

૨ હારચો જોદ્ધો પોતાનો શોક કરતો હોય તેવો કબીરવડ છે. અથવા, કબીરવડ, જોનારનો શોક હરે છે.

૩ એવું કહેવાયછે કે-કબીર ફરતો એ ઠેકાણે આવ્યો અને પછી તેણે વડનાં મુળિયાંનું દાતણ કીધું ને પછી ઓલ ઉત્તારી ફેંકયું તે મુળિયાંમાંથી આવડો મોટો વડ થયોછે. કારણ ગમે તે હો તોપણ એટલું ખરૂં ભાસેછે કે કબીરે ગેડા દાહાડા પોતાની બેઠક અહીં રાખી હશે ને એ ઉપરી લોકોએ નામ પાડયું હશે. ૪ એક વડમાંથી ઘણી વડવાઈઓ થઈછે.

૫ પાસપાસે. ૬ એક વડ.

૭ શ્રમથી તજવીજ ને ખોળ કરતે. ૮ સહુથી પેહેલું ડાળું.

૯ બધા કબીરવડ-વડવાઈઓ મળીને.

૧૦ તોપણ. ૧૧ બેહજાર (અંગ્રેજી ચોપડી ઉપરથી.)

૧૨ ઘેરાવો. ૧૩ ઝાડની.

જટાની[14]શોભાથી, અતિશ શરમાઇ શિવ ઉઠયા,
જટાને[15]સંકેલી, વડ તજિ ગિરીયે[16]જઇ રહ્યા. ૫
જટા લાંબી લાંબી, સુળથડથિ થોડેક દુર જે,
નિચે ભૂમીસાથે, અટકિ પછિ પેસે મહિં[17]જતે;
મળી મૂળીયાંમાં, ફરિ નિકળિ આવે તરૂરુપે,
થડો બાંધી મોટાં, ઘણિક વડવાઈ[18]કરિ રહે. ૬
વળી ડાળો મોટી, ઘણિક વડવાઈથિ નિકળે,
જટા પાછી જેને, અસલ પરમાણેજ લટકે;
નવાં બાંધી થાળાં, નવિન વડવાઇ ઉગિ બને,
નહીં ન્હાની ન્હાની, પણ મુળતરૂતુલ્ય[19]જ કહે. ૭
કહૂં એવી રીતે, અગણિત વડો ઉત્પન[20]થયા,
જિવે જે સંધાઓ, અસલ મુળિયાંથી રસભર્યા;
બહૂ ડાળી ડાળાં, પરસપર પત્રો[21]ભળિગયે,
ઘટાની શોભા તો, સરવ જનને વિસ્મિત[22]કરે. ૧
વડો વચ્ચે વચ્ચે, તરુ અવર આસોપલવનાં,[23]
વડોથી ઉંચાં છે,ખિચખિચ ભરયાં પત્રથિ ઘણાં;
ઘણાં આંબા ભેગા, વળિ ઘણિક સીતાફળિ ઉગે,
બિજાં ઝાડો છોડો, વડનિ વચમાં તે જઇ ઘુસે. ૯
ઉનાળાનો ભાનૂ,[24] અતિશ મથિ ભેદી નવ શકે;
ઘટા ઊંચે એવી, જન શિતળ છાયા સુખ લિયે;
ખુલી બાજૂઓથી, બહુ પવન આવી જમિનને,
કરે ચોખ્ખી રૂડી, પછિ મિત[25] થઇને ખુશિ કરે. ૧૦
ઘણાં જંતૂ પંખી, અમળ સુખ પામે અહિં રહી,
ઘણા જાત્રાળૂઓ, અહિં ઉતરતા પુણ્ય સમજી;

---

૧૪ વડની જટા. ૧૫ પોતાના માંથાની જટા. ૧૬ કૈલાસ. (ઉત્પ્રેક્ષા)
૧૭ ભોંયની અંદર.
૧૮ એક વડની જટા જમીનમાં જઈ પાછી ઝાડરૂપે બહાર નિકળી આવે તેને વડવાઇ કહેછે.
૧૯ સરખી. ૨૦ ઉત્પન્ન; પેદા.
૨૧ પાંદડાં. ૨૨ અજબ પમાડે. આ તે શું એમ બોલાવી ટકટક જોયા કરાવે. ૨૩ આસોપાલવનાં ઝાડ. ૨૪ સુરજ. ૨૫ જેટલો જોઈએ તેટલો;

ઘણા શીકારીઓ, ગમત કરતા રેહ બહુ અહીં,
હજારો લોકોને, અડચણ સમાતાં અહિં નહીં. ૧૧
અહીંયાંથી જોવી, ચકચકતિ વ્હેતી નદિ દુરે,
પશૂ કો જોવાં જે, અહિંતહિં ચરે બેટ[૨૬] ઉપરે;
ઘટા ભારે જોવી, શબ્દ સુણવા કોઈ ખગના,[૨૭]
દિલે વાયૂ લેવો, સુખ[૨૮] નત્ર હિણા લે કરમના. ૧૨
ઘટા થાળાં લીધે, ધણિક ફરવાને ગલિ થઈ,
બખોલો બંધાઈ, રમણિય બહૂ બેઠક બની;
નિરાંતે જેમાં તો, ખુશિથકિ રમે લાલ[૨૯] લલના,
નિરાંતે જેમાં તો, ખુશિથકિ રહે જોગિ જપમાં. ૧૩
દિપે છાયી[૩૦] જાડાં, હરિત[૩૧] કુમળાં પત્ર હુમસાં,
વળી રાતા ટેટા, ચુગિ[૩૨] બહુ જિવો પેટ ભરતા;
પડે બાજૂએથી, બહુ ખુસનુમાં રિંગકિરણો,[૩૩]
નિચે ચળકે તડકે, બરફસરખાં ઠારથિ પડો.[૩૪] ૧૪
ઠરી[૩૫] મારી આંખો, **કબિરવડ** તૂને નિરખિને
ખરી[૩૬] પાપી બુદ્ધી, ખરિજ રુડિ જાત્રા થઈ મને;
વિશેષે શોભેછે, ગભિર[૩૭] વડ તૂંથી નરમદા,[૩૮]
કૃતાર્થી[૩૯] મોટો* હૂં, દરશન વડે છૂ નરમદા. ૧૫

---

માફકસર. ૨૬ જે બેટ ઉપર કબીરવડ છે તે બેટ મોટો છે. પંદર મૈલનો આસરે ઘેરાવો કહેવાય છે. હોડીવાળાઓ કેહે છે કે સવારે નિકળ્યા હોઇએ તો સાંજે હોડીએ પ્રદક્ષણા કરી રહેવાય. ઝણોર નામના વાંસીઆ ઠાકોરના ગામ આગળથી નર્મદાના બે ફાંટા જુદા પડે છે.

૨૭ પક્ષી. ૨૮ એ સુખ કરમના હીણાથી નજ લેવાય. ૨૯ વરવહુ; આશક માશુક. ૩૦ છાયા કરીને. ૩૧ લીલાં. ૩૨ ચાંચ મારીને ખાઇને.

૩૩ રંગ રંગ બતાવે તેવા કિરણો. ૩૪ જંતુઓનાં પડો—જેવાં કરોળિયાનાં તેવાં, પણ મોટાં.

૩૫ સંતોષ પામી. ૩૬ ખરી પડી; જતી રહી. ૩૭ ગંભીર; પ્રૌઢ. (આ વડ!) ૩૮ નર્મદા નદી. ૩૯ કરવાનું તે કરી ચુકેલો; સુખી; ઈછેલુ ફળ પામેલો. * એક ખુણે વાડી છે, કુવો છે અને ઝુંપડીમાં એક બાવો, રાતદાહાડો રેહે છે. અહિં કબીરની મૂર્તી છે.–તેની આંખ મોટી કાળી અને ચપળ બુદ્ધિ દેખાડનારી છે. નાક લાંબુ છે. મ્હોહું લાંબું છે પણ કદમાં પાતળું છે. (ભરાવ નથી). મૂછ આછી ને જરા સફેદ છે. માથે કબીર પંથના લોક ઘાલે છે તેવી ટોપી છે, અંગમાં ઝભો પેહેરેલો છે અને પવિત્રી કોટ ઉપર આવી

## સુરતથી મુંબઈ આવતાં દરિયામાં ચંદનીની શોભા.

(રેખતો.)

આહા પૂરી ખીલી ચંદા,[1] શિતળ માધુરી છે સુખકંદા.[2] આહા૦
પાણીપર તે રહી પસરી, રૂડી આવે લેહેર મંદા.[3] આહા૦ ૧
શશીલીટી[4] રૂડી ચળકે, વળી હીલે તે આનંદા.[5] આહા૦ ૨
ઊંચે ભૂરૂં દીપે આસમાન, વચ્ચે ચંદા ન્તે સ્વછંદા.[6] આહા૦ ૩
નીચે ગોરી ઠારે નેનાં, રસે ડૂબ્યા નરમદ બંદા,[7] આહા૦ ૪

---

## જગતકર્ત્તાની સ્તુતી.

( લાવણી.)

શી શોભા ને શો સાજ, જગતના રાજ, ગાવે જસ ત્હારા,
કવિ ભકતો હાસ્યા હામ, કામ ખુબ ન્યારાં. ટેક.
કહું રચના શી પાતાળ, પોપડા ઢાળ, જમિનની જાતો,
જુનિ ચીજ જુદી ઉદભીજ,[1] જીવ બહુ જહાં તો; ૧
ઘણિ સૃષ્ટીઓ બદલાઇ, ક્રમે મંડાઇ, જુઠી નહિ વાતો,
નમુના નિશાણી તેનિ, છેજ હમણાં તો;

(ઝૂલ.)

પડ માટિતણાં વિધવીધ, વળી કંકરનાં,
છે અનુક્રમે નહિ અહીં, ચુના પથ્થરનાં,
જડ ખોખાં પથ્થરરૂપ, ભુચરજલચરનાં,
સુતું લોઢું વાપરે જંન, સરવ ઘરઘરનાં,

---

રહેલી છે. પલાંઠી મારેલી છે પણ તે ઝભામાં ઢંકાઇ ગયલી છે. મૂર્તી ઉપરથી તે ઘણો ચપળ બુદ્ધિનો માલમ પડે છે. ૧ ચંદની. ૨ સુખનું મૂળ એવી.
૩ ધીમી ધીમી. ૪ ચંદ્રના પ્રકાશનો પાણી ઉપર વધારે ચળકતો જે સેહેરો પડે છે તે (એ સેહેરો તથા એ સેહેરાનાં પાણી ભરતીથી ઉતાવળાં ઊંચાં નીચાં થયાં કરતાં—કુદતા હોય છે તે.) ૫ આનંદ આપનારી (શશિલીટી).
૬ (આસમાન અને જમીન એ બેની વચમાંની ચાંદની—હવામાં ધ્રુજતી ચાંદની પોતાની ઇચ્છામાં આવે તેવી જણાય છે—વખતે ઘણી સફેત, વખતે ફીકી લીલી અને વખતે ભુરી–હવાની હાલત પ્રમાણે દેખાય છે.)
૭ પોતે (રસેડુબ્યા—કુદરતના વિચારમાં ઘૂમ થઇ ગયા.)
૧ ઝાડપાન.

રચ્યું સર્વ માનવીકાજ, આણિ દિલદાજ, કષ્ટ હરનારા,
તુજ ડહાપણના ભંડાર, યાર અપારા.—શી શોભા ને શો૦ ૧
કહું રચના શી આકાશ, સુરજ પ્રકાશ, ગ્રહોમાં રાજે,
ઉષ્ણતા પૃથ્વિને દિયે, ઝાડજિવકાજે; ૧
વળિ રાતે રજનીરાજ, નખેતર સાજ, ખૂબ બીરાજે,
વાયુની આવતી લ્હેર, સ્થીરતા છાજે; ૨

(ઝૂલ.)

રવિ ચંદ્રતણા મારગો, રાશિ કહેવાએ,
સુદ વદે ચંદ્રની કળા, વધી ઘટિ જાએ,
ગંગા[2] ચાંદરણું દેખિ, દીલ ખુસ થાએ,
વાદળના રંગ અપાર, વિવિધ સોહાએ,
રે અધર રહ્યા સહુ ગોલ, ગંભિર છે પોલ[3], તું જગદાધારા,
ખટઋતુતણા નિયમીત, કર્યા તેં ધારા.—શી શોભા ને શો૦ ૨
આ સૃષ્ટીનો શ્રો ઠાઠ, શોભિતાં હાટ ઘણે ઠેકાણે,
તરુલતાથકી ભરપૂર, પાણિ પાષાણે; ૧
પશુ પંખી માનવ જાત, મચ્યો છે સાથ, નાટકો જાણે,
રુપ રંગે ગૂણે સ્હોય, હરે મન ગાણે; ૨

(ઝૂલ.)

સહુ ઉભાં ખેતરો હિલી, કરે ચળકારા,
કલ પંખિતણા દુખ હરે, મધૂરા પ્યારા,
સમિ સાંજ સિંધુ લેહરે, દિપે નદિ નાળાં,
નગ વન ઉપવન મેદાન, રાન રઢિઆળાં,
સહુ સાદું સલૂણૂ આમ, તોય બહુ કામ, ચતુર રચનારા,
ઘટઘટમાં શક્તિ અગાધ, બોધ સહુ સારા.—શી શોભા ને શો૦ ૩
કહું લીલાલાડી એમ, લલિત ને ક્ષેમ, લાડતી ભાવે,
ખુબ નાચે ઠામે ઠામ, પ્રીત ઉપજાવે, ૧

---

૨ આકાશગંગા. ૩ પોલાણ; આકાશ.

સજિ સાડી સુંદર નેક, રાખિ બહુ ટેક, નેન નચાવે,
નિત ગાય મધૂરાં ગીત, સર્વને ભાવે; ૨

(ઝૂલ.)

સર સિંધુ નદી જળ કરી, કૃપા તેં પાયૂં,
વન ઝાડ પ્હાડતણું રમ્યપણૂં દરસાવ્યૂં,
બહુ ખગોતણૂં સુસ્વરૂં ગાન સૂણાવ્યૂં,
વળિ બધે બતાવી ધર્મ દાન કરાવ્યૂં,
કર્યો નર્મદને મનશુદ્ધ,આપિ બહુ બુદ્ધ, પાપ દહનારા,
સ્તુતિ ગાઉં વધૂ શું,ધન્ય,લિલામૃતધારા.—શી શોભા ને શો૦ ૪
(૧-૧)

---

## શૂરવીરનાં લક્ષણો.*

*સંજોગ હોય તો શેહેરની ધાંધલમાં રેહેવું સારૂં છે, બાકી વિજોગ–દુખ નેવારવાને તો મુસાફરીજ ઓસડ છે. પણ શેહેરમાં રહાવના તો ચાલે નહીં; પછી મેં મારૂં દુઃખ ઓછું કરવાને વીરરસનાં કાવ્ય વાંચવા માંડયાં—ને સારાં નસીબે 'ઈલિયડ' જે મેં કદી વાંચી નોહોતી તે મેં વાંચવા માંડી તેથી હું મારૂ દુઃખ વિસર્યો, ને પછી મેં તેવું કંઇ લખવું ધાર્યું. કબીરનાં પદમાં ઝડાકો સારો હોય છે તે વાંચતાં મને એવું લાગ્યું કે આહા! કબીરે પોતાનાં પદોમાં ધર્મસંબંધી વિષય ન લખતાં રાજસંબંધી ને દેશાભિમાનસંબંધી લખ્યું હત તો દેશના હકમાં તે કેટલો ફાયદો કરત–ને મારી પણ કબીર–પદના ઢાળમાં કવિતા કરવાની ઇચ્છા થઇ હતી, તેથી મેં એ પદો બનાવ્યાં છે. એ પદો ચાર વાતને લાગુ પડે છે. યુદ્ધમાં શત્રુની સામે લડવા જવાને યોગ્ય થવામાં કિયા કિયા ગુણો રાખવા જોઈયે તે એક, આ ભવરણમાં માણસે પોતાની ઉપર આવી પડતી આપત્તિમાં–આધિ, વ્યાધિ, ઉપાધિ રુપી દુઃખમાં કેમ વર્તવું તે બીજી અને વ્હેમરૂપી શત્રુની ઉપર સુધારાએ કેવી રીતે સજ થઇ લડવું અને તેથી શા લાભ થાય છે તે ત્રીજી, અને ઉપરી સરકાર જુલમ કરતી હોય તો રૈયતે કેમ વર્તવું તે ચોથી. આ પદો જે અનુક્રમે છે તે અનુક્રમ પણ ધ્યાનમાં રાખવાજોગ છે. જોદ્ધો મરશે તો તે પણ દેશને માટે મરશે, માટે મરવાથી બીહીવું નહીં. (આહા કેવાં યશગીત ગવાયે). જોદ્ધો ફત્તેહ કરશે તો આવાં ગીત ગવાશે (જય જય જય જય જય જય, બોલો સહુ ભાઇ) માટે ઉઠો ચાલો–(ઝટ ઝટ ચાલોજી) આદિ લઇ. એ પદોમાં 'ખરૂં તે કાં ના કેહેવું' એ લખ્યું છે તે મને ઈનકમટાક્સસંબંધી સરચારજ થયો હતો તે ઉપરથી અને 'રણ તો ધીરાનૂં ધીરાનૂં' એ, પ્યાર પૈસાસંબંધી હું તે વખત ગભરાટમાં હતો તે ઉપરથી. એ પદોમાં માણસે–કુલીન ગૃહસ્થે સંસારરણમાં ખરા જોદ્ધા પ્રમાણે કેમ વર્તવું એસંબંધી ને બીજી ઘણીએક દુનિયાદારીસંબંધી નીતિ બતાવી છે.

પદ ૧ લું.

ફરી જોબનિયૂં આપે, હરિ તૂં ફરી જોબનિયૂં[1] આપે—
હિંદુદેશને થાપે, હરિ તૂં નીજ[2] કરીને થાપે—ટેક.
ભર જોબનમાં બન્યો વૃદ્ધ તે, ત્હેને યોગ્ય સરાપે—હરી૦ ૧
તન[3]મન[4]ધન તે ગુમાવિ બેઠો, મદ[5]આળસને પાપે—હરી૦ ૨
વિહ્લે[6] મ્હોડે તે રઝળે ટટળે, રીબાએ ત્રણ[7] તાપે—હરી૦ ૩
ભણ્યો શૂર તે આજ જણાએ, વ્હેમી કાયર છાપે[8]—હરી૦ ૪
પુત્ર પુત્રિ યશ અલાપ[9] કરતો, તે શેએછ વિલાપે—હરી૦ ૫
શિક્ષા ઘટતી થઇ ને લાગી, તૂં વણ કો દુઃખ કાપે—હરી૦ ૬
પસ્તાતા ડાહ્યાપર[10] કરવી, કૃપા હવે માબાપે—હરી૦ ૭
ડુબ્યું નામ તે ઝટ તરી આહે, કીર્તિ જગે ફરિ વ્યાપે—હરી૦ ૮
હિંદુ દેશ માનીતો ત્હારો, પ્રથમથકીજ અમાપે[11]—હરી૦ ૯
ભણિગણિ શૂર થઈ તે[12] લે જસ,નર્મદ બ્રહ્મપ્રતાપે[13]—હરી૦ ૧૦

પદ ૨ જું.

વાદળ[1]ફાટવા માંડયું હવે છે, ધ્રુવાદિ[2]કંઈકંઈ નજરે પડેછે.—વાદળ૦ ટેક.
રાત વીતી હવે વ્હાણું રે.વાસે,ઠરતા[3]બપોર પછી ઝટ થાસે—વાદળ૦ ૨
દરિયો તોફાની તે ધીમોજ હાલે,પૂઠના પવનથી ઘણૂં વ્હાણ ચાલે—વાદળ૦ ૩
ભણિ સૂખ લો હરી અનુકૂળ[4]જાણૂં, નર્મદજોષીનું પાકયૂં અખ્યાણૂં—વાદળ૦ ૪

પદ ૩ જું.

દેશતણૂં હિત ચ્હાવૂં, ભાઈ, દેશતણૂં હિત ચ્હાવૂં- ટેક.
દેશ કામમાં જુદાં પડીને, લડતાં નહિં પડ[1] જાવૂં-ભા૦ ૧

---

૧ ચ્હડતી કળા. ૨ પોતાનો; પ્યારો. ૩ શરીરબળ (હિંદુઓમાં આગળના જેવું શરીરબળ નથી.) ૪ બુદ્ધિબળ. ૫ લક્ષ્મીથકી મદ ને આળસ ઉત્પન્ન થાયછે અને એથી પાછી લક્ષ્મી જાય છે. ૬ ઉદાસ; બાવરૂં; ફીક્કું પડેલું. ૭ આધિ, વ્યાધિ ને ઉપાધિ. ૮ જે ભણ્યો કેહેવાતો તે વ્હેમી અને શૂરો તે કાયરની છાપે ઓળખાય છે. ૯ ગીત ગાતો (જે દેશ પોતાનાં છોકરા છોકરીની બડાઇ કરતો.) ૧૦ પસ્તાતા ને ડાહ્યા એવા દેશ દીકરાપર. ૧૧ ઘણોજ. ૧૨ દેશ. ૧૩ પરાક્રમ કરવાની શક્તિથી (કૃપાથી.)

૧ વ્હેમ–દુઃખ–આફતનું તોફાની વાદળ. ૨ ધ્રુવગેરે તારા (સુધારો થવા માંડયો તેનાં ચિન્હો.) ૩ બપોરે સૂરજ ઠરતો માલમ પડે છે તેમ આબાદી ઠરે–રેહ. બપોરપછી નમતો પોહોર થાય છે તેમ ન થાય પણ દેશની આબાદાની હમેંશ કાએમ રેહે. ૪ મેહેરબાન; મદદ કરનાર.

૧ પડતી હાલતમાં આવવું.

બે લડતા ત્હાં સ્વાર્થ સાધવા, થાય ત્રિજાનૂં આવવૂં-ભા૦ ૨
ઘણે દીએ[૨] પણ કટુ[૩] ફળ મળતાં,કુસંપ વૃક્ષ ન વાવ્વૂં-ભા૦ ૩
દેશ લાભમાં સ્વાર્થ થાય છે,ડગલૂં કાં ન ઉઠાવ્વૂં-ભા૦ ૪
દેશ લાભમાં કામ હોય તે, સ્વાર્થ મુકીને બજાવ્વૂં-ભા૦ ૫
સ્વાર્થ કોકના કદી બગડતા, પણ સહુનૂં શુભ[૪] થાવૂં-ભા૦ ૬
દેશ બગડતે સ્વાર્થ સર્વના, બગડે ને શરમાવ્વૂં-ભા૦ ૭
હોય કુવામાં થાય હવાડે, જળ દષ્ટાંત બતાવૂં-ભા૦ ૮
રૂડો દેશ તો ઘેર ઘેર છે, રૂડૂં રૂડૂં ખાવૂં[૫]-ભા૦ ૯
'દેશસાર સહુ કરો કામ જન,' એવૂં સંઘે ગાવૂં-ભા૦ ૧૦
ભણી ગણીને નર્મદ સહુએ, દેશનું નામ તરાવ્વૂં-ભા૦ ૧૧

પદ ૪ થું.

રડયાં કરે શૂં વળશે, ભાઈ, રડયાં કરે શૂં વળશે.- ટેક.
ભૂત[૧]તણો બહુ શોક કરંતાં,ભવિષ્યમાં શૂં મળશે?-ભા૦ ૧
શરમાઇને બેસિ રેહતાં, દળદર તે શૂં ટળશે?-ભા૦ ૨
નહિં નહિં એમ કંઇ નહિં સુધરે,ઉલટો જીવડો બળશે.-ભા૦ ૩
કમર કસી તજવીજો કરતાં, ઉદ્યમ ઝાઝો ફળશે.-ભા૦ ૪
ડાહાપણ ચાનક હિંમત ધરતાં,વિઘનો સંધાં ગળશે[૨].-ભા૦ ૫
ભણે ગણે દલગીરી કહાડે, નર્મદ ભાએગ ભળશે.-ભા૦ ૬

પદ ૫ મું.

વાઃચા ભાભીજી, આ ચોળી તમે ઠિક પ્હેરીજી- ટેક.
એમ વચન કો કહે આપણને, તે શૂં સાંખી રેહેવૂં;
મરદ છતે હિજડામાં ખપવૂં, કલંક કુલિને[૧] લેવૂં?-વાઃ૦ ૧
અસંખ્ય[૨] કર્મો રાજા ગુરૂઓ, કરે તે નજરે જોવાં;
મદદ કરી થઈ દલાલ રેહવાં, પછી શું અંતે રોવાં?-વાઃ૦ ૨

---

૨ દીવસે. ૩ કડવાં. ૪ કલ્યાણ.
૫ ખાવા પીવાનું સુખ. (દેશ આબાદ હોય તો અકેક જણનું ઘર પણ આબાદ હોય.
૧ ભૂતકાળ-ગયો વખત. ૨ દુર થશે.
૧ ઉંચા કુળના-ખાનદાનના થઇને માથે બટ્ટો લેવો?
૨ ન સંખાય તેવાં.

ખિહકણ બાયેલા જીવ કરીને, નરરૂપને ધિકરાવ્યૂં;[3]
હુરિયો હુરિયો કરે શત્રુઓ, તેથી ના શરમાવ્યૂં?—વા:૦ ૩
પ્હાણાઓને[4] કંઇ ના લાગે, ઉપરી શત્રૂ બોલે;
ખુની હાથ તે રાખે પોલો, ઉંદરપેઠે ફોલે.—વા:૦ ૪
હાય હાય એ શૂં ના લ્હેવૂં,[5] હૈડામાં ના બળવૂં;
છતે ચૈતને પ્હાણા ઠરવું, કાં ના અરિસું[6] લડવું? વા:૦-૫
ભણીગણી પુરૂપાતન નર્મદ, બતાવિ દો જન વ્હેલા;
ખરા મરદ તેવારે બાફી, હથેલિ ફુટતા[7] પેલા. વા:૦-૬

પદ ૬ ઠું.

ખરૂં તે કાં ના કહેવૂં, ભાઈ, ખરૂં તે કાં ના કહેવૂં?
ડરી શું બેસી રહેવૂં, ભાઈ, ખરૂં૦ ટેક.
નીજ કારણે ઉટાંગ બાંધી, ઉપરી ધન બહુ માંગે;
હાય નહીં સત્તા તોએ શૂં, ડરીને સંધૂં દેવૂં?—ભાઈ૦ ૧
હાર્યાને લૂટે તે જૂદૂં, વળી ખંડણી માંગે;
એવાને આપી દઇને શૂં, પછી કોડીયૂં[1] લેવૂં?—ભાઈ૦ ૨
બકરાંને જુલમીઓ મારે, સંહિથી તો તે બ્હીએ;
સહીં છતે બકરાંથી ભુંડૂં, રિબાઇ દુખ શૂં સ્હેવૂં?—ભાઈ૦ ૩
ભણી તું નર્મદ વિવેકસાથે, ખરૂં કહેતાં ના બ્હીએ;
મળી જનો સહુ કહો તો ફાવો,[2] ડરે જૂલમી લ્હેવૂં,—ભાઈ૦ ૪

પદ ૭ મું.

બૈરાંને ના જોરા બતાવો, મરદોમાં બ્હાર આવો રે—ટેક.
બૈરા આગળ કરી બડાઈ, તેમાં શી મોટાઈ રે;
કુમળી ભોળી જોસ્સાળી, પિગળે વ્હેલી ભાઈ રે—૧.

---

૩ લોકો ધિક્કારે તેમ કરાવવું. ૪ પથરા; ઢોંડા. (પથરાને કંઈ ના લાગે એવું ઉપરીઓ બોલે.) ૫ સમજવું. ૬ દુશ્મન સાથે. ૭ હીજડા.
૧ ડાચલું (ભીખ માંગવાને.)
૨ સંપ કરીને ઉપરીની સામે થઈને તેઓને ખરૂં કહેશો તો તેમાં ફાવશો અને વેળાએ એટલા ફાવી જશો કે જુલમીને પણ ડરવું પડશે.

'હું તો લાયક ભણ્યો ગણ્યો ને, સાહસિક છૂં મુજ પ્યારીરે;'
એમ તડાકાથી છળ[1] કરતાં, જીતે આખર[2] નારીરે—બૈ૦ ૨
પનઘટપર વિધ વિધ રિત તરતાં, ભુસકા મારી મારીરે;
બહુ ચતુર ને પરાક્રમી પણ, જીતે આખર નારીરે—બૈ૦ ૩
બૈરાંમાં પીરસતાં ઊંચલે, વાસણ વજને ભારીરે;
બણીઠણીને દોડે ધમ ધમ, જીતે આખર નારીરે—બૈ૦ ૪
કો દાઢે ભોપાળૂં નિકળે, પ્યારી ન રેહે ત્હારીરે;
ત્હારી એવી મોટિ જીત[3] કે, રડે ગુમાવી પ્યારીરે—બૈ૦ ૫
બૈરાંઓને બતાવવાને, લશ્કરી વેષ[4] ન રાખોરે;
બૈરાંઓથી માન પામવા, સહસા વેણ[5] ન ભાખોરે—બૈ૦ ૬
ચાર મરદમાં તનમનધનબળ, કાઢ્યું તે પુરૂષારથરે[6];
જગે જગે જુગજુગ રેહે જસ, નવ જાએ શ્રમ વ્યર્થરે—બૈ૦ ૭
જનાની પોચા જુવાનીઆની, જુવાનિ તો ધિકરાએરે;
મરદોને રણથંભે[7] બાઝે, તેતો[8] બહુ વખણાએરે—બૈ૦ ૮
ભણી ગણીને યોગ્ય પ્રસંગે, શસ્ત્ર તમારૂં કહાડોરે;
પુરૂષારથ દેખાડી નર્મદ, લો જસ જગમાં ધાડોરે[9]—બૈ૦ ૯

પદ ૮ મું.

નબળાપર ના હાથ ઉગામો, નહિં તેમાં જસ પામોરે. ટેક.
નબળાને સબળો સપડાવી, કીરત માને ભારેરે;
તે માને પણ લોક ન માને, શૂરજનો ધિક્કારેરે. નબ૦ ૧
શૂર હોય તે શૂરને જોએ, રાજી ત્હારે થાએરે;
પરાક્રમી વખણાએ જગમાં, કદિ તે હારી[1] જાય્યેરે. નબ૦ ૨

---

૧ ઠગાઇ; છેતરવું–ભોળવવું તે. ૨ બડાઈના તડાકાથી બૈરીને ફોસલાવી તો તેમાં શું ? આખરે બૈરીનેજ જીતી (કોઇ મરદને તો ન જીત્યો.)
૩ (વાંકામાં) મોટી કે જીતેલી વસ્તુ ગુમાવીને આખરે રડવું પડે.
૪ જવાંમરદી દેખાડવા તંગ લુગડાં પેરવાં. 'વાલનટીર કુર'માં કેટલાક જુવાન પારસીઓએ એજ મતલબે નામ નોંધાવ્યાં હતાં.
૫ વગર વિચારે એકદમ બોલી દેવું તે.
૬ પુરૂષે અદા કરવાની જે ફરજ તે; મર્દાઈ.
૭ લડાઇના મેદાનમાં દાટેલો થાંભલો. ૮ તે જુવાની. ૯ પોલો નાદી; બહેરો; મોટો. ૧ કદ હારે તોપણ તે વખણાયછે.

શૂરની સામાં જોઈ શૂરની, છાતી ઉંચી આવેરે;
કીરતીની કલગીનેમાટે, લડે તે બંને ભાવેરે[2]. નબ૦ ૩
હાથ કરે નબળાપર જે કો, પાપી તે કહેવાએરે;
જગે જગે નાદાન ગણાએ, નામરદોજ મનાએરે. નબ૦ ૪
ભણી ગણી નબળાનું રક્ષણ, સબળે કરવું જોય્યેરે;
દુખ દેતો નબળો હોય નર્મદ, કર[3] ન ઉપાડો તોએરે. નબ૦ ૫

પદ ૯ મું.

પેટ[1] બળે પણ ગામ ન બાળો, ઘર ટંટો ન બ્હાર કહાડોરે. ટેક.
થોડા જણ તમને દુખ દે પણ, નથિ દેતા કંઇ સરવેરે;
સહુનું ભૂંડૂં કરવામાં તો, અન્યાયો[2] બહુ થાએરે. પેટ૦ ૧
સહુનું ભૂંડું કરવામાં તો, લાભ[3] ન તમને લેશેરે;
સહુની સાથ તમે પણ પડશો, જગ સંધૂં ધિક કહેશેરે. પેટ૦ ૨
ધિરે રહિ સમજાવેથી તો, ઉપરાણું[4] જન લેએરે;
વેર તમારૂં સ્હેજ વળે પણ, ગામ બળે સહુ બગડેરે. પેટ૦ ૩
જે ભૂમીએ જન્મ દઇને, પાળી મોટા કીધારે;
જે ભાંડૂઓ હિતૂ[5] તમારા, જેણે સુબોધ[6] દીધારે. પેટ૦ ૪
તે ભૂમી તે ભાંડૂઓના, કરવા ભૂંડા હાલરે;
તેના જેવી કૃતઘ્નતા[7] કો, હિણી[8] ન બીજી ચાલરે. પેટ૦ ૫
સ્વદેશસારૂ લડે શૂરા ને, ભગતો દેવ[9] મનાવેરે;
તેને[10] દાવાનળથી[11] બાળે, તે[12] ચંડાળ કહાવેરે. પેટ૦ ૬
દેશપ્રતી[13] નિજદેણુ આપવા, પાડ વાળવા બદલે રે;
પરમારથ કરવાને બદલે, ઉઠો ન હત્યા કરવા રે. પેટ૦ ૭

---

૨ ઉમંગે; ઉલટથી. ૩ હાથ.
૧ કોઇ એકે અથવા થોડા જણે આપણને નુકસાન કીધું હોય તો તેનું
વેર લેવા જતાં આખા દેશની ખરાબી થાય તેમ ન કરવું.
૨ (એકતો) ગેર ઉનસાફ. ૩ (બીજું એકે) ફાયદો પણ નહીં કેમકે
જારે બધાનું ખરાબ કરો તારે બધામાં તમે પણ આવ્યા. ૪ (ત્રીજું એકે)
આકળા ન પડી કેટલાક આગળ પોતાનું દુખ જાહેર કરો તો તેઓ કળેવળે
તમારી તરફથી લડીને તમારૂં વેર લઇ આપે. ૫ કલ્યાણ ઇચ્છનાર.
૬ ઉપદેશ; શીખામણ. ૭ નિમકહરામી. ૮ નરસી. ૯ જારે શૂરા
લડવા જાયછે તારે ભક્તો દેવની પ્રાર્થના કરેછે કે હમારા દેશની જીત થાઓ.
૧૦ તે સ્વદેશને. ૧૧ દવ: વન બળેછે તે અગ્નિ. ૧૨ બાળનાર તે. ૧૩ તરફ.

હમે મરીશૂં દેશ રાખિશૂં, એમ અભીમાન કરવૂં રે;
મર્મ[૧૪]કહાડવો બ્હાર નહીં એ, લક્ષણ ઉત્તમ ધરવૂં રે. પે૦ ૮
ભણી ગણીને જુગતી શોધી, શત્રૂ જીતો જબરો રે;
જો ના ફાવો[૧૫] બળો તમે પણ, નર્મદ ગામ ન બાળો રે. પે૦ ૯

પદ ૧૦ મું.

ઝાંસા[૧] શા ખાવા ભાઇ, હિણુપત[૨] મોટી નામરદાઇ. ટેક.
માનભંગથી[૩] મરવૂં સારૂં, એકવાર દુખ મરવે;
માનભંગથી નિત્ય નિત્ય દુખ, આંગળી કરશે સરવે. ઝાં૦ ૧
મેળવી જસ ને મરવૂં વ્હેલૂં, ઉત્તમ નર એ ચ્હાએ;
અધમ કાયરો ઘણૂં જીવીને, અપજસમાં રીબાએ. ઝાં૦ ૨
માન સરીખૂં કલ્પવૃક્ષ કો, સંસારે નવ સ્હોએ[૪];
સૂખ આપિને અમર રાખતૂં, ઉત્તમ[૫] અંશી જોએ. ઝાં૦ ૩
ગયૂં ધંન તે પાછૂં આવે, ગયૂં માન ના આવે;
ગયૂં માન કે ત્રંણે તાપો[૬], દુખડાં ઝાઝાં લાવે. ઝાં૦ ૪
રખે મળે અપજસ કો વાતે, માટે બ્હીતા ચાલે;
શૂરવીર સાહસ કરનારા, તલવારે ને ઢાલે. ઝાં૦ ૫
ભોગજોગ એ હારખાય ને, મદદ ન આવે આડે;
તસકા કેયમ સ્હેવાસેમાટે, જાતે જાનો કહાડે. ઝાં૦ ૬
વિના કારણે મદે ભરાઇ, ઉપરી તસકા તોડે;
થોડિવાર તો ખમી જવું પણ, પછી ન રહેવું જોડે. ઝાં૦ ૭
સમજાવે તે માને નહિં તો, ક્રોધ કરીને ઉઠવૂં;
વેર ધરીને શિક્ષા કરવી, સરવસ[૭] તેનૂં લુટવૂં. ઝાં૦ ૮
ભણી ગણીને ટેક રાખતાં, વળી રખાવી જાણે;
તે જન જસનૂં બીડૂં ચાવે, નર્મદ બોલ પ્રમાણે. ઝાં૦ ૯

---

૧૪ છાની વાત. ૧૫ જો તમને ફાએદો ન થાય અને ઉલટું નુકસાન થાય તોપણ તે નુકસાન તમે ખમો, પણ દેશને નુકસાન ન પોહોંચાડો.

૧ તસકા. મેહેણાં. ૨ શરમ. ૩ આબરૂ જવી તે. ૪ શોભે.

૫ જેનામાં ઇશ્વરે ઉત્તમ ગુણ મુક્યા હોય તે. ૬ આધિ (મનનું દરદ.) વ્યાધિ (શરીરનું દરદ) ઉપાધિ (સંસાર સંબંધી ખટપટ.) ૭ બધું.

### પદ ૧૧ મું.

દાસપણું[૧] ક્હાંસૂધી, કરવું દાસપણું ક્હાંસૂધી ?
રહી ભણ્યા પણ બૂધી,[૨] કરવું દાસપણું ક્હાંસૂધી. ટેક.
મુક્કીએ[૩] મુક્કીએ મારે, બકરાને બહુ લોભી;
ચણા આપિને મ્હોડું ડાબે, દમને નાખે રૂંધી. કરવું૦ ૧
તસકા ખાતાં વેઠ ઉચલવી, ખરે નરે ખર[૪] થાવું;
એથી તો લડી મરવું સારૂં, નથી મતી[૫] એ ઊંધી. કરવું૦ ૨
પડ્યા ઉપર જે પાટૂ મારી, ઝુંસરી મુકવા આવે;
સંપે[૬] સિંગડાં ભોંકી તેની, કંમર કરવી ખૂંધી. કરવું૦ ૩
ઇંદ્રિઓ બહુ બ્હેર મારિગઇ, ઘણે ઘણે સહવાસે;[૭]
વિદ્યારૂપી માત્રા[૮] ચાટે, આવે પાછી શુદ્ધી. કરવું૦ ૪
ભણી ગણીને હક સમજીને, રીતે[૯] સામૂં થાતાં;
કાળાગૃહથી[૧૦] મુક્ત[૧૧] થવાએ, કહે નર્મદ સદ્બુદ્ધી. કરવું૦ ૫

### પદ ૧૨ મું.

સહુ જન હક ઉઠી માંગો, હવે ઝટ ઉંઘમાંથી જાગો. ટેક.
માણસ થઇને હક ના સમજો, તો તો ઢોંડા જેવા;
જનાવરો પણ દુખ દે તેનાં, વેર લિએછે કેવાં ? સહુ૦ ૧
હું[૧] ને મારૂં જરૂરનાં છે, જનને જગમાં નીતે;
એથી છે દુનીઆંની તેજી, કામ કરે સહુ પ્રીતે. સહુ૦ ૨
યોગ્ય માગણું જો ના માંગો, તો પ્રભુનો નિમ તોડો;
માટે ઉપરીઓથી બ્હીને, સુઓ ન તાણી સ્હોડો. સહુ૦ ૩
વણ માંગે મા એના પિરસે, લુચ્ચા હક ડુબાવે;
સાવધ રહિને સામૂં થાતાં, હક પોતાના આવે. સહુ૦ ૪

---

૧ ગુલામગીરી. ૨ અક્કલવગરનું: ઇંધણચોરી. ૩ એમ કેહેવાય છે કે અસલના વખતમાં જ્યારે બ્રાહ્મણો બકરાનો ભોગ આપતા ત્યારે તેને હથિયારે નોતા મારતા પણ તેનાં મોડામાં ચણા આપીને તેનું મોહું ખુબ દાબી ગુંગળાવીને પછી તેને મુક્કીયે મુક્કીયે મારી નાખતા. ૫ ગધેડાં. ૫ બુદ્ધિ.

૬ પડતી હાલતમાં આવેલાંને લાત મારી બળદ સમજી ઝુંસરી મુકવા આવે તો બળદ તો બળદ પણ બળદોએ સંપ કરીને સીંગડાં ભોકવાં.

૭ ઘણા વરસોના માહાવરાથી. ૮ ઓસડથી ગરમી આવે.

૯ વાજબી-ઘટતી રીતે. ૧૨ કેદખાનાંથી-ગુલામગીરીથી. ૧૧ છુટાં.

૧ સ્વારથ સહુને ઉસકેરે છે.

હકનેસારૂ રાજા લડતા, માણસ ઝાઝાં મરતાં;
હક લેવો એ છે પુરુષારથ, તજી ન દેવો ડરતાં. સહુ○ ૫
હકો ગુમાવી ગુલામ રહિને, વેઠી સખ્તી ભારી;
તે જીવતામૂઆએ મિથ્યા, જાણુતી ભારી મારી. સહુ○ ૬
ભણી ગણીને હક જાળવવો, જેવો હોએ તેવો;
નર્મદ કહે જો હોય લુટાયો, ખોળિ લડીને લેવો. સહુ○ ૭

પદ ૧૩ મું.

થઇ મરણીયાં ધસવૂં, ભાઈ, થઈ મરણીયાં ધસવૂં;
નહીં જાળમાં ફસવૂં, ભાઈ, થઈ મરણીયાં ધસવૂં. ટેક.
આમે મરવૂં તેમે મરવૂં, મરવૂં બંને પાસે;
થઈ મરણીયાં ધસી જતામાં, રે વેળાએ બચવૂં. ભાઈ○ ૧
આમે મરવૂં તેમે મરવૂં, કાં ના લડતાં મરવૂં;
છતે જોર ને છતે ઉપાયે, કાં કેદીમાં ખપવૂં. ભાઈ○ ૨
સપડાયા કે ગભરાવ્વું નહિં, ધીરાં ઝટ થઈ જાવૂં;
હુની કરંતાં છાતિ હિંમતે, જોર હોય તે કસવૂં. ભાઈ○ ૩
ભણ્યાંગણ્યાંને કામ લગાડી, લાગ ફાવતો જોઈ;
નર્મદ ઇશ્વર નામ લઇને, કુદીપડીને હસવૂં. ભાઈ○ ૪

પદ ૧૪ મું.

મ્હોડે બકેથી શૂં થયૂં, બોલ્યું બજાવ્વૂં તે ખરૂં. ટેક.
ઉપદેશ બીજાને કર્યો, પોતે ન સીધો તે ધર્યો,
કરિ બ્હાનું ને પાછો ફર્યો. મ્હોડે બકેથી શૂં થયૂં. ૧
ઉસકેરવા સંઘે ભમ્યો, ધરણી[1] ઉપર બહુ ધમધમ્યો,
સુણી શંખ[2] પોતે કમકમ્યો[3], મ્હોડે બકેથી શૂં થયૂં. ૨
ખુબ મેઘપેરે[4] ગડગડયો, ઊમંગથી ઘોડે[5] ચ્હડયો,
રણ[6] જોઇને લથડી પડયો, મ્હોડે બકેથી શૂં થયૂં. ૩
મરતાંસુધી ખસવૂં નથી, પતરાજને કેહે કથી[7],
થઈ હાર કે ન્હાસે મથી[8], મ્હોડે બકેથી શૂં થયૂં. ૪

---

૧ પૃથ્વી; ધરતી. ૨ લડાઈની તૈયારીનુ વાજું. ૩ ધ્રુજ્યો. ૪. વરસાદની પેઠે. ૫ લડાઈને ઘોડે. ૬ લડાઈનુ મેદાન. ૭ લંબાવીને. ૮. બળાત્કારે.

ભણિ ટેકિ થા તું નર્મદા, અપમાન થાએ નહિં કદા,
જશ લેઇ રેહ સૂખી સદા. બોલ્યૂં બજાવવૂં તે ખરૂં. ૫

પદ ૧૫ મું.

શકુનકાળ તો ના જોવો ના જોવા;
લાગ ફાવતો ના ખોવો ના ખોવો. ટેક.
મૂરત જોતાં સંધી ખોવી, હાથ ઘસીને રહેવૂં;
'લક્ષ્મી ચાંલો કરવા આવે, મ્હો ધુઈ આવૂં કહેવૂં. ભાઇ,શ૦ ૧
હજી હરી અનુકૂળ[1] નહિં માટે, સંતોષે દુખ સ્હેવૂં;
હરીકૃપા તો દિસે શકુનમાં, બોલે વ્હેમી એવૂં. ભાઇ,શ૦ ૨
સંકટ પડતે ઇશ્વર કોપ્યો[2], એમ કંઈ ના લ્હેવૂં[3];
પ્રશ્ન[4] પૂછવા રેહવામાંના, અરિનૂં[5] ફાવ્વાદેવૂં. ભાઇ,શ૦ ૩
ચારપાસથી જમાવિ[6] સજવૂં, [7]નિજબળ[8] કૂમકકેરૂં;
સંધિ તાકિને ઝડપી લેતાં, ઉડાવિ દેવો મેરૂ. ભાઇ,શ૦ ૪
કાયર ને વ્હેમી જાણે છે, શકુન પડે છે ખોટા;
તેઓ તેના ભાવિક[9] થાએ, હાડતણા[10] તે ખોટા. ભાઈ,શ૦ ૫
બળ ઉદ્યમ ને ખંત ઉપર છે, જસ અપજસનૂં ઠરવૂં;
તૈયારી થઇ કે હરિ સમરી, કુદી પડીને તરવૂં. ભાઇ,શ૦ ૬
ભણી ગણીને જોશ ન જોવો, ઉદ્યમ કરવો મોટો;
નર્મદ બ્રહ્મ પ્રતાપે તેમાં, કદી ન આવે તોટો. ભાઇ,શ૦ ૭

પદ ૧૬ મું.

વાગે વાજાં જોરમાં ઊંચે સુરે હો,
ચલો ભૈયા જુદ્ધમાં પૂરે શુરે હો. ટેક.
બ્યૂગલ બોં બોં બોં બોં વ્હડાવે, જોદ્ધાને જોશ અંગે;
ભુંપુંભુંપુંભુંપુંપૂં રણસિંગ[1] દોડાવે,સંગ્રામમાં[2] તે ઉમંગે. ચ૦ ૧

---

૧ મેહેરબાન. ૨ ગુસ્સે થયો. ૩ ધારવું; સમજવું. ૪ જોષીને સવાલ. ૫ દુશ્મનનું. ૬ એકઠું કરી. ૭ તૈયાર કરવી. ૮ પોતાનું. કુમકકેરૂં—મદદે બોલાવેલું એવાં બે જોર (ભેળાં કરીને).

૯ દીલથી માનનારા; આસ્થિક (જોશ ખોટા પડેછે એમ લોકો જોયછે તોપણ ગ્રહઘડી બરાબર નહીં સધાયાં હોય એવાં જોશીનાં બાનાથી ભમાઈ લોકો જોશને ખરા માનેછે.) ૧૦ હાડકાના ખોટા; આળસુ.

૧ રણસિંગડું. ૨ લડાઇનું મેદાન; રણભૂમિ.

વીરસિંધૂ[3] ને નટ રણરાગો, મસ્ત ઘુમે આ જાગે[4];
આપણપણ રણમાં જઈ ઘુમિયે, શ્રીજય[5] આરણો આગે[6] ચ૦ ૨
દુંદુભી ડમકાના ઘોર સુણીને, પાછા સજો રજપૂતો;
ઢઢઢંઢઢઢં ઢેંઢેંઢેંઢેંઢેં, રણમાં ધસી રીપૂ[7] લૂટો. ચ૦ ૩
ભણિ ગણિ ભેળા રહી સહુ જોદ્ધા, બ્હાર કરો ભરિ તોપો;
કહે નરમદ્દ હું જે જે ભણીને, ઝુંડો તમારો રોપો ચ૦ ૪

પદ ૧૭ મું.

પગલાં ભરવા માંડો રે, હવે નવ વાર લગાડો રે—ટેક.
આજ ઊઠશૂં, કાલ ઊઠશૂં લંબાવો નહિં દહાડા;
વિચાર કરતાં વિઘનો મોટાં, વચમાં આવે આડાં. પગલાં૦ ૧
કુટુંબમાયા કયમ છોડાયે, કુટુંબનું કયમ થાશે;
એમ ફ્રસ્યો તે જનાની પૂરો, રણમાં શું પછી જાશે. પગલાં૦ ૨
કુટુંબવાળો શૂર કરે નહિ, વિચાર એવો ઘેલો;
શંખનાદ સાંભળતાં તરતજ, ઊઠી સજશે વ્હેલો. પગલાં૦ ૩
વિચાર કરતાં ખાળો પડતાં, શત્રૂ છાપો મારે;
બચાવ કરવો ગભરાતાં તે, પછી પડે થઈ ભારે. પગલાં૦ ૪
આગ લાગતે કુવો ખોદવો, પચ્છમબુધિયા થાવૂં;
પાણી આવે પાળ બાંધવી, તેમાં તે શૂં ફ્રાવ્વું ? પગલાં૦ ૫
સજી કરીને સહુ જણ સાથે, રણમાં લડવા ચાલો;
શત્રૂની સાંમે રહિ ઉભા, ઘુરકાવીને ભાળો[1]. પગલાં૦ ૬
ભણ્યો ગણ્યો તે વાર ન કરતો, કામ આટપી લેતો;
સજી કરી નર્મદ કહે જાતો, હોસે રણમાં તે તો[2]. પગલાં૦ ૭

---

૩ વીર સિંધુ રાગ, અને નટ રાગ એ લડાઇમાં જોદ્ધાઓને ઉસકેરવાને અસલ ગવાતા. નટ વિષે એક સવૈયો આ છે—

"ચઢ્ઢિ તુરંગ મચૈ જહ જંગ તહાં ખમ સ્હાઇકૈં શંખ બજાવૈ,"
"મુંડ કટૈ અરુ રૂંડ નચૈ જુરિ જોગનિ ખપ્પર સ્રોન પુરાવૈ;"
"હાથનમેં સમશેર ધરૈં સબબીર ઘટારસ બીર જગાવૈ,"
"યા બિધિ ભૈરુંકિ રામનિહૈ નટ જાકો ભયાનક રૂપ લિખાવૈ."

૪ જગાએ. ૫ આબાદીની ફતેહ; શોભીતો જશ. ૬ મ્હોડા આગળ; પાસે. ૭ શત્રૂ.

૧ જુઓ. ૨ તે તો હોંસે રણમાં જતો.

પદ ૧૮ મું.

સજ્જિલો સહુ સરદારો રે, કરીદો સેનાને સજ[1] રે. ટેક.
માન ભરેલાં કામો કરવે, આતુર[2] પ્રેમી[3] રહેજો;
વધારિ દઇ તૃષ્ણા[4] ઈર્ષાયે[5], રણે યશો બહુ લેજો; સ૦ ૧
હાર જીત સહુ તમારિ ઊપર, તમે ન ગાફિલ થાશો;
એક બિજાનૂં મત્સરથી[6] કો, ભુંડૂં કદી નવ ચ્હાશો. સ૦ ૨
સેના[7] સેનાની[8] નીમાં જો, પ્રીત પરસ્પર હોયે;
ખસે નહીં રણમાંથી સેના, સેનાની જસ જોએ. સ૦ ૩
જો પ્રીતી તો વેણ નિકળતાં, તત્પર સેના થાયે;
વિપત્તિ સંકટ બહુ સપડાવે, તોય ન હારીખાયે. સ૦ ૪
માન તમારૂં રાખે નિત ને, છકી ન જાયે લાડે;
કવાયતો શિખવેલી તેથી, ધાર્યું પારજ પાડે. સ૦ ૫
ઉલટ હોંસ શૂરામાં પ્રેરો, બ્હીકણ મ્હેણે વીંધો;
ગરમ કરી જોસ્સા સંધાના, લો રણમારગ સીધો. સ૦ ૬
ભણ્યા ગણ્યા છો સહુ સરદારો, સામાદિક[9] સહુ જાણો;
કહે નર્મદ સહુ સજી કરી સજ,રણયશથી સુખ આણો. સ૦ ૭

પદ ૧૯ મું.

ડગલું ભર્યું કે ના હઠવૂં ના હઠવૂં;
વેણ કહાડયું કે ના લટવૂં ના લટવૂં. ટેક.
સમજીને તો પગલૂં મુકવૂં, મૂકીને ના બ્હીવૂં;
જવાય જો નહિં આગળ તોયે, ફરી ન પાછૂં લેવૂં–ડ૦વેણ૦ ૧
સંકટ મ્હોટું આવી પડતે, મ્હોડું ન કરવૂં બ્હીલૂં;[1]
કળે બળે ખુબ લડવૂં પણ ના કરવૂં પરવા[2] ઊંચૂં–ડ૦વેણ૦ ૨

---

૧ તૈયાર (તમે તૈયાર થઇ લશ્કરને તૈયાર કરો.) ૨ અધીરા; આકળા. ૩ હોંસીલા; ઉલટવાળા.
૪ તરસ. ૫ સરસાઇ; ચાનક લાગે એવી અદેખાઇ. ૬ ભુંડી ઘાતકી અદેખાઇ. ૭ સેના—ફોજ. ૮ સરદાર; સેનાને આગળ લઇ જનાર.
૯ સામાદિક ઉપાય. સામ એટલે નમ્રતાથી, વખાણથી સમજાવવું તે. દાન (દામ) એટલે પૈસા માલ વગેરેથી લલચાવવું તે. ભેદ એટલે ફુટફાટ કરાવવી તે. દંડ એટલે ધમકી—શિક્ષા.
૧ અપજસથી ફીકું; ઉતરી ગયલું; ઉદાસ. ૨ પાછું ફરવા.

જ્યાં ઊભા ત્યાં ચોંટી રહિને, વચંન લેવૂં સબળૂં;
આભ[3] પડો કે પૃથ્વી ફાટો, તોયે ન કરીયે નબળૂં—ડ૦વેણ૦ ૩
ફતેહ કરીને આગળ વધશૂં, અથવા અહિંયાં મરશૂં.
પણ[4] લીધેલૂં તે પાળીશૂં, રે વજ્જરતું કરશૂં—ડ૦વેણ૦ ૪
તજી હામ ને ઠામ મૂકવા, ખૂણા જે કો ખાળે;
ધિઃક કાયર તે અપજસરૂપી ખાળકુંડીમાં બોળે—ડ૦વેણ૦ ૫
ન્હાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહિ કહાડે;
બ્હીકણ બાયલા નામર્દો એ, નામ મળે ઊપાડે—ડ૦વેણ૦ ૬
પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ભારે;
મુવા નહીં કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું[5] જ્યારે—ડ૦વેણ૦ ૭
શૂર વીર તે જશનો લોભી, હિંમત મદિરા[6] પીયે;
ઉમંગથી તે ધસી વધે વા,[7] બખૂ ટકાવી રાખે—ડ૦વેણ૦ ૮
ભણી ગણી જન પુખ્ત વિચારે, પાયો નાખે મજબૂત;
કો કાળે પણ જસ મોટો લે, નર્મદકેરૂં સાબૂત—ડ૦વેણ૦ ૯

પદ ૨૦ મું.

રણ તો ધીરાનૂં ધીરાનૂં, નહિ ઉતાવળા કાયરનૂં. ટેક.
ધીર વીર જે હોય તેજ ખુબ, સંકટ સાંમો થાયે;
પ્હાડ પડે રણમાં રેહ ઊભો, લેશ નહીં ગભરાયે. રણતો. ૧
ધીર વીર કો પ્રસંગ શોધે, સ્હેવા[1] કષ્ટો ભારે;
જાણિ જોઇને આફત હોરે, રાજી ઘા લે ત્હારે. રણતો. ૨
થતે બાવરાં ઉતાવળાંરે, હાર થાય છે મ્હોટી;
વિના કારણે ઘાત થાય ને, જાય કનેથી લોટી. રણતો. ૩
કાયર થઇને ન્હાસી જાતાં, અધવચ મૃત્યૂ ઝાલે;
એ મરવાના ક રણમાં, કતાં ના મરવૂં ભાલે. રણતો. ૪
ડાહ્યો તે દેશાવર વેઠે, જ્ઞાની બહુ અથડાયે;
ધીરવીરના પગ સંકટમાં, કદી નહીં લથડાયે. રણતો. ૫

---

૩ આકાશ. ૪ પ્રતિજ્ઞા; વચન; ટેક. ૫ પાછું ઉઠાવ્યું. ૬ દારૂ.
૭ અથવા.
૧ કેટલાક શુરવીર, સાહસિક કામ કરવાની જોગવાઈ તાકયાંજ કરેછે, કે

ધાર્યું મેળવે વા ટકિ રેહે, વા તે મૃત્યૂ પામે;
ત્રણેથી તેને બહુ જસ છે, શત્રૂ ધન્ય કહે સાંમે. રણુતો. ૬
પ્રપંચ[2] રણમાં બહુ સપડાવે, મોટા ત્રણે તાપો;
શૂર વીર જન કળે વળેથી, મારે તેપર છાપો. રણુતો. ૭
ભણી વધારો જોસ્સા સહુ જન, પણ કબજામાં રાખો;
પ્હેલે એ જીતી જાણો તો શત્રૂ નીચે નાખો. રણુતો. ૮
જાણિ જોઇ ના સંકટ હોરો, સંકટમાં ના બ્હીઓ;
કહે નર્મદ સહુ ધીરવીર થઈ,જસ લઇ જુગ જુગ જીવો. રણુતો. ૯

પદ ૨૧ મુ.

કદિ ના હિંમત મૂકોરે, સંધીને ના ચૂકોરે. ટેક.
વિચાર પ્હોંચે પાછૂ હઠતાં, શરમાઓ નહિં લેશે;
ઓળંગાયે ઝટ લઇ ખાડો, શસ્ત્ર જોરમાં પેશે. કદિ ના. ૧
ધીરજથી ગભરાટો કાપી, જુક્તી નક્કી કરવી;
હાજર તે હથિયારો લઇને, જૂમ આંગમાં ભરવી. કદિ ના૦ ૨
હાર થઈ લેખવવી નહિં રે, ચાનક સારી લાગે;
પગથી તે માથાલગિ જ્વાળા, [1]પ્રગટે જોસ્સા જાગે. કદિ ના૦ ૩
એ જોસ્સાનો લાભ લઈને, હિંમત બાહેર કહાડો;
ભણ્યા ગણ્યા છો નર્મદ તાકી, શત્રૂકિલ્લો પાડો. કદિ ના૦ ૪

પદ ૨૨ મું.

સજિલઈ સાહસિક થાઓરે, રણમાં આગળ જાઓરે. ટેક.
સાહસિક થાતાં પ્હેલો કરવો, વિચાર ધીમે મ્હોટો;
પછી રણે ઝટ કુદી પડીને, વાપરવો ખુબ સોટો. સજિલઈ૦ ૧
હાર થયે અવિચારી ઉદ્ધત, મૂરખ બહુ જન કહેશે;
દીલ તમારૂં કદી ન કેહે, સમજુક માન જ દેશે. સજિલઈ૦ ૨
તમે વિચારી સારીપેઠે, મંડો કામો કરવા;
લોક વાત મન જરા ન લાવો, દો તેઓને બકવા. સજિલઈ૦ ૩
હાર જીતતો ઇશ્વર આધિન, પણ નિજ ધર્મ બજાવ્વા;
મ્હોટાએ દૃષ્ટાંત બતાવી, ન્હાનાને સમજાવ્વા. સજિલઈ૦ ૪

કહારે વખત આવે કે ઊતરી પડીએ. ૨ સંસાર રૂપી.
૧ ઝાળ; આગ.

માતપિતા પુત્ર મળો, મળો બ્હેન ભાઈ;
હર્ષમાં ધસીને ટાળો, વરવહૂ જુદાઇ. જય૦ ૭
કીર્તિવંત સાથ કરો,[૩] કન્યાયો સગાઈ;
કીર્તિવંત થાય પછી, જાયો[૪] અને જાઈ[૫]. જય૦
વિપ્ર નર્મદાને આપો, દેશિઓ વધાઈ;
કવિ નર્મદાને ભેટ,[૬] કવિતા કરિ ગાઈ. જય૦ ૮

પદ ૨૫ મું.

ઝટ ઝટ ચાલોજી રણમાં ખૂબ લડોજી. ટેક.
શત્રૂ સંખ્યા જોઈ ડરો ના, અવિચળ રહિને તાકો;
જેમ જિતાએ વધારે શત્રૂ, વધારે જસરસ ચાખો. ઝટ૦ ૧
સર્વ વાતની તંગીમાં છો, છત થયે સહુ મળશે;
ઉદ્યમનૂં ફળ મળે ખચીતે, ઘણોજ બદલો વળશે. ઝટ૦ ૨
ઉદ્યમખંતે શૂં ન બને રે, પ્હાડ પાણિ થઇજાએ;
આગગાડીની સડક જોઇને, ઉત્તેજન લેવાએ. ઝટ૦ ૩
છૂટ માનને જતાં જોઇને, કો ના દિલમાં દાઝે;
એક એક જણ બની સિપાઈ, લડે દેશનેકાજે. ઝટ૦ ૪
સ્થિતી પૂર્વની સંભારીને, ખરૂં રૂંપટ્ટૂં[૧] રાખો;
હાર થાય તો ફરી લડીને, અરિને[૨] નીચે નાખો. ઝટ૦ ૫
માણસ[૩] મર્દ બહાદુર ટેકી, સાચા ઉદ્યમી રહેજો;
ધીરજથી બહુ ખંત રાખતાં, ગુમાવ્યું પાછૂં લેજો. ઝટ૦ ૬
ભણ્યા ભણ્યા છો ઝાઝુ કહૂં શૂં, કૃત્ય કરો સહુ વ્હેલા;
વીરજ[૪] નર્મદ હરીકૃપાથી, ઉઘાડીદો શ્રી[૫] ડહેલાં[૬]. ઝટ૦ ૭
(૧-૧)

---

૪ દીકરો. ૫ દીકરી. ૬ ભેટ આપો (બ્રાહ્મણદાખલ વધામણી ને કવિદાખલ બક્ષીસ).

૧ અભિમાન. ૨ દુશ્મનને. ૩ માણસાઇવાળા. ૪ શુરવીર બાપથી જન્મેલા અથવા નક્કી શૂરવીર. ૫ આબાદી; ઉત્કર્ષ.
૬ દરવાજા. (આબાદીના.)

ઘણાંક કામો થાય સાહસે, ધીમેથી ના થાયે;
ઘણા કાળનો વ્હેમ શત્રુ તે, સ્હેજ ન હારીજાયે. સજિલઈ૦ ૫
લડવાનો અવસર આવ્યો છે, લઇશો જસનો લ્હાવો;
ધણીભણી જ્યમ વિરહિણિ[1]ધસતી, આતુરરણમાંધાઓ. સ૦ ૬
પાછળનો દુમણાંનો અનુભવ, તમને છે બહુ સારો;
ભણ્યા ગણ્યા નર્મદ સજિ દોડો,ફરી ફરી નહિં વારો[2]. સજિલઈ૦ ૭

પદ ૨૩ મું.*

આહા કેવાં યશગીત ગવાએ, જોદ્ધો રણે લડતો પડી જાએ. ટેક.
લાંબો ચતોપાટ એ પડયો શોભે, વ્હે છાતી ઘાએ કપાળ તો જોભે. આ૦ ૧
શોક ઘણો થાય એ પડવાથી, સહુને ઉત્તેજન મળતૂં એનાથી. આ૦ ૨
દેશનેકાજ લડી ખૂબ મરવૂં, યશના કલ્લોલમાં[1] રંગથી તરવૂં. આ૦ ૩
ભણી ગણી નર્મદ શૂરવીર થાજે, જસ પીઇ સંતતીને[2] પછી પાજે. આ૦ ૪

પદ ૨૪ મું.

જય જય જય જય જય જય, બોલો સહુ ભાઇ;
ઉત્સવ[1] ઘેર ઘેર કરો, જિત્યા છે સિપાઈ. જય૦ ૧
તોપના ધડાકા થાય, વાજે સરણાઇ;
વાજાં બીજાં અનેક, હર્ખ રહે ફેલાઇ. જય૦ ૨
દહેરે જઈ પાઠ માનો, વેદસ્તુતી ગાઈ;
મ્હાપુજા કરાવી મુકો,[2] માનતા મનાઈ[3]. જય૦ ૩
આબરૂ સ્વતંત્રતા બહુ, જાળવી રખાઈ;
સુરી બળ પરાક્રમ તે, છે ચુકાં લખાઇ. જય૦ ૪
મુવા તે નિરાંતે સુતા, જસમાં લપટાઈ;
તેની વાત છોડી આજ, કરો મોજ આંહીં. જય૦ ૫
થંડાં શરબત પીઓ, વ્હેંચી લો મીઠાઇ;
ખાન પાન ગાન કરો, રંગ રમો ભ્હાઈ. જય૦ ૬

---

૧ વ્હરાઇ—વિજોગથી અકળાઈ ગયલી સ્ત્રી. ૨ વખત.
* મારાં મરણ પછી મારી રાખ ઉપર દેવળ બંધાય તો તે ઉપર એ અથવા 'નવ કરશો કોઇ શોક' એ પદ કોતરાવવું.
૧ મોજાં: તરંગ ચાળા (જસરૂપીદરિયાના.) ૨ છોકરાં—પ્રજાને.
૧ મહોત્સવ. ૨ છોડો (માનતા) ૩ માનેલી; લીધેલી.

માતપિતા પુત્ર મળો, મળો બ્હેન ભાઈ;
હર્ખમાં ધસીને ટાળો, વરવહૂ જુદાઇ. જય૦ ૭
કીર્તિવંત સાથ કરો,[3] કન્યાયો સગાઈ;
કીર્તિવંત થાય પછી, જાયો[4] અને જાઈ[5]. જય૦
વિપ્ર નર્મદાને આપો, દેશિઓ વધાઈ;
કવિ નર્મદાને ભેટ,[6] કવિતા કરિ ગાઈ. જય૦ ૯

પદ ૨૫ મું.

ઝટ ઝટ ચાલોજી રણમાં ખૂબ લડોજી. ટેક.
શત્રૂ સંખ્યા જોઈ ડરો ના, અવિચળ રહિને તાકો;
જેમ જિતાએ વધારે શત્રૂ, વધારે જસરસ ચાખો. ઝટ૦ ૧
સર્વે વાતની તંગીમાં છો, જીત થયે સહુ મળશે;
ઉદ્યમનૂં ફળ મળે ખચીતે, ઘણોજ બદલો વળશે. ઝટ૦ ૨
ઉદ્યમખંતે શૂં ન બને રે, પ્હાડ પાણિ થઇજાએ;
આગગાડીની સડક જોઇને, ઉત્તેજન લેવાએ. ઝટ૦ ૩
છૂટ માનને જતાં જોઇને, કો ના દિલમાં દાઝે;
એક એક જણ બની સિપાઈ, લડે દેશનેકાજે. ઝટ૦ ૪
સ્થિતી પૂર્વેની સંભારીને, ખરૂં હૂંપદૂં[1] રાખો;
હાર થાય તો ફરી લડીને, અરિને[2] નીચે નાખો. ઝટ૦ ૫
માણસ[3] મર્દ બહાદુર ટેકી, સાચા ઉદ્યમી રહેજો;
ધીરજથી બહુ ખંત રાખતાં, ગુમાવ્યું પાછૂં લેજો. ઝટ૦ ૬
ભણ્યા ભણ્યા છો ઝાઝુ કહૂં શૂં, કૂચ કરો સહુ વ્હેલા;
વીરજ[4] નર્મદ હરીકૃપાથી, ઉઘાડીદો શ્રી[5] ડહેલાં[6]. ઝટ૦ ૭
(૧-૧)

---

૪ દીકરો. ૫ દીકરી. ૬ ભેટ આપો (બ્રાહ્મણદાખલ વધામણી ને કવિદાખલ બક્ષીસ).

૧ અભિમાન. ૨ દુશમનને. ૩ માણસાઇવાળા. ૪ શુરવીર બાપથી જન્મેલા અથવા નક્કી શૂરવીર. ૫ આબાદી; ઉત્કર્ષ.
૬ દરવાજા. (આબાદીના.)

(સખી.)

શૂરવીર તે નીજ મરણને કદી કંઇ નહિં ગણકારેજી;
શૂરવીર તે નિર્બળસામાં કદી ધનુશ નાહં ટણકારેજી;
શૂરવીર તે પરબળને કદી સંગ લેવું ના લવ[3] ધારેજી;
શૂરવીર તે હિંમત કરિ તે[4] આભ[5] પડે પણ નવ[6] હારેજી;
શૂરવીર તે છતે જોશ પણ કરે પાપ નહિં કહિં કહારેજી;
શૂરવીર તે ખરો નર્મદો શિકાર હલકો નહિં મારેજી. ૫
શૂરવીર તે રણથંભ[7] જોઇ પ્રસન્ન થાએ બહુ ત્હારેજી;
શૂરવીર તે સંકટમાં થઇ ધીર ખોળતો કળ[8] જ્હારેજી;
શૂરવીર તે સત્ય ટેકને મરતાં પાળે જે ભારેજી;
શૂરવીર તે જણાય ઘા બહુ જેને અંગે તે[9] આ રેજી;
શૂરવીર તે હરિ સમરીને યશધનસુખ લે સંસારેજી;
શૂરવીર તે ખરો નર્મદો દેશગરજ બહુ જે સારેજી. ૬

(ધોસો.)

ગરજ છે દેશને ઝાઝી, રહ્યો છે તેથી તે લાજી,
ખાય છે બાજરી ભાજી, પીએ છે ઓસડે કાંજી,
કેદિ યજમાન[10] તે હાજી, પરોણો છે થયો કાજી[11],
હવે એ[12] કેહછે પાજી, અરે કોઇ શૂર દીલ દાઝી,
મેઘની પેર ખૂબ ગાજી, આબાદિ[13] સંમૃદ્ધી તાજી,
કરે જો તબીએત સાજી, તોજ નર્મદ મન બહુ રાજીજી—
ઝટ ઉઠો ઉઠો. ૭

---

૩ જરાએ. ૪ હિંમત (હારે નહિં.)
૫ આસમાન. ૬ નહીં.
૭ લ્હડાઇનાં મેદાનમાંનો થાંબલો—વાવટો. ૮ જુગતી.
૯ આ, તે એમ જે ઘા જણાતા હોય તે.
૧૦ દેશ—યજમાન જે કેદી જેવો છે તે બચારાને હાજી હાજી કરવું પડે છે.
૧૧ ઈનસાફદાર. (પરોણો—પરદેશી તે કાજી થયો છે.)
૧૨ એ પરોણો કાજી, જજમાન કેદીને (દેશીઓને) પાજી—'કુછ નહિ સમજતા હૈ' એમ કહે છે.
૧૩ આબાદી; ભરણ પોષણ અને નાનાપ્રકારના સુખના સાહિત્યો. એ ઉપમાલંકાર છે.—જેમ મેઘ ખુબ ગાજી—વરસીને પછી ખેતરોને ધાન્યથી ભરપુર કરે છે તેમ સ્વદેશાભિમાનીએ પોતાના ઉદ્યોગથી દેશને આબાદ કરવો.

(સખી.)

ઉઠો ધરી ઊમંગ, અંગથી આળસ કહાડો,
વીર પુરુષનો સંગ, કરીને બ્હીક ન્હસાડો;
કરો નહીં દરકાર, વ્હેમ જો આવે આડો,
અપયશના વીચાર, કાયરઘરમાં ગાડો;
સત્ય વચનને ટેક, મરતાં પણ નવ છાંડો,
તજી જનાની છેક, બાજિ મરદાની માંડો;
મચાવિ દો ભરપૂર, ઉદ્યમ રંગ અખાડો,
નક્કિ રાખજો ઊર, પડે નહિં ઘરમાં ખાડો;
સમજિ સર્વનૂં કામ, નિજ અભિમાન જાડો,
તરે દેશનૂં નામ, સંપ જમાવો ધાડો[૧૪];
ક્રોધ અગ્નિથી સ્હેજ, જળાવો કંટક[૧૫] વાડો,
વધશે કીર્તિ તેજ, શિકંદર થાશે દહાડો;
કરિ કિકિયારી એમ, ઝટ ઝટ પગો ઉપાડો,
પછી નિરાંતે ક્ષેમ, સદા સુખસાથે લાડો;
કહું આગેવાન નર્મદ, ધરી ઝુંડાનો ડાંડો,
સહુ શૂર સાથ ઝટ થઈ, વ્હેમને તોડી પાડો,

---

## ભણવા વિષે.

(લાવણી.)

સરસ નરસ સહુ સ્હેજ સમજશો, શ્રમથી જો ભણશો;
શ્રમથી જો ભણશો, પછી ઝટ વ્હેમો બહુ હણશો. સરસ૦ ૧
જહાં જે જહેવૂં ત્હાં તે ત્હેવૂં, ભણી ઘટિત[૧૬] ગણશો[૧૭];
દુનિયાદારી દે સુખ ભારી, ભણિ[૧૮] નારી પણશો;
ભણિ નારી૦ પછી ઝટ૦ સરસ૦ ૨

---

૧૪ છેક જ પાસે પાસે; ખુબ. ૧૫ કાંટાની—વ્હેમની વાડ.
૧૬ ઘટતું; યોગ્ય. ૧૭ વિવેકથી વિચારશો. ૧૮ ભણીને અથવા ભણેલી.

દેશી ભાઈ કરિ સરસાઇ,[૧૯] રસકસ ખુબ છણુશો;
સંપે રહિ હિત સહુનું જોશો, તોજ હામ ચણુશો;
તોજ હામ૦ પછી ઝટ૦ સરસ૦ ૩

જ્ઞાનદિપકે દિસે શત્રુઓ, કદબળમાં કણ સો[૨૦];
જડે ન્હાસતાં ચોળિનાખશો, સ્હેજે માંકણ સો;
સ્હેજે માંકણ૦ પછી ઝટ૦ સરસ૦ ૪

તર્કશક્તિયે સરસ યુક્તિયે, વિઘ્ન સર્વ ખણુશો;
મધુર ઉક્તિયે[૨૧] નીતિ ભક્તિયે, યશ મળશે તણુશો[૨૨];
યશ મળશે૦ પછી ઝટ૦ સરસ૦ ૫

ભણી ગણીને હિંમત ધરતાં, કદી ન ગણુગણુશો;
કહૂં હું નર્મદ વિશેષ નિત શૂં, ખરા સુખી બણુશો;
ખરા સુખી૦ પછી ઝટ૦ સરસ૦ ૬

---

## સંપરાખવાવિષે.

(લાવણી.)

તમે કદી ના જુઓ વિવેકે હીત નીજ યારો,
નવ કરો સંપનો સાથ પછી શો લાભ થાય સારો. ટેક.

તંતૂઓનાં બન્યાં દોરડાં મળ્યા સાથ જ્યારે,
જે દુનિયાનાં કામ કરે બહુ ખેંચે બોજ ભારે;
કિડી એક શું હામ ભિડે પણ મળે સાથ ત્યારે,
ડુંગરિયો તે તર્ત રચીદે શ્રમથી નવ હારે;
ઝરણ ઝરણનૂં ભેળૂં પાણી ચિરે પ્હાડ ખારે[૨૩],
ઝાડ જનાવર જમીન ઘસડી મળે સિંધુ બ્હારે;
મળી કરંતાં કામ કઠણ તે સ્હેજ થાય ધારે,
નવ કરો૦ તમે૦ ૧

---

૧૯ એક બીજાથી સરસ થવાને ચાનકસાથે જે ઉદ્યોગ ચલાવવો તે.
૨૦ કદ અને જોરમાં સો કણ—દાણા. ૨૧ બોલવું; ભાષણ. ૨૨ ઘણાએક
૨૩ ઝરણો એકઠાં થઈ ખારે—ચીહીડાઇને પ્હાડને ફાડી નાખેછે અને પ

દુઃખી[૨૪] રામે સુગરિવ સાથે મનસૂબો કીધો,
વાનરસાહ્યે રાવણ રોળ્યો ગઢલંકાં લીધો;
પાંચ પાંડવે જિવતાંસુધી સંપ ખૂબ પીધો,
કૃષ્ણસાહ્યથી પીખી નાખ્યાં કૌરવકુળગીધો;
ઘણા કામમાં કૃષ્ણસું રામે[૨૫] વિચાર શુભ દીધો,
'સિંહનિ ઊંફે ગજપર ચ્હડતાં બકરો[૨૬] નવ બીધો;'
વગર ધારિતયે ઇર્ષા[૨૭] રાખે તરો કાપિં હારો,
નવ ક૦ તમે૦ ૨

સંપ વગર તે સૂર્યચંદ્રકુળ નિર્વંશી આજે,
મુસલમાનનાં રાજ ગયાં ને નહિં તે કો લાજે;
તજી અખાડા લિધા જનાના સહુ રજપુતરાજે,
પ્રધાન જેના બહુ ખટપટિયા સ્વારથનેકાજે;
દ્રવ્ય દેશનું વ્હેડતાં જાએ તે કેમે છાજે[૨૮]?,
વ્હેમો ભારે અજ્ઞાને બહુ ઠામ ઠામ ગાજે;
માટે સહુ જન ભણી ગણીને કુસંપને મારો,
નવ ક૦ તમે૦ ૩

જાતીઓનો ભેદ ન ગણતાં સહૂ એક થાએ,
જૂદાં જૂદાં મત તજિદઇને સહૂ એક[૨૯] ગાએ;
ધનિ નિરધનિ તે દીલદાઝથી એકકસૂં ધાએ,
પંડિત જનને પ્રજા વિશેષે થાય નિત્ય સહાએ;
નર નારી સહુ ઘરસંસારે એકદિલી ન્હાએ,
રાજકાજમાં ચતુર પુરૂષ તે આગળ વધિજાએ;
દેશાટન ને વેપારો કરી સ્વદેશને તારો,
નવ ક૦ તમે૦ ૪

---

નદી રૂપે મોટા ભભકામાં દરિયાને મળેછે. ૨૪ સીતાના હરણથી.
૨૫ બળરામે. ૨૬ એ દાખલો ઘણે ઠેકાણે આપવામાં આવેછે.
૨૭ સરસાઇ. બે ચાર દોસતદારો એક બિજાની ઊંફથી વગર ધારતીએ અને વળી સરસાઈથી નદીમાં હારની સામાં તરે છે તેમ સહુએ સંપ રાખી વ્હેમરૂપી હારની સામાં જવું.
૨૮ શોભાય; ખમાય; ઘટતું કેહવાય.
૨૯ એક ઇશ્વરને; બ્રહ્મને.

સંપવડે વિશ્વાસ પરસ્પર સહુકોને બેસે,
એક બિજાનૂં જોર પરસ્પર એકેકને દેશે;
એમ એકઠૂં જોર જમાવે ખુણો શત્રુ લેશે,
થોડિ મ્હેનતે કાર્ય સધાશે જન વાઃવા કહેશે;
શૂર[30] છતે પણ આગળ પાછળ મળી સાથ રેહશે,
દળદરથી થઇ મુકત[31] દેશિઓ ફરશે શુભ વેશે;
કહે નર્મદા કોટિ[32] કરો સહુ સંપસું નરનારો,
નવ ક૦ તમે૦ ૫

---

## સાહસ કરવા વિષે.

(લાવણી.)

સહુ ચલો જીતવા જંગ,[33] બ્યૂગલો[34] વાગે,
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે. ટેક.
કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજિ સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ[35] કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ[36] જોઈ બળ લાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૧
સાહસે કર્યો પર્શુએ[37] પુરો અર્જુનને,[38]
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઈંદ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
થઇ ગર્દ જંગમાં મર્દ હક્ક નિજ માગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૨

---

૩૦ શૂરાને પણ પોતાના જેવા સાથીઓની જરૂર છે. ૩૧ છુટા.
૩૨ સંપરૂપી પુરૂપને ભેટો, ૩૩ લડાઇ.
૩૪ લડાઇનું એક વાંજું; રણસીંગડું—(આકારમાં નહીં). ૩૫ મતલબ.
૩૬ ફળ; પાર પડવું તે. ૩૭ ફરસીથી. ૩૮ સહસ્રાર્જુનને.

સાહસે[૩૯] કોલંબસ ગયો, નવી દુનિયાંમાં,
સાહસે[૪૦] નેપોલ્યન ભિડયો, યુરપ આખામાં;
સાહસે[૪૧] લ્યુથર તે થયો, પોપની સામાં,
સાહસે[૪૨] સ્કાટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે[૪૩] શિંકદર નામ, અમર સહુ જાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૩
સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૪

---

## વેહેમની સામે સજવાસારૂ સુધારાને ઉત્તેજન.

(લાવણી.)

ચલ ઊઠ સુધારા સજી વ્હેમની સાંમે,
દુર કહાડ લડી ફરિ આવે ન કદિ આ ઠામે. ટેક.

(૧)

અ અ અમર સ્મરી મન થકી ઉભો તૂં થાએ,
ક ક કમર કસી કાફરની સામાં જાએ,
ખ ખ ખડ્ગ ખંજરો ચળક ચળક સોહાએ,
ગ ગ ગદા ગુજર ઝટ લઈ હોંસથી ધાએ,
ઘ ઘ ઘાણ કહાડ દુશ્મનનો પાણિ નવ પામે, ચલ૦

(૨)

ચ ચ ચિલખત સતનૂં સજી નિડર રહે નીતે,
છ છ છરા ઉડાવી માર તું ચલવે રીતે,

---

૩૯ (વેપાર સંબંધી) ૪૦ (રાજ્ય સંબંધી). ૪૧ (ધર્મ સંબંધી.)
૪૨ (શરીર બગડવાની ધાસ્તી ન રાખતાં રાત દાહાડો લખલખ કરયાં-જ કીધું.) ૪૩ (રાજ્ય સંબંધી.)

જ જ જંબુર વાપરિ જંગ કેમ ના જીતે,
ઝ ઝ ઝંપલાવ ઝટ રણે મર્દ એ પ્રીતે,
ટ ટ ટોપ પરાક્રમતણો આવશે કામે, ચલ૦

( ૩ )

ઠ ઠ ઠોર કરી શત્રુને ઠોર ખુબ ખાએ,
ડ ડ ડંકો વગાડી દિયે જગત જસ ગાએ,
ઢ ઢ ઢાલ ધીરજની ધરે ડરે નહિં ધાએ,
ત ત તીર તાકિ પેસાડ અરી ઉરમ્હાંએ,
થ થ થરથરતો કર વ્હેમ જોર ના જામે, ચલ૦

( ૪ )

દ દ દક્ષ થઇને રચે સેન ચતરંગી,
ધ ધ ધ્રુજાવી નાખે ધરણી મળી સહુ સંગી,
ન ન નગ્ન કરી દે લુટી શત્રુ છે ભંગી,
પ પ પૂરી પડે સહુ આશ રહે નહિં તંગી,
ફ ફ ફના કરે ના રહે વંશ તે નામે, ચલ૦

( ૫ )

બ બ બુરાડી નાખે વ્હાણ વ્હેમનૂં ભારે,
ભ ભ ભડકો કરી ભડ લઈ તોપને ખ્હારે,
મ મ મચાવિ દે સંગ્રામ ધસીને ખારે,
ય ય યાદ કરે શૂરવીર થયા તે પ્યારે,
ર ર રત્ન મળે રોળતાં શત્રુને હામે, ચલ૦

( ૬ )

લ લ લઠ લઈ ઝટ ઉઠી ઘુમે ચોપાસે,
વ વ વીર વિચારી લાગ અરી ઘર પાસે,
શ શ શત્રૂને કર કેદિ ખેંચિ તુજ પાસે,
સ સ સંહારી દે દુષ્ટ જેથિ ભય ન્હાસે,
હ હ હાર પ્હેરિ યશતણો આવ નિજ ધામે, ચલ૦

(લાવણી.)

ચલો ચલો શૂં વાર લગાડો, ચલો નિડર[1] રણમાં,[2]
ધસી પડો શત્રૂપર નહિંતર મરીજશો ક્ષણમાં. ટેક.
કરી કલ્પના શત્રૂબળની કેમ કરો બ્હાનાં,
ફળે ન તેવાં કાં જોવડાવો જોષીનાં પાનાં;
દાના મર્દો છતે દિવાના બનો તમે શાના,
જાણિજોઇ કાં ખરાબ કરતા આબાદીખાનાં.

(ઝુલ.)

ખરે, ખરૂં[3] નહીં, તમમંન તેથિ છો ખોટા,[4]
ખરે, કહી કહીને એમ ગુમાવ્યા લોટા,
ખરે, ખાયાં કરશો રોજ ઉપરથી[5] સોટા,
ખરે, ગુમાવિ નાખો પત્ત કેમ છો મોટા[6],
ડગલું ભર્યું કે રિપૂ મારવો કાં મરવૂં પણમાં[7],–ધસી૦ ૧
ઠરી ન બેસે હાર ખાઇને શૂરવીર ભાયા,
કાયર થઇ મૂકી દે રણ તે લુંડીના જાયા;
ઊંચ દૂધના માને કીર્તિ પડે રણે કાયા,
નીચ દૂધના સૂખ સમજતા ઘરમાં થઇ ઘાયા[8].

(ઝુલ.)

ધિક કાયરને છે ધિક જનાની તેને,
ધિક સંપતોડુને ધિક અદેખાઇ જેને,
ધિક નીચ દાસને ધિક ખુશામતિયાને,
ધિક રીબાતાને ધિક બ્હિકણુ થાતાને,
કરો ગર્જના ધીર વીર ને જયસિંહો[9] વનમાં,–ધસી૦ ૨

---

૧ ડર નથી જેને એવા. ૨ રણસંગ્રામ.
૩ વિચારમાં પાકું નહીં–પૂરી ઈચ્છા નહીં (એવું મન)
૪ (હાડકાંના). આળસ કરતા; સુસ્ત.
૫ ઉપરીયોના સોટા (ખાશો તાબેદાર છો માટે.)
૬ રે તમે અસલ મોટા (કુળધનવિદ્યાએ) છો ને પત્ત કેમ ખુઓછ?
૭ લીધેલાં પણમાં–ટેકમાં (મરવું)
૮ ઘાયલ થયા કે ઘરમાં આવીને પડવું ને ખાયા કરવું એમાં કાયર જનો સુખ સમજે છે. રણમાં ઘાયલ નહીં પણ ઘરમાં.
૯ ઓ ધીરસિંહ વીરસિંહ ને જયસિંહ લઇ સિંહો વનરણ સંગ્રામમાં

કાળિ વાદળી ચારપાસથી ભેગી ચોમાસે,
ઘોર ઘાલિ પય[૧૦] પછી નાખતી જેથી જન ન્હાસે;
તેમ તમે સહુ સાથ મળી ઝટ રચો વ્યૂહ[૧૧] આશે[૧૨],
ધધડાવીને પડો શત્રુપર એ વેરઈ જાશે.

(ઝુલ.)

સહુ હથિયારો તૈયાર રાખતાં ભાઈ,
સહુ કવાયતો નિયમીત શીખતાં ચ્હાઈ,
સહુ હુકુમ માનતાં નહીં આણશો વાઈ[૧૩],
સહુ પારપાડશો કામ સમયપર ધાઈ,
રે સાહસવણ નહિં કદી વધારો કરશો રે ત્રણમાં[૧૪]–ધસી૦ ૩
હિંમત રાખી મળી સાથ સહુ કરો રંગ[૧૫] પાણી,
ઉલટ ઉલટથી વધારિદો ઝટ ખરૂં નીજ પાણી[૧૬];
જનાની વાતો કરવાનૂં તો હાલ મુકો પાણી[૧૭],
સજ થઈ રહો કે ઉસકેરાયાં શોભે પદ પાણી[૧૮].

(ઝુલ.)

ખુબ સ્વતંત્રનાં કાવ્ય ભણો ઉમંગે,
ખુબ જોદ્ધાઓનાં ગીત સુણો સહુ રંગે,
ખુબ વાજાંઓને સુણો દોસ્ત જે જંગે,
ખુબ રમો શસ્ત્રથી જેહ રાખવા સંગે,
લાગ જોઈ ઝટ ધસી નર્મદ લઇલો જસ જનમાં,–ધસી૦ ૪

(૧-૧)

---

ગર્જના કરો. સિંહો વનમાં ગર્જના કરેછે. ૧૦ પાણી. ૧૧ સેનની રચના ૧૨ ઉમંગે. ૧૩ વાઈ આણવી–આનાકાની કરવી.
૧૪ તન મન ને ધનમાં અથવા માન કનક ને કામિનીસંબંધી.
૧૫ રંગપાણી–ખુશીમાં કેફ કરવો તે. ૧૬ હિંમત; નુર; શૌર્ય; જોસ્સો. રંગ પાણી લીધા પછી પોતાનાં આગલાં પરાક્રમોની વાતો કરીને તમારૂં તે પાણી ધારો. ૧૭ પાણી મુકો–ન કરવી એવો નીમ લો.
૧૮ હાથ. (પગ હાથ ઉસકેરાઇને શોભી રેહેછે.)

## વજેસંગ ને ચાંદબા: એક વાત.

(દોહરા.)

રંગપૂરનો રાજિયો, વજેસંગ મ્હારાજ;
રાણી નામે ચાંદબા, એ બે વરણૂં આજ.* ૧
વરણૂં રસ શૃંગાર ને, અદ્ભુત કરુણા વીર;
પ્રધાન જેમાં વીર તે, શિક્ષાની તસવીર. ૨
પ્રેમકસુંબો પી કરી, રમવૂં વિધવિધ રીત;
એ સુખ મોટૂં છે ખરે, પણ નવ પ્રસવૂ નીત. ૩
અવસર આવે એટલે, ધુણાવિ નાખી શીર;
જોર કસીને તોડવાં, જનાનિનાં[1] જંજીર[2]. ૪
સજી મચાવી દેવિ ખુબ, દુશ્મનસામાં જંગ.
રણધીરાં થઈ રાખવો, નિજ બાજીનો રંગ. ૫

(ચોપાઈ.)

વજેસંગ બેઠો આસંન, ત્હારે ઉંમર વિસ ને ત્રંણ;
સર્વ ગુણે દીસે સંપંન, રાજ રૂડૂં ચલવે રાજંન. ૬
ભણ્યો ગણ્યો એ પંડિતરાજ, પરમારથમાં વિક્રમરાજ;
ચતુર કળા સમજે રસરાજ[1], શૂરવીર અર્જુન રણરાજ[2]. ૭
કિરતી પસરી ચારે દીશ, માગાં તો આવ્યાં દશ વીશ;
પ્રધાન મિત્રો કહે 'મ્હારાજ, શરણાગતની રાખો લાજ.' ૮
રાજા કહે 'પરણૂં હૂં એક, એજ ખરો માનવનો ટેક;'
'ધણિ રાણીનૂં શૂં છે કામ?, સીતાએ[3] સંતોષ્યો રામ.' ૯

---

* તા૦ ૬ઠી એપરેલ ૧૮૬૧ ને દીને માત્ર પેહેલા પાંચ દોહરા એક ચોપડીમાં લખી મેહેલ્યા હતા; તે ચોપડી પાછી તા૦ ૨૦ મી એપરેલ ૧૮૬૩ ને દીને હાથમાં આવેથી મેં એ વાત પાછી લખવી માંડી ને ૩૦ મી એપરેલે પુરી કીધી. મારી પ્રિયા જે ઘણીજ પ્રેમાળ છે તેને વિજોગમાં દિલાસો મળે એવે ઉદ્દેશે એ વાત લખી છે, તોપણ દેશી રાજાઓને અને વીર પુરૂષોને સારી શિક્ષારૂપ છે. એ વાત સામળનાં જેવાં ગપ્પાની નથી પણ ખરેખરા સ્વભાવ–પ્રેમવર્ણનની છે. ૧ એ શબ્દ વિશેષણ છે પણ મેં જનાનીપણું એવા નામના અર્થમાં વાપર્યો છે. ૨ બેડી; ઝાંઝરિયાં.

૧ કામદેવ. કોકદેવ. ૨ જેમ સિંહ વનરાજ તેમ અર્જુન રણ–લડાઇના મેદાનનો રાજા. (વિજેસંગ અર્જુન જેવો.)

૩ એકલી એક સીતાએ રામને સંતોષ પમાડ્યો.

'વિલાસવૈભવકેરૂં સૂખ, ખરી પ્રીત વીજોગી દૂખ;'
'એનો અનુભવ એકે થાય, ધણીથકી પ્રીતીરસ જાય.' ૧૦
'મ્હારે તો પણવી છે એક, જોઇ રૂપ ને ગૂણ વિવેક;'
'વિચારમાં મળતાં બે હોય, કદી કોઈનૂં દીલ ન કહોય.' ૧૧
'માબાપોનૂં નહિં એ કામ, ઝંખવાય કો વેળા નામ;'
'જેને જેનીસાથે કાજ, તેણે[4] જોવૂં કે રહે લાજ.' ૧૨
'મથે પ્રીત તો ના બંધાય, સ્હેજ સગાઈ રે થઇજાય;'
'એવી છે પ્રીતીની પેર[5], વાળો પાછાં માગાં ઘેર.'[6] ૧૩
એમ વિચારી રાખી ધીર, માગાંને તરછોડે વીર;
સગાંતરફથી માગાં થાય, નિરાશ થઇ તે[7] પાછાં જાય. ૧૪
'જાતે વૈરી માગૂં કરે, તો તેપર ચિતડૂં કંઇ ઠરે;'
'જાતે જોઈ માગૂં કરૂં, તેમાં પણ ફળ સારૂં ખરૂં.' ૧૫
એમ કહી દી ગાળે સહી, સામૂં માગૂં આવે નહીં;
ત્યારે ખોળ કરાવે રાજ, 'કલગી વણ ના શોભે તાજ.' ૧૬
એવામાં વળિ આવ્યો લેખ, જેમાં વાત નવલ વીશેક;[8]
કો કન્યાએ માગૂં કીધ, નામ ઠામ તો નહિં પરસીધ. ૧૭
તે ધાયો[9] આ રીતે સ્હોય, ચતુર હોય તે ચેતીજોય;
ચતૂરાઈમાં મણા ન હોય, આજ લખે શૂં એવૂં કોય?[10] ૧૮

(છપય.)

'કહાં કહારે ને કેમ, પ્રીત બંધાએ પ્હેલી?'
'કહાં કહારે ને કેમ, પ્રીત નીભેછે સ્હેલી?'
'કહાં કહારે ને કેમ, પ્રીત ટૂટેછે વ્હેલી?'
'કહાં કહારે ને કેમ, પ્રીત ડાહી ને ઘેલી?'
'હૂં ઊંચ સરોવર કમળની[11], ખિલવા માંડૂંછૂં હવે;'
'ઓચતુરભ્રમર[12]વરજે મને,સુખ મારૂં તૂં આ ભવે[13].' ૧૯

---

૪ પણનારાં સ્ત્રીપુરૂષે. ૫ રીત; છટા. ૬ જ્યાંહાંથી આવ્યાં હો ત્યાંહાં. ૭ માગાં (પાછાં જાય.) ૮ વિશેષ. ૯ લેખ (કલેજામાં ઘ લાગે તેવું લખાણ.) ૧૦ કોઇ સ્ત્રી (હાલના વખતની.)

૧૧ કમળનું ફુલ. (ઊંચ કુળની.) ૧૨ ભમરો. (કમળનું ફુલ અ ભમરો એ બેવચ્ચે આશક માશુકનો દાવો છે.) ૧૩ સંસાર; હઇયાતી

(ચોપાઇ.)

રાજા મંન વિચારે એમ, 'ભણીગણી ચતુરા તે ક્ષેમ;'
'પણ જોયાવણ જાતે જાત, શી કરવી પણવાની વાત.?' ૨૦
'હશે લખ્યૂં તે લાવ્યૂં કોણ ?; શૂં મુજ ભાયગ મળશે ઓણ?;'
(આ)'વારે વારે વાંચૂં લેખ, શૂં એ પ્રીતી નહીં વિશેક. ?' ૨૧
'ચાર સવાલો પૂછે જેહ, તેથી દીસે ચતુરા તેહ';
'સવાલ જેવા તેવા નહીં, ઉત્તર મારી પાસે સહી.' ૨૨
'ઊંચા કુળની કહેછે વળી, જોબનની ખિલતી છે કળી';
'મારેસારૂ તલપે બહૂ, એવૂં તો નક્કી હૂં લહૂં, ૨૩
ખોળથકી ના લાગી ભાળ, ત્યારે નખશિખ[14] પ્રગટી જ્વાળ[15];
'મને બનાવ્યો[16] કોઇએ આજ, એવૂં ભૂંડૂં કોનૂં કાજ'? ૨૪
મનમાં વિસ્મય પામે રાજ, પણ ધમકાવે નીજ સમાજ[17];
'વ્હેમી માને જાદૂ જેમ, માનીલેવૂં[18] મ્હારે તેમ'? ૨૫
'લાવનાર તે જડે ન કોય,' ફરી ફરી રાજા લખ્યું જોય;
જાણે છપય[19] છબીલી સ્હોય, ચૂમી લેતાં ગગળી રોય. ૨૬
'મારેમાટે દુઃખી રોય, વળી પારખૂં મારૂં જોય;'
'એવી તે કો ચતુરા નાર, મારે સજવો એ સણગાર.' ૨૭
'આજથકી હૂં તો લઉં નીમ, અંગ મ્હારૂં એ નીમેનીમ[20];'
'પરણૂં તો વળિ પરણૂં એહ, નહિં તો પાડૂં દુઃખે દેહ.' ૨૮
ધમકાવી ચાકરને રહ્યો, પણ મચકુર કોને ના કહ્યો;
એવો ડાહ્યો રાજા ઘણો, પણ દિલમાં દીવાનો બન્યો. ૨૯

(દોહરા.)

મદનબાણથી[21]ઉષ્ણતા, પ્રગટી રોમેરોમ[22];
પ્રેમીપય[23]પીધા વિના, ઉતરે કેમે જોમ[24]? ૩૦

---

૧૪ પગથી તે માથાંસુધી. ૧૫ આગ. ૧૬ મશ્કરી કરીને બેવકુફ બનાવ્યો. ૧૭ કચેરી; સભા; દરબારનાં માણસો. ૧૮ શું કોઈ વીર આવીને કાગળ મુકી ગયો? ૧૯ છપય (પેલીનો લેખ) જાણે પોતાની પ્યારી હોયની શું તેમ રાજા તે છપયને વારે વારે ચુમી લયાં કરે અને ચુમીથી કાગળ ભીંજાય તે જાણે તેની છબીલી ગગળીને રડતી હોયની શું. (લેખની મતલબ એવી છે કે છબીલી રાજાને સારૂ ઘણી આતુર છે ને તેથી દલગીર રેહે છે). (ઉત્પ્રેક્ષા.)
૨૦ અડધો અડધ; અર્ધાંગ. ૨૧ કામદેવના તીરથી. ૨૨ રૂવે રૂવે; વાળે વાળે. ૨૩ માશુક રૂપી પાણી. ૨૪ જોશ.

(ચોપાઈ.)

પ્રધાનને તેડયો એકાંત, વાત કહી જે મનની ખાંત;
'ચતુર નારિ ઝટ આવે હાથ, તેમ જુગતની કહે તૂં વાત.' ૩૧
પ્રધાન કહે 'રાખોજી ધીર, ઉતાવળે ના થાએ ખીર;'
'ઉતાવળે ના પાકે આંબ, કપાય નહિં મારગડો લાંબ.' ૩૨
'ઉતાવળે મ્હડિજાએ થાક, ઉતાવળે સારો નહિં પાક;'
'ઉતાવળે ના જડે ઉપાય, ઉતાવળે ધાર્યું દુર જાય.' ૩૩
'ધીરજ પકડો મોટા વીર, પાર પાડશે શ્રીરઘુવીર;'
'ખાંતે ખોળ કરીશૂં રાજ, વ્હેલૂં મોડૂં થાશે કાજ.' ૩૪

(દોહરા.)

'પ્રધાનને રાજા કહે, 'જાણૂંછૂં એ વાત';
'પણ ધીરજ રહેતી નથી, બગડે છે મુજ જાત[૨૫].' ૩૫
'કામકાજ કરુંછૂં મથી, નહિં ઉલ્હાસે જાણ';
'પરવશ કેદી હૂં છઊં, ખરેખરૂં તૂં માન.' ૩૬
'મને જંખના એહની, કહારે જોતી[૨૬] જોઉં';
'મને જંખના એહની, કહારે સાથે સ્હોઉં[૨૭].' ૩૭
'મને જંખના એહની, જોઉં ચાલતી કેમ?';
'મને જંખના એહની, વદતી[૨૮] સૂણૂં તેમ.' ૩૮
'મને ઝંખના એહની, કરતી મુજને સાદ;'
'આપે પ્રભુજી પાંખ તો, ઊડી આણૂં આદ.;' ૩૯
'મને ઝંખના એહની, ઊંચી સાલસ જાત;'
'બિજાં કામમાં આંખ તો, અંધી છે ઓ ભ્રાત[૨૯].' ૪૦
'મને ઝંખના એહની, નયણે ઝાઝી રહેમ;'
'રાજાકાયા રાંકની, બની નથી રે ક્ષેમ.' ૪૧
'ફૂજેત થાઊં રે રખે, માટે છઉં અધીર;'
'રાજભાર શિરપર અને, કાળજડે આ તીર.' ૪૨

---

૨૫ શરીર. ૨૬ તે મારી સામે જોતી હોય તેવી હું કહારે જોઊં. ૨૭ શોભું. ૨૮ બોલતી. ૨૯ વજીરભાઈ.

‘પણવાકેરી વાત તો, પછી કરીશૂં કાલ;’
‘મારનાર કો તીરનૂં, એ તો જાણૂં હાલ.’ ૪૩
‘પ્યારી લુચ્ચીએ રચ્યો, ફજેતિનો શો ખેલ;’
‘તાડિ[30] પાઇને કાગડો, બનાવિ જોએ ગેલ.’ ૪૪
‘નહીં નામ ને ઠામ કંઈ, કહાં કહાં કરવી ખોળ;’
‘ખોળ કરંતાં જન સહૂ, મ્હારૂં કરશે તોલ.’ ૪૫
‘આગળ તો માગાં નૃપે[31], પાછાં વાળ્યાં ભાઇ;’
‘હમણાં ત્હારે રોજ એ, ફાંફાં મારે મ્હાઇ.’ ૪૬
‘વળી લોક એ નારનૂં, કરશે ઘણૂં વખાણ;’
‘નૃપનાં માથાંની મળી, મૂકાવ્યૂં અભિમાન.’ ૪૭
‘પ્યારીના ગુણગાનથી, થઇશ ઘણો રળિયાત;’
‘પણ ન મળે જો મૂજને, તો ન રહૂં હઈયાત.’ ૪૮
‘જો મેં તો આવૂ લખ્યૂં, ઘટતો કે ન જણાપ;’
‘જુગતી શી કરવી હવે, વિચાર તારો આપ.’ ૪૯

(છપય.)

‘જહાં જહારે ને જેમ, હોંસ તે સંતોખાએ;’
‘જહાં જહારે ને જેમ, દયા[32] પણ[33] આડાં આવે;’
‘જહાં જહારે ને જેમ, વાત ધારી ના થાએ;’
‘જહાં જહારે ને જેમ, ભણ્યાં[34] અભણ્યાં[35] એ વ્હાએ;’
‘હૂં તૂંમાટે કાળો થઈ, ભમરો ઢૂંઢૂ કમળની;’
‘રે ભોગિ જોગિ થઇને જપૂં, વાટ જોઉં તૂં ચપળની.’ ૫૦

---

૩૦ દિવસે કાગડા તાડી પીએ છે ને પછી બુમ માર્યાં કરે છે. ૪–૫ વાગતે ગામને પાદરે એકાંતમાં કાગડાને, તાડે બાંધેલાં ઘડુઆં આગળ ડાહ્યો થઈ બેઠેલો અને તેમાં ચાંચ બોળતો જોવો એ ઘણું આનંદકારક છે.

૩૧ રાજાએ. ૩૨ ગમે તેવી પ્રીતિ હોય તોપણ વેળાએ એક બીજાનાં વિચારમાં અંતર પડે, પણ તે વખત દયા જો આડે આવે તો પ્રીતિ નીભે. —એક એમ સમજે કે જો હૂં બેવફા થઈશ તો તે બચારો રીબાઈને મરશે અને મને પણ પછવાડેથી પસ્તાવો થશે–કેમકે ગઈ ગુજરી બંનેને સાંભરેજ.—માટે, પોતાની અને બીજાની દયા હોય તો નીભે.

૩૩ અરે જેને મેં પોતાનો કહ્યો છ તેને હું છોડૂં ?–નહીંજ છોડુ એવો ટેક. ૩૪–૩૫ ભણેલાં–સમજુકની વચમાં પ્રીત ડાહી હોય છે. અને મુરખ–અણસમજુકની વચમાં પ્રીત ઘેલી હોય છે.

(દોહરા.)

પ્રધાન કહે 'કહાડોછ શી, ઘેલાઈ દિનરાત';
'ધીરા થઈ ઝંપો તમે, અલગતની એ વાત.' ૫૧
'ઉત્તર તો સારો લખ્યો, પણ મોકલવો કેમ?'
'ગભરાવો ગભરાઇને, તેમાં ન વળે તેમ.' ૫૨
'જેણે કાગળ આગ્રહે[૩૬], લખ્યોછ તમને સાર;'
'લાગ ન શૂં જોતી હશે, દુઃખિ ન શૂં તે નાર?' ૫૩
'મુદ્દો પકડાયોછ તે, પકડાશે વળિ ચોર;'
'ચોર ઈછે પકડાઉં[૩૭] પણ, ગેલ કરે જ્યમ મોર.' ૫૪
'કાગળ પેટીમાં મુકી, પુરથી નિકળો બ્હાર;'
'મુસાફરથી દુઃખ એ, વીસરશો સરદાર.' ૫૫
'શિકાર બ્હાને પરવરો, જુઓ મ્હાલનાં ગામ;'
'તજવિજની પુછપાછથી, કહાડીલેવૂં કામ.' ૫૬
'હૂં પણ ખોળ કરૂં અહીં, વળિ ખોળાવૂં બ્હાર;'
'ઉદ્યમ તો ફળશે નકી, જસવંતા સરદાર;' ૫૭
ગરમીથી અકળાયલે, પીધો નશિયત[૩૮] બર્ફ;
ચટકો લઈ થંડો થયો, સાંમો ન વધો હર્ફ[૩૯]. ૫૮
વાત વસી ગઈ મંનમાં, રાખી રાએ ધીર;
કામકાજ આટોપતો, ચાર દીનમાં વીર. ૫૯
પ્રધાનને સોંપી સહૂ, નિકળ્યો પુરની બ્હાર;
થોડા જણ લઈ સાથમાં, બ્હાનૂં કરી શિકાર. ૬૦

---

(દોહરા.)

દિલ્હી મોગલરાજનો, ફતેજંગ સરદાર;
કરે નવાબી સાહ્યબી, ફતેપૂરમાં ધાર. ૧
રૈયત રાજી રોજ ને, ફતેપૂર આબાદ;
ફતેજંગ[૧] જંગે શુરો, કચેરિએ ઉસ્તાદ. ૨

---

૩૬ આજીજીથી; આતુરતાથી.
૩૭ કહારે પકડાઉં એવું ચોર ઈછેછે.
૩૮ શિખામણરૂપી બરફ—પેહેલાં અડકતાં તો ચટકો લાગે છે પણ પછી થંડક કરે છે. ૩૯ અક્ષર. ૧ લડાઈમાં.

ફતેપૂર ને મ્હાલ સહુ, ફતેજંગને વ્હાય;
'ધણૂં જિવો ઉમરાવ એ, કમાન વ્હડતી થાય.' ૩
એક સમે દિલ્હીતણો, બાદશાહ તૈમૂર;
જૈફીએ[2] ,મરવા પડ્યો, પડ્યો દુઃખમાં શૂર. ૪
ફતેજંગપર અસલથી, બાદશાહનો પ્યાર;
માટે ગાદી સોંપવા, કરતો હતો વિચાર. ૫
દિલ્હી બિનવારસ મરે, સમો આવતો જોઇ;
ફતેજંગને તેડતો, બાદશાહ તે રોઇ. ૬
રસ્તે હરિફોએ[3] કરયૂ, ફતેજંગનૂં ખૂન;
ફતેપૂરને લૂટિયૂં, રાખી નહિં કંઈ નૂન[4]. ૭
ફતેજંગકેરાં સગાં, બન્યાં કેદિ સહુ રંક;
બેટિ જમાઈ બેજણાં, ન્હાશી આવ્યાં રંગ[5]. ૮
રંગપૂર આવી રહ્યાં, વરવહુ બંને આપ;
જહાં ગુજારો વર કરે, લઈ સોદાગરછાપ[6]. ૯
થોડા દીકેડે વળી, બેટી જનમી એક;
નામ પાડ્યું શુભ ચાંદબા, ફૂળરૂપગુણટેક. ૧૨
માએ બહુ બરદાસ્તથી, બેટી મોટી કીધ;
કેળવણી ખાંતે રુડી, ઉર્દું ફારસી દીધ. ૧૧
હતી એકની એક તે, ભાઈ બેનમાં સર્વ;
તેથી તો બહુ લાડકી, માબાપોનો ગર્વ. ૧૨
સોળ વરસની ચાંદબા, મિઠાં લોહિની જાણ;
રંગે ઘઉંવરણી છતે, મનહર કાંતીમાન[7]. ૧૩
શ્યાદી જોવા બેટિની, ઝરે રોજ માબાપ;
વર ન મળે લાયેક કો, એ મોટો સંતાપ. ૧૪
એવામાં વળિ તો થયૂ, બીબીકેરૂં મોત;
સુખ જોવા મા ના રહી, કેવી હરખે જોત?. ૧૫

---

૨ ઘણો ઘરડો થયેથી.
૩ દુશ્મનોએ. ૪ બાકી; કસર. ૫ રંગપૂરમાં.
૬ સોદાગરનું નામ રાખીને રહ્યા.
૭ કાંતિ-ચળકાટવાળી (મનને હરીલે તેવી)

ઘરખટલો માથે પડયો, ગલવે રૂડી પેર;
આપે ધીરજ બાપને, કરે ન કોસૂં વેર. ૧૬
વળી જુવાની ખીલતી, તેથી ચટપટિ થાય;
શ્યાદીનૂં સુખ પામવા, દીલ તેનું બહુ ચ્હાય. ૧૭
ઘણી મુઝાએ મંનમાં, પણ કોને ના કેહ;
સખીપણા કરવાતરફ, જાતી અટકીરેહ. ૧૮
તરુણ બિજાં બઇરાં કરે, સાહસ કરમો જેમ;
સખી ઇયા કો દાસિસૂં, દીલ ન ખોલે તેમ. ૧૯
વળી વિચારે મનમાં, 'મ્હારાથી દુખિ બાપ;'
'માટે પણવૂં ઝાટલઈ, આતો થાએ પાપ.' ૨૦

(ચોપાઇ.)

પછી વિચારે મનમાં એમ, 'ખબર મળે બહુ કરવૂં તેમ;
'કચેરિમાં બનતી દિનરાત, ઘટે જાણવી મ્હારે વાત.' ૨૧
પડોશમાં રેહતાં નરનાર, ગરીબાઇથી તો લાચાર;
સિપાઇગીરી બુઢ્ઢો કરે, બુઢ્ઢિ રહેંટિએ બહુ થરથરે. ૨૨
જુવાન જારે બુઢ્ઢો એહ, નવાબને ત્હાં નોકર તેહ;
તારે ઘણો હતો બ્હાદૂર, સુખિઓ ને પૈસે ભરપૂર ૨૩
દશાનું ચક્કર આવ્યૂં જાણ, (તેણે) ફ્તેપૂરનો વાળ્યો ઘાણ;
તેમાં બુઢ્ઢે થઇ હેરાન, મુસીબતે ઉગારયો જાન. ૨૪
ઘણાં ગામમાં કીધો વાસ, તોએ બુઢ્ઢો રહ્યો નિરાસ;
કેથે ગોઠે નહીં જરાય, ફરતો ફરતો અહિં તહિં જાય. ૨૫
એમ કરતાં આવ્યો જ્યાંહ, વજેસંગ રાજા છે ત્યાંહ;
રહ્યો માંહિ ઘર તે ઠરિઠામ, કચેરિમાં કંઇ કરતો કામ. ૨૬
થયૂં વેરસ સૂમારે દહોડ, એને બીજિ ન દોડાદોડ;
સાત રૂપઈ લાવ્યાં કરે, તેમાં બંને પેટ જ ભરે. ૨૭
પાંચ ઘરોને છેટે રેહ, સોદાગરથી બુઢ્ઢો તેહ;
નવાબને ત્હાં બંને હતા, (તોપણ) ઓળખવામાં ખાતાખતા. ૨૮

(દોહરા.)

ગોર[૮] કરે છે ચાંદબા, 'બુઢ્ઢો કરશે ખોજ[૯];'
'એ નોકર છે રાજનો, ખબર લાવશે રોજ.' ૨૯

---

૮ વિચાર. ૯ શોધ.

કહે બાપને બેટિ તે, 'તેડો બુદ્ધા પાસ;'
'રાતે વાતો સૂણિએ, કચેરિની જે ખાસ'. ૩૦
'એ નોકર છે રાયનો, રાતે આવી રોજ;'
'દિવસતણી તે કહિજશે, થશે આપણે મોજ.' ૩૧
'વળી બિચારો છે ગરિબ, દેશૂં આપણુ કાંઇ;'
'આભારી થાશે બહૂ, પાડોશી છે આંહિ.' ૩૨
બાપે હા કહિ ને પછી, બુદ્ધા આવે નીત;
વાત કરે દરબારની, પરસ્પરે બહુ પ્રીત. ૩૩
વાતો કરતાં એક દી, બંને વિસ્મિત[10] હોય;
સોદાગર સીપાઇ તે, પિછાન જૂની જોય. ૩૪
પછી ખુલાસા તો થયા, વાધી અદકી પ્રીત;
તેમ તેમ તો ચાંદબા, હરખાએ બહુ નીત. ૩૫
સોદાગર બ્હીતો કહે, 'સુણ તૂં બુદ્ધા ભાઇ;'
'કસમ તને છે કોઇને, કેહેવું નહીં આ કાંઇ.' ૩૬

(ચોપાઈ.)

ઘરમાં બેટી તો જૂવાન, તેથી સોદાગર હેરાન;
બીજે ગામ જવાએ નહીં, ઘરમાં પુખ્ત ન માણુસ સહી. ૩૭
બુદ્ધાસાથે થઈ પિછાન, મળ્યો તેથિ તો દીલોજાન;
એક વખત સોંપીને ગયો, સોદાગર તો બ્હારજ રહ્યો. ૩૮
(એમ)મળ્યા દિવસ તો દસને ચાર, કરે ચાંદબા ખૂબ વિચાર;
'લાગ ન આવે આવો ફરી, કામ બજાવી નાખૂં ખરી.' ૩૯
રાજાની સુણતીતી વાત, પોતે તો અતિ પ્રેમી[11]જાત;
રૂપ[12]ગૂણથી ઉપની પ્રીત, કૂળ[13] ઉંચૂં તે જોતી નીત. ૪૦
પરાક્રમાદિક[14] ગુણ બહુ સુણી, પ્રેમિ ચાંદબા હરખે ઘુણી;
પછી છપય લખિ કહાડયો એક, જેમાં ચાતુરિ કરી વિશેક. ૪૧

---

૧૦ એકાએક અજબ પામેલા. ૧૧ પ્રેમમાં સમજનારી; કોઈના પ્રેમમાં જઇ રેહ અને કોઈપર પ્રેમ કરે તેવી.

૧૨ (રાજાનાં.) ૧૩ (પણવાસારૂ.)

૧૪ પરાક્રમ એટલે મહાભારત કામો જસની સાથે પાર પાડવાની જે ઉમ લટવાળી શક્તિ તે; બાહાદૂરી. પરાક્રમાદિક એટલે પરાક્રમ, સાહસ, ઉદ્યમ, ધૈર્ય, બળ અને બુદ્ધિ.

ચોથિ સવારે ઊલટભેર, તેડાવ્યો બુઢ્ઢાને ઘેર;
દિસે ગાભરી ફીકી પડી, જાણે આફત આવી નડી. ૪૨
પગે પડી બુઢ્ઢાની કને, ખોળે મૂકી માથૂં ભણે;
'ખોલૂં જે હૂં મૂકી લાજ, પાર પાડ તે મ્હારૂં કાજ.' ૪૩
'વાત કરીશૂં ઝાઝી કાલ, પણ ચાચા તૂં જાએ હાલ;'
'વગરસ્હલાએ ન કરૂં કાજ,પણ હમણાં તૂં રાખે લાજ.' ૪૪
'કાગળ આપૂં બીડી જેહ, છૂપી રીતે મ્હેલે તેહ;'
'રાજાની ગાદીપર છેક, સંભાળીને કે રહે ટેક.' ૪૫
'ચાચા કરજે પછી વિચાર,પણ હમણાં નવ કરતો વાર;'
'કસમ ખાઇ બેટીના જાય, તો તો તારૂં સાચ મનાય.' ૪૬
'નથિ ચાચા કંઇ બીજી વાત,લૂણહરામ[૧૫]ન કરવી જાત;'
'ચતુરાઈનો આ છે લેખ, ગરબડ થાશે મ્હોલે નેક.' ૪૭
'કેવી મઝા પડેછે ત્યાંહ, તે તૂં જોઈ કહેજે આંહ;'
'બીજાને ના કહેતો કાંઇ, મદદ થશે રે સાચો સાંઇ.[૧૬]' ૪૮

(દોહરા.)

ડરતી ધ્રુજતી બોલતી, રડતી પડતી જોઇ;
'લાવ બેટિ' બુઢ્ઢો કહે, 'નહિં નાખૂં તે ખોઇ.' ૪૯
બુઢ્ઢે આગ્રહ જોઇને, વળી ઉતાવળ તેહ;
પૂછ્યૂં નહિં કે 'ચાંદબા, શી મતલબ છે કેહ.' ૫૦
'હશે જાણિશૂં સાંજરે, લખી હશે કંઈ એત;
'પઢેલિ ખુબ છે તે થકી, રાજા કરશે હેત.' ૫૧
જાતિભેદ હોવાથકી, બુઢ્ઢાને નહિ વ્હેમ;
(કે)'શ્યાદી કરવા ચાંદબા, જુગતી કરશે તેમ.' ૫૨
કસમ ખાઇને ઊઠતાં, બુઢ્ઢો ધીરજ દેય;
પછી જતાં નિજ ઘેર તે, આ પરમાણે કહેય. ૫૩
'હમણાં તો નહિં જાઉંરે, પડે જણાઈ ખેલ;'
'રોજનિ વેળાએ જઈ, જુગતી તાકૂં સ્હેલ.' ૫૪
'ગભરાઈશ ન બેટિ તૂં, નહીં જણાવૂં બ્હાર;'
'બુઢ્ઢીને પણ નહિં કહૂં, બૈરાં મારે ઠાર.' ૫૫

૧૫ નિમકહરામ; કૃતઘ્ની. ૧૬ ઇશ્વર.

'કામ કરી આવૂં ખરો, ઘણૂંકરીને આજ;'
'રાતે વાતો તો કરૂં', અલ્લા રાખે લાજ.' ૫૬
પછી ગયો નિજ ઘેર તે, રાખી ઝાઝી ધીર;
બુદ્ધીની પુછપાછને, ઊડાવે તે વીર. ૫૭

(ચોપાઈ)

જમી કરી જાએ દરબાર, કરે વાટમાં આમ વિચાર;
'વચન આપ્યું તે કયમ તોડાય,સાહસથી તો જિવડો જાય.' ૫૮
'જો પકડાયો મુકતાં લેખ, જવાબમાં ગભરાયો છેક;'
'તો તો જાય સમૂળો ટેક, બચવાનો ઊપાય ન એક.' ૫૯
'સોદાગરનો ગૂન્હેગાર, એમાં ખોટૂં નહીં લગાર;'
'સોંપણ ક્હેકે મારાથકી, વાંક ખરો મ્હારો તો નકી.' ૬૦
'રાજાનો પણ ગૂન્હેગાર, થઇશ વળી હૂં તો નિરધાર;
'કીધેલૂં માનૂં નહિં કાંઇ, આજ્ઞા તો તોડાએ તાંહિ.' ૬૧
'હવે વચન તો આપ્યૂં છેજ, એ તો ના તોડાએ સ્હેજ;'
'નવાબની બેટી છે જયાંહ, લૂણહરામિ ન કરવી ત્યાંહ.' ૬૨
'નવાબ મ્હારે પ્હેલો નકી, વજેસંગ પછવાડેથકી,'
'એ સાહસથી નહિં નુકસાન, વજેસંગ દેશે સન્માન.' ૬૩
'કદાપિ સારાં ફળ જો થાય, થાય ગુન્હા રૂડા ઊપાય;'
'કદાપિ રાજા ખુશ થઇ રેહ, કરમ ઉઘાડે મ્હારૂં તેહ,' ૬૪
'માટે એજ ખરો ઠેરાવ, કાગળ મુકવો જોઈ દાવ;'
'હોય થનારૂં તે તો થાય, મરિયે કે પછિ દળદર જાય.' ૬૫

(દોહરા.)

એમ વિચાર કરી ગયો, કચેરિમાં તે વ્હેલ;
જોએ તો કો ના દિઠૂં, પોતે સહુથી પ્હેલ. ૬૬
તખ્તઉપર મુકિ લેખ ઝટ, પાછો આવ્યો ઘેર;
બેટીને કહેવાથકી, 'રહેજે રૂડી પેર.' ૬૭
પછી તરત પાછો ગયો, કચેરિમાં સીપાઈ;
થંડે પેટે જોય તે, જે જે બનતૂં ત્હાંઇ. ૬૮

(ચોપાઇ.)

રાજાના કાગળ જે ખાસ, તે ના જાએ બીજાપાસ;
વજીરથી પણ ના વંચાય, બીજાથી કેમે લેવાય ? ૬૯
રાજા ભણ્યો ગણ્યો કાબેલ, કો વાતે ના કાચો ખેલ;
પ્રધાનને તાબે નહિં જેહ, નિજબુદ્ધીએ વરતે તેહ. ૭૦
કાગળ વાંચી વિસ્મિત થાય, પછી ધિમે રહિ પૂછે રાય;
'જે કો લાવ્યો હોએ પત્ર, તે આવી ઉભો રહે અત્ર.' ૭૧
કચેરિમાં સહુ ચૂપાચૂપ, સિપાઇ તો થરથરતા ખૂબ;
સિપાઇયોને પૂછે રાય, પણ ઉતર કો દે ના ત્હાંય. ૭૨
ધમકાવે તે સહુને વળી, 'ખબરદારિ શી રાખો ભળી;' ?
પછી અગતનાં કામો કરે, પણ ચિતડામાં તે ના ઠરે. ૭૩
કચેરિમાંથી ઊઠયો રાય, આંખ થયે ભારે ગભરાય;
સિપાઈ ઊપર ગુસ્સે થાય, પણ વાંચી કાગળ હરખાય. ૭૪

(દોહરા.)

પ્હેલે દિવસે જે બની, કચેરિમાં જે વાત;
બુદ્ધે બેટીને કહી, કવિ ધન્ય તે રાત! ૭૫
તે ખંતી સીપાઇ તો, ખબર કહાડતો રેહ;
રાજાના ગભરાટની, વાત બેટિને કેહ. ૭૬
ચાચાને કહે ચાંદબા, 'પણવૂં એની સાથ;'
'પણ હમણાં કરલો રખે, સોદાગરસૂં વાત.' ૭૭
'સમો જોઈને હૂં કહૂં, વળિ તૂં ટેકો દેય;'
'કામ થાય ઝટ આપણૂં, એમાં શૂં સંદેહ.' ? ૭૮
'કાગળકેરી વાત તો, કહેવી નહીં જરૂર;'
'થાય જુદાઈ આપણી, ઉતરીજાએ નૂર.' ૭૯
ચલ્લી જેવે મૂખડે, બુદ્ધો ટકટક જોય;
છાતીયે મૂંઝાણ અને, આંખે ઝળઝળિ હોય. ૮૦
'ચાચા તૂં ગભરાય કાં, નહિં બોળૂં કુળનામ;'
'બાપાની મરજીવિના, નહિંજ કરૂં કો કામ.' ૮૧
'બાપો જલદી આવશે, પછી કરીશૂં બેત;'
'પણ હમણાં દરબારની, કહેજે બનતી કેઠ.' ૮૨

 બુઢ્ઢો સડકજ થઇ રહ્યો, પામ્યો મનમાં ખેદ;
પણ બેટીને ક્હેતો, રાયમંનના ભેદ. ૮૩

(ચોપાઈ.)

મુદ્દતસર તે આવ્યો બાપ,જેનો જિવડો ઘરમાં આપ[૧૭];
બુઢ્ઢો શાતે વાતો કરે, પણ દિલમાં ઝાઝો તે ડરે. ૮૪
બેટી બહુ હૈડે હરખાય, તકને આવી વ્હેલી ચ્હાય;
સુણે વાત "રાજા ગભરાય," તારે તો વળિ દુઃખી થાય. ૮૫
એમ થતાં દી આવ્યો એક, જેને જાણી લેવો નેક;
"શિકારસારૂ રાજા જાય," એમ બધે બહુ વાતો થાય. ૮૬
કહે ચાંદબા હૈયે 'હાય'! 'દુખનો માર્યો જાયે રાય;'
'કહી બાપને હૂં પણ જાઉં, દુખમાં ભાગીદારજ થાઉં.' ૮૭
'ધીમે રહિ સમજાવૂં બાપ, ફરજ બજાવૂં રૂડી આપ;
'માને તો ઠિક રાણી થાઉં, નહિંતો મરવા વનમાં જાઉં.' ૮૮

(દોહરા.

"ગયો રાજ શીકારને,"સુણી ઉઠી તેવાર[૧૮];
બાપગોદમાં [૧૯]જઇપડી, નાજુકડી તે નાર. ૮૯
'બાપા માર ઉગાર તૂં, રજા પરંતૂ આલ';
'વજેસંગ મારાથકી, રીબાએ બહુ હાલ.' ૯૦
'બહુ ગભરાઈ આખરે, ચાલ્યો વગડામાંહ્ય;'
'રખે આપહત્યા કરે, પાપ ઘણેરૂં થાય.' ૯૧
'રાજાનાં મરવાથકી, મરે રાજની માત;'
'ગરબડ થાએ રાજમાં, પાપી મારી જાત.' ૯૨
'રાય મરે તો હૂં મરૂં,નક્કિ જાણ તૂં બાપ;'
'કારણ હૂં સહુ પાપનૂં, રજા ઝટ્ટદઈ આપ.' ૯૩
'હસવાનૂં ખસવૂં થયૂં, બનીગઈ હોનાર;'
'રાજાસામૂં જોઇને, કર રૂડો વીચાર.' ૯૪
'મ્હારે મનપણ તે વસ્યો,તેને મન હૂં જેમ;'
'કમળભમરની પ્રીતડી, સમજી લે તૂં તેમ.' ૯૫

---

૧૭ પોતાનાં. ૧૮ તે વખતે. ૧૯ ખોળામાં.

‘છપય એક મેં મોકલ્યો,નામવગરનો જાણ;’
‘તેણે ગરબડ બહુ કરી,આ દી આવ્યો માન.’ ૯૬
‘બુટ્ઠાનો નથિ વાંક કંઈ, મારો સઘળો વાંક;’
‘વાંક કરમના આંકનો, થયૂં, દુઃખ તે સાંખ.’ ૯૭
‘બાપા તૂં સમજે સહૂ, ઝટ્ટ મને પરણાવ;’
‘પરણાવે તો રાયસુંજ[૨૦],નહિં તો ઘોરખણાવ[૨૧].’ ૯૮
એમ બોલતી સાંભળી, બાપે કૂટ્યૂં ભાળ[૨૨];
શીર ખસેડી ગોદથી, ઊઠ્યો તે તત્કાળ. ૯૯
જેવૂં શીર પડ્યૂં નિચે, તેવી ચમકી જાણ;
ત્રાસથકી મુરછિત પડી, ડોળા ચડવી માન. ૧૦૦
સમ્યો બાપનો ક્રોધ ને, તત્ક્ષણ પાસે જાય;
પાણી શિર છાંટી લિયે, પાછી ખોળામાંય. ૧૦૧
હૈયાસરસી ચાંપિ ને, બોકી ગાલે દીધ;
ઘણી આસનાવાસના, લાડકડીની કીધ. ૧૦૨
મનમાં તે મૂઝાય બહુ, ‘શો કરવો ઊપાય;’
‘વિચાર શી રીતે ફરે, ડાહી તે કયમ થાય.’ ૧૦૩
‘જુવાનિના મદને મળે, મદનજોશ જેવાર;’
‘તે સાહસ ના કદિ હઠે, સાચે કહૂં લગાર.’ ૧૦૪
દીન [૨૩] તરફનૂં બ્હાનું તે,બતાવતો પરમાણ;
‘રાજા તો હિંદૂ અને, આપણ મૂસલમાન.’ ૧૦૫

(ચોપાઈ.)

પછી ચાંદબા બોલી ‘બાપ’, ‘વાત કહૂં હૂકમ તૂં આપ;’
‘તારી તો છે ડાહી જાત, રીસ તજી મુજસૂં કર વાત. ૧૦૬
‘હૂં ઇચ્છૂં છૂં પણવા જેમ, હિંદુરાય પણ ઇચ્છે તેમ;’
‘પણ હિંદૂ તે પણશે કેમ, અડચણ મોટી તો છે એમ.’ ૧૦૭
‘બિન સ્યાદી નવ રહું તે પાસ, કસમ ખાઇ બોલૂં ભરઆશ[૨૪];’
‘આપણને લાગે જ સવાબ[૨૫],(માટે)દીનતણા ફરમાનો થાપ[૨૬];’ ૧૦૮

---

૨૦ રાજા સાથેજ. ૨૧ ખોદાવ. ૨૨ કપાળ. ૨૩ ધરમ. ૨૪ આશા-આશાવાળી. ૨૫ પુણ્ય; ધરમનું કામ-દીન વધારવી એવું જે કોરાનમાં આપણાથી બની આવશે. ૨૬ કબૂલ રાખ; અમલમાં આણ.

'કદાપિ નવ પરણે જો રાય ત્હારે તો તુજ ગમતું થાય ?;'
'માટે શૂં કરવા અકળાય ?, મારાપર તૂં કાં રીસાય ?' ૧૦૯
'મને પરણશે હિંદૂ જાણ, થશે ભિતર તે મૂસલમાન;'
'થશે છોકરાં મૂસલમાન, મૂસલમાનોનૂં બહુ માન.' ૧૧૦

(દોહરા.)

'માટે બાપા આપ તૂં, તુજ ઘોડી અસવાર;'
'વેશ બદલિને જાઉંરે, ખેતરમાં નિરધાર.' ૧૧૧
'સાથે બુઢ્ઢો લઉં અને, પછી મળૂં જઇરાય;'
'તજવીજે કરૂં વાત સહુ, હોય થનારૂં થાય.' ૧૧૨
બાપે નીસાસો મુકી, મનમાં કર્યો નિકાલ;
'જો અટકાવૂં એહને, વિપરિત થાએ હાલ.[27]' ૧૧૩
પછી બેટિને તે કહે, દેખાડી બહુ વ્હાલ;
'સમજી કરજે કામ તૂં, એજ શિખામણ હાલ.' ૧૧૪
વળી ચાંદબા બાપને, સમજાવે બહુ પેર;
ધીમે રહિ ઠહાડો કરે, કે ના રહે કો ફેર[28]. ૧૧૫
બાપ ધિરજથી બોલતો, 'ચુકે નહીં હોનાર;'
'કરમ મ્હારું ને એહનૂં, શો હૂં રાખૂં ખાર.' ૧૧૬
નબળૂં કારણ હોય પણ, સબળૂં કારજ થાય;'
'સબળૂં કારણ હોય ને, નબળૂં તે[29] થઈ જાય.' ૧૧૭
'અલ્લાનૂં કરવૂં હશે, તેવી રહેશે લાજ;'
'શોક કરૂં હમણાવતી, એ મૂરખનૂં કાજ.' ૧૧૮

(ચોપાઈ.)

બાપે બુઢ્ઢો તેડયો કને, જોસ્સાને કીધીછે મને[30];
કરી નહીં કો આડી વાત, બોલ્યો કે 'તુમ જાઓ સાથ.' ૧૧૯
'આંચ ન લાગે કાંઇ લગાર, તેમ વરતજો રૂડૂં યાર;'
'રસ્તે મુકામ કરજો ખરા, ઉતાવળા મા થાશો જરા.' ૧૨૦

---

અથવ

૨૭ હાલત; સ્થિતિ. ૨૮ વિચારમાં ફેર. અંતર ન રેહ.
૨૯ કારજ ૩૦ ના; મના.

પછિ બુઢ્ઢાએ જુગતીથકી,લીધિ રજા દશ દીની નકી;
થયો જવા સાથે તઇયાર, કંમર બાંધી તે હુશિયાર. ૧૨૧
નમે ચાંદબા બાપાપ્રતી, સંભારે અલ્લા મનથકી;
એમ પછી તે ચાલ્યાં બેય, ઘોડીપર બેસીને તેહ. ૧૨૨

---

(દોહરા.)

તરુણ છોકરો ચાંદબા, બુઢ્ઢો બાપ જણાય;
રાજાપાછળ પરવર્યાં, હોંસે બહુ દોડાય. ૧
મજલો મ્હોટી કાપતાં, મુકામ કરતાં રાત;
છઠ્ઠે દહાડે આવિયાં, જહાં રાજાનો સાથ. ૨
બુઢ્ઢો તો દૂરજ રહ્યો, તરુણે કર્યો જુહાર;
'તમે એકલા કેમ છો, કયાં રક્ષણ કરનાર ?' ૩
'તેઓ કહે 'મ્હારાજ તો, અમને મૂકી આંહિ;'
'મૃગની પાછળ પરવર્યા, કો જાણે તે કાંહિ?' ૪
'અમને કહ્યું છે સાંજરે, આવિશ હૂં તમપાસ;'
'નહિંતો કાલે આતરફ, ખબર કહાડજો દાસ.' ૫
એમ વચન સુણતાં થયો, તરુણ છોકરો ખિન્ન;
'રાજા મરવાને ગયો, ઘણો ચ્હડયો છે દિન[1].' ૬
ફરી કરી જૂહાર તે, વળ્યો દુઃખભરપૂર;
આડે રસ્તે ચાલિયો, શકને કરવા દૂર. ૭
થોડે જઇ બેએ[2] મળી, માર્યા ઘોડા ખૂબ;
એક પ્રહર ખુબ દોડતાં, લાગ્યો સખ્તજ ધૂપ. ૮
નમતો પ્હોર થયેલ ને, વાગેલા વળિ ચાર;
નિરાશ થઇ તે બે રહ્યા, ખરેખરા લાચાર. ૯
પણ હિંમત નવ હારતા, આગળ ચાલ્યા જાય;
પણ બુઢ્ઢો મનમાં કહે, 'સાંજે સૂવૂં કહાંય.' ૧૦
તરુણ કહે નિજ મંનમાં, 'મરૂં રાયની સાથ;'
'ધન ભાગ્ય કે સ્વર્ગમાં, મેળવશૂં બે જાત.' ૧૧

---

૧ દહાડો ચઢયો છે; તડકો ઘણો છે. (કેમ તેને મળાશે એવો ચાંદબા ચાર કરે છે.) ૨ ચાંદબા ને બુઢ્ઢો એ બેજણ એકઠા મળ્યા ને પછી,

બુઢ્ઢો બહુ સમજાવતો, તરુણ ન માને કાંય;
મંનમાં તો ગમતૂં નહીં, પણ તે કયમ કહેવાય. ૧૨
પાંચ વાગતે તો નદી, ઉતર્યા થઈ નિરાશ;
બેઠા તટપર તે પછી, આંબાકેરી પાસ. ૧૩
ત્યાંથી થોડે દૂર તો, આંબો મોટો એક;
ત્યાં ઘોડો ખંખારતો, દેખાયો વળિ નેક. ૧૪
હરણ પડ્યૂં લાંબૂં તહાં, ગરદન નાખી છેક;
થડનૂં ઓસીકૂં કરી, સૂતો માણસ એક. ૧૫
કને તીર ને કામઠૂં, એવો તે દેખાવ;
જોઇ બહૂ ગભરાઇ તે, ચાલ્યા રાખી ભાવ. ૧૬
સાંજપ્હોરકેરો સમો, શરદે[3] આસોમાસ;
પાણી ખળખળ વ્હે ધિમે, રંગ રંગ ચોપાસ. ૧૭
પંખી બોલે કુંજમાં, લિલોતરી દેખાય;
વાદળના રંગો ઘણા, નવા નવા શોભાય. ૧૮
પાસે જઇ જોતાં દિઠો, રંગપૂરનો રાય;
ભરનિદ્રામાં પાઘડી, પડીગયેલી ત્હાંય. ૧૯
એ વેળાની રાયની, કાંતી શી શોભાય !;
ધારિશકાય સ્હેજથી, મથે નહીં વરણાય. ૨૦
જોઇ દશા એ રાયની, ગભરાઈ તે નાર;
(પણ) શ્વાસ ચાલતો જોઇને, હિંમત રાખી ધાર. ૨૧
પછિ ધીમે રહિ મૂકિયો, તેણે કુમળો હાથ;
રાજાની છાતીઉપર, એવે જાગ્યો નાથ. ૨૨
બોલ્યો આંખ ઉઘાડતાં, 'અરે કમળની હાસ !';
ઝટ લઇ લીધો નારિયે, કર પાછો નિજપાસ. ૨૩
મનમાં સમજી ચાંદબા, 'મુજપર કેવો પ્યાર !';
'ધન ભાયગ છે માહરૂં, સફળ થયો અવતાર.' ૨૪
'મુખડાંની શી કાંતિ ને, વાણીતણી મિઠાસ!;'
'જોઊંછૂં તેવૂં કદી, સુણ્યૂં નથી ઓ આશ.'[4] ૨૫

૩ શરદ ઋતુમાં. ૪ ઓ મારી આશા !

રાય વદે બેઠો થઇ, જોઇ માણુસો પાસ;
'વટેમાર્ગુઓ કહાંથકી, આવો છો ભરઆશ.' ૨૬
'રહિયે પાસે ગામમાં,' કહે છોકરો 'રાજ';
'ફરતા ફરતા આવિયા, મુખડૂં જોવાકાજ.' ૨૭
'હમે ગામમાં સાંભળ્યૂં, રંગપૂરનો રાજ';
'છાપો વાંચીને બન્યો, પ્રેમઘેલડો રાજ.' ૨૮
'શિકાર બ્હાને નીસર્યો, વળી સાંભળ્યૂં એમ';
'મ્હોડૂં જોવા તેહનૂં, અહિંઆં આવ્યા ક્ષેમ.' ૨૯
'અમે કર્યુંછે નક્કિ કે, તે તો તમેજ રાજ;'
'હવે તમે શૂં કોહછો, બોલો મૂકી લાજ.' ૩૦
રાજા ટકટક જોય છે, પૂછનારનીસાંમ[૫];
ઉત્તર તો સૂઝે નહીં, બીજૂં ધારે આમ. ૩૧
'નથી છોકરો લાગતો, એ તો નારી જાત;'
'પણ કહેવાયે કેમ તે, બુઢ્ઢો એની સાથ.' ૩૨
એવે બુઢ્ઢો આવિયો, દૂર ઉભો તો જેહ;
'બેટા કયું ચલોગે અબી,' બોલ્યો એવૂં તેહ. ૩૩
સુણી શબ્દ બેટાતણો, પાછો કરે વિચાર;
'નર કે નારી શૂં હશે, પામૂં નહિં કંઈ પાર.' ૩૪
બેટો બુઢ્ઢાને કહે, 'કોઈ ગામ છે આંહ;'
'જોઇ આવિ મૂને કહો, કે જઈ રહિયે ત્યાંહ.' ૩૫
વાંકૂં વળિને કેહતો, 'ચાચા જલદી આવ;'
તેવામાં રાયે દિઠો, છાતીતણો ભરાવ. ૩૬
આમકરી બુઢ્ઢો ગયો, બાઝીપડિ તે નાર;
'પ્યારા હૂં તુજ કમળની, તૂં મારો ભરથાર.' ૩૭
રાજા વિસ્મય પામતો, 'આ શૂં સપનૂં થાય;'
ધીમે રહિને બાથ તે, ખસેડિ આઘો જાય. ૩૮
'પ્યારા પ્યારા મેં લખ્યો, છાપો તૂને જાણ;'
'તૂં ભમરો હૂં કમળની, નક્કી તારી માન.' ૩૯

---

૫ સાંમે.

'બુટ્ટો તુજ સીપાઇ છે, લેખ તુને દેનાર;'
'પ્યારા આ ટાણે અહીં, રતીદાન દે યાર.' ૪૦
બાથ ભીડિને ડાબતી, છાતી છાતી સાથ;
અધરામૃતરસ ચૂસતી,કહિ કહિ 'વ્હાલા નાથ.' ૪૧
વચ્ચ વચ્ચે રાખતી, એક હાથની બાથ;
બીજે વાળ સમારતી, જોઈ સામૂં[6] નાથ. ૪૨
'ઓ પ્યારા જો સાંજની, શોભા શી આ ઠામ !'
'શોભામાં શોભા મળે, રસના પીયે જામ[7].' ૪૩
બોલ્યો ધીરજ લાવિને, તેવારે તે રાય;
'અરે પ્રેમદા આકળી, શાસારૂ તૂં થાય.' ૪૪
'જહાંલગી જાણૂં નહીં, નામ ઠામ ને ન્યાત;'
'તહાંલગી હૂં તો કબૂ, નાજ બગાડૂં જાત.' ૪૫
'હજીલગી તો નીમ છે, જો તે મૂકૂં આજ;'
'પણવી મ્હારે તે પડે, સારૂં નરસૂં કાજ.' ૪૬
પછી નરમ તે થઇ પડી, દીસે બહૂ ઉદાસ;
પણ સમજી પછિ તે કહે,'ધન્યધન્ય મુજઆશ.' ૪૭
'વારૂ રાય જો કમળની, હોયે મૂસલમાન;'
'પરણો કે પરણો નહીં,દો ઉત્તર ધરિ ધ્યાન.' ૪૮
રાજા કહે 'પરણૂંજ હૂં, હોય ગમે તે જાત;'
'પ્યાર કરે સહુ પાક[8]ને, કરે ઊંચ કમજાત[9].' ૪૯
'ખરો પ્યાર ચોંટે તહાં,કો નવ જાતી જોય;'
'ઊંચ મનુષનો પ્યાર તે,નીચાંપર[10]ના હોય.' ૫૦
'ડગલે ડગલે જાત છે, સ્વભાવમાં છે ફેર;'
'દેશ કર્મ ઊપેરથી, અનેક જાતો એર[11].' ૫૧
'મુસલમાન અલ્લા કહી, માને છે મહમદ;'
'હીંદૂ આતમજ્ઞાનથી, પીછાને અનહદ[12].' ૫૨

---

૬ નાથસામું. ૭ કટોરા; પ્યાલા. ૮ પવિત્ર. ૯ હલકી જાતને ઊંચી કરે છે. ૧૦ ઊંચ મનુશનો પ્યાર નીચ મનુશ-વસ્તુસાથે થનારજ નહીં; ને કદાપી થાય તો તે ટકનાર નહીં. ૧૧ (અનેક જાત છે) અસો; હોઓ. ૧૨ ઇશ્વરને; બ્રહ્મને.

'અલ્લા ને કહું બ્રહ્મ ને, મહમદ આતમજ્ઞાન;'
'ખાનપાન કરવાવિષે, જાતી ગણૂં ન માન.' ૫૩
પછી ચાંદબા કેહછે, 'રંગપૂર મુજ ગામ;'
'મુસલમાન મુજ જાત ને,ખરૂં ચાંદબા નામ.' ૫૪
'હૂં છૂં તારી કમળની, રાખ દયાને છોડ;'
'મરજિ પડે તો પરણિને,પૂરાં કર મુજ કોડ.' ૫૫
'આ મગરબનો[૧૩]છે વખત, ખરૂં કહૂંછૂં રાજ;'
'હૂંજ કમળની ચાંદબા, ઊંચકૂળની લાજ.' ૫૬
રાજા કહે જો એમ તો, 'મ્હારે નકકી છેજ;'
'જઈ શ્હેર સહુ દેખતાં, પરણું તૂને સ્હેજ.' ૫૭
રાયે કીધી આખરે, બોકી ગાલે એક;
કુમળા કરમાં[૧૪]આપિયૂં, વચંન મ્હોટૂં નેક. ૫૮
એવે બુઢ્ઢો આવિયો, તે બે જણની પાસ;
'ચલો ઝટલઇ ગામમાં, ખોળ્યો છે ધરવાસ.' ૫૯
ત્રણ જણ તે પછિ જાયછે, ઘોડે બેસી જાણ;
મજુર આણતો હરણને, પછવાડે તે માન. ૬૦
રાય ચાંદબા રહે નજિક, બુઢ્ઢો આગળ જાય;
ચંદનિમાં વાતો કરે, પરસપરે તે ત્હાંય. ૬૧
પછી ગામમાં જઇકરી, કિધો ઉતારો ખાસ;
ઘોડાને દાણા દઈ, જળે મટાડી પ્યાસ[૧૫]. ૬૨
આઠ વાગતે મૃગ ભુંજી, રૂડાં પારણાં કીધ;[૧૬]
તેજ રકાબીમાં જમ્યાં, કર્યો પ્રેમને સિદ્ધ.[૧૭] ૬૩
થાકયાંલોથ સુતાં ખરાં,પણ ઊંઘે નહિં તેહ;
ઉઠી બેસિ વ્હાણાંલગી, વાત ન કરતાં રેહ. ૬૪

(ચોપાઈ.)

પછી કર્યો એવો સંકેત, બંનેનો મળતો છે બેત[૧૮];
'કોને કંઇ કહેવી નહિં વાત,પુરમાં જઇ મેળવવી જાત.' ૬૫

---

૧૩ સાંજ; સંધ્યાકાળ. ૧૪ હાથમાં ૧૫ તરસ (ઘોડાને પાણી પાયું. ૧૬ ઘણા દિવસ વ્રત્ત પાળ્યા પછી નિરાંતે ખુબ ભોજન કરવું તે. ૧૭ નક્કી. ૧૮ વિચાર.

બંનેએ ખુબ કોટી કીધ, પરસ્પરે બોકીયો દીધ;
'પ્યારી' કહી સધાવ્યો રાય, એવામાં તો વ્હાણૂં વાય. ૬૬
મળ્યો સાથને વ્હેલો જઈ, જે સોમે આવંતો સહી;
પછી રાય પોંચ્યો જઇ પૂર[૧૯], બદલાયૂં દીસે બહુ નૂર. ૬૭
ગઇ ચાંદબા બુઢ્ઢાસાથ, મજલ કાપતી દહાડો રાત;
(ચાંદબાએ)સોદાગરને વાતો કહી, જેણે પ્રથમ ન સાચી લહી. ૬૮
પ્રધાનને માંડીને વાત, કહી નૃપે તેડી એકાંત;
'થોડા દહાડા ગાળ્યાથકી, વ્હેમ લોકનો જાશે નકી.' ૬૯

(દોહરા.)

પંદર દહાડાની પછી, રાજા ધરી ઉલ્હાસ;
પ્રસંગ શોધી તેડતો, સોદાગર નિજપાસ. ૭૦
કચેરિમાં બેસાડતો, આપી અદકાં માન;
'મોટો એ સરદાર છે,' વજીરને કહે 'જાણ.' ૭૧
(તેણે) જાગીરો બહુ આપિને, તરતૂં કીધૂં કૂળ;
કર્યું સાસરૂં જોઇતૂં, પોતાને અનુકૂળ. ૭૨
સિપાઇને પણ તજવિજે, મોટી પદવી દીધ;
ખાસ કરીને રાખિયો, જેણે મ્હેનત લીધ. ૭૩
પછી ધામધૂમો કરી, પરણ્યાં નૃપ ને નાર;
પ્રજા હરખમાં આવિને, આશિષ દે બહુ સાર. ૭૪

---

(ચોપાઇ.)

એ રીતે મનગમતી કીધ, રાણી તે તો છે નવનીધ[૧];
પ્રેમ પરસ્પર એમ કસાય, ત્હારે સાચૂં સુખ હોરાય. ૧
ભણી ગણી છે ડાહી નાર, ચતુર છતે સાંખી રહેનાર,
શીલધરી[૨] રસની[૩] રમનાર, પ્રિયને ઉત્તેજન[૪] દેનાર. ૨

---

૧૯ રંગપુર; નગર. ૧ કુબેરના નવ ભંડાર. [સુખનાં કીમતી સાધનો.
૨ પતિવ્રત પાળનારી. ૩ શૃંગારરસની.
૪ ધણીના વિચારને ટેકો આપવો તે; ઉસકેરણી.

રાજાની ઉમ્મર પચ્ચીસ; રાણીની બે ઓછી વીસ;
રુપવંતાં ગુણવંતા બેય, હળીમળીને પરણ્યાં તેહ. ૩
પરણ્યાં થઈ છતાં[5] નરનાર, ધામધૂમ પુરમાં બહુ ધાર;
રૈયત રાજી થાયે ઘણી, જોડ જોઈ નૃપરાણીતણી. ૪
પરણ્યાકેડે કહાડે બની, રાણિ રાજ ઘેલાઈ ઘણી;
રંગમ્હોલમાં મહિનાલગી, ઇશ્કનિ[6] ખૂબ કનકવી[7] ચગી. ૫
પછી મ્હાલમો ફરવાતણી, રાણીને ઈચ્છા થઈ ઘણી;
'જવૂં સજોડે' રાણી વદી, જોવા રાનો ડુંગર નદી. ૬

(દોહરા.)

એકવાર કહું ચૈત્રમાં, વદ પડવાને દંન[8];
ફરવા નિસર્યાં બેજણાં, રાણી ને રાજંન. ૭
નમતે પ્હોરે ખેતરે, શોભા અદકી હોય;
ખુલ્લો વાયૂ સેવતાં, સૂર્ય–અસ્ત તે જોય. ૮
વાદળના રંગો જૂવે, એકકને વળિ જોય;
હસતાં દિપતાં સૂખડાં, અનુપમ[9] રંગે સ્હોય. ૯
પછિ ચુંબનકરિ ભેટિને, પાછાં વળતાં જેમ;
સુણે ગાન મધુ[10] કુંજમાં, પંખીયોનાં તેમ. ૧૦
વળી[11] કુંજને મારગે, ટેકરિઊપર જાય;
જહાં સરવનાં ઝાડ બહુ, ઊંચાં શોભે ત્યાંય. ૧૧
બે બાજૂની ઝાડિયો, મળે ઉપરથી જેહ;
બ્હેક બ્હેક બહુ થઈ રહી, લ્હેકે[12] કુંજે તેહ. ૧૨
ઝાડ સરવનાં સન્મુખે,[13] તેની પેલી પાસ;
ચંદ્રોદય[14] શુભ દીપતો, રાતો છે આભાસ. ૧૩
કુંજગલીમાંથી ઉંચે, ચ્હડતાં ટેકરિ ઊંચ;
જુયે ચંદ્ર ચ્હડતો ઉંચે, ઝાડીમાંથી ઊંચ. ૧૪
આંખ ઠરી એ જોઇને, વળી ઠર્યા બહુ કાન;
ગાન સુણી એકાંતમાં, બુલબુલકેરાં માન, ૧૫

---

૫ જાહેર. ૬ પ્રેમના જોસ્સાની. ૭ નાનો પતંગ.
૮ દિવસે. ૯ સરખાવી ન શકાય તેવું. ૧૦ મધુર.
૧૧ જઇ. ૧૨ હાલે; નીચે નમે. ૧૩ સાંમે. ૧૪ ચંદ્રનું ઉગવું.

મંદ વહ્યા વાસીત[૧૫] રે, વાયૂ અંગે સર્વે;
ઠરી ત્વચા[૧૬] ને નાસિકા,[૧૭] ઠર્યાં રુવાં તજિ ગર્વે. ૧૬
પછી ટેકરીએ ચ્હડી, પોંચ્યાં ડેરે[૧૮] આપ;
અગાસિમાં બેઠાં જઈ, રૈયતનાં માબાપ. ૧૭
જોતાં રચના ત્યાંથકી, પીતાં બુન દુધસંગ;
રાણી કહે રાજાપ્રતી, 'રમવો આજે રંગ.' ૧૮
ઉમંગથી ભોજન કરી, સુવા ઓરડે જાય;
આવ્યો દૂત[૧૯] એવે સમે, કહેવાને તે ત્હાંય. ૧૯
'રંગપૂર તો રહાડ[૨૦] બહુ, નાખે છે મ્હારાજ;'
'ત્રાસે ન્હાસેછે જનો, આવી રાખો લાજ. ૨૦
'બ્હારવટૂં બહૂએ કર્યૂં, પણ નહિં ઠગીસમાન;'
'ઘોળે દીસે ધાડ તે, પાડે હિંમતવાન.' ૨૧
'તમને અહિં આવ્યા સુણી,ઠગી નીકળ્યો બ્હાર,'
'લુચ્ચાનૂં ટોળૂં કરી, આપ બન્યો સરદાર.' ૨૨
'મ્હાલોમાં બુમરાણ ને, ઝૂરે રૈયત નેક;'
'સિપાઇ જખમી થઇ પડે, જાય આપણો ટેક.' ૨૩
'જુદા વેશ લઈ મારતો, સિપાઇને તે પ્હેલ;'
'પછી કરે તોફાન કે, મળિઆવે સહુ સ્હેલ.' ૨૪
'બાળે ગંજી ઘાસની, બાળે કાલાંહાડ[૨૧];'
'બાળે સેરડિબ્હાડ[૨૨] ને, બાળે ખેતરવાડ.' ૨૫
'બાળે ગાડાં રહેંટ ને, બાળે બાગો જેહ;'
'બાળે કણસાં ખેતરે, બાળે ઘર બહુ તેહ.' ૨૬
'વટેમાર્ગુને મારતો, લૂટી લેતો માલ;'
'આવ્યો કે જન ગામના, જાણે તેને કાળ.' ૨૭

---

૧૫ સુગંધીવાળા. ૧૬ ચામડી.
૧૭ નાક. ૧૮ મુકામે. ૧૯ જાસૂસ; સંદેશો લાવનાર.
૨૦ કળકલાણ; ચીસ.
૨૧ કપાસના દોડવાં જ્યાંહાં થોડીવાર ભરી રાખે છે તે વાડો. એ શબ્દ પુલિંગે છે. ૨૨ શેરડી વાવેલી એવા જમીનના કકડાને બ્હાડ કહે છે. એ શબ્દ પુલિંગે છે.

'માણસને પકડે અને, ઢોરોને લઇ જાય;'
'કોરીયો[૨૩]ઉઘરાવતો, વળી ઢેબરાં[૨૪] ત્યાંહ.' ૨૮
'કોને લૂટે ગામમાં, કોને દંડે ખૂબ;'
'કોનાં માથાં કાપતો, પટેલ તે સહુ ચૂપ.' ૨૯
'વ્હાર[૨૫]આપણી બહુ ચ્હડે, ના પકડાયે ચોર;'
'એવો ખંધો છે ઠગી, રાખે છે બહુ તોર.' ૩૦
'ઠગીતણા બુઢ્ઢાતણી, લાગી નહિં કંઇ દાદ;'
'પિતાજિકેરાં રાજમાં,એમ વેર થયું આદ.[૨૬]' ૩૧
'એ બુઢ્ઢો રીબાઇને, આખર પામ્યો મોત;'
'વેર તેનું લેવાથકી, ઠગી બતાવે પોત.' ૩૨
'માટે તાકિદથી હવે, પધારજો મ્હારાજ;'
'તમારિ ને રૈયતતણી, રાખો રૂડી લાજ.' ૩૩

(ચોપાઇ.)

દૂત વચન સૂણીને રાય, બોલ્યો ઘોડી 'લાવો આંહ્ય;'
'પ્યારિ ચાંદબા જઇશૂં હમે, કાલ આવજો સંધાં તમે.' ૩૪
'હવે નહીં હૂંથી રહેવાય, જિવડો આકુળવ્યાકુળ થાય;'
'કહારે જઇને પકડૂં ઠગી, વળશે નહિં કળ[૨૭]તો ત્યાંલગી.' ૩૫
'મૂકીદો દલગીરી હાલ, સંભાળી નીકળજો કાલ;'
'રંગમ્હોલમાં રહેજો જઈ, કો વાતે ગભરાશો નહીં.' ૩૬
'પ્યારી ઘણો છઊં દલગીર, તને મને આ[૨૮] લાગ્યું તીર;'
'મને ચ્હડી છે શીરે ઝૂમ, તૂં તો બની ગઇ છે ધૂમ.' ૩૭
'તૂંને મુકવી ગમતી નથી, દલગીરી વરણૂં શૂં કથી;'
'કહારે મળશૂં પાછાં ફરી, તે જાણે છે માત્ર હરી.' ૩૮
'મેં તો કરી પ્રતિજ્ઞા[૨૯]એમ, ઠગી મારૂં તો આવૂં ક્ષેમ[૩૦];'
'પકડાએ નહિં જો તે ચોર, પાછો ના આવૂં આકોર[૩૧].' ૩૯
'કાંતો મરૂં ઠગીથી જાણ, કાંતો તેનો કહાડૂં ઘાણ;'
'કાયર થઈ ના પાછો હઠૂં, બંબાવવે બોલ્યૂં ના લટૂં.' ૪૦

---

૨૩ રૂપીઆની ત્રણ કોરીઓ થાય છે. ૨૪ રોટલા. ૨૫ વાહારે–રક્ષણે–મકે ગયલું જે લશ્કર તે. ૨૬ પેહેલું. ૨૭ ચેહેન; નિરાંત. ૨૮ જુદાઇનું. ૨૯ વચન; સોગન. ૩૦ કુશળ; સલામત. ૩૧ આ તરફ.

'પણ હમણાં ઓ પ્યારી તને, છોડૂં તે લાગે બહુ મને;'
'તેમાં વળી અરે આજેજ? અહિંયાંસૂધી આવીનેજ!' ૪૧
'હશે વાત તૂં યાદ ન લાવ, પ્યારી ભેટી લઇયે આવ;'
'કોણે દીઠી છે રે કાલ, ઓ પ્યારી તારૂં બહુ વ્હાલ.' ૪૨
'સંકટ[32]આવ્યૂં એકાએક, તેને મળવૂં[33] એ મુજ ટેક;'
(પણ) 'હશે દૈવની મરજી એમ, તારે કરવો શોકજ કેમ?' ૪૩
'થયો રંગમાં ભંગ જ મોટ, કાંઠે આવી બૂડી બોટ;'[34]
'પીતાં અધવચ ઉઠવૂં પડ્યૂં, તારૂં મારૂં ભાયગ રડ્યૂં.' ૪૪
'ગભરાઇશ મા કાંઇ લગાર, આવીને રમશૂં શૃંગાર;'
'હમણાં મને ચ્હડ્યૂં છે શૂર, શોક તજી દે સમજી ઉર.'[35] ૪૫
'હવે નહીં વ્હાલો શૃંગાર, હૂં તો આ ટાણે જાનાર;'
'ચતુર ડાહિ ઓ સમજી નાર, આપ મને ઉત્તેજન યાર.' ૪૬
'પ્યારી તારી આ તસવીર, હૈડાંપર રાખૂં હૂં વીર;'
'જોઇ જોઇ ઉત્તેજન લઊં, ઠગી મારિ જસ તૂને દઊં.' ૪૭

(દોહરા.)

જે જે રાજા બોલતો, ઉભો રહી પરમાણ;
તે તે રાણી સૂણતી, માંડીને બહુ કાન. ૪૮
રાણી ઊભી તોયપણ, ધ્રૂજે રેહ ન ટટાર;
આધી હૂતી તે કને, આવી પાસે નાર. ૪૯
જેમ વેલિ તે ઝાડને, વળગી શોભીરેહ;
તેમ રાણિ તે રાયને, ટેકી ગદગદ કેહ. ૫૦
જમણા કરની બાથ તો, રાયનિ કેડે સ્હોય;
ડાબો કર ચંપાયાલો, નૃપજમણામાં[36] જોય. ૫૧
શીર રાયની છાતિયે, અઢીંગાયલૂં હોય;
દૃષ્ટી નીચી ભૂમિયે, વચ્ચે વચ્ચે રોય. ૫૨
'નથી આડિ હૂં આવતી, નથિ રોકતી જાણ;'
'નથી મૂર્ખ હૂં ડાહિ છૂં, જાવૂં તો પરમાણ.' ૫૩
'નથી બુદ્ધિ મુજ ખ્યાનિયે, નથી આકળી માન;'
'નથી સ્વારથી પણ છઊં, પ્રેમઘેલડી પ્રાણ[37].' ૫૪

---

૩૨ આફત દુઃખ. ૩૩ સામે થવું. ૩૪ હોડી. ૩૫ હૈયામાં.
૩૬ રાજાના જમણા હાથમાં. ૩૭ ઓ મારા પ્રાણ.

'પણ આપે જો તૂં રજા, બોલૂં હૂં બે બોલ;'
'થોડાંમાં બહુ સમજજે, કરજે પ્રેમી[૩૮] તોલ.' ૫૫
'ઓ પ્યારા ત્હારે જવૂં, જલદી સાચી વાત;'
'માગીલઉં છૂં એટલૂં, કહાડ આજની રાત.' ૫૬
'નુર તારૂં આજે પડે, આ કુખમાં શુભ સાર;'
'સંતોષે દુખ વીસરૂં, જોતાં તે[૩૯] તૂં યાર.' ૫૭
'જંગલમાં ભમશો તમે, ચૈતરના છે તાપ;'
'બ્હાર ભિતર ઉકળાટથી, થશે ઘણો સંતાપ.' ૫૮
'થોડાં લેશો માણુસો, સાહસના કરનાર;'
'ધસશો તેને પણ મુકી, એવા છો સરદાર.' ૫૯
'સાવધ રેહવૂં નાથજી, નથી ઝડપનૂં કામ;'
'આજ રહી કાલે જજો, જસ દેશે શ્રીરામ.' ૬૦
'ફરી મળ્યાં કે ના મળ્યાં, થશે મૂજ શા હાલ;'
'ઓ પ્યારા સમજેછ તૂં, બે શીખામણ આલ.' ૬૧
એમ બોલતાં પડિગઈ, પ્રેમે ગદગદ નાર;
વજેસંગ ઊઠાડતો, ધીરજ દેતો સાર. ૬૨
રાજા પણ ધીરો થયો, બંને બેઠાં પાસ;
ચૂમી લઇ ડાબી કરે, 'આ શૂં મારી આશ.?' ૬૩
'મ્હારી તૂં કહેવાય ને, હિંમત મૂકે કેમ;?'
'વીરપુરૂષની નારનો, યશપર હોયે પ્રેમ.' ૬૪
'જોઇ પરાક્રમ માહરૂં, પરણી મારીસાથ;'
'જાઉં પરાક્રમકાજ તો, શૃંગારી[૪૦] શી વાત.?' ૬૫
'પ્રજાતણૂં ભય દુર કરી, આવૂં પાછો ઘેર;'
'પ્રેમામૃત[૪૧] તુજ ત્યાંલગી, મ્હારે મન છે ઝેર.' ૬૬
'કદી મુઓ તો શૂં થયૂં, મરવૂં એકજ વાર;'
'રણમાં મરવૂં તેથકી, સારૂં ન બીજૂં ધાર.' ૬૭
'વ્હેલૂં મોડૂં સર્વને, મરવૂં છે પ્રિય નાર;'
'વ્હેલો જો કદિ હૂં મુઓ, પાછળ તૂં મરનાર.' ૬૮

---

૩૮ ઓ પ્રેમી–પ્રેમને સમજનારા તારે તોલ કરવું.
૩૯ ગર્ભને જોઇને એમ માનીલઉં કે તને–પ્યારા ધણીનેજ જોઉછું.
૪૦ શૃંગાર સંબંધી ૪૧ પ્રેમરૂપી અમૃત. ૪૨ હદ; આખર.

'સર્વ વસ્તુ મરતી ખરે, એવો છે જગનીમ;'
'કીર્તિ એકલી ના મરે, બાકી સહુની સીમ[૪૨].' ૬૯
'રણયશ લઇ જારે મરૂં, ધીરજ રાખી રેહ;'
'ધીરજયશ મોટો બહૂ, જ્ઞાની લોકો કેહ.' ૭૦
'ધીરજયશ ભવરણવિષે, દુખને સુખ કરનાર;'
'મરજે પાછળ તે મુકી, ઉત્તેજન દે નાર.' ૭૧
'થોડિવાર દુખ તો થશે, પણ તે સ્હેવૂં યાર;'
'દુખમાં ધીરજ રાખવી, લેવી લ્હેજત સાર.' ૭૨
'સંતતિસારૂ તલપવૂં, એ મોટૂં અજ્ઞાન;'
'વાત કહાડ ચિતમાંથકી, એમાં નહિં તુજ માન.' ૭૩
'તુર[૪૩] મારૂં યશ માહરો, જનમાં તૂં આલોક[૪૪];'
'મંગળ મંગળ કર હવે, મુકી દઇને શોક.' ૭૪
'મ્હેલે જઈ નિશ્ચિંતથી, કચેરિને સંભાળ;'
'ઠગી હણી આ આવિયો, નક્કી તે નિરધાર.' ૭૫
ચૂમી લઇ ભેટી પછી, આપી વીટી નેક;
બેધાણી નિજ પ્રેમમાં, જેમાં મ્હોટો ટેક. ૭૬
પછી રાય તે જાયછે, 'પ્યારી' કહિને બ્હાર;
'પ્યારા વ્હેલા આવજો,' કહેછે અબળા નાર. ૭૭
આંસૂ લૂછી બોલતી, હિંમત આણી ઊર;
'વ્હેલા વળજો નાથજી, જસસાથે ભરપૂર.' ૭૮
વળી રાયને જોયછે, પાછળથી તે નાર;
પછી રડે ઘરમાં જઈ, કહાડેછે સણગાર. ૭૯

---

(ચોપાઈ.)

રાણી રડે મુકીને પોક, દાસીયો મૂકાવે શોક;
અંતે થાકે ઊંઘી ગઈ, નીસાસા મૂકીને રહી. ૧
વ્હાણેવાએ ઊઠી કરી, ધીરજ તો મનમાં બહુ ધરી;
દર્દ દીલનૂં જણવ્યૂં નહીં, થઈ બ્હાવરી નહિં તે કહીં. ૨

---

૪૩ મારો યશ તેજ મારૂં તુર સમજ. ૪૪ જો.

નમતે પ્હોરે નિકળ્યાં સહૂ, રાચરચીલો લઇને કહૂં;
વળી રસાલો મોટો બહૂ, જેમાં રાણી મૂખી લહૂં. ૩
મુકામ બે કરતાં તે ગયાં, રંગપૂર આવીને રહ્યાં;
પ્રધાનને રાણી બે મળ્યાં, ભાઇ બેન જેવાં તે હળ્યાં. ૪
પ્રધાન કહે 'સો માણુસ લઈ, રાયગયા અહિંથી થઇ સહી;'
'પચ્ચિ પંચ્ચિની તુકડી ચાર, એકકમાં મોટો સરદાર.' ૫
'પોતે તો બદલ્યોછે વેશ, રાય જણાય નહીં તે લેશ;'
'સિપાઇ સાદો હોયે એમ, રાય સરવને જણવે તેમ. ૬
'કહી ગયાછે મૂને રાય, રાણી ના મૂઝાએ કાંય;'
'કંઇ સોંપજો એવૂં કામ, શોક રહે નહિં તેને નામ.' ૭
'રાણીજી સમજોછો સહૂ, વિશેપ તમ આગળ શૂં કહૂં;'
'ઝટ્ટ આવશે પાછા રાજ, કરો નીત મનગમતાં કાજ.' ૮

(દોહરા.)

પ્રધાન વેણો સૂણતાં, થઈ સજળ છે આંખ;
'કામ મને કંઇ સોંપજો,' બોલી રાણી રાંક[૧]. ૯
કામકાજમાં ચિત્ત તે, રાખે ઝાઝૂં નીત;
દિવસે કંઇ દુખ વીસરે, રાતે રડે ખચીત. ૧૦
કુતર્ક ને સાણાંથકી, જારે થાય ઉદાસ;
તારે પુસ્તક વાંચિને, જિવને આપે આશ. ૧૧
વાંચે દરદી[૨] ગ્રંથને, ફરવા રોજે જાય;
વીરવચન સંભારિને, શોક કહાડતી થાય. ૧૨
રાયતણા જસ ગાઇને, જોઇ જોઇ તસવીર;
શીખ વિચારી તેહની, રહેતી રાખી ધીર. ૧૩

(ચોપાઇ.)

એ પરમાણે રાણી જેહ, ડાહી ધીરજ રાખી રેહ;
હવે રાયનૂં શૂં તે કહૂં, ઠગી ખોળતો વનમાં લહૂં. ૧૪
ચારે ટુકડી ખોળ્યાં કરે, ઠગી કંઈ ના નજરે પડે;
એમ ગયા છે દહાડા સાત, ત્હારે આવી કાને વાત. ૧૫

---

૧ (વિજોગને દુખે.) ૨ સ્ત્રીપુરૂષના વિયોગસંબંધી.

પશ્ચિમ ટુકડીનો દુત જેહ, દોડી આવી પૂરવ કેહ;
જેમાં સિપાઇ વેશે રાજ, રૈયતની જાણે બહુ દાઝ. ૧૬
'થોડિએક લાગી છે ભાળ, નજિક આવશે તે અહિં કાલ;'
'તેને ખબર નથી કે રાજ, અહીં પધાર્યાછો આ કાજ.' ૧૭
'એના સાથી હેંસી એક, તેમાં ઝાઝા મૂરખ છેક;'
'પણ લડવામાં બ્હાદુર તેહ, એ ટુકડીમાં ફરતા રેહ.' ૧૮
'પશ્ચિમ છોડી દક્ષિણભણી, જાયે હમણાં પોતાતણી[3];'
'બીજી[4] વળતી ઉત્તરથકી, પૂરવમાં જાવાને નકી.' ૧૯
રાજા કહે 'સાંભળજો ચાર[5], દક્ષિણગમ જાવૂં નિરધાર;'
'કરો ચારના[6] ત્રણ રે ભાગ, ત્હારે ફાવે સારો લાગ.' ૨૦
'થોડે થોડે છેટે ખસો, મ્હારી પછવાડે સહુ ધસો;'
'પણ સંતાયા રહેજો બહૂ, પાર પડે કામો તો સહૂ.' ૨૧
'ત્રણજણ આવો મ્હારીસાથ, મ્હારીસાથે કરવા વાત;'
'પછવાડેથી આવો સહૂ, ચોકસાઇ રાખીને બહૂ.' ૨૨
તીજે દહાડે ટુકડી મળી, ગોળ વાંકમાં ચાલે ભલી;
પછી ત્રણ ને ચોથો રાય, સહુથી બ્હાર ધસીને જાય. ૨૩
અર્ધ ગાઉને છેટે રેહ, રાજાનૂં લશ્કર જે તેહ;
પોતે ચારે ચાલે વળી, ગપ્પાંઓ ચલવે છે ભલી. ૨૪
તડકો તો કેહ મારૂં કામ, શરીરમાં ગંધાયે ધામ[7];
મ્હોટા વડની છાયા તળે, વીસામો ખાયે તે ભલે. ૨૫
એવે ત્હાં આવ્યો છે ઠગી, પૂછે 'અહિં જાવૂં કહાંલગી;'
'કોણ તમે ને શો વીચાર, વજેસંગના શૂં છો ચાર[8].'? ૨૬
વટેમારગૂ બોલ્યો એક, રાખીને પોતાનો ટેક;
'ઠગીતણા માણસ છો તમે, પુછવાપરથી લહિયે હમે.' ૨૭
'વજેસંગના છઇયે ચાર, એમાં તો નહિં સંદે ધાર;'
'તેને કામે ફરિયે આજ, ઠગી મળે તો થાયે કાજ.' ૨૮
ચાર[9] જોઇને બીધો ઠગી, ચારે સરખેસરખા ઠગી;
સજેલ સહુએ ખુબ હથિયાર, પણ પગળપર તે અસવાર. ૨૯

---

૩ જેમાં ઠગી બ્હારવટિયો પોતે છે તે. ૪ બ્હારવટિયાની બીજી ટુકડી.
૫ સંદેશા લાવનાર; જાસુસ; દુત. ૬ ચાર ટુકડીના. ૭ પરસેવો.
૮ જાસૂસો. ૯ ચાર જણા.

ઠગી મંનમાં કરે વિચાર, 'આતો હૂં સપડાયો યાર;'
'ચારનિ[10]આગળ ચાલે નહીં, ન્હાસૂં તો મરિજાઊં સહી.' ૩૦
ઠગી વિચાર કરે છે મને[11],પણ મ્હોડેથી ઉત્તર ભણે;
'હૂં તો છૂં સોદાગર એક, વજેસંગ રાજાનો નેક.' ૩૧
'વજેસંગ છે મ્હારો બાપ, કમાઉં તે તેનો પરતાપ;'
'ઇચ્છા મ્હારી આજે ઘણી, કરૂં સેવા રૂડી તમતણી.' ૩૨
'ચલો પધારો ભાઈ આમ, થોડે છેટે છે મુજ ગામ;'
'જરા વિસામો લઇને ફરો, ઠગી આવશે એવે ખરો.' ૩૩
'ચારે જણને છે સંદેહ, પણ નક્કી નહિં કે એ તેહ;
તોએ સાવધ ઝાઝા રેહ, રખે ઠગી કો કરતો છેહ. ૩૪
ચારે જણ ના કહે છે ખરે, પેલો[12] કાલાવાલા કરે;
અંતે વજે[13] કહ્યૂં કે 'ભાઇ, ચાલો જારે કહે છે આંહાઈ.' ૩૫

(દોહરો.)

ઘોડીથી ઠગિ ઊતરી, ચાલે પેલા સાથ;
એવામાં કૌતક[14] બન્યૂં, તે સાંભળવી વાત. ૩૬
ઠગિયે ઘોડીને કહ્યૂં, 'જા તૂં વ્હેલી ઘેર;'
ત્હારે તે ખંખારતી, દોડીગઇ સુરભેર. ૩૭
તે ઘોડી જઈને મળી, જહાં ઠગીનો સાથ;
જેણે[15]ઘોડી જોઇને, 'જાણ્યૂં બગડી વાત.' ૩૮
ઘોડી પાછી આવિ ને, ઠગીપાસ તે જાય[16];
ચારે જણ કહે તોયપણ,ઠગી અસવાર ન થાય. ૩૯
ઠગીતણા માણસ સહૂ, કરે ઝડપથી કૂચ;
તે જોતાં નૃપસેન તે, આવ્યૂં ત્હાં ઉચમૂચ[17]. ૪૦
ઠગીમાણસો ન્હાસતાં,અહિં તહિં ઝટ સંતાય;
પણ રાજાની વ્હાર તે,ખૂણામાં[18]પણ જાય. ૪૧

---

૧૦ ચાર જણાની. ૧૧ મનમાં.
૧૨ બ્હારવટિયો. ૧૩ રાજાએ.
૧૪ નવાઈનો બનાવ. ૧૫ ઠગીના સાથીઓએ.
૧૬ ઘોડી, ઠગીની સોડમાં અથડાય એવી મતલબથી કે ઠગી તેપર સ્વાર થાય ને હું વ્હેલી વ્હેલી લઇજાઊં.
૧૭ એકાએક; અચબૂચ. ૧૮ ખુણામાંથી પણ શોધી કહાડે.

એવે પાંચે આવતા, દુરથી જોય બનાવ;
ઠગી મંન ગભરાય ને, જડે ન તેને દાવ. ૪૨
'જરા હું આગળ જાઉંછૂં,' ઠગી કરીને એમ;
ઘોડીપર થઇ સ્વાર તે, ન્હાસીજાયે ક્ષેમ. ૪૩
રાયે તાકી મારિયૂં, ઘોડીને કસિ તીર;
જેથી તે પડિ ઝટ્ટ લઈ, સવાર તોએ ધીર. ૪૪
ઝાડીમાં સંતાયલો, રહ્યો ઠગી કંઈવાર;
એવે લશ્કર રાયનૂં, આવિ મળ્યૂં તે ઠાર. ૪૫
લશ્કર કહે રાજા 'હમે, મારી પકડયો સાથ;'
'પણ તેમાં દીઠો નહીં, ઠગી ન લાગ્યો હાથ.' ૪૬
ચારે મંન વિચારિયૂં, 'તેજ ઠગી નિરધાર;'
'ચલો પકડિયે તેહને, હવે નહીં કંઈ વાર.' ૪૭
સેને ઝાડી ઘેરિને, ભારે ભેળા જાય;
કરે બ્હાર પિસ્તોલના, અંદર જઇને ત્હાંય. ૪૮
અંતે ઝુમમાં ઊઠિને, થઈ મરણિયો છેક;
ઠગી ચલાવે તીર બહુ, ધરી શૂરનો ટેક. ૪૯
ઠગિયે નિજ તીરે કર્યા, દશ પંદર ઘાએલ;
એવો ફક્કડ શૂર ને, રૂપે પણ તે છેલ. ૫૦
રાજાની આજ્ઞા સખત, તેથી લાગે વાર;
'જિવતો એને ઝાલવો, તેમાં કિરતી સાર.' ૫૧
એવે ગોળી રાયની, ઠગીનળામાં જાય;
પડયો ઝટ્ટ તે તેટલે, હરખાયો બહુ રાય. ૫૨

(ચોપાઇ.)

ગોળિ કહડાવી માણસપાસ, હથિયારો લેવાડયાં ખાસ;
'ડોળીમાં સૂવાડી કરી,' કહે રાજા 'લઇ આવો અરી[૧૯].' ૫૩
રાજાએ કીધો હોકંમ, ઘોડી તે ઊંચે તોખંમ;'
ચિત્ર લઈને રાખો પાસ, મને ઘણી છે તેની હાંસ.' ૫૪
'દટાવિ દો ઘોડીને તહીં, કબર ચણાવો ઊપરે સહી;'
'પછી પડાવો ઊપર ચિત્ર, વળી લખાવો તે સુજ મિત્ર.' ૫૫

૧૯ શત્રુને.

એવૂં કહેતાં કીધો શોક, તે સંધા જૂએ છે લોક;
'ફોકટ ઘોડી મારી અરે, પણ ઊપાય ન બીજો ખરે.' ૫૬
'ધન્ય ધન્ય ઘોડી છે તને, કેમ મળી નહિં તૂં રે મ્હને;'
'ભલી[20] બુરાની[21] કરતી સેવ, હુકમ બજાવી દે તતખેવ.' ૫૭
'બૂરે[22] વાત શિખાડી ભલી, તે પરમાણે ચાલી ભલી[23];'
'બૂરે નિજ બૂરૂં[24] ના તજ્યૂં, સદ્‌ગુણમાં પશુ[25] જનથી વધ્યૂં!' ૫૮
પછી ચ્હડયો ઘોડીપર રાય, સહૂ સેન તે પાછળ જાય;
મજલો મ્હોટી કાપે રોજ, ઠગી જોઇને માણે મોજ. ૫૯
વળી ઠગીનો સંધો સાથ, જેના છે બાંધેલા હાથ;
મ્હામેરાંમાં તે પણ ખરા, તોએ ના શરમાએ જરા. ૬૦

(દોહરો.)

રંગપૂર સહુ આવિયા, પ્રજા હરખથી જોય;
શૂરવીર રાજા રૂડો, વજેસંગ તે સ્હોય. ૬૧

(ચોપાઇ.)

પછી રાજા ઝટ મંદિર ગયો, રાણી નિરખી દુઃખી થયો;
બોલ્યો 'પ્યારી કાં મૂઝાય, હવે સંધુ તુજ ગમતૂં થાય.' ૬૨
ઉમંગમાં તે વળગ્યાં બેય, ચુંમીઓ લઇ છૂટયાં તેહ;
રાણીનો તો હરખ ન માય, બકરી તે ઘોડી દેખાય. ૬૩
ચોથે દહાડે ચુકવ્યો ન્યાય, દયાળુ બહુ દેખાયો રાય;
'મરણદંડને લાયક ઠગી, રહે કેદી તે મરતાલગી.' ૬૪
સાથીઓને ઘટતી સજા, આપી કો કોને તો રજા[26];
વજેસંગના જસની ધજા, ગામે ગામ ઉડીરહિ મજા. ૬૫

(દોહરા.)

બંદોબસ્ત કર્‍યા બહૂ, બિજો ઠગી ના થાય;
રાજા રૈયતલાભમાં, બહુ બહુ કરવૂં ચ્હાય. ૬૬

---

૨૦ તું ભલી ઘોડી. ૨૧ બુરા ઠગીની. ૨૨ દુર્ગુણી માણસે.
૨૩ ઊંચ કુળની. ૨૪ દુર્ગુણ; બુરાપણું.
૨૫ જનાવર માણસથી વધારે સારૂં. ઘોડીએ તો પોતાના ઠગી ધણીને નિમકહલાલી બતાવી, પણ ઠગી પોતાના રાજા ધણીની સામે થયો. એ બધી તોખમની અસર છે. ૨૬ કેટલાકને છોડી મુક્યા.

રોજ રોજ રમતાં રહે, નાનાવિધ શૃંગાર;
વજેસંગ ને ચાંદબા, કામદેવ રતિ ધાર [27]. ૬૭
એમ પછી તે ચાંદબા, બે તેજે[28] બહુ સ્હોય;
હરખે આશભર્યાં સહૂ, નગર જંન તે જોય. ૬૮

(૧-૨)

---

## નર્મટેકરી* અને તેપર કરેલા વિચારોમાંના કેટલાક.

(ચોપાઈ.)

મુંબઇલગતૂં ન્હાનૂં ગામ, પરેલ મધુરૂં કોમળ નામ;
વસ્તી ગરીબ ત્હાંની ઘણી, સંખ્યા નહિં ઝાઝી તેતણી. ૧
ગામ નથી જોવા લાએક, (પણ) આસપાસની રચના નેક;
હવા પાણિ સારાં બહુ ત્યાંહ, કુદરતના દેખાવો જ્યાંહ. ૨
ખેતર મેદાનો ને બાગ, શોભેછે ત્યાં જાગોજાગ [1];
અનેક ઝાડો પંખી ઘણાં, રચનામાં હોયે શી મણા! ૩
શ્રીમંતોની વાડી બહૂ, ખુલ્લામાં ખૂલે તે સહૂ;
ઝાડ પાન ફૂવારા હોજ! વળી બંગલાકેરી મોજ! ૪
પણ જોવાને તો લાએક, ધામ[2]ગવરનરનૂં છે એક;

---

૨૭ જાણે કામદેવ ને તેની સ્ત્રી રતિ હોયની.

૨૮ એકતો પોતાનું ને બીજુ પેટમાંના ગર્ભનું તેજ.

* પ્રીતીદુઃખથી હું એકાંત શોધતો હતો–તેમાં ૧૮૬૨ ના જુનમાં ઉપલી ટેકરી જોઇ. અહીં હું ઘણી વેળા જતો ને એકલો બેસી કુદરત ઉપર વિચાર કર્યાં કરતો. ૧૮૬૩ની આખેરીમાં બેંકોના શેરની ઘેલાંઇ ચાલવા લાગી તેમાં જેઓ મ્હારા પોતીકા કેહેવડાવતા તેઓજ મ્હારેવિષે બેદરકાર રેહેવા લાગ્યા –તેથી હું ઘણો ચ્હિડાતો કે દુનિયાંમાં શું કોઈ કોઈનું નથીજ? ને એ રીતે પ્રીતિ દુઃખમાં વધારો થતો ને મ્હારી નાણાંસંબંધી હાલત પણ નબળી હતી તેથી તે દુઃખ મને વધારે લાગતું.–એવી સ્થિતિમાં એ સઘળી કવિતા રચાઈ. 'સુખિયો નર્મદ પૂરો અહીં' એ કવિતા જોકે અભિમાનની દેખાશે તોપણ દુઃખમાં દિલાસો દેવાને બીજાઓની સાથે મ્હારી હાલત સરખાવી છે—જોકે એમાં 'નર્મદ સુખિયો' એવું છે તોપણ તે હરકોઈ ખરા સુખિયાને લાગુ પડે છે. તેમ મને ઘણા મિત્રે કહ્યું કે તમે તમારા શ્રીમંત સ્નેહીઓને કાહો કે રળાવે–માગ્યા વનાં મા પણ ના પિરસે. મેં કહ્યું કે સ્નેહી હશે તો તે મ્હારા કેહેવાની વાટજ નહિં જોય, હું તો નહિંજ કહું. એ ઉપરથી 'ધીરાં થઇને રહેવું પડે તે' એ કર્યું છે. વાવટાકાઠીની ટેકરી અને બોટાનિકલ ગાર્ડન, ૧૮૬૨ના જુનની પેહેલાં ઘણીવાર જોયલી.

૧ ઠેકાણે ઠેકાણે. ૨ રેહેવાનું રૂડું ઠેકાણું.

જેની શોભાનો નહિં પાર, કરિશ બિજે ટાણે વિસ્તાર. ૫
તળાવ મોટૂં સુંદર બ્હાર, ચાંદનિમાં શોભે સુખકાર;
પવન લ્હેરથી પાણીમાંય, લ્હેર મનોહર રમતી થાય. ૬
આ[૩] કોરેથી ઊંચે વળે[૪], વાઘ-ઇશ્વિરી માતા મળે;
ત્યાંથી ચ્હડતાં ઊંચે બહૂ, નિશાણકાઠી[૫] આવે કહૂં. ૭
પેલિ[૬] પાસથી જાતાં વળી, ચ્હડતાં ઊંચે દીસે ભલી;
તે ટેકરિ મારો વિશ્રામ, દુખિયાને તે સુખનૂં ઠામ. ૮
કાઠિવાળિનૂં મ્હોડૂં નેક, હમણાં ઉતરી ગયું છે છેક;
સણગારો તો બંધજ થયા, સગાં સ્નેહિ સહુ આવાં ગયાં. ૯
એ બે ટેકરિયો શોભાય, એક ઉદરની[૭] બેનો થાય;
કાઠીવાળી મોટી ખરી, મારાવાળી ન્હાની જરી. ૧૦
એવચને હૂં દુખિયો હતો, તેથી અહિં તહિં ફરવા જતો;
ઘણી જગાઓ જોઈ વળ્યો, પણ કોઇસાથે ના હળ્યો[૮]. ૧૧
પણ જ્યારે હૂં આવ્યો અહીં, જોતામાં સુખ પામ્યો સહી;
પછી વિચાર કરૂં છૂં જેમ, સરખે સરખાં જોઊં તેમ. ૧૨
કાઠીવાળી ટેકરિ એક, બીજી નીચે વાડી[૯] નેક;
બંનેની છે પડતી દશા, ચ્હડે નહીં પાછાં સોવશા. ૧૩
દુનિયાંની હૂં સમજ્યો પેર[૧૦], શીખામણ મેં લીધી ઘેર[૧૧];
ચ્હડતી પડતી સહુની ખરે, પ્રીતિકળી ખીલી તે ખરે. ૧૪
વાંક તમારો[૧૨] લેશે નહીં, બેનો નવ ગભરાશો કંઈ;
આથમતા રવિકેરૂં તેજ, જોઈ ધીરજ રાખો સ્હેજ. ૧૫

---

૩ તળાવની આ કોરેથી. ૪ વળતાં-જતાં.

૫ સિગનલ-ખબરનેસારૂ વાવટાકાઠી.

૬ તળાવની બાજુએ થઇને તળાવને પેલે છેડે જમણા હાથતરફ ગલી છે તેમાં થઈને ઉપર જતાં સામે ડાબા હાથતરફ જે ટેકરી આવે છે તે.

૭ પેટની (એક માની છોકરીયો.)

૮ દીલ મળ્યું એવો થયો.

૯ બોટાનિકલ ગારડન-(ટેકરીઓની પછવાડે નીચાણમાં.)-એની પડતી વિશે ન૦ ક૦ પુ૦ ૧ પા૦ ૩૫૯મું જોવું. સરકારે એ વાડી વેચી છે અને પરેલની કાઠીથી સિગનલ કરવી ક્હાડી નાખી છે.

૧૦ રીત; ભેદ. ૧૧ પોતાની જાત ઉપર.

૧૨ ઓ ટેકરિયો તમારો.

તમારિ તો સંઘે છે ખ્યાત[13],(તેમાં વળી)કવી કરે વિસ્તારે વાત;
તમે દિલાસો આપ્યો તેમ,વળે પાડ મારાથી કેમ ?. ૧૬
હવે ટેકરી મારી જેહ, કેવી રૂપે ગૂણે તેહ;
વર્ણન વાંચી જાજો લોક, દર્શન કરતાં મુકજો શોક. ૧૭
આમ કરી દુરથી દેખાય,ઉતાવળાં પગલાં થઈ જાય;
ચ્હડતાં એવો[14]હરખ ન માય,ચ્હડયા પછી ક્યમ ના સુખ થાય ?૧૮
વિસ્મયવાળી થાયે આંખ,શોભામાં ઊણૂં નહિં કાંક[15];
પછી બેસતાં ખજુરી પાસ, મ્હોડેથી બોલાએ હાસ! ૧૯
આહા આ કેવૂં એકાંત! ચાર પાસ કેવૂં આ શાંત!
જમિન પવન પાણી આકાશ,બહુ ગંભીર[16]કરે મનઆશ. ૨૦
પંખી દુર બોલે જે કોઇ,કોઈ વાર સાંભળિયે મોહિ[17];
(વળી) વચ્ચે ગાડિ[18]કરે ગગડાટ, તેનો પણ ગંભીરજ થાટ. ૨૧
દિવસે તો લાગે લગરીક, અંધારી રાતે બહુ બ્હીક;
(તોપણ) તારા જોઇ માણે મોજ,કવિ અંતરમાં કરતો ખોજ. ૨૨
દુનિયાંમાં આફતની રાત, તેમાં આશાનો[19]ચળકાટ;
એ આશાથી ઇશ્વરતણી, કૃપાપ્રસાદી મળતી ઘણી. ૨૩
પણ જ્યારે ચાંદનિ સોહાય, ટેકરિપર ચાદર પથરાય;
પૂર્વ દિશાએ દરિયો જેહ, રંગ રંગ દેખાડે તેહ. ૨૪
મોજાઓમાં થાતાં ફીણ,વચ્ચે તે ચળકે જ્યમ ચીણ[20];
દુરથી આવે ઘૂ ઘૂ સાદ,ખરે મધુર તેમાં શો વાદ ? ૨૫
પવન વળી આવે જે મંદ,રુવે રુવે પસરે સુખકંદ;
કિયો ચિતારો ચિતરે જોઉં !કવિ[21]વરણે પણ હું તો રોઉં. ૨૬

---

૧૩ પ્રસિદ્ધ; વખાણ; સ્તુતિ. ૧૪ 'ઊતાવળાં પગલાં થઇ જાય' એવો
૧૫ કંઈપણ. ૧૬ એ ચાર તત્વ ગંભીર છે તે મનની આશાને પણ ગંભીર કરે છે–આશા પુક્ત અને ઊંચા દરજ્જાની થાય છે.

૧૭ આશ્ચર્યથી.–સુનકારમાં પંખીનો શબ્દ તે કહાંથી!

૧૮ આગની ગાડી.

૧૯ જેમ રાતે તારા તેમ આફતમાં આશા. જેમ રાતે તારા જોતાં ઈશ્વર તરફ મન જાય છે તેમ આફત અને તેમાં જે આશા થાય છે તે એ બે ઉપર વિચાર કરતાં ઇશ્વર તરફ વિચાર જાય છે અને પછી તેની કૃપા થાય છે.

૨૦ એક જાતનું કોટનું સ્ત્રીનું ઘરેણું—દરિયાનાં મોજાં એક બિજાની સાથે અફળાયાથી એક જાતનો ચળકાટ પેદા થાય છે. ૨૧ કેટલીક શોભા

મધુર ચાંદની શી ગંભીર, હૂં તો રાખૂં ઊંચૂં શીર;
ખૂબ જોઈ શિર નીચૂં કરૂં, ધ્યાન રુડૂં અંતરમાં ધરૂં. ૨૭
જ્ઞાનચંદ્ર ને મનઆકાશ, જોઈ કરૂં કર્ત્તામાં[22]વાસ;
જીવનમુક્ત થાઊં ખરો, પછી હોય શેનો ખખેરો? ૨૮
(પણ) સર્વકાળ એવો હું નહીં, હોઊ હૂં તો પછિ દુનિયાં કહીં;
જોગી અનુભવ સાચો લેય, તજિ દુનિયાં જંગલમાં રેહ. ૨૯
દરિયો લાંબે પશ્ચિમભણી, મળે કોર તેને નભતણી[23];
સૂરજ આથમતાં ને પછે, શોભા ત્હાંતો અચ્છી મચે. ૩૦
દરિયો દીસે પૂરવભણી, તેમાં ડુંગરિ રમતી ઘણી;
સૂરજ ઊગે ધૂમર ગળે, આનંદે દલગીરી ખળે[24]. ૩૧
ટેકરિ નીચે પૂરવ પાસ, વાડી જોઈ થાઉં ઉદાસ;
થોડાં થોડાં ઝાડો હજી, પૂર્વદશા[25] દેખાડે લજી[26]. ૩૨
ટેકરિ નીચે પશ્ચિમકોર, ઝાડ ઝૂમખા રાખે તોર;
ઘટાઘણી તેથી રહે સ્થીર, ઘણો વાય તો હિલવે શીર[27]. ૩૩
ચોમાસામાં કેવી મજે, ટેકરિ લીલી સાડી સજે;
લિલોતરીનો ચારો ચરે, તે જન પછિ ઉરમાં બહુ ઠરે. ૩૪
ઋત ઋતના જૂદા બ્હાર, સમજાવે છે સારાસાર;
ગભરાયાંને ધીરાં કરે, ધીરાં આગળ સમજણ ધરે. ૩૫
સાદિ સલૂણી સમજૂ[28]છબી, પણ થોડાંજણ સમજે ખુબી;
ડુંગર દરિયા ને આકાશ, એમાં શૂં જોવાનૂં ખાસ? ૩૬
કુકડા આગળ હીરો જેમ, અજ્ઞાનીને મન તે[29] તેમ;
જેને બીજા પથરા કેહ, તેને કવિજન હીરા લેહ. ૩૭
બલિહારી છે કુદરતતણી, કવી જુએછે ખૂબી ઘણી;
બીજાં પણ સંસ્કારી જેહ, પીએ એ પ્રેમામૃત તેહ. ૩૮

---

ચિતારાથી ચિતરાતીજ નથી–કવીજ વરણી શકે છેપણ તેવો કવી હું નથી.
૨૨ ઇશ્વરમાં.
૨૩ આકાશની. (આસમાન ને દરિયો મળેલાં દેખાય છે.)
૨૪ જાય; ખસે. ૨૫ પાછલી હાલત. ૨૬ લજવાઇને.
૨૭ ઘટાવાળાં ઝાડ ઘણો વા વાય છે તોએ તે માત્ર માથું ધુણવેછ ને તાડ જેવાં લાંબા ઝાડ, મૂળથી તે માથાંસુધી નમે છે. પુક્તપણાંની નિશાની.
૨૮ સમજણ–બોધ આપનાર. ૨૯ ડુંગર દરિયો ને આકાશ.

## મિત્રાઈ.

સુખ સંપતમાં શોધે જેહ, ચાર પાસ વિટલાતા રેહ;
દુખ આફતમાં છોડી દેય, એવા અહિં સ્નેહીયો છેય ! ૧
સંકટ સમયે રહેતા સાથ, વાંસાપર ફેરવતા હાથ;
ખરા પ્રેમથી રડતા ખરે, તેપણ છોડી જાતા અરે ! ૨
સુખદુખની કરતા બહુ વાત, એકબિજામાં જે દિન રાત;
બેમાંનો છોડીદે એક, સ્હેજ મુકે મૈત્રીનો ટેક! ૩
જો મૈત્રી જગમાં ચરચાય, એક મિત્ર લાજી બ્હીજાય;
બીજાને હડસેલે દૂર, એમ ખોય પોતાનૂં નૂર! ૪
મરણ થયે છોડેથી કંઈ, અપરાધી તે થાયે નહીં;
(પણ) કંટાળાનૂં જોઈ કામ, છોડીદે પ્રીતીનૂં હામ!. ૫
એકમેકનેસારૂ રડે, એકમેકની વ્હારે[1] ચ્હડે;
ટળી દોસ્ત તે દુશ્મન થાય, એકકને વળિ હણવા જાય!. ૬
દુખી ટળીને સુખિયા થાય, તેઓ તો બદલાઈ જાય;
દુખની વેળાના જે ખાસ, તેને ના બોલાવે પાસ!. ૭
ખોળ કરંતાં મળતા નહીં, મળતા તો તે ટકતા નહીં;
મિત્ર વીરલા સુખ દે અહીં, મુઆ પછી સંભારે સહી!. ૮
સ્વારથસારૂમૈત્રી કરે, ગરજ સરી કે ઝટ પરહરે[2];
પ્રથમ પ્રાણ આપંતા જેહ, પછવાડેથી લેતા તેહ!. ૯
કોના મિત્રો કોની વાત, દહાડાને અંતે છે રાત;
નામનિસાથે લાગી દશા, દશા પછી છે એકાદશા[3]!. ૧૦
દુખિયો નર્મદ સાચો મિત્ર, કર્તાકેરૂં ધ્યાન પવિત્ર,
સગાં સ્નેહિ જે વ્હાલો કરે, વ્હેલાં મોડાં ખોટાં ઠરે!. ૧૧

---

## આપત્કાળ.

સુખની હોયે સહુને આશ, દુખ ના ઇછે આવ્યૂં પાસ;
(પણ) દુખસુખથી બાંધ્યો પ્રાણ, માટે દુખ થાવૂં પરમાણ. ૧
સગાં સ્નેહિનાં મરણ ન હોત, ધંધામાં તોટા નવ હોત;
શરીરને રોગો નવ હોત, મદ-અભિમાને સંધા જોત. ૨

---

૧ મદદે; ઉપરાણે. ૨ છોડીદે. ૩ અગિયારસું.

ભુલવાનો છે સંપતકાળ[1] દુરગુણનો હોંરાયે માલ;
શિખવાનો છે આપતકાળ[2], સદ્ગુણનો હોરાયે માલ. ૩
સ્નેહ બાંધવો કહાં ને કેમ, શિખાય જેમ પડે દુખ તેમ;
સ્નેહીયોના સ્નેહ કસાય, પારકું પોતીકૂં પરખાય. ૪
દુખનો અનુભવ જારે થાય,ઘણી ઘણી ચૂકો સમજાય;
બીજાંપર રહેમે જોવાય, દયાથકી શુભ દાન કરાય. ૫
મદમાતા મૂકે અહમેવ[3], ફુલાસની મૂકીદે ટેવ;
થાય બંધ[4] હસતા નાદાન, થાય બંધ કરતા અપમાન. ૬
દુખિયા નર્મદ મા ચ્હીડીશ,ભીડ ભાંજશે ભડ[5] જગદીશ;
ધીરજ રાખી રહેજે ભાઇ,નીતીને ધરિ રાખી સ્હાઈ. ૭

---

## તૃષ્ણા.

પૈસાથી માનોથી કોય, નથી ધરાતા જો કે હોય[1];
વધતામાં માને જન સૂખ, પણ અંતે છે તેમાં દૂખ. ૧
તૃષ્ણા[2] સારી થોડેલગી, વધીગયે બ્હેકાવે નકી;
સદ્ગુણને ભૂલાવી દેય, ટુંકીનજરના કરતીરેહ. ૨
વળે નહીં તૃષ્ણાથી કાંઇ, કરે એકલી શૂં તે બાઇ!
દેશ કાળ અનુકુળ[3] જો હોય,નસીબથી જન સુખદૂં જોય. ૩
તૃષ્ણાવાળા રાજા ગયા, તૃષ્ણાવાળા રંકો ગયા;
તૃષ્ણાવાળા પંડિત ગયા, તૃષ્ણાવાળા મૂરખ ગયા. ૪
તૃષ્ણાથી કો અંમર નહીં, જાયૂં[4] તે જાવાનૂં સહી;
કિરતી પણ મૂવેલાંતણી, વ્હેલી મોડી રહે નહિં કણી. ૫
તૃષ્ણા દુગધા મોટી છેય, મરણસમે રોવાડે તેહ;

## સુખ.

સુખિયો નર્મદ પૂરો અહીં, ઉદ્યમ ઘટતો કરતો સહી;
જરૂરનો પૈસો તે રળે, સંતોષે દહાડા નિર્ગમે[૧]. ૧
કુદરત વાડી સારી ઘણી, તન ગાડી એ ઘોડાતણી;
કવિતા લાડી નર્મદ રાજ, ખરી મોજ કરતો તે આજ. ૨
કોઈ હોયે હાલે મસ્ત, કોઈ હોયે માલે મસ્ત;
કોઈ હોયે ઇશ્કે મસ્ત, સુખિયો નર્મદ ખ્યાલે મસ્ત. ૩
નહીં કોઇનો તાબેદાર, વચની પ્યારીનો જે યાર;
ઇંદ્રિજીત[૨] ને સાચો બહૂ, તે નર્મદ હૂં સુખિયો લહૂં. ૪
ખૂશામતિયા જેને નહીં, દુશ્મન ખોટા મિત્રો નહીં;
રોગી ને લોભી જે નહીં, નર્મદ તે સુખિયો છે સહી. ૫
વિદ્યાસાથે જેને પ્રીત, રસજ્ઞાન[૩] નિર્મળ છે નીત;
એકાંતે સાદો જે રેહ, સુખિયો નર્મદ તેને કેહ. ૬
પસ્તાવો જેને ના હોય, નીતીધર્મે નિશદિન[૪] જોય;
મોતસું મળવા જે તૈયાર, ધીરો નર્મદ સુખિયો ધાર. ૭
દાન દયાથી રાજી રેહ, ફરજ બજાવે નિત્યે તેહ;
અદેખાઈ જેને નહિં કાંઇ, સંસારે સુખિ નર્મદભાઇ. ૮
દગલબાજ દુનિયાંને જોઇ, મિથ્યા વાદ કરે નહિં કોઈ;
બ્રહ્મનું ચિંતન ભાવે કરે, સાચો સુખિયો નર્મદ ઠરે. ૯

---

## મિથ્યાગર્વ.

સદા જોબનિયૂં કોનૂં અહીં, રૂપરંગ નિત કોનાં અહીં;
કોનિ ચપળતા રોજે રહી, કોનિ મધુરતા રોજે રહી. ૧
ફુટડૂં થાયેછે કદરૂપ[૧], ગબરૂ ગાલે પડતા કૂપ[૨];
રૂપ રંગનાં શાં અભિમાન, ખરે ખિલેલાં[૩] સાચે માન. ૨
વસ્ત્રાભૂષણવાળી[૪] દેહ, તેને બાળી નાખે ચેહ[૫];
આરસિમાં જોયો મુખચંદ, તે ચાડૂ થાયે દુખકંદ[૬]. ૩

---

૧ ગુજારે. ૨ ઇંદ્રીઓને જીતનાર ૩ હરેક વાતનો રસ સમજી રાખવાની શક્તિ. ૪ રાત દાહાડો. ૧ બદસુરત. ૨ કુવા; ખાડા. ૩ ખીલેલાં ફુલ ખરી પડે છે. ૪ લુગડાં ઘરેણાં. ૫ ચિતા. ૬ દુખનું મૂળ.

મારા સરખો ડાહ્યો નહીં, મારા સરખો પંડિત નહીં,
એમ ગુમાન ધરીને ફરે, તે અંતે પસ્તાવો કરે. ૪
પૈસાદાર થવાના કોડ, હાર જીત રમવાની હોડ[7];
ઇછે વળી રાંડોની સ્હોડ, શાલજોડ ઘોડાની દોડ. ૫
પ્રથમથકી તે શેવટલગી, રહેશે એવૂં નક્કી નથી;
ફુલાસમાં ઊડાવે જેહ, અંતે હાથ ઘસીને રેહ. ૬
ભલા ભલા જગમાં છે ભાઈ, તેનીસાથે શી સરસાઈ;
શરમાઈ તૂં નીચૂં જોય, એમાં તારૂં માનજ હોય. ૭
ઝાડ જનાવર સુંદર વધૂ[8],તોએ ડોળ કરે ઘરવધૂ[9];
એ તેજી ઝાઝી ના રેહ, અધવચ મૂકી જાતીરેહ. ૮
સોનૂં જાતે માટી છેય, માન વળી ભણકારો છેય;
દેહ કાવલી[10]નલિકા છેય, નેહ[11]ખરતોતારો[12]છેય. ૯
હવેલિ મોટી જાયે પડી, કિલ્લાઓની ખરતી ખડી;
ફળો પાકતાં જાયે સડી, રાજા જોદ્ધા મરતા રડી. ૧૦
લૂલા પાયાપર શૂં રેહ, દુનિયામાં શૂં સ્થાયી[13] કેહ;
(માટે) ડોળ ઘાલવૂં છોડી દેય, દાખવ નર્મદ જેવૂં છેય. ૧૧

---

## ઇશ્વરશક્તિ.

(નિયમ.)

નિયમ જણાયે દુનિયામાંહ્ય,સૂર્ય ઉગે નહિપશ્ચિમ[1]ત્યાંહ;
ભરતિઓટતેનિમસર થાય,જલચર[2]તે ભૂપર મરિજાય. ૧

(પરસ્પર સંબંધ.)

ઉદ્ભિજ[3]ઊપર પ્રાણી રેહ, પ્રાણીપર ઉદ્ભીજો લેહ;
પ્રાણી પ્રાણીને સંબંધ, પંચ તત્વના એ બહુ બંધ[4]. ૨

---

૭ સરત. ૮ વધારે. ૯ ઘરની જુવાન વહુ.
૧૦ તકલદી; ઝટ ભાંગી જાય તેવી.–(નલિકા–નળી)
૧૧ સ્નેહ; પ્યાર. ૧૨ આકાશમાંથી તારો પડેછે–ખરી જાય છે તે.
૧૩ હંમેશનું; નિત્ય. ૧ જેને હાલ આપણે પશ્ચિમ કહિયેછ ત્યાંહ.
૨ દરિયાઈ જાનવર. ૩ ઝાડ છોડવા વગેરે.
૪ પૃથ્વિ, પાણી, તેજ, વાયુ ને આકાશ એ જે પાંચ તત્વો તેના અનેક સંબંધો.

( કંઈ નિત્ય નથી. )

સૂર્ય ઉગે તે પામે અસ્ત, ફિક્કૂ પડે જે થાયે મસ્ત;
ખિલ્યૂ ખરે ને જાયૂં મરે, ચહડ્યૂં પડે ને હસ્યૂં તે રડે. ૩

( મનુષ્યને બધે બધું અનુકુળ છે.)

ઉદ્‌ભિજ પ્રાણી અહિંના જેહ, બિજે દેશ ના ઉછરે તેહ,
માણસ સંધે ફરતો ફરે, બધી જગા તેને અનુસરે[૫]. ૪

( ઠેકાણે ઠેકાણે ચમત્કાર છે ને તે શીખામણ આપે છે )

ચમત્કાર દુનિયામાં ઘણા, વિચાર ના થાયે તેતણા;
અનેક લીલા અંતર બ્હાર, જે સમજાવે સારાસાર[૬]. ૫

( સંધું મનુષ્યને માટે છે )

કુદરતપર હૂં રોજે મ્હોઉં[૭], રૂડિ મતલબ તેમાં ખુબ જોઉં;
માણસમાટે સંધૂ હોય, એવૂં જ્ઞાનીજન સહુ જોય. ૬

( પૂજા અને સ્તવન )

એ કુદરતને પૂજૂં છઊં, અદબથકી હૂં ચાહૂં છઊં;
વિચાર કરતાં હારૂં છઊં, વખાણ કરતાં ભૂલૂં છઊં. ૭

( મુક્તિ. )

નર્મદ ભાગ્યશાલી હોય, કુદરતસામૂં નિત્યે જોય;
વિચાર કરતાં એનો મરે, વિલંબ[૮] શો મુક્તી[૯]ને ખરે[૧૦]! ૮

---

## પૈસાદારનો મોટો ભાગ સુખી નથી.

પૈસાથી છે સર્વે સૂખ, એ વીના છે સર્વે દૂખ;
એમ ઘણાજણ કહે છે ખરા, પણ તેમાં નથિ તેઓ ખરા. ૧
પૈસાવાળા દુઃખી રોજ, ઉપાધિનો માથે બહુ બોજ;
શરીર તો રોગે પીડાય, ચંતાએ પણ નીત તવાય. ૨
કુટુંબમાં નવ હોયે સંપ, પૈસાદારોને નહિં ઝંપ;
બનાવ નહિં બૈરીની સાથ, ભાંડૂમાં કજિયાની વાત. ૩

---

૫ માફક આવે. ૬ સાર ને અસાર. ૭ મોહ પામું; લોભાઊં ૮ વખત; ઢીલ; વાર. ૯ પાપ-કર્મથી મુકવું તે; ઇશ્વરનામાં મળી જવું તે. ૧૦ વારૂ.

પૈસાની તેજી છે બ્હાર, ઠાઠમાઠ તો અપરમપાર;
માનવંત કહેવાયે તેહ, વગો ધરાવે મોટા જેહ. ૪
બાગ બંગલા તો વણ ખોડ, ગાડીયોની દોડાદોડ;
કપડાંઓની ઊંચી જોડ, સાબૂએ ન્હાવાનાં કોડ. ૫
ઠાઠમાઠમાં માણે સૂખ, બાકી બહુ તેઓને દૂખ;
ઘરમાં કજિયે ઘૂવડ બને, બ્હાર હસે રંગી થઇ અને. ૬
બાદાંને સણગાર્યાથકી, સુખ તેને કંઇ થાતૂં નથી;
પૈસો સુખનૂં કારણ હોય, તારે તે શૂં કરવા રોય. ૭
નવ્વાણૂંના ધક્કાથકી, થાય બ્હાવરા પૂરા નકી;
લોહિ ઉછળતૂં રાખે રોજ, ચંતાથી ઊપાડે બોજ. ૮
ખોટી રીતે પેદા કરે, ભોગ કર્યા વણ પોતે મરે;
મરતી વેળા દુખ બહુ સહે, તે વેળા તે કોને કહે? ૯
સંતતિ જે કરતી ઉપભોગ, તે પણ ખોટા દીસે જોગ;
ખોટી રીતે વેરીદિયે, સંઘેથી તે અપજસ લિયે. ૧૦
જોઇ મ્હાલતા ચાકર બહૂ, બળ્યા બળ્યા થાયે તે સહૂ;
પણ તે કહોને ના કહેવાય, કહેતાં નીજ ફજેતી થાય. ૧૧

---

## પૈસાદારને ગરીબ જેવૂં સુખ નથી.

ખરૂં સૂખ તેઓને નહીં, ખરૂં સૂખ ગરિબોને સહી;
એક ઇછે બાહરનો ઠાઠ, એક ઇછે કુદરતનો ઘાટ. ૧
નિરધનને પૈસાનુંજ દૂખ, ધનિને બીજૂં સંઘૂ દૂખ;
ગરીબને શૂં ઓછૂં સૂખ, ધનિને શૂં છે વધતૂં સૂખ.? ૨
તાલેવનને છૂટ ન હોય, તાલેવનને ચંતા હોય;
તાલેવનને રોગો હોય, તાલેવનને પ્રીતિ ન હોય. ૩
ઇંદ્ર સ્વર્ગમાં માણે સૂખ, ભૂંડ ઉકરડે માણે સૂખ;
પ્હેલાજેવૂં નિરધનતણૂં, બીજાં જેવૂં ધનિયોતણૂં. ૪

---

## પૈસાદારનો મોટો ભાગ નીતિમાન નથી.

મદભરપૂર થઈને ફરે, કોનિ કંઈ દરકાર ન કરે;
બધી વાતમાં ડાહ્યા લહે, નીતીથી તે આઘા રહે. ૧
પરોપકારો પૈસે કરે, એવા સર્જ્જન થોડા ખરે;
ભણેલડાહ્યાજો ના હોય,(તોપણ)પૈસાથી ભભકામાં જોય. ૨
ખૂશામતિયાઓને દેય, પ્યારીના ધણિયોને દેય;
માન મળે તેસારૂ દેય, ખરા દુખી તેને ના દેય. ૩
પૈસે લોભ વધેછે બહૂ, પૈસે વ્યસની થાયે સહૂ;
કેફ અને કામિનિયો સંગ,રોજ રોજ તે રમતા રંગ. ૪
ઠાઠમાઠ કરવે તે શૂર, પતરાજી કરવે બ્હાદૂર;
ભણવાપર તેને નહિં ધ્યાન,દુનિયાંનાં શાં હોયે ભાન.? ૫
જુવાનિમાં તો ભણતા નહીં,ઘડપણમાં તે સમજે સહી;
ભાવીની શિક્ષાથી ડરે, પસ્તાઈ રીબાઈ મરે. ૬

---

## આશા.

(પદ.)

ધાર્યું ન થાયે થવાનૂં તે થાયે,
આશાયે ફોગટ જીવ ઠગાયે. ટેક.
જોગી જોષી સ્વરોદય [1] ગ્રહ જોયે,
તેમાંએ નક્કી નહીં કાંઈ હોયે. ધા૦ ૨
ભક્ત ને સાધૂની પડતીજ [2] વાચા,
તત્વવેત્તાના [3] સિદ્ધાંતો [4] ન સાચા. ધા૦ ૩
ચ્હડતી [5] તો ચ્હડતી ને પડતી તો પડતી,
ચ્હડતી ઉતરતી ઉતરતી ને ચ્હડતી. ધા૦ ૪

---

૧ નાકની વાટે જે શ્વાસ—નાડી ચાલેછે તે.—ડાબો છે કે જમણો છે કે સીધો છે એ જે જોવું તે (ભવિષ્ય જાણવાનેસારૂ). ઈંગલા, પિંગલા, સુષુમણા.
૨ નબળી; ખોટી પડતી. ૩ શાસ્ત્રીઓ; ફિલસુફો.
૪ વાદ—તકરારોથી નક્કી કરેલાં અનુમાનો—વિચારો.
૫ ચડતી દશા હોય તો ચડયાંજ કરે (પડેજ નહીં) અને પડતી દશા હોય તો વધારે પડતીજ થાય (ચડેજ નહીં.) અથવા ચડતી દશા પછી ઉત-

પડતીમાં આશાકળી સુખ દેછે,
ચ્હડતીમાં [૬] આશા તે લોભ બને છે. ધા૦ ૫
પડતીમાં આશાકળી સુખ દેછે,
ફળશે નક્કી તે એવું કોણ કહેછે? ધા૦ ૬
ફળતી[૭] જવલ્લે ઘણીવાર બળતી,
એવી ઠગારી પળેપળ મળતી. ધા૦ ૭
જારે ઠગારી થઈ તે જણાયે,
બેવડાં [૮] દુખથી જીવ મુઆએ. ધા૦ ૮
જોતાં કળી નરમદ સૂખ માણે,
ફળશે[૯] નક્કી એ જુઠી વાત જાણે. ધા૦ ૯

---

## ધીરજ.

(પદ.)

ધીરાં થઇને સેહેવૂં પડે તે,
એ ન પરાક્રમ જાણવૂં જેતે [૧]. ધીરાં૦ ૧
ધાએલ લાંબાં ચતાં પડી રેહેવૂં,
ટકટક જોવૂં મ્હોડે નવ કહેવૂં. ધીરાં૦ ૨
છાતીઉપર કો પગ મૂકી ભાંડો,
કો વળિ પાણીનૂં પૂછી ઊઠાડો. ધીરાં૦ ૩

---

રતીજ આવે અથવા ઉતરતી દશા પછી પાછી ચડતીજ આવે એમ કંઈ નિમ નથી. દશાનું ચક્કર નિયમસર ફરતું નથી પણ આડું અવળું ગમે તેમ ફરેછે.

૬ ચડતીમાં જે આશા તેનું નામ લોભ. **આશા** શબ્દ દુઃખીને દિલાસો દેવાને કહાડયો છે.

૭ આશારૂપી ફુલકળી કોઈવાર ફળેછે પણ ઘણીવારતો બળી જાયછે. એવી તે આશાકળી આપણને ઠગનારી છે.

૮ એકતો પ્રથમનું દુઃખ ને બીજું ઠગાયાનું-આશાભંગ થયાંનું દુઃખ

૯ આશાની કળી જોઇને નરમદ સુખ માનેછે ખરો પણ ઠગાતો નથી તે નક્કી જાણેછે કે આશા ભાગ્યેજ ફળે. આશા રાખી તેનું સુખ તો લેવું પણ એમ સમજીને કે તે પછી ફળો અથવા ન ફળો.

૧ જેવું તેવું. લડાઇ જીતવાની બાહાદુરી કરતાં દુખમાં ધીરજ રાખવી એ વધારે મોટી બાહાદુરી છે.

દુ:ખ થયે ન બબડવૂં રે ભાઈ,
હોય એવૂં કહી ભણવી ભલાઈ. ધીરાં૦ ૪
સૂખ થયે પાડ માનવો ભારે,
એમાં નવાઈ નહીં કોઈ ધારે. ધીરાં૦ ૫
દુ:ખથકી વળી જિવ જો રિબાયે,
ઊંચૂં જોવૂં કે વ્હેલૂં મોત થાયે. ધીરાં૦ ૬
ભવરણમાં નરમદસિંહ સિપાઈ,
જોયે ધીરજથી હસીને ભવાઈ. ધીરાં૦ ૭
(૨-૧)

---

## *દેશયોને સંકટમાં મદદ કરવા વિષે.

(સખી.)

ભુંડે ત્રંણ તાપે [૧], ભુંડે ત્રંણ તાપે
ભુંડે ત્રંણ તાપે, દેશીજન પિડાએ;
શ્રીમંત પંડિતોએ કરવી સહાએ. ૧
વળી આસમાની [૨], વળી સૂલતાની[૩],
વળી કાળીફાધી [૪] આફતો રિબાવે;
શ્રીમંત પંડિતોએ કરવી સહાએ. ૨

(ધોસો.)

થશે[૫] કયમ આપણૂં કાલે, ગરિબ કહે કર મૂકી ભાળે[૬],
દુખે દિલ દળદરને ભાલે, અરે ટકટક ભુડકસ [૭] ભાળે,

---

* સને ૧૮૬૩ ના વરસમાં એક પ્રસંગે કવિ દલપતરામ બુ૦ વ૦ સભામાં ઉપલા વિષય ઉપર ભાષણ કરવાના હતા; ને મ્હારે ખેતીવાડીમાં ભાષણ કરવું હતું. ત્યારે મેં પણ એ વિષય ઉપર કવિતા કરવા માંડી હતી પણ તે સમય ઉપર પૂરી ન લખાયાથી મેં એ વિષય બંધ રાખી બીજી કવિતા વાંચી હતી. બુ૦ વ૦ સભા મધ્યે એ વિષયમાં દલપતરામે દરજીની અરજી ને જમસેદજી જીજીભાઇનું મૃત્યુ એ બે વાંચ્યાં હતાં—કંઈ નવું વાંચ્યું નહોતું. અધુરી કવિતા મેં પછી બીજે ત્રીજે દાહાડે પુરી કરી હતી.

૧ આધિ, વ્યાધિ, ને ઉપાધિ. (નિત્યના.)

૨ દૈવી; કુદરતી, ૩ રાજાસંબંધી. ૪ ધરમગુરૂ સંબંધી.—એ ત્રણ, ઉપર લખેલા ત્રણ તાપમાં આવી જાય છે તોપણ, વિશેષ અસર કરે છે માટે જુદી લખી છે. ૫ એ ધોસામાં આધિનુ વર્ણન છે ૬ કપાળે. ૭ છોકરાં.

પેટ કયમ ભરયાવિના ચાલે, પડીએ લોભતણી જાળે,
પછી બહુ સપડાઇયે આળે, અરે જહાં જઇયે ત્હાં ખાળે,
હરી ના ટેકમાં પાળે, (એમ) વિચાર મન બહુ બાળેજી—
કંઈ જુઓ જુઓ. ૩

(સખી.)

ગરિબ[૮] જંનને ઘણા રોગ તે, ઘણીવાર બહુ સપડાવેજી;
ગરિબ જંનને દવા આપવા, વૈદ.ઉમંગે નવ આવેજી;
ઘણા જણાંઓ યોગ્ય વૈદવણ, ઘણો કાળ બહુ રીબાએજી;
ઘણાં જણાંઓ યોગ્ય દવાવણ, જોતાં જોતાં મરિ જાએજી;
શરીર નબળાં ખાનપાનવણ, ઉદ્યમ કરવે અળસાએજી;
શરીર નબળાં ઘણુંકરીને, મનબળને પણ વણસાડેજી— ૪

(સખી.)

બગડે[૯] બહુ સંસાર, બાળકપણમાં પરણે;
પરણે નવ કો નાર, ઊંચમાં વરને મરણે;
જાય ન જન પરદેશ, જાય નવ સુખને શરણે,
રાખિ ધર્મનો વેશ,થાય નવ એકજ વરણે[૧૦];
ભણે ન આળસુ રેહ,રાહુને સત લ્હે[૧૧] ધરણે,
સુધરેલો જે કેહ, તેહ ના સૂણે કરણે[૧૨]. ૫

(ધોળ.)

સખત [૧૩]બહુ દુકાળની લ્હાએ,મરે જન તનમનધનધાએ,
ઘણી બિજી મરકીની હાએ, હાણ બહુ તોફાની વાએ
અગનથી ગામ બળીજાએ, ખરાબી રેલથકી થાએ;
દુખી જન અહીં તહીં ધાએ,ન્હાંસતાં મથી બહુ સપડાએજી—
કંઇ જુઓ જુઓ. ૬

---

૮ એ સખીમાં **વ્યાધિનું** વર્ણન છે.
૯ એમાં દેશીજનને દુખ દેતા **ઉપાધિનું** વર્ણન છે.
૧૦ એકજ વરણના—કોમના; જાતિભેદ ન રાખે એવા.
૧૧ ધરણ સમે રાહુ દૈત નડે છે એમ અલંકારરૂપે નહીં પણ ખરેખરૂં સમજેછે. ૧૨ કાને.
૧૩ એમાં **આસમાની** આફતનું બયાન છે.

(સખી.)

જુલમી[૧૪] રાજા ઘણી રીતના, કરે મુફીને દુખ દેતાજી;
જુલમી રાજા સ્હેજ વાતમાં, રૈયતધન બહુ લુટિલેતાજી;
જુલમી રાજા પક્ષપાતથી, ન્યાય કરે બહુ બહુ એઠાજી[૧૪];
જુલમી રાજા ઇછે તેમ તે ચલવે ધારા જે ઠીઠાંજી. ૭

(સખી.)

પરધન[૧૫] પરત્રિય[૧૬] રોજ, લુટેછે હરતાંફરતાં,
માણે મોટી મોજ, વેશ સાધુનો ધરતાં;
જીવ્યાંમુવાનૂં[૧૭] ખાય, મદે જૂઠું આચરતાં,
કહે કંઈ કંઈ કરે, ડરે નહિં પાપો કરતાં. ૮

(લાવણી.)

સહુ[૧૮] સજન શેઠિયા લોક,ધરમ નિજ જાણી,
નિરધનને આપો દાન, કિરત પરમાણી. ટેક.
કરો મળી સહૂ ભંડોળ, અપંગો[૧૯] કાજે
જે સગાંવિનાંનાં હોય, કુલિન[૨૦] જે લાજે;
કરો અન્નવસ્ત્રતજવીજ, ખરી દિલદાજે
રેહવાને દો મૂકામ; જેને જયમ છાજે;
ધરિવિવેક અંતર જુઓ, દયા મન આણી-નિર૦સહુ૦નિ૦ ૧
કરો મુસાફરનેકાજ, ધર્મશાળાઓ
બહુ કુવા તળાવો વાવ, રુડાં બંધાવો;
કરો ઇસ્પિતાલ જહાં જઈ, પડે માંદાઓ
દઈ દવા મફ્ત ગુણકારિ, જખમ રૂઝાવો;
ઉદ્યમે લગાડો તરુણ[૨૧] ભાંડુઓ[૨૨] કાંણી-નિર૦સહુ૦નિ૦ ૨

---

૧૪ એમાં **સુલતાની** આફતનું બયાન છે.

૧૪ બીજાઓ ઈનસાફમાં જે જે ખામીયો રાખી ગયલા તે તે ખામીઓને મુખ્ય આધાર ઠેરવી ફેસલા કરવા તે એઠા ન્યાય-એઠું-છાંડેલું-બગડેલું ચુંથાયલું. ૧૫ એમાં **કાઝી-ધરમગુરૂના** જુલમનું બયાન છે.

૧૬ પારકી સ્ત્રી. ૧૭ ધરમગુરૂનો હક શુભ ને અશુભ બંને અવસરે ગણાય છે. ૧૮ એમાં પૈસાદારોએ શી શી મદદ કરવી તે વિષય છે.

૧૯ આંધળાં લુલાં વગેરે. ૨૦ ઊંચ કુળનાં પણ પડતીમાં આવેલાં.

૨૧ જુવાન માણસો. ૨૨ ભાંડુઓનીપેઠે; ભાંડુઓ જાણી.

કરો નિશાળ જેમાં ભણે છોકરા છોડી
ભાષણ સાંભળવાકાજ જાય સહુ દોડી;
વળિ કિતાબખાનાં મોટ નામથી[૨૩] જોડી,
કરો બનાવનારાકાજ પુંજી ના થોડી;
સમજુને સોપવું કામ વ્હેંચાએ લ્હાણી[૨૪]—નિર૦સહુ૦નિ૦ ૩
ઘણી રીતભાત ઘરતણી સુધારો જાતે,
પછી ધર્મસુધારો કરો વિચારો સાથે;
તજો વ્હેમ અનીતી જેહ દમે બહુ વાતે
પરબળની છોડી આશ કરો સહુ હાથે;
જન જોઈ શ્રેષ્ટનું[૨૫] કરે ઘણૂંજ વખાણી—નિર૦સહુ૦નિ૦ ૪
વળી રાજકાજમાં મંન, ઉલટથી ઘાલો
ઉપરીને કહેવા દૂખ, અરજ બહુ આલો;
રૈયતના માંગો હક્ક, દેશ સંભાળો
જુલમી ધારા બંધાય, પસરતા ખાળો[૨૬];
થઈ સુખી દેશને કરો, ખરી કવિ વાણી—નિર૦સહુ૦નિ૦ ૫

(લાવણી.)

પંડિત[૨૭] જન સહુ તન મન ખરચી, દુખિયા જિવને સાહ્ય કરો
નીતિમાન ઉદ્યોગી થાએ, તેવા શુભ ઉપાય કરો. ૧
આધિ કહાડવા ધીરજ આપો, રસ્તો સૂઝે તેમ કરો
હિંમત દઈને કામો સોંપો, કો દી ના તુછકાર કરો. ૨
વ્યાધિ જોઇને વૈદ સ્વરૂપે, દવા દેઈ આરામ કરો
દિલાજાનથી કરો ચાકરી, માંદાને ના દૂર કરો. ૩
ઉપાધિમાંથી[૨૮] બ્હાર કહાડવા, લાભાલાભનિં[૨૯] વાત કરો
કહો–'દીલથી હિંમત રાખો, સંપે સાહસ કામે કરો.' ૪

---

૨૩ તમારાં નામથી. ૨૪ ફંડતો મોટાં હોય પણ કારભારી સારા ન હોય તો તે ફંડનો ઉપયોગ સારો ને બ્હોળો થાય નહીં—લાહાણી બધે ઠેકાણે વેંહેંચાય નહીં. ૨૫ મોટાનું જોઇને સહુ કરે; ગરીબ પેહેલ કરે તે નિંદાય પણ પૈસાદાર પેહેલ કરે તે વખણાય. ૨૬ અટકાવો.

૨૭ એમાં પંડિતોએ શી રીતે મદદ કરવી તે વિષય છે.

૨૮ એ ઉપાધિ-પરદેશ જવું, પુનર્વિવાહ કરવો, જાતિભેદ તોડવો વગેરેમાં જે હરકતો આવી નડે છે તે. તે દુર કરવાને સંપ કરી સાહસથી બાહાર પડવું. ૨૯ આમાં ફાયદો છે ને આમાં ગેરફાયદો છે એવી;સારાસાર

'દૈવકોપમાં[૩૦] ધીરજ રાખી, ભાવે ભૂધરભક્તિજ[૩૧] કરો,'
'ઉપાય સુઝે તે ઝટ ઝડપી, તન મન ધન સંભાળ કરો.' ૫
'રાજકોપમાં પ્રથમ ખમો ને, પછિ ઘટતી ફરિયાદ કરો'
'જો ફાવો તો ઠીક નહીં તો, બિજે દેશ જઈ વાસ કરો.' ૬
'ગુરૂકોપને[૩૨] સામાદિકથી,[૩૩] મર્મ ઉઘાડિ થંડ કરો'
'છંદી ગર્ભગુરૂને[૩૪] છંડી, નીતિમાનને માન્ય કરો.' ૭
દુ:ખ ટાળવા દેશી જનનાં, સુંદર ભાષણ ગ્રંથ કરો;
કહે નર્મદો બને તેટલી, તનથી પણ મ્હેનત્ત કરો. ૮

(૩-૧)

---

## *શિકારી ને હરણીની વાત.

(ચોપાઈ.)

એક શિકારી જે રણમાંહ્ય, એક હરિણિની વાંસે ધાય;
તેણે તિર તાક્યૂં કસિ જેહ, સ્હોરિ ચાંદલો[૧] ઊડ્યૂં તેહ.
બચારિ હરણી ચમકી તહીં, જરા વાર તે ઊભી રહી;
એવે કુતરો દોડી ધરે, કુમળીને[૨] લઇ પાછો ફરે.
નાજુકાઈ ખુબસુરતી જોઈ, રહ્યો શિકારી ઝાઝો મોહિ;
પછી જીવતી રાખી તેહ[૩], 'દેશું ઘેર છૈયાંને' કેહ.

---

સમજાવે તેવી. ૩૦ આસમાની આફત. ૩૧ ઈશ્વર, ૩૨ વ્યસની ધરમગુરૂના જુલમને. ૩૩ સામ દામ ભેદ દંડ એ ઉપાયોથી. ૩૪ જેને જન્મથકી વંશપરંપરા ગુરૂપદ મળે છે (વિદ્યાનીતિ ઉપરથી નહીં) એવા.

* બુ૦ વ૦ સભામાં વાંચવાસારૂં એકાદો વિષય શોધતો હતો ને બે મહિના થયા તોપણ તે જડયો નોહોતો પણ એક દિવસ હું સાંઝ પોહોરનો ડુંગરપર ફરવા ગયો હતો ત્યાંહાં ઉપરના મેદાનમાં લીલીચાર જોઈને મને હરણનો વિચાર આવ્યો હતો. તારપછી ઉપલી વાત લખવી સુઝી. જર, જોરૂ, ને જમીન એમાંની એક અથવા એ બધી વાતથી દુ:ખી થયલા માણસને ધીરજ આપવાને અને મોટા શૂરવીર–મોટા ઉદ્યોગીનું કુદરતી બનાવ આગળ કંઈજ ચાલતું નથી એ તથા ઊંચ કુળના મોટા વીરપુરૂષો પડતી હાલતમાં પણ કેવા જોસ્સા ને નીતી રાખે છે તે બતાવવાને ઉપલી વાત છે.

(માર્ચ ૧૮૬૪) ડિસેમ્બર.) ૧ (હરણીના કપાળઉપરનો.)-

૨ હરણીને.—કુતરાઓ જીવતા શિકાર મ્હોંડાંમાં ધરે છે તેથી તે મરી જતા નથી; અલબત જરા ઘાએલ થાય ખરા.

૩ શિકારી—એમ કેહે છે કે ઘેર છોકરાં રમવાને આપશું.

શિકારિ ત્યાંથી પાછો વળ્યો, ગામ હતૂં પાસે ત્યાં ગયો;
પટેલકેરો વાડો જાંહ, કર્યો ઉતારો તેણે તાંહ
સુએ ઢોલિયે જારે રાત, બાંધે હરણી પાયાસાથ;
તિજે મળસકે બનિ આ વાત, નાઠી હરણી મારી લાત.
ઉઠયો જાગિ શીકારી શૂર, ઘોડે બેઠો જોસ્સે પૂર;
લઈ કૂતરા દોડયો ખૂબ, લાલ લાલ સહુનાં મુખરૂપ.
ગુસ્સો કે શૂં જાશે ટેક ધૂપ, ઉપર[૪] એ બીજૂં એક;
શ્રમ ઝાઝે તે થાકયા છેક, પડયા હાંફતા કુતરા નેક.
ધુજવા માંડયૂં ઘોડે જોઇ, ફિટ્ટું પડીગયું તેનૂં[૫] લોહિ;
પડી ઉતરી કહે નિશ્વાસ[૬], બેસી મરતા ઘોડાપાસ.

(સખી.

'ગઈ હાથમાંથી, ગઇ હાથમાંથી, ગઇ હાથમાંથી,'
'મૃગી પ્યારી મ્હારી'
'નથી ભારી બેઠો શિકારી હૂં હારી.'
'પડયા શ્વાન[૭] ઘોડા, પડયા શ્વાન ઘોડા, પડયા શ્યાન ઘોડા,'
'પડયો હૂં એ લાભ્ભો'
'ભુંડે ઘેર રાતે નહીં એકુ આંખો.'
'પ્હણે પ્હાડ સિંહો, પ્હણે પ્હાડ સિંહો, પ્હણે પ્હાડ સિંહો,'
'ગાજે[૮] એકસાથે'
'તપે ભૂરૂં ઊપેર આકાશ માથે.'
'દિસે દૂર ઝાડી, દિસે દૂર ઝાડી, દિસે દૂર ઝાડી,'
'જાણે કેમ થાકયો'
'મુઆં હાય આ સહુ મને દોષ લાગ્યો.'
'નથી પાણી અહાંતો, નથી પાણી અહાંતો, નથી પાણી અહાંતો,'
'નથી વાયુ વાતો'
'નથી નર્મદાજીવડો કેમ જાતો ?'

૪ આકાશમાં–સખત તડકો. ૫ શીકારીનું. ૬ ઘોડથી ઉતરી પડીને મરતા ઘોડાપાસે બેસીને નીસાસો કહ્યો–મુક્યો તે આ પરમાણે. ૭ કુતરા.
૮ પ્હાડની ગુફાઓમાં સહીં ચોકારે છે એટલે જાણે પાહાડ ને સહીં સાથે ગર્જના કરતા હોયની. જેમ કેટલાક દેવળમાં આપણા શબ્દની સાથે દેવળમાંથી ધ્વનિ શબ્દ પણ સંભળાય છે તેમ.

(ઘોસો.)

'જીવડો નથી કેમ જાતો, થાય છે દુઃખ ઘણૂં આતો'
'થઈગઈ ઉલટી સહુ વાતો,અરે ઝટ ઘેર જવૂં ચ્હાતો'
'ઉમંગે ગીતો બહુ ગાતો, પ્યારિને પ્રેમ ઘણો પાતો'
'ખવાડી તેને હૂં ખાતો, સ્હોડથી દૂર નહીં જાતો'
'રાતમાં ગઈ મારિ લાતો,સજ્યો[૯] હું બીજીવાર ત્હાંતો'
'દોડશે શૂં વધતૂં વા[૧૦] તો, તોય નર્મદ ધસું હાતો જી–શૂં કરૂં હવે.'

(સખી.)

'કરૂં હવે શૂં શૂરવીર પણ કુદરત આગળ નવ ચાલેજી'
'કરૂં હવે શૂં નસીબ રૂઠયૂં હિંમતમદિરા કુણ આલેજી'
'કરૂં હવે શૂં સુતો હતો કહાં લઈ સ્હોડમાં ગઈ કાલેજી'
'કરૂં હવે શૂં ગઈ પ્યારિ ને ગઈ મ્હેનતો બહુ સાલેજી'
'કરૂં હવે શૂં પ્રેમઘેલછા ગફ્લતહિણપત ખુણે[૧૧] ઘાલેજી'
'કરૂં હવે શૂં મર્દ નર્મદો દર્દગર્દ છૂં કુણ ઝાલેજી'—
'કરૂં હવે શૂં લુચ્ચિ આશ તૂં ખૂશ કરિ કાં પછિ બાળેજી'
'કરૂં હવે શૂં મથે જીવ પણ જુઠી[૧૨]દેહ આ બહુ ખાળેજી'
'કરૂં હવે શૂં વળૂં ઘેર તો કેવિ રીતથી જન ભાળેજી'
'કરૂં હવે શૂં મરૂં[૧૩] આજ તો ખપું કાયરો ત્રણ[૧૪] કાળેજી'
'કરૂં હવે શૂં ગઈ હશે કહાં પિઊ પાણિ કહાંસિઝું ઝાળેજી'
'કરૂં હવે શૂં સૂ તું નર્મદા હરીભરોંસો દુખ ટાળેજી'—

(ઘોસો.)

હરી દુખ ટાળે છે ભારી, શિકારી ઊંઘ લિયે સારી
સ્વપનમાં જમના તટ[૧૫] વારી,રૂડી ચંદનીની બલિહારી

---

૯ પાછળ દોડવા તૈયાર થયો.

૧૦ પવન શું વધારે દોડશે તેમ હું ઘોડે બેસી દોડયો.

૧૧ પ્યારની ગાંડાઇ અને ગફ્લતથી જે મને શરમ લાગીછ તેથી છુપું રહેવું પડે છે— કે એવો તે શું ઓલિયો હતો કે બરોબર તેને સાચવી શક્યો નહીં?!

૧૨ થાકેલું શરીર. ૧૩ આત્મઘાત કરૂં તો. ૧૪ હમણાં ને આવતા કાળમાં. આવતા કાળમાં પણ વર્તમાન ભૂત ને ભવિષ્ય એમ ત્રણ ભાગ થવાના માટે ત્રણ કાળ. હમણાં ને હવે પછી–હમેશ હું કાયર–હીચકારો ગણાઊં.

૧૫ કાંઠો ને વારી–પાણી. જમનાનદીનો કાંઠો અને પાણી જોય છે.

ઘટા કુંજોની સુખકારી, સાધુએ કર્યું કહેવૂં જારી
"ઉઠી ઊભો થા સંસારી, શૂર તૂં કાં જાયે હારી"
"ફૂળો ખા પી જળ પછિ ધારી, ઝાડિમાં જો હરણી પ્યારી"
"બિજો દીસે તેને મારી, લઇ લે નર્મદા ત્હારી ઓ—થા ઉભો ઉભો."

(સખી.)

"ઉભો થઈ જા શૂર ઊરમાં હિંમત રાખી"
"થા ઉદ્યમ[16] ચકચૂર નેનથી કરતો ઝાંખી"
"લગાડવો શો ડાઘ ટેકની વાણી ભાખી"
"જોઈ પૂાવતો લાગ માર તૂં તીરો તાકી"
"કરતા યશ[17] ઉદ્યોગ મરે તૂં હારી થાકી"
"ચિરંજીવો કહે લોક મુઓ કાયર તે બાકી"
"નામે[18] માણસ જેમ કર્મથી થા દુખ સાંખી"
"રણયશ લઈ વળ ક્ષેમ સુસ્તિને પટકી નાખી"
"નિર્ભય જોધ્ધો વીર થઈ કરિ છાતી પાકી"
"ફેંક દોડિ ઝટ તીર કમર[19] રથ ચાંપી હાંકી"
"પૂર્વ[20] શૌર્યની તૂજ પ્રશંસા લોકે આંકી"
"તેવિ રાખજે બૂજ કરિશ મા બુદ્ધી વાંકી"
"પાછું ફરંતાં થાય જીંદગાની રદ આખી"
"શરમે જીવડો જાય વેશ લેવો રે ખાખી[21]"
"મરણલગી કર યત્ન જઈશ મા વચમાં છાકી"
"સાવધ થઈ લે રત્ન થયો ગંડૂ જે પાખી"
"ઊઠ ઊઠ નરમદ્દ સુતો શૂં મ્હોડૂં ઢાંકી"
રાનતણી સરહદ્દ ઢૂંઢિ લે હરણી બાંકી"

---

૧૬ ઉદ્યમથી આંખે ગરમી ચડેલી એવી ચકચુર આંખે જોવાની ટેવ રાખતો એવો થા. ૧૭ જસ મળે તેવો ઉદ્યોગ કરતાં તું થાકી મરે તોપણ તું અમર છે. બાકી કાયર માણસ તો, જીવતો છતે મુએલો કેહેવાય છે.

૧૮ નામથી માણસ છે તેમ બહાદુરીના કામો કરીને માણસ છે એમ પ્રખ્યાત થા.

૧૯ ધોરો તો મરી ગયલો છે. બે પગ એ બે ઘોડા ને કંમરનુ ઠાઠું એ રથ.

૨૦ તારાં અગાઉના શૂરની તારીફ લોકે આંકેલી છે તેવો તું ભારબોજ રાખજે.

૨૧ કેટલાકને અતિશરમ લાગ્યાથી તેઓ બાવા થઇ જાય છે તેમ થાવું પડે-ખાખીનો વેશ લેવાની જરૂર પડે.

(લાવણી.)

સુણી સ્વપ્નના છેલ્લા બોલો, ઝબકી જાગ્યો શીકારી;
ઉઠી ઉભો તે થયો ઝટ્ટ ને લિધી હાથ ચાબુક સારી. ૧
લિધાં તીર ને ભાથો તેણે પૂનમ ચંદ્ર ઉદય જારે;
દિશા ઝાડિની[૨૨] જોઈ લઈને માંડયું ચાલવા તેવારે. ૨
ભૂખ તરસ થાક ન કંઈ દીસે જોમ ઘણો તેને અંગે;
શરૂરાતની[૨૩] શોભા રૂડી પૃથ્વી નભ[૨૪] શોભે રંગે. ૩
વિચારમાં તે ચાલ્યો આડો ગાઉ એક ચાલ્યો હોશે;
જુએ પછી ત્હાં સુંદર વાડી ફૂળ ફુલ ઝૂમે જહાં હોંસે[૨૫]. ૪
મનગમતાં ફળ તોડી ખાધાં કુંડતણૂં પાણી પીધૂં;
સ્વપ્નવાત પડિ ખરી જોઇને ઈશ્વરનું સમરણ કીધૂં. ૫
પછી નીકળી બ્હાર વાડિની જમણો તે જાવા લાગ્યો;
ઘણૂ ચાલતાં દશેક વાગે ઝાડિપાસ આવી પ્હોંચ્યો. ૬
જુએછ તો ત્હાં એક શિકારી ઘોડીપર તે અસવારે;
પાસ કૂતરા રમ્યાં કરે ને વિચારમાં પોતે ભારે. ૭
એક બિજાએ જુહાર કીધા વાતચીત કરવામાંડી;
જણાયું કે હરણી પાસે છે ઝાડીમાં ચંદાવાળી. ૮
એક કહે જે 'શિકાર મ્હારો' બીજો કહે 'મ્હારો તે રે';
તાકિ તીર બંને મારે પણ શિકાર હાથ ન આવે રે. ૯
શિકારિ બોલ્યો પછી આપણો 'હરણી તો નક્કી મ્હારી';
'ઘ્હોરાઈ છે મૂજ તીરથી થાશે તે કહાંથી ત્હારી?' ૧૦
એમ બોલતાં બિજો શિકારી ચ્હીડીને ઠોકે ધરણી[૨૬];
બોલ્યો 'ચાબુકબાજી રમિએ જે જીતે તેની હરણી. ૧૧
એ રીતે સામાંએ[૨૭] માંગ્યૂં શૂરો[૨૮] તે કયમ ના પાડે;
પછી સડાસડ ચાબુક ચાલે પોતે પણ બૂમો પાડે. ૧૨
ઘણીવાર તે બાજી[૨૯] ચાલી લોહિયાળા બંને દીસે;
કુતરાઓને મના કરીતી ભરાય નહિં તેઓ રીસે. ૧૩

---

૨૨ આગળ જે કહી હતી તે. ૨૩ શરૂ થતી. ૨૪ આકાશ.
૨૫ ફળ ફુલ હોંસે ઝુમતાં. ૨૬ ધરતી. ૨૭ ઘોડીવાળા શીકારીયે.
૨૮ આપણો શીકારી. ૨૯ ચાબુકબાજી.

એમ કરંતાં બિજો શિકારી તંમરથી નીચે આવ્યો;
પડયો ચતો તે શ્વાસ મૂકતો બાજીમાં તે ના ફાવ્યો. ૧૪
એસિ ઘોડિયે જાય આપણો શીકારી ઝાડીમાંહે;
અર્ધ કોશ ચાલ્યા પછિ દીઠી ચંદાવાળીને[30] તાંહે. ૧૫
તીર તાકિ આબાદાજ મારયું હરણી પગમાં પેઠૂં તે;
મૃગી દોડતી પડીગઈ ને શિકારિ આવી પોંચ્યો તે. ૧૬
એ રીતે હરણી પોતાની શિકારિયે પાછી લીધી;
ચાંદરણાંમાં રમતાં રમતાં અઘોર વનમાં ખુબ કીધી. ૧૭
હરણીને લઈ બાંધિ ઝાડસૂં મક્કમ કે તે ના જાએ;
ઘોડિ બાંધિને સુઈ રહ્યો કહિ, જશૂં ઘેર વ્હાણેવાએં. ૧૮
વ્હાણૂં વાતાં ઉઠયો શિકારી હરણીને પ્હેલી છોડી;
ઘોડીપર નાખી બાંધીને પોતે દોરંતો ઘોડી. ૧૯
મળ્યા વાટમાં કણબીઓ બે જતા હતા ખેતર કામે;
મજૂરિ પઠી તેને ઝાઝી મૃગિ ઉપડાવી તે ઠામે. ૨૦
પોતે પાછો સવાર થઇને સંઘાસાથે જાએ તે;
થોડિવારમાં પટેલને ત્હાં જઈ ઉતારો લેછે તે. ૨૧
કરી શિરામણ[31] પાછો ઊઠયો માણસ બહુ સાથે રાખી;
મુઆં જનાવર તેનેઅરથે ઘણી ઘણી તજવિજ ભાખી. ૨૨
કરી કરાવી ખોળ ઝાઝિ ને મુઓ શિકારી જે તેની;
સગાંને સોંપ્યું સબ જસવંતૂં વાત કહી સાચી એની. ૨૩
કામ આટપી રાન–ગામતું ઘેર ગયો તે ઉલ્હાસે;
જઈ હરણ છૈયાંને સોંપ્યૂં વાત[32] વધારી કહિ હાંસે. ૨૪
હરણીકેરી વાત કહી પણ પ્યારી પૃથ્વીપર લેવી;
ચાર ઉપાય[33] લગાડી કામે ગુમાવિ પાછી લઈ લેવી. ૨૫
નહીં હારવી હિંમત કો દી ફરી ફરી મેહેનત કરવી;
રામનામનૂં સમરણ કરિને એ શિક્ષા મોટી ધરવી. ૨૬

(૧–૨)

૩૦ (હરણી.) ૩૧ રાતનું રાખેલું ટહાડું ખાવું તે; સવારમાં થોડું ઘણું ખાઇ લેવું તે; નાસતો. ૩૨ માણસનો સ્વભાવ છે કે સંકટ ગયા પછી પોતાની ગઇ ગુજરી ધાસ્તીનું વધારી વધારીને બીજાની આગળ વરણન કરવું.
૩૩ સામ, દામ, ભેદ ને દંડ.–એ ચારમાંથી ગમે તે ને ગમે તેટલા.

# *હિંદુઓની પડતી.

* હિંદુઓની હાલની પડતી હાલત—તે કેમ થઇ—અને તેઓની પાછી ચઢતી કેમ થાય એવિષે મારે ગ્રંથ રચવાનો વિચાર હતો પણ મોટો ગ્રંથ રચવામાં નિરાંત તથા એકચિત્તવૃત્તિ જોઇયે તે અત્રે મુંબઇમાં ન મળવાથી અને વળી લોકની તરફથી ઊત્તેજન પણ નહીં તેથી એ ગ્રંથને લંબાવવાની વાત છોડી દઇ માત્ર હિંદુઓની હાલની પડતી હાલતસંબંધી લખવાનો વિચાર રાખી મેં મારી ફુરસદે છુટક છુટક કંઈ કંઈ લખ્યું છે અને એ ખોવાઈ ન જાય માટે આ છપાવ્યું છે.

મારો અસલથીજ વિચાર કે એક મોટો ગ્રંથ કરવો અને બને તો જેને અંગ્રેજીમાં 'એપિક' કેહે છે તેવો કરવો. પણ 'એપિક' લખવામાં નિરાંત, એક ચિત્તવૃત્તિ તથા ઉલ્હાસની સાથે આ દેશના ઇતિહાસમાંથી લિધેલી એક સુરસ વાતમાંનો યોગ્ય નાયક જોઈયે અને પછી એ લાંબો વિષય આડકથાઓથી સણગારીને એકજ વૃત્તમાં લખવો જોઇયે.

રામાયણ, મહાભારત, ભાગવત સિવાયે અને કેટલાએક રજપુતોની વાતો સિવાયે આપણામાં એવું બીજું કંઇ નથી કે જેમાંથી લંબાવવા જેવું સારૂં પ્રકરણ મળી આવે. તેમ, હાલનાં લોકોને રામાયણ મહાભારત ભાગવત જેવા ધર્મસંબંધી પુસ્તકોમાંથી લિધેલી વાત ઘણી ખરી જાણીતી તેથી પસંદ ના પડે અને કેટલાએક એમ પણ કેહે કે સારો પાયો હોય તો સહુ ઈમારત ચણે તેમાં વધારે શું? વળી, એવી રીતના ઘણા ગ્રંથો, સંસ્કૃત પ્રાકૃત ભાષાઓમાં છે—એ બધાં કારણો ઉપરથી મેં ધાર્યું કે કોઈમાંથી કંઈ ન લેતાં એક કલ્પિત નાયક રાખી કામ ચલાવવું.

મોટા ગ્રંથ કરવાના વિચારમાં મેં ચાર પાંચ વિષયો શોધી કાઢયા છે અને ખરેખર તે એવા છે કે મારાથી અથવા કોઈનાથી પણ જો તે લખાય તો તે ઘણા સરસ બની લોકોપયોગી થઇ પડે. હાલમાં કંઈ તે મારાથી લખાય તેમ નથી માટે જેનાથી લખાય તેણે બેલાશક લખવાઃ—

એક સુધારાદિત્ય નામના, હિંદુસ્તાનનો રાજા કલ્પવો અને પછી નીચે પ્રમાણે પ્રકરણો બાંધી તે ઉપર લખવું:

૧ મંગળાચરણ વીરરસમાં (મેં લખ્યું છે.—'બાહ્યાંતરે ઘાટ વિચિત્ર ચિત્ર' ની ચાર કડી તો છાપી છે ને પાંચમીની ઉપલી બે આ રીતની કરી રાખી છે: 'સુધાર આદિત્ય પરાક્રમીનૂં, ચરિત્ર વર્ણું રસવાળું ભીનૂં.)—૨ હિંદુસ્તાન તથા તેની પૂર્વ સ્થિતિ (મેં કઇએક લખ્યું છે—'હિંદુસ્તાન જેવું બીજું કોણ' એ મથાળાં નીચેની ચોપાઇયો.) ૩ ત્યાંહાં સુધારાદિત્ય નામે રાજા. ૪ સુધારાદિત્યનું રૂડું રાજ. ૫ વેહેમજવનનો ઉદય. ૬ વેહેમજવનનું જોર. ૭ સુધારાદિત્ય અને વેહેમજવનની લડાઈ. ૮ સુધારાદિત્યની જીત. ૯ પછી વેહેમજવનની જીત. ૧૦ વહેમજવનનું રાજ અને તેનો જુલમ. ૧૧ તેથી દેશની નઠારી હાલત. ૧૨ સુધારાદિત્યનું યુરોપખંડમાં નાસી જવું—વસવું—પ્રસિદ્ધ થવું. ૧૩ તાંહાંથી પાછું આ દેશમાં આવવું. ૧૪ હાલ તે કેવી સ્થિતિમાં છે. ૧૫ હાલમાં સુધારાદિત્ય અને વેહેમજવન વચ્ચે ચાલેલી લડાઇ. ૧૬ ભવિષ્ય.—મોટી લડાઇ—સુધારાની હાર. ૧૭ વેહેમજવનનું જોરથી લડવું પણ આખરે સુધારાની જીત. ૧૮ દેશની સારી સ્થિતિ. ૧૯ હે ઇશ્વર એ દાહાડો ક્યારે આવશે?

બિજો વિષય એવો કે કોઈ જીવરાજ નામનો રજપુત રાજા કલ્પવો અને પછી તેની પાસે છ મોટાં સાહસિક કામ કરાવવાં.–એ પરાક્રમો ઉપરથી કોઇ કીર્તિબા નામની કન્યા તેની સાથે પરણશે. એ એક ભાગ. પરણ્યા પછી રાજા થોડી મુદ્દત લગી તો રાજકાજમાં ગફલત નહીં કરે, પણ પછી અફીણ નાચ રંગમાં અને બઇરાંઓમાં મચ્યો રેહેશે–રાજકારભારમાં સુસ્ત કરશે–રાજ્યની પડતી આવશે. વેહેમ કુસંપનું જોર વધી જવાથી રાજારાણીને રાજ મુકી નાશી જવું પડશે અને પછી તે બે ઈંગ્લંડ સરખા દેશમાં જઈ વસશે. એ બીજો ભાગ. તાંહાં તેનું કેટલેક દાહાડે દેશાભિમાન પાછું જાગશે અને તાંહાંથી પછી નવી નવી સુધરેલી તજવીજોથી હિંદુસ્તાન તરફ પાછો આવી પોતાનું ખોયલું રાજ્ય મેળવી કીર્તિબાસાથે સુખેથી ધર્મરાજ કરશે. (અર્થાત્ પ્રથમ આપણોજ પણ હાલ પશ્ચિમનો કેહેવાતો સુધારો પાછો આ દેશમાં દાખલ થશે) એ ત્રીજો ભાગ. આગળ રજપુત રાજા કેવા હતા, હમણાં કેવા છે અને શા શા ઉપાયોથી તે પાછા ઠેકાણે આવે અથવા હિંદુઓ કેવા હતા, કેવા છે ને કેમ સારા થાય અથવા કોઈ પણ માણસ પ્રથમ સારો હોય, પછી બગડી જાય તો તે પાછો ઠેકાણે કેમ આવે–એમ ત્રણ મતલબને, જીવરાજનો વિષય લાગુ પડે તેવો છે.

એ વિષય આરંભીને જીવરાજની મૂળપીઠિકા લખી છાપી છે ને તેની પાસે કરાવવાનાં જે છ સાહસ–(ધર્મ સંબંધી, નીતિસંબંધી, વિદ્યાસંબંધી, ઘરસંસારસંબંધી, પ્રીતિસંબંધી અને રાજ્યસંબંધી) તેમાંનું ધર્મસંબંધી સાહસ મેં ગીતિ તથા અનુષ્ટુપ વૃત્તમાં લખ્યું હતું પણ નજરમાં ન આવેથી રદ્દ કરી ફાડી નાંખ્યું છે.

બીજા વિષયો, જે લખવા ધાર્યા છે તે આ છે:

૧. હિંદુસ્તાનનાં ભૂત વર્તમાન અને ભવિષ્ય વિષે.

૨. કોઇ રજપુત રાજાનું વર્ણન.

૩. મનુષ્ય અને સંસાર.

૪. સઘલા દેશના અને વિશેષે કરીને આ દેશના નામાંકિત સ્વદેશાભિમાની પુરુષોનું વર્ણન.

૫. 'ઈલિયડ અવ હોમર'નું ગુજરાતી ભાષાંતર.

૬. રામાયણમાંથી કોઈ વિષય.

૭. મહાભારતમાંથી કોઈ વિષય.

૮. ભાગવતમાંથી કોઈ વિષય.

'એપિક' કવિતામાં વીર કરુણા ને શૃંગાર એ ત્રણ રસનું પ્રાધાન્ય જોઈય–વીરનું તો પ્રથમજ અને વળી ઘણુંએક.

'એપિક' માં અનુકુળ આવતાં વૃત્તો મારી નજરમાં આવ્યાં છે તે આ: દોહરા, ચોપાઇ, રોલા એ માત્રાવૃત્ત; ગીતિ એ માત્રાગણવૃત્ત; ઇંદ્રવજ્રા, ભુજંગપ્રયાત, મોતિદામ એ અક્ષરવૃત્ત. માત્રાવૃત્તમાં જેવા અનુપ્રાસ સધતા આ-

(રોલાવૃત્ત.)

## સરસ્વતીની આરાધના.

સરસ્વતી વરદાઈ, આઈ હૂં આવ્યો પાસે;
ભુંડો[1] પડયો છૂં માત, વાત હૂંથી કયમ થાશે?
બાળક ભરઉલ્હાસ, આશ રાખી છૂં આવ્યો,
વિવેકનૂં નથિ ભાન, માન પૂજન નથિ લાવ્યો.
તવ[2] પ્રસાદે થયાં, રૂડાં રામાયણ[3] ભારત;
તેવૂં કરવે કાંઇ, આંહિ હૂં છૂં બહુ આરત[4].
ઐં[5] બીજથી સાધ્ય, આદ્યશક્તી વાગીશા[6];
પડે પાસ તવ પાય, થાય પ્હાણા[7] પણ લીસા.
નજર મીઠિ તવ જોઉં, સ્હોંઉ હૂં રણમાં શૂરો;
કૃપા પ્રસાદી પાઉં[8], થાઉં હૂં પંડિત પૂરો.
(આ) જીભ[9] કહાડું છૂં બ્હાર, સાર મંતરનો લેવા;
ખડ્ગ ખમાશે કેમ, અરે ભૂલૂં છૂં સેવા!

---

છે માટે એ ભલામણો પણ અમલમાં લાવવાનો વિચાર છે.—પણ દલગીર છીઉં કે ગ્રંથો લખવાને લોકની તરફથી મદદ જોઇયે તે મળતી નથી એટલે મનની હોંસ પુરી પડી શકતી નથી.

હિંદુઓની પડતીનો મેં ગયા અક્ટોબરમાં પ્રારંભ કર્યો હતો પણ વચમાં મારા પિતાના મંદવાડ–મોતથી મારે ચાર પાંચ વાર સુરત જઈ રેહેવું પડયું તેથી અને તાંહાથી આવ્યા પછી કોશનું કામ કરવું પડયું તેથી વચગાળે વચગાળે તુટક તુટક કંઈ કંઈ લખ્યું છે ને એ લખતાં જે વખત ગયો છે તે બે મહિનાથી વધારે નહીં હોય. (આગસ્ટ. ૧૮૬૪.)

૧ શરમથી ફીકો. ૨ તારે પ્રસાદે.

૩ (જે વારે આ ગ્રંથ પ્રારંભ્યો તેવારે મારે 'એપિક' લખવાનો વિચાર હતો પણ પછી ગમે તેમ થઇ ગયું છે.)

૪ આતુર; ગરજાઉ.

૫ ઐં, હ્રીં ને ક્લીં એ બીજમંત્ર કેહેવાય છે, તેમાં ઐંથી સરસ્વતિ, હ્રીંથી લક્ષ્મી અને ક્લીંથી કામદેવ સંધાય છે. ૬ વાણી આપનારી દેવી.

૭ પથરાઓ તારા પગ પાસે–તારે પગે પડે તો તેઓ પણ લીસા થઇ જાય–મંદમતિ તે તિવ્રમતિ થઇ જાય. ૮ પામું.

૯ એવું કેહેવાય છે કે ગુરૂઓ, મૂરખ–જડભરતની જીભો ઉપર ખડ્ગેવતી 'સરસ્વતિ પ્રસન્નોસ્તુ' એવું કંઇ લખે છે તેથી પછી એ મોટા વિદ્વાન બને છે તે પ્રમાણે–જીભ આપું છું. પરંતુ હિંમત ચાલતી નથી, પણ એ ભુલ્યો ભુલ્યો મા; આ લે.

બિજો વિષય એવો કે કોઈ જીવરાજ નામનો રજપુત રાજા કલ્પવો અને પછી તેની પાસે છ મોટાં સાહસિક કામ કરાવવાં.—એ પરાક્રમો ઉપરથી કોઇ કીર્તિબા નામની કન્યા તેની સાથે પરણશે. એ એક ભાગ. પરણ્યા પછી રાજા થોડી મુદત લગી તો રાજકાજમાં ગફલત નહીં કરે, પણ પછી અફીણ નાચ રંગમાં અને બઇરાંઓમાં મચ્યો રેહેશે—રાજકારભારમાં સુસ્ત કરશે—રાજ્યની પડતી આવશે. વેહેમ કુસંપનું જોર વધી જવાથી રાજારાણીને રાજ મુકી નાશી જવું પડશે અને પછી તે બે ઈંગ્લંડ સરખા દેશમાં જઈ વસશે. એ બીજો ભાગ. તાંહાં તેનું કેટલેક દાહાડે દેશાભિમાન પાછું જાગશે અને તાંહાંથી પછી નવી નવી સુધરેલી તજવીજોથી હિંદુસ્તાન તરફ પાછો આવી પોતાનું ખોયલું રાજ્ય મેળવી કીર્તિબાસાથે સુખેથી ધર્મરાજ કરશે. (અર્થાત્ પ્રથમ આપણોજ પણ હાલ પશ્ચિમનો કેહેવાતો સુધારો પાછો આ દેશમાં દાખલ થશે) એ ત્રીજો ભાગ. આગળ રજપુત રાજા કેવા હતા, હમણાં કેવા છે અને શા શા ઉપાયોથી તે પાછા ઠેકાણે આવે અથવા હિંદુઓ કેવા હતા, કેવા છે ને કેમ સારા થાય અથવા કોઈ પણ માણસ પ્રથમ સારો હોય, પછી બગડી જાય તો તે પાછો ઠેકાણે કેમ આવે—એમ ત્રણ મતલબને, જીવરાજનો વિષય લાગુ પડે તેવો છે.

એ વિષય આરંભીને જીવરાજની મૂળપીઠિકા લખી છાપી છે ને તેની પાસે કરાવવાનાં જે છ સાહસ—(ધર્મ સંબંધી, નીતિસંબંધી, વિદ્યાસંબંધી, ઘરસંસારસંબંધી, પ્રીતિસંબંધી અને રાજ્યસંબંધી) તેમાંનું ધર્મસંબંધી સાહસ મેં ગીતિ તથા અનુષ્ટુપ વૃત્તમાં લખ્યું હતું પણ નજરમાં ન આવેથી રદ કરી ફાડી નાંખ્યું છે.

બીજા વિષયો, જે લખવા ધાર્યા છે તે આ છે:

૧. હિંદુસ્તાનનાં ભૂત વર્તમાન અને ભવિષ્ય વિષે.
૨. કોઇ રજપુત રાજાનું વર્ણન.
૩. મનુષ્ય અને સંસાર.
૪. સઘળા દેશના અને વિશેષે કરીને આ દેશના નામાંકિત સ્વદેશાભિમાની પુરૂષોનું વર્ણન.
૫. 'ઈલિયડ અવ હોમર'નું ગુજરાતી ભાષાંતર.
૬. રામાયણમાંથી કોઈ વિષય.
૭. મહાભારતમાંથી કોઈ વિષય.
૮. ભાગવતમાંથી કોઈ વિષય.

'એપિક' કવિતામાં વીર કરુણા ને શૃંગાર એ ત્રણ રસનું પ્રાધાન્ય જોઈયે—વીરનું તો પ્રથમજ અને વળી ઘણુંએક.

'એપિક'માં અનુકૂળ આવતાં વૃત્તો મારી નજરમાં આવ્યાં છે તે આ: દોહરા, ચોપાઇ, રોલા એ માત્રાવૃત્ત; ગીતિ એ માત્રાગણવૃત્ત; ઇંદ્રવજ્રા, ભુજંગપ્રયાત, મોતિદામ એ અક્ષરવૃત્ત. માત્રાવૃત્તમાં છેલ્લા અનુપ્રાસ મળતા આવવા જોઇયે ને અક્ષરવૃત્તમાં આવે તો સારૂં ને ન આવે તો કંઇ ચિંતા નહીં.

એલફિન્સ્ટન કાલેજના માજી પ્રિન્સિપાલ ડાક્ટર હારકનેસે, (જારે મને સને ૧૮૬૨ ની ૨૪મી જુનની રાતે સાડે નવ વાગતે ગવરનરને બંગલે મળ્યા તારે) અંગ્રેજીમાં મિલટન કવીનો 'કોમસ' કરીને એક નાહનો ગ્રંથ છે તેનું કંઈ ગુજરાતીમાં કરવાની અને આસેસર મિ. ફાકનરે, અંગ્રેજીમાં બૈરન કવિનો 'ડાનજુઅન' કરીને મોટો ગ્રંથ છે તેનું કંઈ ગુજરાતીમાં કરવાની ભલામણ કરી

(રોલાવૃત્ત.)

## સરસ્વતીની આરાધના.

સરસ્વતી વરદાઈ, આઈ હૂં આવ્યો પાસે;
ભુઠો[૧] પડયો છૂં માત, વાત હૂંથી કયમ થાશે?
બાળક ભરઉલ્હાસ, આશ રાખી છૂં આવ્યો,
વિવેકનૂં નથિ ભાન, માન પૂજન નથિ લાવ્યો.
તવ[૨] પ્રસાદે થયાં, રૂડાં રામાયણ[૩] ભારત;
તેવૂં કરવે કાંઇ, આંહિ હૂં છૂં બહુ આરત[૪].
ઐં[૫] બીજથી સાધ્ય, આદ્યશક્તી વાગીશા[૬];
પડે પાસ તવ પાય, થાય પ્હાણા[૭] પણ લીસા.
નજર મીઠિ તવ જોઉં, સ્હોંઉ હૂં રણમાં શૂરો;
કૃપા પ્રસાદી પાઉં[૮], થાઉં હૂં પંડિત પૂરો.
(આ) જીભ[૯] કહાડું છૂં બ્હાર, સાર મંતરનો લેવા;
ખડ્ગ ખમાશે કેમ, અરે ભૂલૂં છૂં સેવા!

---

છે માટે એ ભલામણો પણ અમલમાં લાવવાનો વિચાર છે.—પણ દલગીર છઊં કે ગ્રંથો લખવાને લોકની તરફથી મદદ જોઇયે તે મળતી નથી એટલે મનની હોંસ પુરી પડી શકતી નથી.

હિંદુઓની પડતીનો મેં ગયા અક્ટોબરમાં પ્રારંભ કર્યો હતો પણ વચમાં મારા પિતાના મંદવાડ-મોતથી મારે ચાર પાંચ વાર સુરત જઈ રેહેવું પડયું તેથી અને તાંહાથી આવ્યા પછી કોશનું કામ કરવું પડયું તેથી વચગાળે વચગાળે તુટક તુટક કંઈ કંઈ લખ્યું છે ને એ લખતાં જે વખત ગયો છે તે બે મહિનાથી વધારે નહીં હોય. (આગસ્ટ. ૧૮૬૪.)

૧ શરમથી ફીકો. ૨ તારે પ્રસાદે.

૩ (જે વારે આ ગ્રંથ પ્રારંભ્યો તેવારે મારે 'એપિક' લખવાનો વિચાર હતો પણ પછી ગમે તેમ થઇ ગયું છે.)

૪ આતુર; ગરજાઊ.

૫ ઐં, હ્રીં ને ક્લીં એ બીજમંત્ર કેહેવાય છે, તેમાં ઐંથી સરસ્વતિ, હ્રીંથી લક્ષ્મી અને ક્લીંથી કામદેવ સંધાય છે. ૬ વાણી આપનારી દેવી.

૭ પથરાઓ તારા પગ પાસે-તારે પગે પડે તો તેઓ પણ લીસા થઇ જાય-મંદમતિ તે તિવ્રમતિ થઇ જાય. ૮ પામું.

૯ એવું કેહેવાય છે કે ગુરૂઓ, મૂરખ-જડભરતની જીભો ઉપર ખડ્ગવતી 'સરસ્વતિ પ્રસન્નોસ્તુ' એવું કંઇ લખે છે તેથી પછી એ મોટા વિદ્વાન બને છે તે પ્રમાણે-જીભ આપું છું. પરંતુ હિંમત ચાલતી નથી, પણ ઓ ભુલ્યો ભુલ્યો મા; આ લે.

હાથ મસ્તકે થાપ, જાપ તારો જપું ખોજે[૧૦];
દોષ માવડી કાપ, આપ વર જાચૂં રોજે.
વિચાર તારા આલ, ચાલ તારાં વાહનની[૧૧];
નર્મદપર કર વ્હાલ, તાલ આવે ગાયનની.

**પ્રવેશક.**

હિંદુદેશના હાલ, થયા છે ભૂંડા આજે;
સત્તા મોટી ખોઈ, નીચું તે જોએ લાજે.
ઉડાવતો જે બ્હાર, થયો છે તે લાચારે;
ખાને જે આબાદ, ખરાબીમાં તે ભારે.
બ્રાહ્મણ પંડિત જેહ, ખપેછે મૂરખમાં તે;
ક્ષત્રી શૂરા જેહ, ખપેછે કાયરમાં તે.
વળી ઘણા નહિં એહ[૧૨],રહી છે થોડી જાતો;
વૈશ્ય થયા નિર્વંશ, હશે સંકર[૧૩] કો ન્યાતો.
શૂદ્ર થયા છે વૈશ્ય, કમાઇને વેપારે;
પણ વિદ્યાવણ મૂઢ, દુઃખિ છે ગુરુને મારે.
રહ્યા એમ બે વર્ગ, શૂદ્ર ને બ્રાહ્મણકેરા;
મૂરખ બંને તોય, રેહ જયમ ગુરુ ને ચેલા.
રહ્યા એમ બે વર્ગ, તેહમાં પણ થઇ ન્યાતો;
પ્રાંત કર્મ અભિમાન, મૂર્ખતા કારણમાં[૧૪] તો.
પરસ્પરે[૧૫] નહિં સંપ, અદેખા મદથી પૂરા;
ઊંચ નીચના ભેદ, પાળવે રહે તે શૂરા.
વિપ્ર આળસૂ રેહ, ખાઇને ખોરૂં કરતા;
જન્મથિ પામી માન, નથી કોથી તે ડરતા.
ભાવિક ભોળા લોક, મૂર્ખ તે માને સાચૂં;
જે જે વિપ્રો કેહ, કામ જેનૂં નહિં કાચૂં.

---

૧૦ શોધથી; ખંતથી. ૧૧ વિચાર તારા અને કવિની ચાલ–છટા, તારા વાહન–મોર–હંસની. ૧૨ ક્ષત્રિયો. ૧૩ બીજી વર્ણો સાથે ભેળસેળ થઇ ગયેલી એવી. ૧૪ જુદા જુદા પ્રાંતો–ધંધા–આચારવિચાર–મમત–મૂરખાઈ અથવા પ્રાંત અને કર્મના અભિમાન અને મૂરખાઇ અથવા એ બધી વાત જે મૂર્ખતા તે–એ બધાં, ખાવા પીવાનો તથા લગનનો વેહેવાર નથી રખાતો તેવી જુદી જુદી ન્યાતો બંધાવવાનાં કારણ છે. ૧૫ જુદા જુદા નાતીલાઓમાં.

ભમાવિ ધુતવાકાજ, શાસ્ત્રનાં બ્હાનાં આપે;
ગુરૂતણૂં લઈ માન, રોપમાં પાપો કાપે.
પરંપરાથી માન, શૂદ્ર તો દેતા આવ્યા;
પરંપરાથી માન, વિપ્ર તો લેતા આવ્યા.
બંને વ્હેમી મૂર્ખ, પરંતુ શૂદ્રો ઝાઝા;
શૂદ્ર ખવાડે રોજ, ખાય ખાંતે મ્હારાજા.
ભોળા ભાવિક એક[૧૬], બિજા[૧૭] તો લુચ્ચા લોભી;
એક વળી ધનવાન, બિજા જુજ[૧૮] ભણતાં રોપી.
ભણિ નામાં હીસાબ, શૂદ્ર તો રહે સંતોષી;
કરતા કુળઉદ્યોગ, બાયલા જાણે ડોસી.
નહિં બીજો અભ્યાસ, કામ વેપારનું જોએ;
તેમાં પણ સાહસીક, કદી કોઇકજ હોએ.
લખે ન વાંચે તેહ, શુદ્ધ પૂરૂં ના કોઈ;
ડાહ્યા પણ નહિં ચતુર, ઠગાઈ રેહ તે રોઈ.
વરા કરીને મોટ, ધંનને ખરચી નાખે;
ભોળા આપી દાન, તૃપ્ત વિપ્રોને રાખે.
વિપ્રતણો તૃતિયાંશ, [૧૯]ભણેલો જો જોવાએ;
ભણ્યો ખરો નવગણ્યો, વ્હેમિ ધર્માંધજ થાએ.
કરે આતમવીચાર[૨૦] ધર્મની વાતો ભાખે;
દેશલાભમાં કાંઈ, કાળ શ્રમ તે ના નાખે.
✓'ભકતુ પેહું બહુ જયાંહ, સ્હેજ ઘર તો બહુ વંઠયૂં;
કેહેવતછે તે ખરી, એથિ સુખ પૂરૂં ન ગંઠયૂં;

---

૧૬ શૂદ્ર.

૧૭ બ્રાહ્મણો શૂદ્રને ભાવ-બ્રાહ્મણ કેહ તે ખરૂં, પછી ખોટું કેહ કે ખરૂં કેહ; અને એ વગરભણેલા એટલે ખોટુંજ કેહ ને ભાવિક લોભી તે સાચુંજ માને-લોભી હોય તાંહાં ધુતારો ભૂખે ના મરે.

૧૮ થોડું ભણીને પંડિત છિયે એવો ભભકો કરનારા.

૧૯ જેટલા બ્રાહ્મણો છે તેમાં બે ભાગ ભણ્યાવનાના ને એક ભાગ ભણેલો છે ને એ ભણેલો છે તોપણ ગણેલો નથી-વેહેવારમાં કુશળ નથી-ભણીને તે ઉપર નિષ્પક્ષપાતે વિચાર કરે તેવો નથી; વ્હેમી છે અને ધર્માંધ છે-ધર્મ સંબંધી કોઈ પણ વાતને આંધળાની લાકડીની પેઠે વળગી રેહે છે.

૨૦ કેટલાકજણ, જીવાત્મા અને પરમાત્મા સંબંધી-વેદાંતનીજ વાતો રાત દાહાડો કરે છે.

મુકી પૃથ્વિની[૨૧]વાત, સ્વર્ગની કરવા માંડી;
થઈ બપોરે રાત, જુવાનીમાં વહુ રાંડી.
પરસ્પરે[૨૨]કરિ વાદ, શૂદ્રને બહુ ભૂલાવ્યા;
અજ્ઞાની નિજ ભાઇ, સાથ લઇ ઊંચા થાપ્યા.
નહીં દેશની કોઇ, વાત જાણે નિજ ઘરની;
ગામ બ્હાર નવજાય,સુણેનહિં સાચી પરની[૨૩].
એ રીતે સંબંધ, ગોર જજમાનતણો છે;
નવ તૂટે ઝટ બંધ, જુનો તે સખ્ત ઘણો છે.
વિપ્રશૂદ્રની રીત, દિસે નહિં આગળ જેવી;
નવી ન લે તે રીત, ખરી હિતકારી તેવી.
કારણ તેનૂં આમ, ભણે નહિં પૂરા કોઈ;
જોય ન સારાસાર, ઘણા જણ રહે છે મોહી.
ધર્મશાસ્ત્રનો વાંક, વાંક આગળના દ્વિજનો;
દેશકાળનો વાંક, વાંક હમણાના જનનો.
શિખી[૨૪]શકે શૂં શૂદ્ર,શિખે અંતર શો એમાં?
કરશે સેવા કોણ, વધે શકતી તેઓમાં?
મના કરી કે શૂદ્ર, ભણે નહિં વિદ્યા કોઈ;
વેદશાસ્ત્રમાં ગંમ, હોય શી શૂં લે જોઈ?
રંક બચારા મૂર્ખ, થાય શી રીતે સામાં?
વૈશ્ય[૨૫]ક્ષત્રિયે લીધ, હક્કો સમજી પોતામાં.

---

૨૧ આ સંસારસંબંધી પ્રથમ પોતાનું કલ્યાણ કરવું મુકી દઇને સ્વર્ગસંબંધી-ધરમસંબંધી વાતો રાત દાહાડો કરવા માંડી તેથી પોતાની ને દેશની ખરાબી થઈ ને એ, ખરે બપોરે રાત અને ભરજુવાનીમાં વહુ રાંડી હોયની તેવું થયું છે.

૨૨ વિદ્યાથી પુછપાછ વધે છે અને તેથી બ્રાહ્મણોએ પોતપોતામાં સામસામાં વાદ કર્યા અને શૂદ્રને ભુલાવામાં નાખ્યા-શાસ્ત્રમાં આમ પણ નિકળે ને આમ પણ નિકળે. તેમાં વળી અજ્ઞાની બ્રાહ્મણો તે પણ કંઈ શૂદ્રની તરફના થવાના હતા? તે પણ ભણેલાની પછવાડે પછવાડે ચાલનારા.

૨૩ પારકાની વાત ખરી હોય તો પણ નજ સાંભળે.

૨૪ એવી બ્રાહ્મણોની તકરાર. અને એ ઉપરથી શૂદ્રને વેદ શાસ્ત્ર ભણવાની મના લખી ગયા.

૨૫ વૈશ્ય અને ક્ષત્રીયે હક લીધા. શૂદ્ર બચારા શી રીતે સામાં થાય?

વૈશ્ય ક્ષત્રિ બે જાત, રાજસંબંધે રહેતી;
થઈ જવનથી લોપ, ખ્હાડની થઇગઇ રેતી.
ગયા એમ જજમાન, કોણ પૂછે ગોરોને ?
વૃત્તિ ગયેથી રોય, આપવૂ શૂં મ્હોડાંને?
પેટ ફિકરથી રોજ, જવનની સેવા શોધી;
કર્યો ન વિદ્યાભ્યાસ, થયા વ્હેમી ને ક્રોધી.
પછી ઘણાકે ખૂબ, શૂદ્રપર[૨૬]જોર ચલાવ્યૂં;
બનાવી દઈ જજમાન, કામ પોતાનૂં કાઢ્યૂં.
દેશ કાળને જોઇ, માણસો વરતે જે જે;
પામે સુખ સંપત્ત, માન ધન વિદ્યા સ્હેજે.
કેટલાક વિદ્વાન, હાલ સંસ્કૃતમાં છે તે;
દળદરમાં રીબાય, કોય પૂછે નહિં તેને.
નથી લોકનો વાંક, વાંક તે વિદ્વાનોનો;
જાય ન કાં પરદેશ, જહાં બહુ ખપ તેઓનો?
મુકી ધર્મનૂં મીષ,[૨૭]જાય પંડીતો અહિંના;
બિજા દેશનીમાંહિ, માન ધન પામે બહુ ત્હાં.
જહાં જેનૂં છે કામ, તહાં તે સૂખી સ્હોએ;
'ધોબી તે શૂં કરે, જહાં જન નાગાં હોએ.'
સંસ્કૃત્તની સાથ, ભણે બીજી ભાષાઓ;
એક દેશિ[૨૮] ના રેહ, સૂખડૂં પામે તેઓ.
ભણ્યો કમાએ જૂજ,ઘણૂં અભણ્યો ડાહ્યો નર;
પ્રસંગપર આધાર, ભણીને ગણવા ઊપર.

---

૨૬ વાણિયા અને બીજા કેટલાક, વૈશ્ય છૈયે એવું મનાવેછે પણ એ અસલ વૈશ્ય કેહેવાતા તેના વંશના નથી પણ શૂદ્રજ છે-કારણ વૈશ્યને જનોઈ જોઇયે તે તેઓને નથી; વળી વૈશ્ય ક્ષત્રી ન રહ્યા તારે બ્રાહ્મણોએ શૂદ્રને જજમાન કર્યા અને ધરમના ઉપાધિયાઓએ પોતાની રોજીનેમાટે તેઓને ઊંચા કર્યા. એ રીતે વાણિયા આદિ લઈ, પ્રથમ શૂદ્ર પણ હાલ સચ્છૂદ્ર-વૈશ્યમાં ખપે છે. વૈશ્યો ભણેલા બુદ્ધિમાનને હિંમતવાન હતા ને વાણિઆઓ અક્ષરશૂન્ય, મંદમતિ ને પોચા છે. ૨૭ બાહાનું.

૨૮ શાસ્ત્રીઓએ સંસ્કૃતની સાથે બીજી ભાષાઓ પણ ભણવી અને એક દેશી એટલે જાથુ એકજ વાત-વિચારની ધુંનમાં રેહેવું ને બીજું સાંભળવુજ નહીં એમ ન કરવું-પણ, ઘણી ભાષા ને ઘણા વિચાર જોઈ તેમાંથી સાર ખેંચવો.

કુટે શાસ્ત્રિયો[૨૯] પેટ, પુરાણી મોજો મારે;
પુરાણિનો બહુ ખપ્પ, શૂદ્રમાં જારે તારે.
એ રીતે બે મૂર્ખ, વિપ્ર ને શૂદ્ર જણાએ;
ધરે અસલની રીત, નવૂ તે લે નહિં કાંએ.
વળગી રહેછે લોક, જુની વાતોને જારે;
કેમ દુઃખિ ના હોય, સમો બદલાયો તારે?
પૂર્વ લોક અજ્ઞાન, થયા ગ્રંથો તે યોગ્યજ;
પૃચ્છક જન છે હાલ,હવા ગ્રંથોએ[૩૦]યોગ્યજ.
કરી પૂર્વને વર્જ, નવૂં રચવૂં અનુકુળ તે;
તોડિનાખિ સહુ બંધ, છુટો લેવી ઘટતી તે.
છુટ બહુ લેવાકાજ, જરુર ભણવાની જાણૂં;
એક વગરનૂં શૂન્ય[૩૧], ભણ્યાવણ નર્મદ માનૂં.–૧૧૨

---

## વિદ્યાસંબંધી પડતી.

કરે ન કો અભ્યાસ, પૂરતો તન મન દઇને;
કામ જેટલૂં લેઇ, બેસિ રેહ સંતોષે તે.
કરે ન કો અભ્યાસ, કારખાનાં કયમ લાવે?
વિના હુનર વેપાર, દ્રવ્ય તે કયાંથી આવે?
વિના દ્રવ્ય તે કેમ, શાસ્ત્રનાં શોધન થાયે?
વધેજ વિદ્યા કેમ, કેમ જિજ્ઞાસા[૩૨] વાધે?
વધે પુસ્તકો કેમ, થાય વિદ્વાનો ભેગા;
બતાવતા ઉપાય, વ્હેમપર મારી છેકા?
વળી ભણેલા કોક, હોય તે ફુલાએછે,
ભુલી ફરજ નિત તેહ, મૂર્ખને ભટકાવેછે.

---

૨૯ શાસ્ત્રી કર્તાં પુરાણી ઘણું કમાય છે ને પુરાણીના કર્તાં ગાગરીયાભટ [illegible]ણું કમાય છે તોપણ કંઇ શાસ્ત્રીને તોલે ગાગરિયાને કોઇ મુકતું નથી. શાસ્ત્રીયો [illegible]થી કમાતા તેનાં કારણો ઉપર કહેલાં છે.

૩૦ હાલના લોકને અનુકુળ પડતા (ગ્રંથો) ૩૧ એકડા વગરનુ મીંડું [illegible]કામું; એકડાપર મીંડું આવે છે તારે કિંમત ગણાય છે.

અજ્ઞાની ને અંધ, જંન બે સરખાં થાલે;
જેમ દોરવે અન્ય[૩૩],તેમ તે અહિતહિં હાલે.
ઘણો છેહ દે ચતુર,ભણ્યો નિજ લાભજ જોયે;
પડે ખાડમાં અંધ, બાપડાં જખમી રોયે.
પડે નહીં વિશ્વાસ[૩૪],પરંતૂ કરવો પડતો;
અપંગડાં શૂં કરે, વાટમાં નડતાં દડ તો.
શ્હેર[૩૫] શેરની પઠે, ગામને ખાઈજાયે;
ગામ ખવાડે રોજ, નહીં કંઈ તે મન આણે.
અભણ્યાકેરૂં ધંન, ભણ્યો તે લૂટીલેતો;
જેમ ભમાવે એહ[૩૬],તેમ તે[૩૭]મનમાં લ્હેતો.
મનુએ[૩૮]શિક્ષા દીધ, પક્ષપાતેજ ન ન્યાયે;
સરે વિપ્રનાં કાજ, બિજાંપર સખ્તી થાયે.
કરે મશ્કરી ખૂબ, ભણ્યો મૂરખની રોજે;
ધિક્કારીને પડે, તૂટિને તે પર ફોજે.
અભણ્યો રહે ગૂલામ, ભણેલાનો થઇ તાબે;
જેનામાં નહિં રામ, જંન તે ધબ્બા ખાયે.
ધનમાનને કાજ, ભણ્યાએ પંથ ચલાવ્યા;
અભણ્યા ભોળા જંન, તેમણે માનજ[૩૯]આપ્યાં.—૧૪૦

---

૩૨ નવું નવું જાણવાની ઇચ્છા; હોંસ; પુછપાછ.
૩૩ બીજા. અજ્ઞાની ને જ્ઞાની, અને અંધને દેખતાં માણસો દોરે છે.
૩૪ આંધળાંઓને, દેખતાઓ પોતાની મતલબનેસારૂ ખાડામાં નાખેછે તે આંધળાઓ જાણે છે–દેખતાઓનો વિશ્વાસ કરવો નહીં–તો પણ તેઓને કરવો પડે છે કેમકે વખતે રસ્તામાં દડ–પેસી જાય તેવી પોચી જમીન હોય.
૩૫ શેહેરના લોકો સહીં–વાઘની પેઠે ગામડાના રાંક લોકો જે બચારા હરણો જેવા છે તેઓને આડું અવળું સમજાવી લુટીખાય છે.–વેપારિયો અનાજ ખરીદ કરતાં તેમ કરેછે, સરકારી ઓધેદારો કણબી કોરટમાં આવે છે તારે તેમ કરેછે. બચારા હોળખેડુ કણબાને શેહેરની લુચ્ચાઈની શી ખબર હોય? ગામવડે શેહેર છે. શેહેરનાં લોકોને ખાવાનું ગામના ખેતરો પુરૂં પાડેછે તે ઉપકારના બદલામાં ભણેલા લોકો અભણેલાને અપકાર કરેછે.
૩૬ ભણ્યો. ૩૭ અભણ્યો. ૩૮ મનુએ બ્રાહ્મણોને વધારે હક આપ્યાછે ને બીજાઓને થોડા. (કાયદો સહુને માટે એક સરખો જોઇયે.)
૩૯ (પંથોને.)

## ધર્મસંબંધી પડતી.

ચમત્કાર અદ્‌ભૂત, કર્યા જે જે જગનાથે;
તે તે સંધા વેદ, તત્વને[40] નામે ગાયે.
શુદ્ધ કર્મની[41] રીત, રીત પૂજનની રૂડી;
મુકીદઈને લોક, કરે છે પૂજા કૂડી,
કરવા દૃઢ નિજ ભાવ, ઉપાસન[42] કરતા લોકો;
તે પણ નહિ સત આજ, કરંતા દીસે કો કો.
ઘણા ભણી વેદાન્ત, જ્ઞાનથી[43] ઈશ્વર જોતા;
જીવનમુક્ત થઇ તેહ, સચ્ચિદાનંદજ થાતા.
જ્ઞાન ભક્તિ[44] વૈરાગ્ય[45], ત્રણથી તે ઉળખાયે:
એજ મુક્તિ દેનાર, એજ સતધર્મ કહાવે.
જ્ઞાનમાર્ગને તજી, ઢોંગને ઝડપીલીધા;
નહીં ખરા ભાવીક, અનીતીનાં જળ પીધાં.
એ રીતે ત્રણ માર્ગ, મૂકિને ભૂલ્યા ભટકે;
જહાં સપડાવે કોક, તહાં ભોળા ઝટ અટકે.
નિર્ગુણ સાચૂં બ્રહ્મ, તેહને શક્તી કલ્પી;
કલ્પી વિધવિધ રૂપ, સગુણ ભક્તીને ઝડપી.
સગુણ ભક્તિના ભેદ, ઘણાએ દીસે પાછા;
રે એમાં પણ ભક્ત, કદી કોઈકજ સાચા.

---

૪૦ પંચતત્વ. ૪૧ કર્મ, ઉપાસના ને જ્ઞાન એ ત્રણ, વેદના કાંડ છે–કર્મનું ફળ, ચિત્તનિશુદ્ધિ અને ભક્તિ.

૪૨ ઉપાસનાનું ફળ, દૃઢભક્તિ. ને દૃઢ વિશ્વાસ.

૪૩ જ્ઞાનનું ફળ, ભ્રાંતિ રહિત થવું

૪૪ દૃઢ ભક્તિ. ૪૫ પ્રવૃત્તિ ઉપરથી પ્રીતિ ખસેડી નિવૃત્ત થવું તે. જ્ઞાન ભક્તિ ને વૈરાગ્ય એ ત્રણથી ઈશ્વર ઓળખાય છે. ધર્મમાં એ ત્રણ વાત જોઇયે. એકલી ભક્તિ ખોટી.–એથી–ગાંડો ભાવ રાખેથી આજકાલ લોકની હાલત કેવી છે તે આપણે જાણિયેછ. લુચ્ચા ધરમ ગુરુઓ ઠગે છે ને ભોળા સેવકો ઠગાય છે. મૂર્તિપૂજાદિકથી પણ ઘણુંક નુકસાન કરિલઇયેછ.–વગેરે. એકલો વેરાગ ખોટો.–જુઓ જોગી અને સ્વામીનારાયણના મુંડિયાઓની હાલત. વેરાગજ ખરો તો પછી સંસારનું કામ શું? વિરાગથી દુનીયાંની તેજી જતી રેહે છે; માણસમાંથી હોંસ ઉમેદ જઇને તે મોળું પડી ગાંડું બની જાય છે. એકલું જ્ઞાન ખોટું. માણસને શઠ કરી નાખે.—નાસ્તિક તથા નાસ્થિક કરી નાખે. જુઓ શઠ વેદાન્તીયો કેવા અનાચારો કરે છે તે. ભક્તિથી હૃદય કુમળું રેહેછે.

વાત હસવવાકાજ, અલંકારો દેખાડયા;
નિર્જિવને જિવ દીધ, નવાં રૂપક બહુ કહાડયાં.
મૂરતી કહાડી એમ, વળી અવતારો[૪૬] કલ્પ્યા;
ભટે શૂદ્રને એમ, ભુલાવામાં બહુ હિલઠ્યા.
ખરેખરૂં નહિં એહ, તોય સર્વે સત માને;
જેમ જૂનિ[૪૭] જે વાત, તેમ તે ખરી પ્રમાણે.
બ્રાહ્મણ જોગી જંન, તેમણે મૂર્તી માંડી;
શ્રમવણ રળવાકાજ, એવિ ભકતી તો ગાંડી.
અજ્ઞાની સહુ લોક, બચારા ભોળા શૂં લ્હે[૪૮];
હર હર જે જે કહી, મુઠી કણ પૈસો મ્હેલે.
લગાડિ સિંધુર કોક, પુજાવે હનમાનોને;
એ રીતે ઘેલાઇ, હાલ લોકોમાં તો છે.
અજ્ઞાની સહુ લોક, ભાવ તે રાખે ગાંડો;
પથ્થરને કહે દેવ, વળી પૂજે છે પાડો.
વૈશ્યક્ષત્રિને શાસ્ત્ર, શૂદ્ર સાર પૂરાણો;
બ્રાહ્મણને વેદાન્ત, મૂર્તિ નહિ પૂર્વે માનો.
મૂર્તિ માર્ગ નહિ સત્ય, જ્ઞાનનો સાચો તેને;
યોગે[૪૯] કરિ મિશ્રિત, કર્યો બહુ અઘરો જેને.
સહુને દુર્લભ તેહ, તેથિ ના ચાલ્યો કાંઈ;
મૂર્તી પસરી ખૂબ, ભુલાવો જેમાં ભાઈ.
મૂર્તી માનવ જહાં, પુજાયે ઇશ્વિર જેવાં;
માનવ ત્હાં અજ્ઞાન, ઢોર હોયે છે તેવાં.
જહાંલગી અજ્ઞાન, તહાંલગિ મૂર્તિપૂજા;
જ્ઞાનિ પુજે નિર્ગુણ, પુજે નહિ પુતળાં બીજાં.

---

૪૬ (સાકાર વિષે મારાં ભાષણો જોવાં.)

૪૭ સ્વામીનારાયણવાળા અને બીજા નવાં મત ચલાવનારાઓ, નવા ગ્રંથો કરી પેટારામાં રાખી મુકે છે ને પછી ૫૦–૬૦–૧૦૦ વરસે બાહાર કાહાડી લોકમાં ફેલાવે છે. ૪૮ સમજે.

૪૯ વેદાન્તમાં યોગ મારગ ભેળ્યો એટલે તે સંસારીને નકામો થયો. તે વેદાન્ત કામનો જે સંસારીને પણ અનુકુળ આવે. પંચીકરણાદિકમાં સંસારી શું સમજે?

રાખે ગાંડો ભાવ, ગુરૂ બ્રાહ્મણ છકિજાયે;
હરામનૂં તે ખાય, દુરાચારી તે થાયે.
રાખે ખોટો ભાવ, ઈશ્વરી રૂપ ને જોયે;
સાર ન પામે જંન, ઘણા દુખિયારા હોયે.

વિદ્યાના[૫૦] જે વાદ, ધર્મના વાદો કીધા;
મુકી સરળ સહુ બોધ, મોહથી પ્રસવી દીધા.

બ્રાહ્મધર્મ અદ્વૈત, તેહને મૂકી દીધો;
દ્વૈત નાટકી ધર્મ, સ્વિકારી સરવે લીધો.

મુકી સરળ સહુ બોધ, ઘણી ગુચવણમાં નાખ્યા;
મમત મદેથી પંથ, કરી જૂદૂં બહુ ભાખ્યા.

ધર્મઠગોએ એમ, રચ્યા કહું ફંદો ઝાજા;
પોતપોતિકા શિષ્ય કરી વગડાવ્યાં વાજાં.

અજ્ઞાનીને યોગ્ય, રચ્યાં કહું શાસ્ત્રો મોટાં;
મેળવિ ડોસીશાસ્ત્ર, કર્યાં બહુ કામો ખોટાં.

જેમ રહે સ્ત્રી[૫૧] શિષ્ય, ભાવમાં ને કંઈ લેહે;
તેમ ધડે ગુરુ ગ્રંથ, પુરુષ પણ વળગી રેહે.

પુસ્તકમાં સહુ શાસ્ત્ર, તેમ ના ગુરુઓ ચાલે;
બીજા સેવક તેહ, કેમ નીતીમાં મ્હાલે.

હા હા કહીને લોક, શાસ્ત્રને પૂજે પાને;
મર્મ ન જાણે લેશ, કેમકે તે અજ્ઞાને.

---

૫૦ વિદ્યાસંબંધી વાદમાં બે મત પડયાં તો તે મતને ધર્મમત કરી નવા ધર્મ ચલાવ્યા. **તત્વમસિ** એ વાકયની વ્યુત્પત્તિ બે રીતે થાય છે:—તત્ ત્વ અસિ—તે (ઇશ્વર) તું (આત્મા) છે.—એમ શંકરાચાર્યે પદો પાડી અર્થ કરી જીવાત્મા પરમાત્માનું અભેદત્વ—એકત્વ બતાવી અદ્વૈત માર્ગ પ્રતિપાદન કીધો. મધ્વાચાર્યે (નૈયાયિક મતે) તસ્ય ત્વં અસિ—તેનો (ઇશ્વરનો) તું (આત્મા) છે એમ પદો પાડી અર્થ કરી જીવાત્મા પરમાત્માનું ભેદત્વ—દ્વિધાપણું બતાવ્યું ને દ્વૈતમાર્ગ પ્રતિપાદન કીધો. ખરૂં જોતાં એ વિદ્યાના વાદ છે પણ તે મોટાં ધર્મમત—માર્ગના બીજવાદ થઈ રહ્યા છે. (શી સંસ્કૃત ભાષાની બલિહારી?)

૫૧ સ્ત્રીયો ભાવમાં દોડતી આવે અને જરાતરા સમજે એવા ગ્રંથો રચ્યા (વલ્લભે, સ્વામીનારાયણે વગેરે) કે તેઓને લીધે તેઓની પાછળ પુરુષ પણ દોડતા આવે.

ભણે વેદ બહુ વિપ્ર, પરંતુ ન સમજે કાંઈ;
ખરેખરા તે ઢોર, બચારા ઘેલા ભાઈ.
કર્મ કરાવે ગોર, ઠગે બહુ જજમાનોને;
હોમાવી ઘી દર્ભ, દક્ષણા માંગી લે તે.
તરુણ વિપ્ર તે ન્હાઇ, નાકને ઝટલઈ ઝાલે;
વૃદ્ધો પણ કહું ઘણા, ત્રિકાળ ન સંધ્યા ખાંધે.
સ્નાન તિલક કરિ શૂદ્ર, બેસિજાયે જંખાને;
એ તેઓના ધર્મ, ભક્તિ ભાવજ છે ખ્હાને.
જૈનધર્મના લોક, વિશેષે વ્રત્તો પાળે;
રહી મલિનતામાંહિ, કર્મ[૫૨] સૂં જીવ અફાળે.
પુરાણકેરી વાત, જાણતા ખરી બનેલી;
અભણ્યા માને સાચ, કલ્પના ઘેલી ઘેલી.
શ્રાદ્ધ સ્મરણનેકાજ, લોક ના સમજે કાંઈ;
બ્રહ્મ ભોજમાં જોય, પિતૃની ગતી ઠગાઈ.
નદી તીર્થ શુભ ક્ષેત્ર, જાતરા ભલી ભરાયે;
હેતુ હાલ ના જોય, ઉલટા પાપી થાયે.
અજ્ઞાનીને કાજ, શાસ્ત્રને બહુ સંકોચ્યૂં[૫૩];
ભટે લાકડૂં એમ, વ્હેમનૂં જ્યાં ત્યાં ઘોચ્યૂં.
ઝટલઇ માને લોક, વળી તે ડર બહુ પામે;
માટે મારી છાપ, ધર્મની[૫૪] સંધે કામે.

---

૫૨ સારાં નરસાં કર્મજ ઉપર જીવની મુક્તિનો આધાર છે. ઇશ્વર સરખી વસ્તુ છેજ નહીં એમ કેહે છે.

૫૩ શાસ્ત્ર એવાં જોઇયે કે જેમાં બાધ ન આવે–સઘળા દેશના લોકો કબૂલ રાખે–ભણ્યા ને અભણ્યા બંનેને સરખી રીતે લાગુ પડે. તેવાં શાસ્ત્ર જંગલી હાલતની નિશાની બતાવે છે કે અસલ ભણેલા થોડા ને અભણેલા ઘણા હતા. —અભણ્યામાં એવાં શાસ્ત્રો ચાલે પણ ભણેલાઓ એવાં ટુંકી નજરનાં અને એક દેશી લખાણનો ધિક્કાર કરે છે.

૫૪ ધર્મ શબ્દના અર્થ ઘણા છે. તેમાં મુખ્ય તો આ કે ઇશ્વરને ઓળખવા ભજવાસંબંધી જે આપણી ફરજો તથા રીતભાત તે; બીજો અર્થ આ કે નીતિ પાળવી—લોકોએ એક બીજાની સાથે શી રીતે વરતવું તે સંબંધી જે આપણી ફરજો તથા રીતભાત તે; ત્રીજો અર્થ કે સુઘડતા વગેરે રાખવાસારૂ જે કર્મો કરવાં તે–આચાર વિચાર; એ પ્રમાણે બીજા અર્થો પણ. બ્રાહ્મણોએ ખરેખરો તો નીતિ આચારને માટે ધર્મ શબ્દ વાપરેલો પણ મોઘમ રાખ્યો તેથી લોકો ધર્મ શબ્દને મુખ્ય અર્થમાંજ જોય છે; અને પછી ઈશ્વરથી ઘણું બીહેછે.

હેતૂ[૫૫] સારો તોય, અસત વસ્તૂ બહુ ભાખી;
પોતપોતિકામાંહિ, મિષોથી[૫૬] સાચી રાખી.
મદ્ય માંસ[૫૭] વ્યવહાર, કહ્યાં પાતક મોટાં છે;
નથિ વપરાતાં તેમ, શક્તિ ને શૂર કહાં છે?

---

ઘરસંસારસંબંધી અથવા છોકરાં સમજાવવાની વાત હોય ને તે ધર્મમાં લખીછ એમ કહ્યું કે અજ્ઞાની તે તરત કબૂલ રાખેછે. બામણાઓ અનંગરંગ–કોક શાસ્ત્રના શ્લોક બોલે–કંઈપણ સંસ્કૃત બોલે કે અજ્ઞાની તેને ધર્મની વાત છે એવું સમજે છે. ૫૫ કારણ; મતલબ.

૫૬ બ્રાહ્મણો અભણ્યાને બાનાં બતાવીને પોતપોતામાં તો સાચી વસ્તુ રાખી રહ્યા. વિચારની છુટ એટલે કોઇ કોઇને પત ન કરે.

૫૭ મદ્યમાંસ વાપરવાવિષે શાસ્ત્રમાં મના લખી છે તે આટલા માટે કે એ વસ્તુઓ મૂરખ લોકોમાં ઝાઝી વપરાયાથી (વપરાયજ) તેઓની હાલત ખરાબ થઇ જાય; વારૂ અભણ્યાને મના કરે ને ભણ્યાને છુટ આપે તો તેવી છુટ ગ્રંથમાં શોભે નહીં અને વળી અભણ્યા સામાં થાય; 'મહાજનો યેન ગતઃ સ પંથઃ' જે વાટે મોટા પુરુષો ગયા હોય તેજ રસ્તો (લેવો)–ભણેલાનું જોઇને અભણેલા કરે, પણ એ એમ ન સમજે કે ભણેલા તો ડાહ્યા રેહે છે અને આપણે તો ગાંડા બની ખરાબે હાલ થઇયે છૈયે.—એટલા વાસ્તે ભણેલા ને અભણેલા બધાંને સારૂં મદ્યમાંસની મના કરી. પણ ભણેલા પોતાના વિચારની છુટથી ખરૂં ખોટું સમજી છુટથી રેહેવાને ઈછેછે માટે તેઓ છુપી રીતે અથવા જાહેરમાં બાનાં બતાવી મદ્યમાંસ વાપરે છે. આજકાલ મદ્યવિશે લોકને ઘણો અનાદર નથી પણ માંસ વિષે ઘણો છે. મદ્ય વસ્તુ નઠારી હોત તો દેવી જે બધા દેવોની અંશરૂપ શક્તિ તેને તે કેમ જરૂરની છે? ટેવ નહીં તેથી માંસ ન ખાવું એ જુદી વાત છે પણ માંસ ખાધાથી ઇશ્વરના ચોર થઈયે છૈયે એ વાત ખોટી–આપણો જીવ તેવો બધાં પ્રાણીનો જીવ અને આપણા જીવને દુઃખ તેવું બીજા જીવને દુઃખ માટે જીવ હિંસા ન કરવી, અને જીવ હિંસા થાય માટે માંસ ન ખાવું એવી સાધારણ લોકમાં સમજુતી છે. અલબત વગર કારણે અને રિબાયં તેવી રીતે નિરપરાધી પશુપક્ષીની હિંસા કરવી એ મોટો દોષ છે પણ ખોરાકને માટે નિરપરાધી પશુપક્ષીની અને દુષ્ટ ઝેરી પશુપક્ષીની હિંસા કરવી એમાં દોષ નથી. (વાઘ સાપ માકણ ચાંચણ વગેરેની હિંસા કરતાં થોડાંજણજ પાપ સમજે છે). અગર માણસ તો સારાસાર સમજવાની શક્તિ ધરાવે છે અને પોતાનાં ભલાં ભુંડાં કામની જવાબદારી પોતાને શીર રાખે છે પણ જનાવરોને તો તેમ નથી?–જેવી ઈશ્વરે પ્રેરણા કીધી છે તેમ તેઓ વરતે છે. ખોરાકનેમાટે જે હિંસા તે ઈશ્વરને ગમતી નથી તો ઘણાખરાં પશુ પક્ષી માછલાં કીડા વગેરેને માંસઆહારી કેમ કર્યાં? વળી, માણસ જાતમાં પણ પૃથ્વી ઉપરના ઘણા ખરા લોક માંસનો આહાર કરે છે એઓને માટે ખેતી થાય તેવી જમીન બધે ઠેકાણે કેમ ન રાખી? હિંદુઓમાં અસલ ચાર જાત તેમાં ક્ષત્રીઓ માંસ ખાતા, રાજાઓ મૃગો મારતા, બ્રાહ્મણો યજ્ઞમાં પશુવધ કરતા. સોમયાગાદિક યજ્ઞમાં બ્રાહ્મણો બકરાનાં મોડાંમાં જવ ભરીને તેને દાભથી મકમ બાંધી લઇ તેનાં વૃષણો ઉપર વજ્ર મુઠ્ઠીનો પ્રહાર કરી તે બચારાં પ્રાણીને જીવથી મારતા; એવી વાત છે કે એક ઋષી એક હાથીનું માંસ વરસ દાહાડાસુધી ચલાવતો. (લોકો કેહે છે કે પશુ વધ કરતા, પણ તે વખતના બ્રાહ્મણોમાં પાછાં જીવતાં

બુદ્ધ જૈનનો [૫૮] ત્રાસ, કરવવાસારૂ ઝાઝી;
ઘણી તેમની રીત, કરી દાખલ બહુ પાજી.
રજસ્વળાનો[૫૯]વ્હેમ; ગણાએ ધર્મઉપરથી;
વળી શ્વપચનો [૬૦]સ્પર્શ,તેહ પણ તેજઉપરથી.
ગોપુછ ગોમય-મૂત્ર મૃત્તિકા દર્ભ પવિત્રજ;
પંચગવ્યથી પાપ, જાય ને શુદ્ધી તર્તજ.

---

કરવાની શક્તિ હતી એ બીલકુલ ખોટું સમજવું). શ્રાદ્ધમાં માંસના પિંડ આપવાનું કહ્યું છે. ને એક મારા વિદ્વાન સગાએ બૃહદારણ્ય ઉપનિષદ સાંભળ્યું છે તેણે મને કહ્યું છે કે તેમાં માતેલા બળદનું માંસ બાળકને ખવાડવાનું લખ્યું છે. એ ઉપરથી જોતાં માલમ પડે છે કે વિધીથી બ્રાહ્મણોને માંસ ખાવાની—છુટ હતી. (પણ એને ઉપર બતાવ્યા પ્રમાણે બાનાં સમજવાં). હિંદુ ધર્મમાં માંસ ખાવું નિષેધ હોય તો ક્ષત્રીયોને કેમ છુટ ને બ્રાહ્મણોને પ્રસંગે કેમ છુટ? વારૂ બંગાલાના બ્રાહ્મણો મચ્છ ખાયછેજ. જો માંસ ખાવાનો નિષેધ છે અને એ નિષેધ ઈશ્વરથી છે તો જીવ જાય તોપણ કોઈ દાહાડો કોઈપણ હાલતમાં આવ્યા છતાં કોઈપણ રીતે કોઈપણ બાને માંસ નજ ખાવું જોઈએ. પણ તેમ નથી. ક્ષત્રીને માંસ ખાધા વના કેમ ચાલે? ભાજીખાઉઓ, કિયા કૌવતથી માંસખાનારા દુશ્મન લડવૈયાની સામે ટકી શકે? ને એજ ક્ષત્રીયો સાથે બ્રાહ્મણોને ખાવા પીવાનો અને કન્યા આપવા લેવાનો વેહેવાર હતો. રામ જે અવતાર તે પણ ક્ષત્રીજ. વળી લોકમાં આમ પણ ચાલે છે કે 'અનજાણ્યાનો દોષ નહીં ને ખપ તેનો છોજ નહીં.'

એ બધી વાતો તકરારને માટે લખી છે. ઇશ્વરે જારે આપણા દેશમાં ધાન્ય ભરપુર મુક્યું છે તારે માંસ ખાવાની જરૂર નથી, તોપણ ખાધાથી કોઈ ઈશ્વરનો ચોર થતો નથી. અસલ મના કરી હતી પણ ચતુરને ચેતવી ગયા છે કે ડાહી રીતે વાપરજો. અસલ મના હતી તે ઠીક હતી પણ હવે જારે વિપ્ર શૂદ્રમાં પણ વિદ્યા વધે છે અને એઓ ભણેલાની સંગતમાં રેહે છે તારે તેઓ અગર મદ્ય માંસ ઘટતી રીતે વાપરે તો તેમાં કંઈ પાપ નથી. ટેવ ન હોવાથી કંટાળો આણવો અને પાપ લાગશે એની ધાસ્તીથી કંટાળો આણવો એ બે જુદી જુદીજ વાતો છે.

૫૮ બુદ્ધજૈનનું જોર વધ્યું ને લોકોએ તે મતતરફ વલણ કીધું તારે તેઓને ઠેકાણે રાખવાસારૂ તે મતોની કેટલીક વાત દાખલ કરી—પ્રત્તા પાળવાની જીવહિંસા ન કરવાની વગેરેની રીતભાતો.

૫૯ અળગાં બેસવાની વાત. અળગીની સાથે સોબત કરવાથી રોગ વગેરે ઘણા ગેરફાયદા છે માટે અને અજ્ઞાની જડસા, સ્ત્રીસાથે સુતા પછી સોબત કર્યા વગર રેહે નહીં માટે, ધર્મમાં-ઈશ્વરે ના કહીછે એવું ચલાવ્યું. એ ઠીક કીધું—પણ એ કારણ ન સમજતાં લોકો મોટું પાપ સમજે છે. ઇશ્વરની આજ્ઞા તોડવી એ જુદું પાપ ને નીતિથી ઉલટું ચાલવું એ જુદું પાપ, અને ન્યાતની રીત વગેરેથી ઉલટું ચાલવું એ જુદું પાપ. હવે જુઓ અડકાવમાંજ (ધર્મના મુખ્ય અર્થમાં) અપવિત્રતા છે તારે જાંહાંસુધી દેખાય તાંહાંસુધી અળગું પાળવું જોઇયે (જેમ પારસીયો કરે છે તેમ) પણ ડાહ્યા બ્રાહ્મણોએ, ત્રણ દાહાડાની ને જરૂર પડે તો અપવાસ કરતાં બે દાહાડાની બંધી કરી છે. જરૂરની વખતે (છોકરાં છોકરીના લગન સમે વગેરે) તરત નાહી ગયેથી સ્ત્રી શુદ્ધ થાય છે. ૬૦ ઘેડાને અડકવું તે.

વાઘહરણનૂં ચર્મ, હીર તો ખપે અઓટે;
આર્ય વાપરે તેહ, મોધું તે ચોખ ગણાએ.
નથી કોઈ વેહવાર, સાથ જંબા ખાવાનો;
શુદ્રવિપ્રનીમાંહિ, પર્ણિને પણાવ્વાનો.
જાતિભેદને હાય, દેશ તો ખોએ ભારી;
ઊંચો આવે કેમ, રિબાતાં જખમે કારી?
કોનું ખાવું[61] કંઇ નહીં, નહીં ન્હાયાવણ ખાવૂં;
એને કેહ્યૂ સહુ ધર્મ, ધર્મ તો જાણે બાવૂં.[62]
એ પ્રતિબંધે હાય, પ્રદેશે નાજ જવાયે;
પ્રદેશથી જે લાભ, ઘણા તે નાજ ચખાયે.
એ પ્રતિબંધે હાય, સગાઈ તો નવ થાયે;
પુરુપ કુંવારા[63] રેહ, મૂર્ખસૂં કન્યા જાયે.
એ પ્રતિબંધે હાય, દાઝ ને સંપ ન જનમાં;
મમતથકી નહિં જસ, અરીસ્યા જુજવાં મનમાં.
એ પ્રતિબંધે હાય, કરે નહિં સાહ્ય પરસ્પર;
અદેખાઇથી જંન, પાટુ મારે છે થઇ ખર.
એ પ્રતિબંધે હાય, દેશિરાજોની પડતી;
મળે ફરી નવ રાજ, થાય કો થી નહિં ચડતી.
કેટલાક જે ભેદ, થયા ગુણ કર્મઉપરથી;
ખરેખરા હિતકારિ, કામ બહુ થાતાં દલથી.
ભેદ હાલ જે તેહ, જાતિનીતીરૂઢીના;
દેશનું સત્યાનાશ, વાળિ નાખે શી બીના!
સ્વાભાવિક એ ભેદ, થોડિ વાતોમાં ઘટતો;
ઘણો લડાવ્યો તેહ, ઘણી વાતોમાં નડતો.

---

૬૧ છિનાળી કરો, ખુન કરો, ધર્મની ક્રિયા ન કરો, ઈશ્વરને ન માનો તોપણ ન્યાતમાં રેહેવાય, પણ કોઈનું કંઈ ખાધું કે પતિત–ન્યાત બાહાર થવાય.

૬૨ (કરોળિયાનું). ૬૩ ન્યાતમાં કન્યા થોડી હોય ને બીજી ન્યાત સાથે ખાવાનો વેહેવાર નહોય તો તેથી કેટલાક પુરુષ કુંવારા રેહેછે અને કન્યાઓને, વ્યસની અભણેલા લુચ્ચા નીચ કુળનાની સાથે પરણવું પડે છે.

અડકિ શકે નવ શૂદ્ર[૬૪], શકે કયમ ભાળી દ્વિજને;
રઝળે મુડદું તોય, કોય આવે નહિં મદદે.
અડકે નહિં કદિ વિપ્ર, શૂદ્રનાં શબને કોએ;
રહે કેમ મિત્રાઈ[૬૫], દાઝ એકકની હોએ ?
અશુભ કામમાં જરુર, વિપ્રને ભોજન જોય્યે;
સારે નહિં તે પતિત, ન્યાતબ્હારો થઈ રોયે.
લગ્નકાર્યમાં કાંઇ, કદી કરિ વધઘટ ચાલે;
મર્ણકાર્યમાં વિપ્ર, ન્યાત પણ કર ઝટ ઝાલે.
જરુર પડે નવ જમે, શૂદ્રનૂં રાંધેલૂં તે;
બ્રાહ્મણ ભુખથી મરે, ન્યાતના દોરથકી તે.
એમાંનૂં નહિં પ્રથમ, પરંતૂ હમણાં ચાલે;
સૂતર[૬૬] અડકે ફરી, ન્હાવું તે ચોંટે ભાળે.
સ્રીને[૬૭] દીધી છૂટ, કેશ ના ભીંજવવાની;
નહીં પુરુષને તેહ, વળી જમતાં અડવાની.
દક્ષણિયોમાં નહીં, પરંતુ ગુર્જરમાં છે;
ઘણી ન્યાત ને રીત, જૂલમી સાચે તે છે.—૨૭૨

## રૂઢીસંબંધી પડતી.

જવાય નહિં પરદેશ, ભ્રષ્ટ થાવાને બ્હાને;
કર્યાં સ્વારથી શાસ્ત્ર, બીકણે ને નાદાને.
રૂખે કુવતની જાણ, થાય પરરાજાઓને;
રખે દોર નિજ જાય, ભમાવ્યા ક્ષત્રીઓને.

---

૬૪ સુધડને ને ફુવેડને નજ બને—ખાવા પીવાનો દોસ્તી વગેરેનો વેહેવાર રાખવો નજ ગમે પણ જરૂર પડેથી ફુવેડ સાથે પણ પ્રસંગ પાડવામાં શી હરકત ? તેમાં પ્રથમ ફુવડ પણ પછી સુધડ થયેલો એવાની સાથે વેહેવાર રાખવામાં શેનીજ ? અસલ કંઈ એવી વાતનો અટકાવ નોહોતોજ.

૬૫ "આપવું લેવું, (છાનું) કેહેવું સાંભળવું અને જમવું જમાડવું એ ૭ જયાંહાંસુધી છે ત્યાંહાંસુધી મિત્રાઇ છે એમ જાણવું." હમણાં વાણિયાઓ, બ્રાહ્મણો, દક્ષણીયો, બંગાલીયો, કેળવણીથી એક વિચારના છે પણ ખાવા પીવાનો વેહેવાર ન હોવાથી તેઓ એક બીજાની સાથે દેશને ફાયદો થાય તેવાં કામો કરવામાં એકઠા મળી શકતા નથી. ૬૬ (નાગરની ન્યાતમાં)

૬૭ બૈરાંના ચોટલા પલળ્યાથી તેઓ સાદાં પડે, તેઓથી માથે તેલ ન ઘલાય માટે છુટી. પુરુષના વાળ કોરા હોય તો ફરીથી નાહે: (શો જુલમ?)

જુલમગાર બહુ જવન, સ્વારિયો કરતા તેથી;
જાળવવા કુળ ધંન, કર્યું ફરવૂં બંધ ભેથી.
રસ્તાનાં દુખ મોટ, ઘણાં મોટાં દરિયાનાં;
પ્રવાસ કીધા બંધ, કરે શૂં બીકણ માના. ?
સુખિયાના શા ભોગ, દૂર પરદેશે જાયે;
વિચાર ટૂંકા એમ, પછી ફળ કયાંથી થાયે ?
(એમ) અટકે[૬૮]અટકી રહી, જ્ઞાન સંપત ન વધાર્યા;
દેશાટનથી લાભ, થતા ઝાઝા અટકાવ્યા.
પરરાજ્યોની રીત, રીત લોકોની સારી;
ધંધા ને વેપાર, હુંનરો બ્હોળા ભારી.
નવ જોયાં નવ જોય, દેશ કયમ તાજો થાયે;
દર્પણ વણ કયમ કરી, ખોડ ખાંપણ તે જાયે.
નવી ચીજ જોવાય, મોહ બહુ લાગે તેનો;
લેવાનૂં મન થાય, ફાયદો જેથી એનો.
આપનાર લેનાર, થાય છે બંને રાજી;
લેનારો વીશેષ, કેમકે જોયે તાજી.
પોતા જેવા જેહ, તેહને દેખાડે છે;
જેઓ પણ લલચાય, બનેથી હોરી લે છે.
લાભકારિ જો હોય, કારખાનાના જેવી;
રળે તેથિ બહુ દેશ, વાત ઝાઝી શી કહેવી.
વધે ઘણો ઉદ્યોગ, ગરિબડાં સૂખી થાયે;
પ્રવાસનાં ફળ મોટ, ગર્વ આળસ તે જાયે.
નવૂં નવૂં જોવાય, સાર સહુનો લેવાયે;
ચરે ફરે જે જીવ, ઘણૂં સારૂં કહેવાયે.
પ્રવાસ કરતાં દૂખ, કિધેથી સૂખો વાધે;
સ્વાર્થ અને પરમાર્થ, દેશનૂં કારજ સાધે.
જગત નીમ જોવાય, સંધુ નહિં એક જગોએ;
પરસ્પરે વેહેવાર, કરી લઇ લેવી જોય્યે.

---

૬૮ સિંધુનદિ.

ભણે નહીં તો રહ્યું, ફરી[૬૯] બહુ દેશ ગણે જો;
રે અહિંયાના અહિં, દેશિરાજા સુધરેજો !
કોળી કણબી લોક, વળી અભણ્યા ભાઠેલા;
ફરે ધડાયા તેહ, જાય નહિં ગાંજ્યા ઘેલા.
વિક્રમકેરી રીત, સ્વિકારે દેશીરાજા;
સણગારી દે દેશ, થાય પોતે પણ તાજા.
પ્રવાસમાં જોવાય, ઘાટ અદ્દભુત ઈશ્વરના;
પાહાડ નદી ને રાન, ઘોધ રંગો તરવરના[૭૦].
સમુદ્ર સરવર તીર, જનાવર બહુ જાતોના;
ધન્ય ધન્ય પ્રભુ જંન, સુખી થાયે જોતાંમાં.
બિહકણ કાયરા હોય, વળી રેહ સંતોષી તે;
પ્રવાસથી બહુ ડરે, રણે શત્રૂ શૂં જીતે ?
‘જીવ્યા કરતાં જોયું, ભલૂં’ કેહવાએ જનમાં;
જોવાની નહિ હોંસ, સુવેલો જિવતો જગમાં.
ઘણા વરસનો શ્રંમ, ઘણી બુદ્ધીનો કીધો;
ફળો ચખાયે સ્હેજ, ધરંતાં રસ્તો સીધો.
દેશાટનથી થાય, દેશમાં પુષ્કળ માયો[૭૧];
ચણો નર્મદા ક્ષેમ, નવો ને મકકમ પાયો.—૩૨૨
પુનર્વિવાહ ના થાય, ઘણૂં દુખ સ્હેછે વિધવા;
મ્હેણાંથી વીંધાય, ઘણી ઇઝરાએ[૭૨] મનમાં.
કામથકી પીડીત, ઘણી તે આતુર થાયે;
અજ્ઞાની બહુ તેથિ, સ્હેજમાં વંઠી જાયે.
કરે છિનાળાં તેહ, પ્રથમ તો છાના છપનાં;
મોટપણે ના ડરે, કામ કરવે સાહસનાં.
કરે બિજાં પણ પાપ, પેટના ગર્ભો પાડે;
બાળકહત્યા કરે, જાન પોતાના કહાડે.

---

૬૯ ભણે નહીં તો રહ્યું પણ ફરી—દેશાટન કરી ગણે—દુનિયાદારીથ વાકફ થાય તો. ૭૦ ઝાડોના. ૭૧ પુંજી; દોલત.
૭૨ સંકોચ પામી પામીને—ઓછું આણી આણીને બળ્યાં કરે.

બાળરાંડને જોઇ; દયા બહુ આવે મનમાં;
દીનહીન તે દીન, કેમરે કહાડે બળતાં!
વસ્ત્ર ઘરેણાં સર્વ, મુકી દે તે મૂંડાએ;
હાય હાય એ રીત, ઘણી બ્હરવી તે થાયે.
પુરૂષ કાઢતાં મૂછ, સુતકથી જો અકળાએ;
કરે કાં ન કલ્પાંત, બાયડી તે ખોડાવે?
અબળાનાં એ હાલ, હિંદુમાં દુઃખી બાઈ;
જીવતી મૂઈ તેહ, મઝા તો મારે ભાઈ.
પોતે બીજી વાર, પરણતા વહુ મરિજાતે;
વહુથી ના પરણાય, બિજાસું વર મરિજાતે.
પ્રજા વધે નહિં એમ, અનીતી ભારી થાયે;
દુખિયો ઘર સંસાર, કેમ દળદર ના આવે?—૩૪૨
બાળપણામાં લગ્ન, થાય છૈયાછોડીનાં;
જન્મ્યાં પેહેલાં કોઈ, કરે સાટાં વીવાનાં.
અભણ્યાં નર ને નાર, ચૌદ બારે ઘર માંડે;
ભણ્યો હોય નર ધૂળ, કમાઈ શૂં ઊકાળે?
થાય છોકરાં સ્હેજ, કૃતાર્થી[૭૩] બંને માણે;
માંદાંકાંકલાં રોગિ, બ્હેંતિયાં કદમાં હોયે.
મા જાણે પડિ પાર, બાકિ જો વંઢ્યા[૭૪] રહેતે;
કહેણી તો રહિજાત, ચારમાં નીચૂં જોતે.
એ રીતે નરનાર, બાપ મા થઇને રહે તે;
શેનાં નર ને નાર, ઢીંગલા ઢીંગલી રે તે.
ઘણે ઘેર નહિં સંપ, દિસે કહું નરનારીમાં;
જોર જુલમનાં લગ્ન, પ્રીત કેવી રેહ તેમાં?
પ્રેમ પરસ્પર લેઇ, પરણતાં હોયે બંને;
એકદિલીથી[૭૫] દેહ, ટેકમાં સમજૂ થઇને.

૭૩ સંસારમાં આવવાની મતલબ છોકરાં કાઢવાનીજ તે પાર પાડી મ માણે છે—સમજે છે. ૭૪ વાંઝણી. ૭૫ સલાહસંપથી.

જોડાંમાં ફો હોય, રોગિ ને ખોડભરેલૂં;
વિવા[૭૬] ન થાયે ફોક, એમ રહે લગ્ન સળેલૂં.
જોડાંમાંનો મરદ, છિઃ એ બોલ વગોવૂં[૭૭];
મરે ન પરણે નાર, ભુંડે વેશે હૂં જોઊં.
બાળલગ્નને બાળ, રૂપ જાયે માણસનાં;
જાયે રે મરદાઇ, પ્રીત રેહે નહિં જનમાં.
બાળલગ્નની પ્રીત, પ્રીત એને શી કહેવી?
જનાવરોની રીત, જોતને ભેગી કરવી.
એ રીતે નુકસાન, થાય છે બાળલગ્નથી;
ભણે ન સ્ત્રીનો સાથ, છૂટવૂં કયમ દળદરથી?—૩૬૬
ભણે પુરુષ નહિં જયાંહ, કેમ સ્ત્રી ભણતી દીસે;
મૂર્ખ પુરુષ ના દેય, શીખવા સ્ત્રીને રીસે.
ભણવે બગડે નાર, એમ કેહે મૂરખ તે;
મૂરખ બગડે કેમ, તેહનો ઉત્તર ના દે.
ભણ્યાવિના ના થાય, નારિયો સૂઘડ ડાહી;
મૂર્ખીને નર ચતુર, સ્હેજમાં છળતા વાહી[૭૮].
ભણેલિ હોયે માત, છોકરાં ડાહ્યાં થાયે;
સારિ સંગતે રેહ, આડિ વાટે ના જાયે.
ભણેલિ હોયે નાર, ઘણા ગ્રંથો તે વાંચે;
હોરે ઈચ્છિત જ્ઞાન, વ્હાણ ઘર તરતૂં રાખે.
ભણી ગણી જે નાર, વ્હેમનો મૂકે છર તે;
શુભા[૭૯] શૂભમાં રીત, હોય નરસી તે વરજે.
આજકાલની નાર, ભણ્યાવીનાની જે તે;
રાખી ગાંડો ભાવ, પુજે પાખંડીયોને.
ભણ્યા વિનાની નાર, સ્હેજમાં છક્કડ ખાયે;
ખોઈ બેસતી ધંન, બધી રીતે દુખિ થાયે;

---

૭૬ વાણિયાઓમાં વિવાહ ફોક થતો નથી.
૭૭ એવા નાહોવત પરણેલા છોકરાને મરદ કેહેવો—છીઃ એથી તો મરદ શબ્દ ને મારે વગોવવો પડે છે—મરદના અરથ વિષે મને હલકો વિચાર આવેછે.
૭૮ ફોસલાવીને ઠગે છે.
૭૯ લગન વગેરેના રૂડા કારજમાં અને અશુભ—મુઆંના કારજમાં.

વિઘાતો છે આંખ, પુરુષને કે કાં સ્ત્રીને;
સમજે સારાસાર, કરે કામો તે રીતે.
ઉત્તેજન દે નાર, તોજ રહે નરની પ્રૌઢી[૮૦];
સુધરે નહિં સ્ત્રીજાત, દેશ ના સુધરે કો દી.-૩૮૬
વાંસદોરિની રીત, રીત શબ લઈજાવાની;
બજો જંગલી રીત, રીત ટાંગા[૮૧] ટોળીની.
દોડદોડની રીત, રીત ઓઓની કૂડી;
ડાઘુવેશની રીત, રીત સૂતકની ભૂંડી.
ધિક્ક સ્ત્રીયની રીત, રીત છાતી કૂટયાની;
ધિક્ક રાજિયા રીત, રીત મ્હોડૂં વાળ્યાની.
ધિક્ક કાણુની રીત, રીત ખાણાં પાળ્યાની;
ધિક્ક ચૂડિની રીત, રીત ખૂણા પાળ્યાની.-૩૯૪
કેટલીક છે રીત, શુભાશુભ કારજમાં જે;
શરમ આણતી ન્હેસ, ઘણી દુખ દેતી છે તે.
જ્ઞાતવરાની રીત, ખરેખર જુલમી કર છે;
મરે બચારા રંક, કાડતાં નાણૂં કરજે.
જનમૂત્યુનૂં એક, બિજૂં દુખ નાણાંકેરૂં;
તેમાં વળિ કરદેઈ, કરજનો ઝિલવો મેરૂ.
વરઘોડાના ઠાઠ, ઠાઠ સાજન મળવાના;
નાચ રંગના ઠાઠ, વૃથા આતસબાજીના.
ઘુમટાની મરજાદ, જનાનાની પણ તોએ;
સ્ત્રી સહુ બેમરજાદ, ફટાણાં ગાતી હોયે.
નહિં સ્ત્રિયોનૂં માન, હિંદુના ઘરમાં ઝાઝૂં;
મિત્ર ગણે છે કોક, ઘણા કહે મારો પાટૂ.
(તેમ સ્ત્રી) ખાઈ ખવાડી સુએ, સ્હેજ ઘર કામ કરે તે;
લડે રડે ને પડે, ભૂંડણો જેવી રહે તે.
જુલમગાર બહુ રીત, પરસ્પર પણિયત હકમાં;
ગ્રંથ વધી બહુ જાય, વાત કરતાં વીગતમાં.-૪૧૦

૮૦ પુરુષના વિચારને સ્ત્રી સંમત્ત થાય તોજ પુરુષનો-ઘરનો ભાર ખોજ રેહે.
૮૧ કેટલાક, એકજવાંસપર લબડતું લઇ જાય છે (મુડદું.)

## વેહેમ[૮૨] સંબંધી પડતી.

રહી જાય જો જીવ, મરે તેનો કોઇમાં;
ભૂતયોનિ[૮૩] તે લેય, એમ કહે છે લોકોમાં.
મરે એમ જો વિપ્ર, બ્રહ્મરાક્ષસ તે થાયે;
ઘણી જાતનાં ભૂત, ઘણાં તો ચૂસીખાયે.
મરે મલીનતામાંહિ, પિશાચાદિકમાં જાયે;
અસત વસ્તુ તે સ્હેજ, મૂર્ખમાં સાચ મનાયે.
સુવાવડી મરનાર, વળી જે અડકાએલી;
ચુડેલ તે વિકરાળ, ડાકિણી જે મઉ[૮૪] ઘેલી.
ઘણા ઘણા આજાર, વાયુના થાયે તેને;
ભૂત ભૂત કહે લોક, ગુણી બોલાવે જેને.
સાહિ ચોટલો ખૂબ, ઉપરથી મારો મારે;
કરી ગુગળનો ધૂપ, આંખમાં અંજન આંજે.
કરાવિં ચંડીપાઠ, મોટિ બાધા[૮૫] લેવાડે;
ઘણૂં કરીને ભૂત, નારિયોને સપડાવે.
ભ્રમણ ભ્રાંતિ તે ભૂત, ભુવાઓ ભૂતો કહાડે;
ફિતુર ફેલ કરનાર, નાર ઝટ ધુણવામાંડે.
કરે મસાણે વાસ, રહે કાળીની પાસે;
અંધારામાં ભૂત, પીપળા વડની માંહે.
કરે ન કો પીશાબ, કહ્યાં તે તે ઠેકાણે;
વળી આમલી ઝાડ, લીમડા બાવળ નીચે.
ઘણા ઘણા આકાર, ભૂતને ભૂંડાં કલ્પ્યાં;
બિહામણાં વિકરાળ, ચાલમાં જે નહિં સખણાં.
પિતૃસમંધી દોષ, ભોળિયા બળિ દઈ કહાડે;
નિકળે ઘરમાં સાપ, શાક દે વિપ્ર જમાડે.

---

૮૨ નઠારી રૂઢી તે વેહેમ—જેટલો બગાડો તેટલો વેહેમ—સુધારાનું ઉલટું તે વેહેમ. પણ આ ઠેકાણે વિશેષ અર્થ લેવો.—ભૂત જાદુ જોતિશ વગેરેના વેહેમ.
૮૩ ભૂતની જાત; ભૂતની જાતમાં અવતાર.
૮૪ જે ઘેલી ને મઉડી હોય તે ડાકણ થાય.
૮૫ (નારાયણબલી, ત્રિપંડી વગેરે કરવાની.)